# તાલેવંતની નેડમાં.

અથવા

## "ક્યા અમીરી-ક્યા ફકીરી"

[ એક પારસી સંસારી વાર્તા ]

લખનાર—દાદી એ. તારાપોરવાલા.

પ્રગટ કરનાર, મી૦ દીનશા એ. કરકરયા તે "ઢાગ-સોગ" ચોપાન્યાના માલેક અને અધિપતી, ઢાગ-સોગ વાર્તા માળા નબર વન, ટુ, અને થ્રી, વીસ લાખનો વારસો, લફંગો લવજી, સમરકંદનો શાહજાદો, ઔરત, જીવપર જોરાવરી, ભાઈ કે કસાઈ, ઘડી ચપકો, પીકચર સાચની પાક ઔરદેહ અવસ્તા, મુશકીલ આશાન, હકદારનો હક, બાજઘરણાના અવસ્તા, એક પથ્થરના પ્રતાપ, મુતીની આંખનો હીરો, દુન્યા કે દોજખ, ગંધાતો ગુલાબ, શીરીનની કહાણી, સફેદ ઠગ, બેદીલ કે બેવફા, મા-સગી કે સાવકી, મનોરમા, શેર સોદા યાને શેરબજાર, મુફ્ત નવાલો અને સેહતાનનો હવાલો, ગુલવાડીનું ગુલાબ, નખરાબાજ નસીબ, આઈતાપર કોઈલુ, બોસ્તાનનું બુલબુલ, ઐમાન સંગ્રહ, ગુનીસ્તાનનું ગુન નફખોદાબાદ, કુમી કલાટ, રંગ ભુમીપર રખડ વીગેરેના પ્રગટ કર્તા




આ વાર્તાની ચોપડી મી૦ ગમનલાલ મગનલાલ પંડ્યાએ માણેક પ્રીન્ટીંગ પ્રેસમાં ૨૬૭, આટરોડ છાપી છે અને મી૦ દીનશા એ. કરકરયાએ ઉપલેજ ઠેકાણેથી પ્રગટ કરી છે.

૧૯૨૪

# છેલ્લી સલામ!



આજે વાચનારને છેલ્લી સલામ કરૂ છુ કેમકે ભવીષ્યમા મારો મેલાપ હવે પછી તમારી સાથે થાય કે ન થાય તે હુ પોતે પણ જાણુતો નથી સાહીત્યની સેવા બજાવવામા મેં માહરૂ બનતુ કર્યું છે અને કરતે-પણ કમસજોગે માહરી નાદરૂસ્ત તબીયતને લીધે મને મારા વતન નવસારી જઈ રેહવાની દીલગીરીભરી ફરજ પડે છે અને હુ જાઉ તે આગમજ માહરા વ્હાલા વાચનારાઓ કે જેઓએ મને જોઇએ તે કરતાબી વધારે આસરો આપી ને માહરા રૂડા કામને જે જે મદદો આપેલી છે તે માટે ખરા જીગરથી તેઓનો ખાસ આભાર માનવાની રજા લઉં છુ

વળી માહરા સાહીત્યના કામોમા શેઠ જાગીરજી મરઝબાન, પીજામ બીરાદર, મરહુમ કવિ દાદી તારાપોરવાલા, શેઠ બહમનજી ન કાબરાજી, મરહુમ ભાઇ દીનશા ભાગલ્યા અને બીજા લેખક બીરાદરોનો મને કાઈ જેવો તેવો ટેકો ન હતો, જો એ ભાઇઓની

મદદો વખતસર મલી ન હતે તો હુ કાંઇજ કરી શકતે નહીં

ઘણી મોટી અને ધરખમ મદદ માહરા મુરબ્બી સમાન ગણાતા શેઠ ઝવેરભાઇ મણીભાઈ પડયા કે જેવન ત્રીપાઠી કંપનીના ભાગીદાર છે તેવણુનો ઉપકાર તો કદી ભુલાશે નહી કારણ કે એક પીતા ન કરી શકે તેવી મદદો મને માહરા ૩૯ પુસ્તકોમા વારવાર કરી મને જે રીતની કીમતી મદદો આપી છે તેના હેશાનમા માહરા જેવો ગરીબ માનસ બીજુ તો શુ કરી શકે પણ જ્યા કાંઇ તક મલશે ત્યા એવનની સ્તુતી કરતો રેહવશ અને જ્યા હોવશ ત્યાથી સારા આષીશ આપતો રહીશ બીજા બુકસેલર સાહેબો, ભાઇ સાહેબો જાગીર બી કરાણીના છોકરા માણેકશાહનો અને એલ એમ ઠકકરનો આભારબી ભુલી શકાય તેવો નથી

મારા મરહુમ મીત્ર કવિ દાદી તારાપોરવાલાની આ વાર્તા પ્રખ્યાત "જામે જમશેદ" મા કકડે કકડે છપાઈ હતી અને બહુજ હોશથી વંચાઇ હતી જેને આજે ૧૦ વર્ષનો જમાનો થયો છે એટલે તે નવીજ તરીકે વંચાશે અને વખણાશે તો હું માહરી કીધેલી મેહનત સફ્ર થયલી સમજશ.

માહુશ નેક અને અશો ધણીઆની જેવન ગઇ તા૦ ૩ જી જાનેવારી ૧૯૨૪ ના રોજ આસ્તાદ યજદ માહ તેશતર તીર યજદ યજદેજર્દી સને ૧૨૯૪ નાં પવીત્ર દીવસે બેહસ્ત મુકામ સીધાર્યા છે તેવનને આ ચોપડી અર્પણ કરતા એટલીજ ખુદા પાસે આજુજી કરી દુવા માગુ છુ કે જરથોસ્તી ધર્મમા જે ઉંચામા ઉંચુ બેહસ્ત "ગરોથમાન" જણાયલુ છે તેમાં એવણુને જગ્યા આપે

દીનશા એ. કરકરયા.



# અર્પણ.

માહરાં નેક અને પાકજાદ ધણીઆની

બાઇ બીખાઇજી દીનશા કરકરયા

કે જેવન

૩૯ વરષની ભર જવાન વયે રોજ ૨૬ મો આસ્તાદ

યજદ, માહ ૪ થો તેશતર તીર યજદ, શેહનશાહી સને

૧૨૯૪ યજદેજરદી, તા૦ ૩ જી જાનેવારી ૧૯૨૪ ના

દીવસે બેહસ્ત મુકામ સીધાર્યા છે, તેવનની ગમખ્વાર

યાદમા આ પુસ્તક મોટા માન હેશાન અને લાગણીઓ

સાથે અર્પણ કરવાની રજા લઉ છું

દીનશા એમ૦ કરકરયા.

# અનુક્રમણીકા,

# તાલેવંતની તેહમી

અથવા

# "ક્યા અમીરી-ક્યા ફકીરી!"



## [એક પારસી સંસારી વાર્તા.]



## પ્રકરણ ૧ લુ.



### વેચાયલો વર.

" પાણીના પરપોટા જેવી,
છે આ તારી કાયારે,
એ કાયાની માયામાં ડઇ
ડાહયાઓ રગડાયારે ! "

[દાદી]

" ઓ ! એ કોણ, મકનો કે ? "

" અઉવે ! "

" તે જ્વારના પોરમાં કાંહથી આવેલો જે ? "

"વરી કાહથી આવે, ગામથી! ઉ તો કાલે છાજની ફાછ તરેણમા આવેલો, પણ રાત થીએલી તે ઇછતેછણપરજ સુઇ રીએલો!"

"બઉ હારૂ, ભાય, આવેલો તો ભલે આવેલો, પણ આપણો છેટ થનો તારા પર બઉ રીહે ભરાયલો સે જો!"

"મે છેટનુ હુ બગાયરૂ, કીકલી બેન?"

"એ અવે બગાયરૂ ને હમાયરૂ! તુ પદર દાડાની રજા લઇને ગીએલો ને છ-હાત મઇને આઇવો, તેનારે છેટ રીહ ની કરે તો હુ કરે?"

"વરી રીછ ને રાછ હાની? ઉ છ-હાત મઇને આઇવો તો છેટ મને છ-હાત મઇનાનો પગાર થોડો આલવાના સે? વારૂ, તે તો રીયુ-જે થવાનુ ઓહે તે થહે, પણ કીકલી બેન, આપણો છેટ નવી છેટાણી પયણી લાવેલો કીયે તે કેવીક છે?"

અહીં "કીકલી બેન"ના નાકનુ ટીચકુ ખાસુ એક ઇચ ઉપર ચઢી ગયુ!

"આપણી જુની છેટાણીને જેવીજ હારી ને હભરાઇ મે કે, હે?"

"મકના ભાય, એ વાત તુ મને મો પુસ! પરમેછરે તુનેઓ ડોરા આપેલા સે તે તુ તારી નજરે જોઇનેજ પર ખછા કરજેની!"

"ની ની, મારા છમ, જરા કેહતો ખરી?"

"ઓહો! છાએબજી-છાએબજી, મકન ભાય, આઇવ

કે ?" પેલી "ફીકલી બેન" કાંઇ જવાબ આપે તેટલાં ફીકલીનો ફીકયો જાગી ઉઠી પોતાની આખ ચોળતો પુછવા પડયો "લેની, તારા છવાલનો જવાબ મારી ધરવાળી ની આપે તો ઉ આપુ! આપણી નવી છેટાણી તો એવી સે–એવી ભલી મે, કે જોતાવાર તુને આખો ને આખો કરડી ખાછે!"

"એ બાપરે! છેટ કોઇના ફંદામાં ફસછો કે કેમ ?"

"અરે ફસછા જેવો ફસછો ?–હજર ફસી ગયલો!" અહી "ફીકલી બેન" વચે પુરાયા "અરે મકના ભાય, છુ વાત કેઉ, આપણી નાની છેટાણી તેહમીબાય રડે તો રડે કે તેનો ઇછાબ ની!"

"અરે પરમેછર! તારે તો ઠાર માઇરા! આપણો છેટ કેવો ગરીબ ખવાછનો ને તીને એવી કફેરી છેટાણી કાહથી મળેલી!" મકનાએ બળાપો કાધો

ઉપલી વાત ચીત, એક બામદાદે, "મેહેર મીનાર" નાં બાદશાહી મેહલની પાછળ આવેલા ઘોડાના તબેલામાં ઘોડાવાળાઓ વચે થતી હતી મેહેલમા શુ મામલો હતો તેનુ એક ઝાખુ ચીત્ર તે ઉપરથી નજર પડતુ હતુ

* * *

તમે કોઇ દહાડે એક છેડાયલી વાધણને દીઠી છે ? બસ તેજ–તેજ આબાદ હાલ–તેજ અવતાર તાલેવતની તેહમીની મતરાઇ માતા મેહેરબાઇનો હતો!

"અહીં આવો, ફરદુનજી, મારે તમારી સાથ કંઇ વાત કરવીછ બેસો આએ સામેની ખુરસીપર!"

"વળી કંઇ નવું રોખરૂ જગાડવું છ કે, મેહેરા? બોલ ની, શું કહેછ—મને કામ છે!"

"ઓ કોઇ જોવરે! મોટું કામનું કાહણીયું પડયા તે એવણુને કામ છે! અહીં બઇરી થતી બોલેછ તે તો જાણે એવણુ આગળ કુતરૂ લવેછ!"

"વળી તું નકામી મારી સાથ ચીથરા ફાડેછ, મેહેરા?"

"હું ચીથરા ફાડું છ?–હું તમારી સાથ ચીથરા ફાડું છ? એ તમો બકોછ શું તેનું કંઇ ભાન છે કે ફરદુનજી?"

"પણ મે તુને શું કહયું જે? આજે તુજ તો કંઇ લબતરા લેતી આવીછ!"

"મારા શાહેબ, ગધેડા છેઓ! એકદમ ચુપ થાઓ! તમારી તાકાદ નહી કે તમે મારી સામે એક સખુનબી કહાડી સકો! બાનુઓનો દરજજો તમે કંઇ સમજોછ કે? હું પુછવા માગું છ કે તમે આંએ ખુરસીપર બેસોછ કે નથી બેસ્તા?"

"અરે બાપુ, લેની આંએ બેઠો—હવે કહાડની પંચાત!"

વગર શકે તે એક વેચાયલો વર હતો!

અફસોસ! જે ધણી પોતાની કોમમાં મોટો દરજજો અને માન ધરાવતો હતો, તેની અંદરખાનેની હાલત આ મીસાલ હતી! આજે કેટલા માતબરો છાતી ઠોકીને કહી શકશે કે તેઓ જેટલા બાહેરથી સુખી છે તેટલાજ પોતાનાં ઘરમાં પણ સુખી છે?

"ત્યારે પહેલાંથીજ મારા કહ્યા બરાબર બેસી જતે તો એટલું સાભળવું પડતે?"

"અરે હવે ટુકુ કરની! નહી તો હવે હુ કાઇ રોજ નથી સાંભળનો!"

"વળી પાછો સામો જવાબ આપ્યો? ફરદુનજી તમે માણુસ છેવો કે ઢોર છેવો? હુ તમોને સાફ કેહુ છ કે મારા પડયા બોલને માન આપશો તો હુ તમારી ઉપર મારો જીવ-પ્રાણ કહાડી આપશ અને નહી તો—"

"મારો જીવ લેશે એમજ કેની?"

"મારા ખોદાય!—આએ કઇ પારસી છે? આટલુ આટલુ ભેજામા ઠસાવી ઠસાવીને કેહુ છ, પણ એના ધ્યાનમા ઉતરતુ નહી! ઠીક છે, એનોબી મારા હાથમા અચ્છો ઇલાજ છે તે તો હવે વખત આવવે વાત! આજની વાત આજે કીધેલી સારી!"

"તેજ સાભળવા હુ અહીં બેઠોછ તો! ચાલ, બોલી દે મેહેરા, તુ શુ કહેવા માગેછ?"

"મારે આજે તમોને વધારે કઇ કહેવુ નથી" તે કલાટ સ્ત્રી હવે ઉખડી (બીચારી કાઇજ બોલતી નથી! નરમ ઘી જેવીજ વાત બોલેછ!) "સાભળો, ફરદુનજી, હુ તમોને એમ કહેવા માગુછ કે તમે હમણા હમણા તમારી દુકતી થતીને ઘણો લાહરો આપોછ તે મને બીલકુલ ગમતુ નથી જો! સાભળોછ કે?"

"હા, સાભળુ છ, બોલોની બાઇ સાહેબ, બીજુ કઇ?"

"વળી તમે મારા ટચકા કીધા?"

"ઓ નહીંરે મેહેરા ડીયર, હુ તારા ટચકરા કરૂ એમ કોઇ દહાડે બનેમી?"

"ત્યારે 'બાઇ શાહેબ' કાંય બોલ્યા? હે? કેમ, કંઇ માથામાં કીડો ચવડી આયોછ કે શું? જુઓની ફરદુનજી, હું તમોને સાફ સાફ ખુલ્લે ખુલ્લું કેહું જ કે આએ મેહલની હું રાજ કરતી રાણી છેઉ—હું આએ મકાનના માલેકની પરણેલી પરણેતર છેઉ—હું કંઇ તેની રાખેલી રાખ નથી"

"અરે નહીંરે, રાખ ને મટોડીનો અહીં સવાલજ શું છે, મેહેરા? તું કાય નકામું તારૂં લોહી પાણી બાળેછ જે? બેશક તું મારા મેહેલની રાજ કરતી રાણી છે, પણ—"

"પણ શું?"

"અરે જવાદેની બા, મારે પણ–મન કંઇ કેરવું નથી એ તો જરા મારેથી બોલાઇ ગયું"

"તમારી જબાને જરા કાબુમા રાખો—કાબુમા! સમજ્યા? નહી તો એનું પરીણામ કંઇ સારૂં આવવાનું નથી તે તમુને હું સાફ કેહુંછ મારે આજે તમોને વધારે કંઇ કહેવું નથી બસ એટલુંજ કે તમે તમારી દુકતી સાથ મારી રજા વગર વાતચીત કરવી નહી!"

"કાંય, એમ કાંય?—મારાં પેટના પ્યારાં બચ્ચા સાથ હું વાત નહીં કરૂં તો પછી કોણુ સાથ કરૂં?"

"મારી સાથ! હું છેઉ કેની? હું તો નથી મરી ગઇ?"

"પણ એમ કરવાનો કંઇ સબબ?"

"બસ, મારી મરજી! સબબ શાનો પુછોછ? તમુને કંઇ જરા-તરા બોલવું હોય તે મારી હાજરીમાજ બોલવું. મારી પીઠ પાછળ તેની સાથ તમે વાતચીત કરવી નહી. તેમજ, સાંભળોછ કે? મારે આજે તમોને વધારે કંઇ કહેવું નથી,

પણુ વાત નીકળીછ ત્યારે એટલુ કહી લેઉછ કે આજ ફરીથી એ દુકતીને આપણી સાથ સાજે ગાડીમા બહાર ફરવા લઇ જવાનુ હુ બધ કરવા માગુછ—એને ગમે તો એ જુદી ગાડીમા જાય ! "

"ઓ નહીં ! મેહરા ડીયર, એમ કેમ બનશે ? મારી ગાય જેવી ગરીબ દીકરીએ તારો શુ ગુનાહ કીધોછ કે તેની તરફ તુ એટલી સખત થવા ઇચ્છેછ ? "

"શુ ગુનાહ કીધોછ? અરે એ દુકતી મારા કેવા મુગા બીના સેરવેછ તે તમે જાણોછ કે ? બસ, મારે આજે તમોને વધારે કઇ કહેવુ નથી હુ એજ કહેવા માગુછ કે એ દુકતી થતીપર તમે જરાબી ધરાપરા બતાવ્યાછ કે તેની સાથ તમે જરાબી હસ્યાછ–બોલ્યાછ તો તમારી વાત તમે જાણજો ! બસ, મને જે ચીજ પસદ નહી હોય તે હુ તમોને કરવા દેવાની નથી ! "

"લોકો શુ બોલશે તેનો તો કઇ વીચાર કર મેહેરાં?" તે વેચાયલો વર કગલીને બોલ્યો

"લોક જાહનમમા જાય ! તેની આપણને શી દરકાર છે !"

"આપણે એક ગાડીમા ફરશુ ને એ જુદી ગાડીમા જાય એ તુને ને મને શોભશે કે ? "

"સઉ શોભશે ! "

"આપણુ જુવાન–જવાન બચ્ચુ–એને આપણે એમ ધીખુટુ નહી નાખવુ જોઇયે, મારી મેહેરા ! "

"એ દુકતી થતી હવે કઇ બાવાજીની બુચી નથી કે એને આપણે સાથેની સાથે ફેરવવી જોઇયે !"

"સાવકી માય આવી તેથી સગી દીકરી બાપથી વીખુટી પડી એમ લોકો તારાં ને મારાં ચામડાં નહી ટુપશે?"

"ટુપે તો ટુપવા દેવો—મુવા નીંદાખોર લોક તો પરવારતાં છે!"

"અરે મારૂ એક પુરૂ ગોલાબ જેવુ પ્યારૂ બચ્ચુ—તેને હુ મારી નજર આગળથી કેમ છુટટુ પાડુ? નહી, મેહેરાં નહી! તુ મને બધી ફરજ પાડજે, પણ મારી તેહમી દીકરી સાથના મારા એક બાપ તરીકેના સારા સબંધમાં ખુદાને ખાતર ખલલ પાડતી ના!"

"અરે મુઇરે એ દીકરીની થતી! જોજો હ ફરદુનજી, તમે મારી સાથ એને લીધે બેહિંસ ના કરતા હો? મારે આજે તમોને વધારે કઇ કહેવુ નથી—(બીચારી કઇજ બોલતી નથી!)—પણ હુ એટલુજ કહેવા ઇચ્છુછ કે એ દુકતી સાથનો મારો ને તમારો વહેવાર હુ સદનતર બધ કરવા માગુછ!"

"કાંય એમ કરવાનુ કઇ કારણ?—કઇ સબબ?"

"તમારા માથામાં ભેજુ છે કે ભુસુ? અરે, મરેરે! આએ પારસીને હુ ત્યારથી કહી ચુકીછ કે એ દુકતી થતી મારાં મુગા સીના સેરવેછ, તોબી પુછી, પુછી ને હજુર કારણ પુછોછ! હવે કાંહ જઇને મરૂ? એ તો હુ સજાતનુ ફરજદ છેઉ, તેથી આટલો વખત મે લઇ ચનાવયુ—પણ હવે તો બા મારેથી નહી ખમાય જો?"

"નહી ખમાતુ તો ચુહલામાં જઇને પડ!" તે હીચકારો ભરથાર પોતાના મન સાથ કચકચયો અને પછી મોટે સાદે

બોલ્યો "મારી દીકરીએ તારા શું સીના સેરવ્યાં, મેહરાં?" તેણે બીહના બીહનાં જરાક હીંમત પકડી પુછ્યું. "મે તો કોઈબી દહાડે તેવો નાપસંદ દેખાવ કરની મારી દીકરીને જોઇ નથી!"

"જોયું? બાપ થતાને દીકરીજીનું કેવું ચચરી આવયું? કંઇ બઇરીનું થોડું લાગું?"

"કાય નહી લાગે? બઇરીની વાત હોય તયારે બઇરીનુંબી લાગે!" ભોગના મારેલા તે ભરથારે ટાહુકો પુરયો.

"મુવો તું બઇરીની કદરનો કરતો! એકદમ ચુપ થા, માયલા!" તે સન્નતનું ફેરજંદ અહીં ઝટ જાતપર આવી ગયું! "મે આજ સુધી કોઇ દહાડે તું ને તું—નાથી કહયું નથી—અગાઉ કદાચ બે પાંચ વખત ગુસ્સામાં બોલાયું હોય તો ખોદા જાણે!—પણ આજે તો હું હવે તારી છતરી-પતરી ધોઇ નાખું છ—તું જો તો ખરો! ફેરદુનજી—ફેરદુનજી, હવે તો હદ થઇ જો! હું બઇરી જેવી બઇરીને તમે જુઠઠી માનોછ, ને એ રાન નાપાક દુકતીને પુરતી આપોછ?"

"પણ મેં તેના મોહડાંપર થોડું કહયું ચ કે તેને પુરતી મલે? જા બા, મેહેરા, તું આજે મારી સાથ એમ શું ચીથડાં ફાડેછ જો? ચાલ બાપુ, મારેથી કંઇ ભુલમાં બોલાયું હોય તો બેઉ હાથ જોડીને માફ માગું છ!" તે વેચાયલા વરે અકલ ખરચી!

"મારા સાહેબ, તમે હજામ છેઓ!" તે ચીચવાયલી સ્ત્રી ધણીએ માફ માંગવાથી પોતાની ચઢતી થયલી જોઇ વધુ ત્રાસ બેસાડવા સારૂ ઝનુનથી બોલી "હવે માફ માંગતાં તમોને

શરમ નથી આવતી? એક ચીબાવલી દુકતીને લીધે હુ પરણી પરણેતરને એમ હલાક કરો છે, પણ એનો જવામ તમોને ખુદા પુછશે!

"હા—જે હલાક કરશે તેને જરૂર પુછશે, મેહેરા, તુ કેવો કીમતી સખુન બોલીછ?—પણ હવે એ વાત જવા દેની, બાપુ? તુ કાંય મને હેરાન કરી મારેછ? તુ જેમ કેહશે તેમ હુ ચાલસ, પણ ખોદા ખાતર આએ હાવરકુટો દાટી નાખ!"

"ત્યારે હવે તમારી સુધી ઉઘડી ખરી કે?" તે કલાટ઼ ઓી પોતાની ફતેહ થવાથી સેહેજ નરમ થઇ, મનમા મલ-કાઇને પુછવા પડી "ફરદુનજી શેઠ! હવે તમોને અકલ આવી કે? પેહેલાથીજ મારા કહયાને તાબે થયા હતે તો એટલુ બધુ સાંભળવુ પડતે? જરાએ ઉપરથી શીખતા જાવો ને મારી સાથે જયારેબી કઇ બોલો-બકો ત્યારે સુઘલો ઠેકાણે રાખીને વરતજો હુ અસીલ માયની અશરાફ દીકરી છેઉ તેથીજ તમે બેઉ બાપ દીકરીના મુર્ગા બેણુ વરસ દહાડો થયો પરણી આવી તયારથી ખમુ છ પણ મુઇ ખમવાનીબી કાંઇ હદ હોય કે નહી હોય?"

અહીં તે "રાજ કરતી રાણી" જરા થોભી–તેનો ધણી કાંઇ બોલે છે કે નહી તે જોવા સારૂ ખાસ થોભી–પણ ફરદુનજી બદા તો નીચી મુદીએ એવા ચુપચાપ બેઠા હતા કે તે કમનસીબ દયાજનક હાલત દયાનુ એક હદયભેદક ચીત્ર રજુ કરતી હતી!

ઓ ખુદા! બધુ આપજે પણ કલાંટ બાયડી નાં આપતો! પઇસા, ટકા વાડી, ગાડી, બાગ-બગીચા,

૧૧૮૧૨



કે મેહેલ જેવાં મકાનનું સુખ હોય, પણ જ્યાં એક કમજાત-કલાંટ મોહુરદારનુ નેહેસ્ત પગલુ હોય, ત્યાં તે સુખ એક કોડીને કામનુ નથી ચટણી ને રોટલી ખાનારો એક ગરીબ મજુર એવા "સુખી મતાબરો" (!) કરતાં વધુ સુખી હોય છે.

"કેમ, હવે મમાઇ-મપાઇની જીભ એકદમજ કેમ રૂધાઇ ગઇ? ફરદુનજી બોહોની, ચુપાચુપ શાંના બેઠાછ?" તે નાપાકે પાછી નવેસરથી છેડતી શોધી

"હુ બોલુછ તો કેહેજે બોલેછ-હુ નથી બોલતો તો કેહજે ચુપચાપ શાના બેઠાછ?-એ કાંઇ નાધલો જુલમ છે?"

"એને તમે જુલમ કેહવોછ? અરે ફરદુનજી, પરણેલી જીદગીનાં જુલમો કેવા હોયછ તેની તમારી બલારતનેબી ખબર છે કે? અરે દાદાર હોરમજદનાં શુક્રાના કરો કે કોઇ કમજાત-કમઅસીલના બસમાં તમે નથી પડયા! સમજ્યા?"

"શુક્રાના-શુક્રાના! હુ સાંભળીને ઘણો ખુશી છેઉ" તે અભાગ્યા ભરથારે બઇરીની બીહીકથી બીજુ કાંઇ આડુ તેડુ નહી બોલતાં ધણીયાણીએ આપેલી "વધાઇ"પર ખુદાના શુક્રાના કીધા!

"એમ બોલીને તમે મારા ટચકા તો નથી કરતા, ફરદુનજી?"

"અરે તોબાહ-તોબાહ! મારે સારૂ તુ કેવો ખરાબ ખ્યાલ લઇ જાયછ, મારી મેહેરાં? હુ તારા ટચકાને ટકોર કરૂ?"

"ત્યારે તમે માનોછ કે તમારી બયરીના બાબમા તમે સુખી છો?"

"તો નહીં કે? એક છોડીને લાખ વખત સુખી! મને તારાં રાજમા શુ દુખ છે?

"કદાચ મારાં એવા તીખ્ખાં-તમતમતાં બોલવાનાથી તમે પોતાને દુખીબી સમજતા હો?" તે છાવકી સ્ત્રી પોતાના ધણીનુ મત ખરૂજ હોય એમ મનમાં માની લેતા તેને સીફતથી પોતા તરફ ખેચવા લાગી. મારા એવા ઉતાપી સ્વભાવથી તમે પોતાને એક દુખી માણુસબી ગણાતા હો?"

"ઓ નહી ડીયર!-એક તસુબી નહીં? હુ કયા દુખી છેઉ કે પોતાને દુખી સમજુ? શુ હુ તુંને દુખી જેવો લાગુછ? નહીરે નહીં! હુ દુખી નથી તારી માય-મમાઇના સમ, હુ દુખી છેઉ જ નહીં!"

"મારી માય-મમાઇનાં સમ?-એટલે?-એ તમે શુ બોલ્યા?-અરે એ તમે હવડાં સુધી શુ બકયા?-મારી માય-મમાઇ શુ એટલી બધી સસતી આની છે કે તમે કસમ લીધા? તમારી માય-મમાઇ શુ નહી હતી કે? કાય, તેના કસમ કાય નહીં ખાધા? મારી માય-મમાઇનુ નામ લેનાર તમે કોણુ? મારી માય-મમાઇનુ નામ લેવાની તમોને સતા શુ? મારા સાહેબ તમે ગધેડા તો નથી કે આએ રીતે પારકા બઇરાઓને નામે સોગદ ખાવોછ? ફરદુનજી! મારે આજે તમોને વધારે કઇ કહેવુ નથી-સાભળોછ કે?-મારે આજે તમોને વધારે કઈજ કહેવુ નથી-પણુ આજે મારી માય-મમાઇનુ જેમ નામ દીધુછ તેમ ફરીથી તમે દીધુ તો યાદ રાખજો કે-"

"માફ કર–માફ કર ! મેહેરા, મને માફ કર!–આએ ચામડાંની જીભ જરા–"

"બસ–બસ– ! બંધ કરો તમારી લતરાજી!" તે કલાંટ સ્ત્રી છછણી પડી એક તરફ તમે કહેવોછ કે હુ કંઇ બોલતો નથી, ને બીજી તરફ એવુ બોલોછ કે તળાયેથી તાળવે પુરેછ! હવે ભુકી મરોની કે ખરૂ દુખી કોણ કરેછ? તમે કે હુ?"

"હુ–હુ! તુને દુખી હુ કરૂછ મેહેરા! હવે ચાલ, ખુદા ખાતર એ પચાતપર ઢાકણુ વાલ! તુ મને દુખી કરતીજ નથી. હુજ ભુંડો છઉ કે ઉલટી તુને દુખી કરૂછ! માફ કર!–મેહરા–માફ કર! ચાલ હવે કંઇ બીજી વાત કર!"

"અરે વાહરે વાહ! 'ચાલ હવે કંઇ બીજી વાત કર?' તે કાય જે? જે વાતનો હજી છેડો નથી આયો તે છોડી ને બીજી વાત કાય કરૂ? પેલી દુકનીની વાત પર ઢાકણુ વાલવા કે? નહી બનસે–તેમ કદી નહીં બનશે ચાલો હવે એકુ બે બોલ હુ કંઇ નરમ–ગરમ નજીવા જેવા તમોને બોલી હોઉ તે મનમાથી કહાડી મને વચન આપો કે આજ ફરીથી તમે તમારી દીકરી સાથ—મારી રજા વગર—એક બોલ મી બોલશો નહી"

તે અભાગ્યો ખાવીંદ એક બોલ બોલ્યો નહી!

"કેમ કંઇ પાછી ઝાડો–પીછી કરાવવીછ કે કેમ? બોલી દેવો–તેમ હોય તો બંદી તૈયાર છે!"

ઓ કલાટ સ્ત્રીઓ! તમો કેટલી આઘળી હદ સુધી આગળ વધો છો? ખુદાને બાર તમારા પાપનો જવાબ કેમ આપશો?

"પણ એમા વચન શાનુ માગોછ જો, મેહેરા ?" એક બકરૂ કોઇ છેડાયલા વાઘની દયા ઇચ્છતુ હોય તેવા દયામણા દેખાવે તે કમનસીબ ભરથારે ઘણાજ ધીમા સાદે કહયુ.

"વચન કાંય નહી ?—વચન તો પહેલાં જોઇશે હુ આજે વચન લીધા વગર અહીંથી ઉઠવાનીજ નથી !"

"અરે પણ ફરવા જવાનો વખત કયારનો થઇ ગયોછ તેનુ કઇ ભાન છે ?" તે બાપડાએ પીડા પતાવવા ઇચ્છી

"એક દહાડો ફરવા નહી જાઇશુ પેલી રાન તમારી નાપાક દુકતી થતી તો રોજના મામુલ મુજબ ત્રીમત્રાક થઇ રહીને આયા કયારે બોલાવવા આવેછ તેની વાટ જોઇ મરેછ કે ?—સુજમા રહેજો સુજમા ! બાપનો ને દીકરીનો સુધલો ઘડીકમાં કેમ ઠેકાણે લાવવો તે અહીં મેહેરબાઇના નખમાં છે ! કેમ, ફરદુનજી, હવે શુ કહેવુ છ ?—મને વચન આપવુ છ કે નહી ?"

ગરીબ બીચારા ફરદુનજી ! તેવણ શુ બોલે ? એક કલાટ સ્રીના કબસમાં આવી પડેલો એકવારનો તે સુખી શેઠયો "બીજુ ઘેર" કરીને ગોયા દુખના દરીયાવમાં પડયો હતો ! તેનો આગલો અમીરી દોર દમામ આજે તમામ ઝાખો પડી ગયો હતો !

"બોલો–તમોને હુ વ્હાલી છેઉ કે તમારી દીકરી ?" જયારે ફરદુનજીબાએ વચન આપવાના વામાટામા બતાવવા માડયાં, ત્યારે તે જાલમજોર સ્રીએ એક બીજી સીફતથી તેવણને છટકામા લેવાની કોશેશ કીધી "તમોને મારી ઉપર હેત આવેછ કે તમારી દીકરીપર ?"

" એઉપર !"

"એટલે ?—એમ કેમ બને ? એમાથી જે તે એકનુ નામ દેવો !"

"એઉપર !—બૈરીની રીતનુ બૈરીપર, ને દીકરીની રીતનુ દીકરીપર !" તે ઠાવકા ગ્રહસ્થે મજબુતાઇથી જવાબ આપ્યો

"પણ એમા વધુ કોણપર ?"

"તે મારેથી કહી શકાય નહીં'

"નહીં કેમ કહેવાય ?—કહેવુ જ પડશે"

"મેહેરા, તુ આજે મને ઘણો સતોવે છ"

"એમાં સતાવના જેવુ કઇ નથી–હુ તો તમારૂ મત પુછુ છ"

"તે મત હુ આપી ચુકો છ" તે કમનસીબ ભરથાર બોલ્યો "બઇરીમા ને દીકરીમાં કુદરતે દરજ્જાનો જે અતર મુકેલો છે તે—"

"હા. મરૂ રે મરૂ ! બરાબર બોલ્યા બઇરીનો દરજ્જો ને દીકરીનો દરજ્જો તમે સરખો ગણો છ કે, ફરદુનજી ?"

"દીકરીને રીતે દીકરીનો દરજ્જો ને બઇરીની રીતે—"

"વાહીયાત બકબક ના કરો ! એક ઘેરમાં દીકરીનો દરજ્જો વધુ કે તેની માયનો ?–મને જવાબ આપો !"

"તેની માયનો !"

"હવે કેવા ડાહયા લાગોછ ? જો એક માયનો દરજ્જો

વધુ હોય તો તેની ઉપર તમારૂં વધુ હેત હોવું જોઈએ કે નહીં?" મેહેરબાઈએ ફરદુનજીબાને પેચમા લેવા માડયાં

"દરજ્જા સાથ હેતને કશું લાગતું વળગતું નથી દરજ્જો એક જુદી ચીજ છે ને હેત એક જુદી ચીજ છે"

"હઅં? એમ કે? ત્યારે તો ઘણું સારૂં જી" તે કપટી અને કીનાખોર સ્ત્રી આ ભેદી જવાબથી વળી પાછી ચટકી-ફેફડી પડી "તમે તમારી બઈરીનો દરજ્જો કબુલ કરો છો, પણ હેત કબુલ કરતા નથી તે હેત તો તમારી દીકરી જીતી ગઈછ, નહીં?"

"ઓ? મેહેરા! મે એમ કયારે કહયું?"

"શું આએ જુઠડો નફટ પારસી છે! એક તરફ બોલે છો, ને બીજી તરફ ફરી જાએછ? વચન આપવાની વાત તો ઠેકાણે રહી, પણ મારી ઉપર હેત કેટલું છે તેનું પોકળ આજે આપ મેળે પકડાઈ આવ્યું છ—એ બી ઠીક છે! દર દહાડે નવા પાઠ શીખાય તે સારા!—ફરદુનજી?—યાદ રાખજો હ? તમેજ કહયું છ કે દરજ્જા સાથ હેતને કશું લાગતું વળગતું નથી એટલે કે આએ ઘેરમા હું દરજ્જો ધરાઉછ, પણ આએ ઘેરમા હું હેત ધરાવતી નથી-ખરૂ કે?"

"નહીં મેહેરા, તું મારી ઉપર ખોટો આરોપ મુકેછ મે એમ કહયુંજ નથી"

"ત્યારે તમે શું કહયું તે જુકી મરોની?"

"મે એટલુંજ કહયું કે હેતમાં ને દરજ્જામાં ફરક છે એ હું સામાન્ય રીતે બોલ્યો છ—મે કંઈ તુંને લગાડીને કહયું નથી"

"અરે જા રે જા, અકલવાલાના દીકરા! પેહેલા બોલીને હવે પતરી જાયછ કે? શુ આખ્ખાં ગામની અકકલ ખોદાય-જીએ તારામાજ ભરીછ કે? શુ હું અકકલ વગરની છેઉ કે? હું મુરખી નથી કે હવે એમ પાટીયા ગોઠવેછ તે માની લેઉ મુવા દગલબાજ! કોઇ સજાતના ફરજદને ફસાવીને તુ શુ સુખી થવાનો છે? મારી ઉપર હેત નહી હતુ તો શુ જખ મારવા મને પરણી લાવ્યો?"

"અરે મારા પાક પરવરદેગાર! હવે શુ કરૂ? મેહરી-મેહરા! એ આજે આએ તારે માથે શુ સેકસતે સેહતાન ચઢયોછ? જો મને નાહક દુખી ના કર?"

"હુ દુખી કરૂછ? મુવા ચોર!–હુ તુને દુખી કરૂછ? ને મારે માથે સેહતાન ચઢયોછ?" એમ બોલી તે કજીયાખોર કાતા એટલી ઉશકેરાઇ ગઇ કે પોતાના પગમાની સપાટ ગુસ્સાના ઝનુનમા ફરદુનજી તરફ ફેકી "એકદમ માફ માગ!–મને પગે પગ!–ને બોલ કે આજ ફરીથી હુ કદીબી તમુને સાબા જવાબ આપશ નહી! ચાલ ઉઠ, જલદી કર!–નહી તો આજે તારૂ માથુ ભાજી નાખુછ!"

"માફ કર–માફ કર–મેહેરી–મને માફ કર! દુનીયાનો તો નહીજ, પણુ દાદારનો જરા ડર કર! જે ધણીની દોલત વડે તુ આટલી જાહોજલાલી ને સુખ ભોગવેછ, તેજ ધણી સાથ એવી નાલાયક ચાલ——"

"અરે નાલાયક શુ એથીબી વધુ નાતરસ ચાલ હુ તારી સાથ ચાલી બતાવશ, મુવા બાયલા! મને પુછનાર કોણુ છે?"

"હુ પુછનાર છેઉ !"

એક ધડાકા સમેત તે ઓરડાનુ અળગુ બંધ કીધેનુ બારણુ ઉઘડી ગયુ અને એક જવાન અમળા ત્યાં એકદમ ધસી આવી ઝનુનથી બોલી "તમોને પુછનાર હુ છેઉ, મેહેરબાઇ !"

તે જવાન બાનુ કોઇજ નહી, પણ આપણી વારતાની "હીરોઇન" **તાલેવતની તેહમી** પોતે હતી !

---

## પ્રકરણ ૨ જુ

---

### બાયલા બાપની બહાદુર બેટી

જોયા બહુ જરદાર, છે જરદારી નામની !
હીકમત હાય હજાર, હીમ્મત વીન શા કામની ?

(દાદી.)

"ઓ માય ! એ કોણ ?"

"જી કોઇ નથી ? એ તો હુ તેહમી છુ—એક કમનસીબ બાપની કમતાલે દીકરી છુ મને ઓળખોછ કેનીજી ?"

તે મત્રાઇ માતા પોતાની સાનકી દીકરીએ દેખાડેલી આ અસાધારણ હીમતપર હેરત થની ઘડીભર ફગલાઇને ફાટીજ રહી !

"તુ ?—તેહમી તુ ?—તુ અહી કાય આની ?"

"તમે હમણાજ બોલ્યા કે 'મને પુછનાર કોણ છ?' તેનો જવાબ આપના હુ અહીં આનીછ કે તે પુછનાર હુ છેઉ ! કેમ જી ?—કાઇ વધુ કેહવુ છજી ?"

"હે હે ? એટલુ બધુ ? જુઓ-ફરદુનજી-તમારી આખ ચોળીને હવે જુઓ! તમેજ ક્હેતા હતાની કે મારી દીકરી તો ગાય જેવી ગરીબ છે ? ગાય જેવી ગરીબ દીકરી એવી હોય કે ?"

"જરા સબર કરો મેહેરબાઇ!" તેહમીએ તે જુવ્વી સ્ત્રીને ઝટ તોડી પાડી "હુ ગાય જેવી ગરીબ છેઉ કે ગોધા જેવી મસ્તાન છેઉ તે વાત હાલ બાજુએ મુકો-એનો બળાપો તમોને શુ કામ જોઇયે ? મારા અચબુચ ધસી આવનાથી તમે વાત ફેરવી તોલવા માગોછ, પણ તેમ હુ થવા દેવાની નથી મને પેહેલા જવાબ આપો કે તમે કોણ પાસ પગે પડાવોછ ? અરે ! આએ સખુન વાપરતા તમોને શરમ નહીં આવી ? ખાવીંદ જેવા ખાવીંદને એવો હલકો બોલ બોલતા તમારી જીભ તુટી નહી ગઇ ? જે ધનના ઢગલા પર આજે તમે આઇતા આવીને ચઢી બેઠાછ તેજ ધનવાન ધણીને આજે તમે પગે પડાવવા નીકળ્યાછ ? શરમ છે તમોને !-લાખ લાખ લ્યાનત છે તમોને !"

"ના બોલ-ના બોલ-દીકરી તુ ના બોલ !" ફરદુનજીએ તેહમીને બોલતી અટકાવના માગી "આજે તારી મરનાર માયની હુ લાખ લાખ યાદ કરૂછ અરે ! તે મારી ફરેસ્તાઇ ખસલતની અશરાફ મોહોરદાર જીવતી હતે તો હુ આએ ફંદામા નહીં ફસતે !-આજે મારી આએ હાલત નહીં થતે-આજે હુ મારા માન-ઇજજત ખોહીને એવી હલકાઇએ નહીં પહોચતે ! જે કાઇ થયુછ તે મારા કીસમતે થયુછ, દીકરી, પણ તુ ના બોલ !"

"નહીં કાય બોલુ, પપા ? જરા થોભો–મને બોલવા દેવો !" તેહમી ઉશ્કેરાઇને બોલી "સાત ભવનો કોઇ શતરૂંબી નહીં ખીટે તેવા એવણુ આપણી બેઉની પાછળ મહીનાઓથી ખીટી રહયાછ તો એટલુ બધુ તે એવણુ કોણુ દેવનુ ડાકુ આયાછ કે આપણે એવણુને એવો જુલમ ખમયા કરીયે ? મેબી ઘણી સાવકી માયો જોઇછ, પણુ એવણુના જેવી કોઇ જોઇ નથી આવા બાદશાહી સુખ છતા પરણ્યા ખાવીંદ ઉપર આએ રીતનો જુલ્માત ? આએ રીતની જોર જબરી ? અરે ! શુ ? એવણુ મનમા ખાડ શુ ખાએછ ? મારી ઉપર ગમે એવા દુખના પહાડ તુટી પડશે તો, હુ તેની દરકાર કરવાની નથી, પણુ પપ્પાજી, તમાદી બુઝરગીના વખતમા તમો ઉપર એવણુ એવા જાપતા ને જુલ્માત ચલાવેછ તે હુ હરગેજ સાખી શકવાની નથી એવણુની એવી ચાલથી એવણુ તરફ મને ધીકકાર છુટેછ ઓ બાવા–માવાજી ! મે તેમજ ઘણા જણે તમોને તે વખતે ના કહયુ હતુ, પણુ તમે કોઇનુ ગી માન્યુ નહીં તમે માન્યુ હતે તો આએ સદાનુ સુખી ગેર કદી દુખી બનતે નહીં"

વાચનાર અજબ થશે કે તે કલાટ સ્ત્રી આટલો વખત ચુપ કેમ છે ? એનો ખુલાસો કરવાની અહીં જરૂર છે

"મેહેર મીનાર" મા એવા મીનાકેસા તો લગભગ દરરોજના ચાલતા હતા, જેમા આજનો ઝઘડો અલબતા જંગી હતો, પણુ તેહમી કોઇબી વખતે એમ અચણુચ ને ઓચીંતી આરડામા ધસી આવેતા નહી હોવાથી તે ઘાતકી સ્ત્રી દર વખતે ફાવી જતી હતી, પણુ આજનુ મોટુ તોફાન

જોઇને તેહેમીએ અસાધારણ હીમત બતાવવાથી તે જુલમગાર મોહોરદાર અચબુચ ડઘાઇ ગઇ હતી !

કદી પણ વકી નહી રાખેલો એવો આ બનાવ બનવાથી શુ બોલવુ અને શુ નહી બોલવુ તેનુ વટીક તે કજીયાખોર ઓરતને થોડો વખત ભાન રહયુ નહી અને તે અરસામા તેહમીને જોર મળવાથી તેની છત્રીપત્રી ધોઇ કાઢવામા તેણીએ બાકી રાખી નહી

વળી બીજી બીના એ હતી કે મહેરબાઇ તેહમીથી લગાર ડરતી હતી તેહમી કદાવર બાંધાની એક તનદરોસ્ત અને ઉંચા કદની જોરાવર બાનુ હોવાથી કોઇ દહાડે ઉશકેરાઇને પોતાના આગપર ધસી આવશે તો ઇજતના કાકરા થશે એવી તેણીને બીક હતી અને તરતજ તેહમીનુ આજનુ અચબુચ આવી લાગવુ મેહેરબાઇને હેબતાવી મારનારી હદસુધી નાહીમત કરનારૂ નીવડવાથી આ પ્રકરણની શરૂઆતમા લખ્યા મુજબ તેહમીને જોતાજ તેવણથી "ઓ માય ! એ કોણ ?" ના ભયભીત ઉદગારો નીકળી ગયા હતા !

**ઘણુ બોલનારાં અને ઘણી ચકચક કરનારા ઘણી વાર હાચકારાં સાબેત થાય છે** મેહેરબાઇ તેવી એક હીચકારી અને હલકત ખવાસના સ્રી હતી !

પણ દોરડી બળવા છતા તેનો વળ કઇ જાય ? થોડીવાર તેહમીને બોલવા દીધા પછી તે ખારીના ખવાસની ખબીસ સ્રીના માથામા જબરૂ 'વાહરૂ' આવી ગયુ.

"કેમજી ? બોલ્યાજી ? બોલી રહયાજી ? બસ એટલુજ બોલ્યાજી ? તમારા બાપ થતાનો મચાન એટલોજ કીધોજી ?"

નેવણ તેહમીથી થોડેક દુર ઉભા રહી વાકી ડોક કરી તેની ટકોર કરતા બોલ્યા "સાવકી માયને એટલોજ સરપાવ પેહેરાવ્યો? જરા હજુર કઇ બીજુ બાકી હોય તો બોલોનીજી?"

"એટલે તમે અમુને કોણ સમજોછ? મેહેરબાઇ, હવે એમ ટચકા કરવાના છોડી દેવો ને સીધીસીધી વાત કરો—હુ તમોને તેના જવાબ આપના તઇયાર છેઉ!"

"ઓહો! અરે આએ ડાહી કાગડીને કોઇ જુઓરે!" મેહેરબાઇથી સીધા જવાબ અપાયા નહી ત્યારે તેહેમીના ચાળા–ચસકા કરવા માડયા "સાવકી માયને શીખામણ આપવા નીકળીછ!"

"ત્યારે તમો પાધરા ચાલો કે કોઇ કહેના નહી આવે" તેહમીએ તુરત જવાબ આપયો

"શુ બોલી? ઓ તુ મરેરે બોનની! 'તમે પાધરા ચાલો?' તો મે કેઇ આડી ચાલ ચનાલીઠ કે તુ વહાલામુઇ આજે મારી ઉપર એટલો તરારો કરેછ? મે કોણુના સીના એરવ્યાછ કે તુ રાન ચચુરી મને આટલુ આટલુ બોલે છે? મે કોણુના કલેજા કડયાછ કે તુ આજે આટલી આટલી ઉફ્ણુઇ મરેછ? તારા મનમા તુ ખાડ શુ ખાએછ? તુ મને કોણુ સમજેઠ હુ કઇ તારા બાપની રાખેની નાખેલી છેઉ કે? અરે હુ તો આએ મકાનની સાહેબી કરતી શેઠાણી છેઉ, સમજી? ચાલ રાન લોન્ડી! એકદમ મારા ઓરડામાથી બાહાર જા! નીકળ! નીકળ! તુ અહી કોણુની રજાથી આવી?"

"તારી જીભની જરા નખ લેનડાત, ઓ નાપાક! એની

ગલીચ ને ગંધી ગાલોથી આએ ઓરડાની તાજગી ખુશનાગી હવાને અપવીત્ર ના કર!" તેહમી એકદમ ઉશ્કેરાઇને બોની તેણી કદીબા પોતાની સાવકી માવતરને "તુ–તા'થી કહેતી નહી હતી, પણ તે હલકત સ્ત્રીએ તેને "રાન લોન્ડી"ની નાલાયક ઉપમા આપવાથી તે જવાન બાનુનુ ખાનદાની ખમીર ઉશ્કેરાઇ આવ્યુ તેણી એકદમ તેણીના આગપર ઝનુનથી ધસી ગઇ, પણ ઝટ સમયસુચકતા વાપરી પોતાના ગુસ્સાને તામોશ કરી લીવો, "હુ લોનડી?–અરે હુ લોનડી' મેહેરબાઇ, યાદ રાખજે કે આએ ગલીચ ને ગંધીલો નાલાયક સખુન બોલવા માટે મરતી વખતે તારી જીભમા કીડા પડશે! તુ કોઇ સજાત માબાપનુ ફરજંદ હતે તો મને હરગેજ એવો હલકો સખુન વાપરતે નહી, પણ તુ ખરેજ કોઇ કમજાત માયની કજાત દીકરી હોવી જોઇયે કે હુ તારી દીકરી જેવીને તુ એવી નીચ ઉપમા આપેછ ઓ જુનમગાર ઓરત! તુ આજે બોનીછ, પણ ફરીથી એવો હલકો બોન મને બોન અને તુ જો કે હુ તારો તોટો પીસુ છ કે નહી?"

તેહમી એટલી ઉશ્કેરાઇ ગઇ કે તેણીનો ચેહરો લોહી જેવો લાલ થઇ ગયો

"પપા, પપાજી, જુઓ સાભળો! મારી આએ સાવકી માય થતી મને કેવા સખુનો વાપરેછ? અને તેબી તમારી હાજરીમા? તમે બેસીને તે સાભલ્યા કરોછ? હુ એક લોનડી' અરે આએ હલકટ સખુન બોલતા એની જીભમા કાટો નહી ભોકાયો?" તેહમીએ તે માયલા બાપ આગળ પરીયાદ કીધો

"દીકરી, તુ ચુપ થા! એને માથે આજે સેહતાન ઘુમેછ

એ કમબખત આવીને આવી મારા સુખી ઘેરને સદાનુ દલદર બનાવ્યુ છ" તે વેચાયલા વરે દીકરીની હાજરીની હીમતપર આટલીબી બહાદુરી બતાવી "એ નાપેકારનુ નેહેસ્ત પગલુ જ્યાં સુધી આપણા ઘેરમા છે, ત્યા સુધી તુ કે હુ બેઉ કદી સુખી થવાના નથી"

"દેવો–દેવો–તમો બેઉ જણુથી દેવાય એટલી ગાળ તમે દેવો! દીકરીને જોઇને તમુને હીંમત આવીછ કે ફરદુનજી?" તે નાપેકાર પાછી ઉખડી "પણુ યાદ રાખજો કે પાછલે દહાડે પરણી બઇરી વગર બીજુ કોઇ કામ આવતુ નથી મે તમારા 'સુખી ગેરને દુખી' કીધુ–નહી? હુ 'નાપેકાર' ને 'નેહસ્ત પગલાની' છેઉ–નહીં? મે તમારા ઘેરને 'સદાનુ દલદર' બનાવ્યુ છ—નહી? મારે માથે 'સેહતાન હુમેછ,'— નહીં? ઠીક છે, ઠીક છે, ફરદુનજી, હવે હુ મી જોઉ છ કે આએ ઘેરમા ખરી સતા કોણુ ભોગવેછ બાપ દીકરી બેઉ સુઝમા રેહશો સુઝમા? તમારા બેઉના જડબાં કેમ તોડવા તે કાવસજી કાલા મનજીની દીકરી મેહેરબાઇને શીખવવુ પડવાનુ નથી આએ દુકતી થની મને આટલુ આટલુ તાહારથી બોલીને ઉભી રહીછ તે તમે તમારા કાન ફોડીને સાભળોછ તોબી એક હરફબી મારી તરફથી તમે બોલ્યા કે? અરે તમે ધણી છેવો કે ઢોર છેવો, ફરદુનજી? તમારૂ ખાસડુ કાહડીને આએ ચસકેલી ચાકલેટના દાત તોડો કે 'ચાલરે પોરી, તુ મારી બઇરીને એટનુ બધુ બોલનાર કોણુ?" તેને બદલે તેને ઓરબી મારાં દેખતા દેખત સીસક ચઢાવી આપોછ? હરત્રાયારે તમે ધણીના થતા! તમારી લાજ બળી!—તમારી

શરમ બળી !—મુવા બાયલા, માતીડા જેવો માતીડો થઇ આટલી સરખી ગુડણ જેટની દુકતીનેબી ચુપ રાખતા નથી આવડતુ ? હેફ છે તારી જીદગી પર !"

"પપા–પપા, આએ નાપેકાર શુ બકેછ તેનુ તમુને કઇ ભાન છે કે ? અરે ! રૂવે રૂવા કલકલે એવા એના આએ ગલીચને ગંધીલા સખુનો કાનોકાન સાભળવા છતા તમે ચુપ બેસી રહયાછ ! અરે ? એ બઇરીનુ મસતક તો નથી જતુ રહયુ !"

"મારૂ મસતક બરાબર સાબુત છે આજકાલ મસતક તો તમારા જતા રહયાછ કે હુ આએ મકાનની હકદાર ધણીઆણી છતા તમે બેઉ જણા એવી રીતે મને નાહક હલાક કરોછ, મુઇ હુ આએ ઘેરમા પરણીને આવતી ! આએ મુવા દગલબાજે મને દગાથી ફસાવી નહીં હતે તો હુ આજે એટલી દુખી થતે નહીં !"

"ઉલ્ટો ચોર કોટવાલને દંડે તે એનુ નામ ! પપાજી, જુઓ ! પોતાના ગંધીલા મોહડામાથી ગલીચ સખુનો કહાડતી જાએછ ને સામી આપણે માથેજ બદનામી મુકેછ જુઓ મેહેરબાઇ, હુ તમોને સાફ કેહુ છ કે તમે તમારી જીભ પર કાબુ રાખો, નહીં તો એનુ પરીણામ આજે સારૂ આવવાનુ નથી તમોને જે કઇ બોલવુ હોય તે રીતથી, સભ્યતાથી ને મહલાજાથી બોલો ! તમોને બોલવા કોઇ ના કહેતુ નથી, પણ આએ રીતના હદ બહાર હલકતપણાને હુ વધુ વાર તાબોશ કરી શકવાની નથી તમે મને હજાર ગાળ દેવો તે હુ ખુશીથી

સાંભળશ પણ મારા પપાને એક બોલબી તમોને હુ બોલવા દેવાની નથી !"

"ઓહો ! ત્યારે વડી-વડેરી તો કેથી એ થઇ નીકળી દેખુ ! ચાલ ચાલ, રાન ચાકલેટ ! તુ કોણ મને ધમકાવવા વારી ? મારૂ ખાસડુ બી તારી દરકાર કરવાનુ નથી ચાલ નીકળ મારા ઓરડામાથી !"

"આએ ઓરડા ઉપર જેટલો એક ધણીઆણી તરીકે તમારો હક છે, તેટલોજ એક દીકરી તરીકે મારોબી હક છે, મેહેરબાઇ ! મારો હક તો બાપીકો છે હુ તો એ હક લઇનેજ આએ મકાનમા જનમીછ, પણ તમે તો એ હક પાછળથી મેળવ્યોછ મારા પપાની હઇયાતી સુધી આએ મકાનની માલકી ઉપર કોઇનુ કાઇ ચાલે નહી તમે મને આએ ઓરડામાથી ચાલી જવા કહેવોછ પણ હુ નથી જવાની ! તમે મને હુકમ કરનાર કોણ ? તમારામા હીમત હોય તો મારૂ પાખડુ પકડી મને બહાર કહાડો !" તેહેમી ઉશ્કેરાઇ આવી પુર ઠરસાથી બોલી

તે હીચકારી સ્ત્રીની હીંમત થઇ શકી નહી કે તેહેમીનો હાથ પકડી ઓરડામાથી બાહેર ખેચી કહાડે તે સારી પેઠે જાણતી હતી કે તેવો સાહાસ ખેડવા જતાં ઇજત-આબરૂની ધુળધાણી થવાનો સોદો હતો જ્યારે તે હીચકારી ઓરતથી કાંઇ થઇ શકયુ નહી ત્યારે ગરીબ બીચારા ફરદુનજી ઉપર તેણીએ વળી પાછા ઝાડ તોડી પાડ્યાં

"મુવા બાયલા ! બેસીને જોયા શાનો કરેછ ? ઉઠ એકદમ, અને આએ નાપાક છેકેલ ટુકતીને અહીંથી હાકી

કહાડ!" મેહેરબાઇએ ફ્રરદુનજી ઉપર તરારો મુકયો "બોલ, એને અહીંથી કહાડેછ કે નહી?"

"પપા, તમે ચુપ રહેજો–તમે એક હરફબી બોલતા ના હુંજ એના માથામા આવેલુ વાહરૂ બરાબર ઉતારશ?"

"હહ? એમ કે? એટલુ બધુ કે? મારા માથામાં આવેલુ વાહરૂ તુ ઉતારવાની છે કે? ઓ તુ મરેરે મને નડતી! મુવા આએ બાયલા બાપની કુમક ઉપર તુ એટલી બધી કુદેછ કે? ચાલ ઠીક છે, હવે હુબી જોઉછ કે બાપ–દીકરીનાં ધરાં–પરા કેટલો વખત ટકેછ

"તમારાં કારસતાન અને કાળાં કરતુકની હસતી નહી હોય તો અમારાં ધરા–પરાંને કશી અલવલ કદી આવવા પામે નહી, સમજયા મેહેરબાઇ? હવે ઘણો જુલમ ના કરો! અમો બાપ–બેટીને વીખુટા પાડવાનો દોજખી મારગ ના લેવો! અમે તો સાંખી જઇશુ પણુ ખુદા સાખવાનો નથી તેનો જરા વીચાર રાખો!"

"અરે જારે મોટી વીચારવાળાની દીકરી! તુ કોણુ મને કેહનારી? તુ કોણુ મારી ઉપર સાહેબી ચલાવનારી? તુ કોણુ મને આટલુ આટલુ બોલનારી? હુ બી ખરી કે આએ ઘેરમાથી તુને નીરાધાર હાંકી નહી કહડાઉ તો મારા બાપની દીકરી નહી!"

"તેમ કરશો તોજ તમારા ખાનદાનની ખરી અસર બરાબર જાહેર થશે, મેહેરબાઇ—મેહેરબાઇ! અરે, ખુદાના હજોર હજાર શુકર કરો કે આવો બાદશાહી ખાવીંદને ધનવાન ધણી પામ્યા, નહી તો કોણુ જાણે કયાં વાસણુ ઉજાળતા ને

મોરી ચોતરા ધોતા દમ નીકળતે! ખોદાએ બક્ષેલી ગોરી ચામડીથી તમારો ઉદ્ધાર થયો ને એની જાહોજલાલ જીંદગી પામ્યા એ તે કારનારનો તમારી ઉપર નાખ્યો ઉપકાર નથી જો!"

તેહમીએ મારેલો આ સાખુન તાણો મેહેરબાઇને ઝેર જેવો લાગયો! તે કજીયાખોર સ્ત્રી આ સખુન સામગીનાર છછણી પડી—તેણી અદીંથી કુદીને ના પડી! હલકાં માણસો સામા ધણીને હલકા સખુનો વાપરતી વેળા વાચાર રાખતાં નથી, પણ જયારે સામુ માણસ તેને વાજબી તાણો વખતસર મારે છે, ત્યારે તેનો જીવ નીકળી જાય છે! અહી તેજ હાલત તે કજીયાદફાલ સ્ત્રીની થઇ પડી!

"શુ બોની? આ મરેરે તુ બોનતી? શુ તારા બાપ થતા સાથ હુ નહી પરણુતે તો ઘેર ઘેર વાસણ ઉજાગતે ને મેરી—ચોતરા ધોને? આ રાન નાપાક! ઓ કરકસા!—હુ માય જેની માયને આએ તુ કેવો હલકો સખુન બોનેછ? અરે ફરદુનજી, તમારા કાન શુ ફુગી ગીયાછ કે બેસીને મુગા મુગા સાભલ્યા કરાછ! અરે એ દુકતીની જીભ ધરીને હમણા ને હમણા તમે ખેચી નહી કહાડશો તો હુ મારા જીવ પર કરશ જો!"

અને એમ બોલી તે ફરેબમાજ ઓરત જાણે પોતાનો જીવ ફરી આવ્યો હોય તેમ જયા ઉભેની હતી ત્યા એક ધડાકા સમેત પછડાઇ પડી બેશુદ્ધ થઇ ગઇ હોય તેવા ચરીત્ર કીધા!

આ માર્‍હો જોઇ તે ભોળો ભરથાર પોતાની ખુરસી પરથી એક છલાગ મારી ઉઠી ઉભો થયો તે ગભરાઇ ગયો કે મેહેરબાઇની છાતી બેસી ગઇ છે એમ માની તેણીની મદદે જવા ઉઠયો, પણ તેહમીએ આગળ ધસી આવી તેને એકદમ અટકાવયો

"ઉભા રહો બાવા, એ બધા ઢોગ છે! એની મદદે જવાની કશી જરૂર નથી એ તો એના મકકર બતાવી આપણુને મહાત કરવા ઇચ્છેછ! તમે એટલા ગભરાઇ શાના જાવોછ?"

'ઓ નહી—તેહમી દીકરી—નહી! એનો બોલતા બોલતા જીવ ફરી આયોછ જાતો જલદી જરા કોલનવાટરની શીશી લઇ આવ તો!"

"બસ–બસ–પપા, તમારેથીબી મે હાથ જોડયા? તમારી એવી નબળાઇથી તો એ કમજાત કમઅસીલ ઓરત હમેશા તમોપર ફાવી ગઇછ! એ નાપેકાર તમોને ઘડીની વચ્ચે ધોઇને ઢેડને પેટે નાખવા ચુકતી નથી ત છતા તમે એવી કદર બાવોછ? નહી–બસ નહી હુ તમોને એની પાસ જવા દેવાની નથી! હુ ખાત્રીથી કહુછ કે એ બધા ઢોગ છે!–ચાલો, પાછા ફરો! એટલામાજ એ મરી નથી જવાની!–અહીં આવો પપા મારે તમારી સાથ કઇ વાત કરવીછ આએ વેરમા વસવુ હવે કેટલુ બધુ જોખમ ભરેલુ છે તે હુ આજે પુરેપુરૂ જાઇ ચુકીછ"

તેહમી જુસ્સાથી બોલી અને ફરદુનજી તાલેવતનો હાથ પકડી તેવણુને ઓરડાની ગેલેરી તરફ ખેચી ગઇ

"પપા–પપા, આએ જીદગીએ તમે કે મે જીવવા કરતા આપણુ મોત આવે તે હુ બેહતર સમજુ છ આએ ઓરડામા મારા આવવા આગમજ અહીં તમારી ને એની વચે શુ શુ બોલાયુ તેનો બોલેબોલ મે સાભલ્યોછ તમારા ઓરડામા તોફાન ચાલતુ સાભળી મારી આયાએ મને ખબર આપવાથી હુ તરત અહીં દોડી આવી હતી અને બારણાની બાહેરથી મે એ નાપાકનો તમામ ધુજારો કાનોકાન સાભળ્યોછ એવણુ તમોને મારી સાથનો સબધ સદનતર બધ કરવા ઉશકેરેછ–મારી સાથે વાતચીતનોબી વહેવાર રાખવા ના પાડેછ–મને સાજે એક ગાડીમાં સાથે ફરવાહરવા લઇ જવાનીબી મનાઇ કરેછ–એ બધુ, બોલો પપા, તમે શુ કબુલ કરશો ? અરે ! શુ એવણુના એવા જુલમાટને તમે તાબે થશો ? પપા ।પાજી, મને બોલવુ વાજેબ નથી પણ તમારાં હીચકારા-પણાથીજ એ હલકી ઓરત ફાવી ગઇછ જો ! તમે કાંય ખરી–ખવરાવીને એને ખખડાવતા નથી ? તમે એનો એવો જાલેમ જુલ્માત શુ કામ મુગે મોહડે ખમોછ ? તમે સાંમા કાય થતા નથી ? તમે હીંમતથી એને કાંય દાબતા નથી ? અરે ! આપણે કોણુ ! આપણો દરજ્જો શું ? આપણી ઇજત શુ ? અને એ એક બબરચીના દીકરીનો આપણે દોર ખમીયે ? ભલે તમારી સાથ એ પરણી આવવામા નસીબવાન નીવડી, નહીં તો કોણુ જાણે કયા એના પીછડા વેરાઇ જતે ને ઘેરે ઘેર ઘસડબોરો કરતા દમ નીકળતે તે એ બધુ વીસરી ગઇ કે ? તમે એને શુ કામ ફાવવા દેવોછ ? તમે એનો શુ કામ જોરજુલમ ખમોછ ? તમારાં પગમાના સલીપરને જેટલી લાયકાત ધરેછ તેટલીબી લાયકાત એ બેલગામ બઇરીમા નથી

તે શુ તમારી નજરે તમે નથી જોતા ? શુ એ બીજવર બઇરીને લીધે તમે તમારી પેટની દીકરીને પડતી મુકશો ? શુ મારી સાથે વાતચીત નહી કરશો ? શુ મને સાથે બહાર ફરવા હરવા નહી લઇ જશો ? આએ તે કઇ નાખલો જુલમ છે ? પપા-પપા જરા વીચાર કરો ! એ હલકત બઇરીએ તો તમારા સસાર-સુખનુ સત્યાનાશ વાળવા માડયુ છ આજે મારા મરનાર વહાલાં માય હઇયાત હતે તો મારી આએ સ્થીતી થતે કે ?" અહીં તેહમીની આખમા આસુ આવી ગયા તેણી રડતે ચેહેરે પપાની છાતીપર માથુ ટેકવી નવધાર આંસુથી રડતી રડતી બોલી "અરે ? વીચાર કરો કે આજે તેવણુ જીવતાં હતે તો તમે એવી હાલતે પહોચને કે ? તેવણુ તમોને કેવુ માન આપતા હતા ? તમારો પડયો બોલ જીહલી લેવાને રાતદહાડો કેવા ઇનતેજાર રહેતા હતા ?—અરે તમારા જીવને જરા અસુખ થતુ તો કેવા અધીરા ને ગહાવરા બની જતા હતાં ?—તેવણુની જુતીએબી આએ બદકાર બઇરી આવી શકેછ કે ? તમે કોમના એક અકાબર શહેરના એક આગેવાન શેહેરી અને નામીચા ખાનદાનો માહેલા એક કીરતીવત ખાનદાનના વડાની હાલત આએ બઇરીએ કેવી કરી મુકીછ તેનો તો કઇ વીચાર કરો ! તમે એટલા નાહીંમત કયારે હતા બાવા ? તમે એનો ઝુહાકી દોર મુગે મોહડે કાય સહન કરોછ, પપા ? તમે સાબા થતા નથી તેથી એ તમારી ઉપર દરદહાડે વધુ ને વધુ ફાવી જાએછ હળવે હળવે તેણે મારી તરફની દુશમની ખુલ્લા આકારમા તમારી સામે રજુ કરવા છતા હજી તમે એના ને એનીજ કદર બાવોછ ? અરે ! તમે હમણાજ

સાભળયુની કે એ મને તમારા ઘેરમાથી હાકી કહડાવવાની છે? શુ એવો નેહેસત દહાડો આવે ખરો કે?"

"દીકરી દીકરી, તુ કાય નાહક સતાપ કરેછ, મારી માય! એ જુલમગારના જુનમથી હુ તો હવે કટાળી ગયોછ ખોદા મારૂ મોહત આપે તો બેહેતર?"

"ના, એમ ના બોલો, પપા! ખોદા તમોને અમારા માથાપર સદા સુખી—સુખીયારા રાખે! તમે છેવો તો મારૂ જીનતર છે! તમારી હાજરીમાજ એ મને ટકના દેતી નથી તો તમારી ગેરહાજરીમા શુ નહીં કરે? અરે પપા, હુજ અભાગણી દીકરી તમારે પેટ પેદા પડીછ કે મારે લીધે તમે આજે એટલા હલાક થાવોછ

"નહી દીકરી, એમ ના બોલ—તુ નો મારી આખ છે એ નાપાક ગમે એટલુ મારી ઉપર પાડશે પણ તારી ઉપરનો મારો પ્યાર કદી ઓછો થનાનો નથી"

"ખોદા તમોને સુખી રાખે, મારા પપા ડીયર! તમારા આએ સુખનો સાભળી મારૂ અરધુ દુખ ઓછુ થાએછ, પણ મારી તમોને એટલીજ વીનતી છે એવણને તમે તમારા ઉપર ફાવવા ના દેવો!"

"હા હા—ફાવવા ના દેવો! ભભેર, ભભેર, તારા બાપ થતાને ભભેર! ખુબ મારી વીરૂધ એવણના કાન ઝેરી બનાવજે!" તેહમીને ફરદુનજી તાલેવત કઇ જવાબ આપે ને આગમજ પેલી બદકાર ઓરત એકદમ ગેલેરીપર ધસી આવી બોલી "હુ તાહારથી બધુ સાભળી ચુકીછ, રાન ચચુરી! આએ તારા મુવા બાયલા બાપને તુ હીમત આપેછ ખરી

પણ એ હીંમત કેટલેકવાર ટકશે તે તુ જાણેછ કે ? અહીં મેહેરબાઇ છે, હો ?–કાલા મનજીની મેહેરબાઇને છેડીને કોઇ સુખી નથી થયુ તે તુ જાણેછ કે, મહીરા મુઇ ?"

"હાજી હુ સારી રીતે જાણુછ કે સાંપનુ બચ્ચુ ઝેરીજ હોય સાંપને સો વરસ દુધ પાઇને ઉછેરો, પણ કોઈ દહાડે ડખ મારયા વગર રહેજ નહી !" તેહેમીએ ઝટ જવાબ આપ્યો "કાંય જી ? તમારો તો મદઇનો જીવ બેફામ ને બેતાબ મારી આયો હતો તે કોણે હુશીયાર કીધાજી ? તમે પોતેજ હુશીયાર થયાં કે જી ?"

"તે મુવા તારા બાપને પુછની ? મને હુશીયાર કરવાની ફરજ કોણુની હતી ? તુ જરા થોભતો ખરી ! આજની મારી તરફની બેદરકારીનો એને હુ એવો સવાદ ચખાડુ છ કે ફરીથી મરતાં એવી રીતે મારી સાથ વરતે નહી."

"મેહેરા–મેહેરા ? ખોદાને ખાતર હવે આએ કકાસનુ મોહોડુ કાળુ કર ને આપણાં સુખી ઘેરમાથી એ નાપસંદ મતફેરી દુર કર ! ચાલ આપણે બધાં જણા પાછી દોસતી કરી નાખીયે !"

"પપા–પપા વળી પાછી તમે ઢીલી દોરી છોડી ? તમારી એવી નબળાઇથી એને—"

"શુ ? દોસ્તી કરીએ, મુવા બાયલા ! આટલી બધી લાયકી કરીને દોસ્તી કરવા આયોછ તે તારા મોહડાપર નાક છે કે નળીયુ ? હવે દોસ્તી થઇ રહી—ઘોરમા જશુ ત્યારે ! મારો જીવ ફરી આયો ને હુ બેશુધ થઇ તુટી પડી તે તે કરારને પેટે જોયા કીધુ, નહી ?"

"અરે નહી રે, હુ તો–"

"ચુપ થા મુવા હીચકારા! હવે સતર જાતના ડીગલાં મારશે તેથી શુ હુ અજાઇ જવાની છેઉ કે? તે મારી જરાબી દરકાર કીધી? હુ ઉભ્ભી ને ઉભ્ભી પટકાઇ પડી તોબી તુને જરા થઇને મારી કદર નહી આવી? મને તેમની તેમ પડતી નાખી આએ રાન ચાકલેટ દુકતી ચપટા આપીને તુને જેમ ભભેરેછ તેમ તુ ભરમાયો? વારૂ–વારૂ, કઇ ફીકર નહી. તારી મુડી મારા હાથમાં છે સમજયો? તેને કેમ મરડવી તે હુ સારી રીતે—"

"એકદમ ચુપ થા, ઓ નાપાક! તારી ગંધીલી જબાનને કાબુમા રાખ!" તેહમીનુ જવાન લોહી વળી પાછુ ઉકળી આવ્યુ તેણી એકદમ ઉસ્કેરાઇને પોતાની સાવકી માતાનાં આગપર ધસી ગઇ, પણ ફરેદુનજીએ તેણીનો હાથ પકડી પાડી તેને આગળ વધતી અટકાવી દીધી

"સબર–સબર, તેહમી, એ તુ શુ કરેછ? એ તો ઘેલી થઇછ પણ તુ તો નથી થઇ? તુ કેમ ઉસ્કેરાઇ જાવછ?"

"તમોને એવણુ એટલુ એટલુ બોલે તે હુ ઉભી રહીને મારા કાન ફોડીને સાભળ્યા કરૂ? ઓ પપા–તમે મારો હાથ છોડો–હુ એને આજે–"

"તુને મારાં લોહીના કસમ છે, તેહમી! બસ મારૂ માન, ને તુ એકદમ બહાર જા! તારા અહીં રહેવાથી આજે કઇ સારૂ પરીણામ આવવાનુ નથી અને તુ અહીં હશે ત્યા સુધી એ મુગી મરવાની નથી. તુ મારૂ કહયુ નહીં માને દીકરી? જો તુ મારી તાબેદાર દીકરી હોય તો અહીંથી તરત તારા ઓરડામાં ચાલી જા"

"હું તમારા હોકમને તાબે છેઉં, પપા, પણ તે એક શરતે કે મારી ગેરહાજરીનો લાભ લઇ એ નાપાક તમોને પાછી સતાવે નહીં"

"નહીં સતાવે–તેહમી–તું તે વીશે ફીકર ના ! કર ! પણ મારૂં માન ને તું જા ! તું જશે તોજ આએ ફેસાદખોર મયરી જરાબી શાંત થશે !"

કોઇ બીજી વખતે હતે તો "આએ ફેસાદખોર બઇરી" એ બોલ બોલવાનો સ્વાદ ફરદુનજીબાને અચ્છો ચાખવો પડતે, પણ તેહમીને તેવણું ઓરડામાંથી બહાર કહાડે છે એ મેહેરબાઇને રૂચતું થઇ પડવાથી તે સમો તપાસી લેનારી અવગુણી ઓરત તુરત વેળા કાંઇ બોલી નહીં

"તમે મને જવા કહેવોછ તો હું જાઉંછ–તમારા હોકમને તાબે થઇને હું જાઉંછ, પણ આએ ઓરડામાં મારા જવા પછી જરાબી તોફાન થતું મને જણાયું, તો અહીં પાછી એકદમ ધસી આવવાનો હક રાખીને જાઉંછ" એમ બોલી તે જવાન દુખી અબળા ઓરડો છોડી ગઇ

"તારૂં નખ્ખોદ જાય–મુવા બાયલા ! દીકરીને જોઇને તુંને એટલી બધી હીંમત આવીછ નહીં ? હવે જો કે હું એનો સ્વાદ તુંને ચંદરોજમાં કેવો ચખાડું છ ?" એમ બોલી તે કલાટ બઇ ફરદુનજી જયાં ઉભા હતા ત્યાં ધસી જઇ તેવણના બરદા ઉપર એક જબરદસ્ત ધમોલો અફાલી સેકડો ગાળોનો વરસાદ વરસાવતી મેહેલનાં ઉપલા મજલા પર જતી રહી.



## પ્રકરણ ૩ જું

### મેહેલનો માલેક કેદમા !

ગયો જન્મ જાણો ખરે વ્યર્થ ભાઇ !
બુરી નાર જેને ગળે ઓળવાઇ

[દાદી.]

મેહેરબાઇ ધમકમા ચાલી ગયા ખરા, "પણ તેવણને ચેન પડયુ નહી" આટલુ બધુ બનયા પછી આ કાવત્રા ખોર સ્ત્રી ચુપ બેસે એમ ન હતુ. તેવણના કહેવા મુજબ તેવણ "એક સજાત માયની સજાત દીકરી" હતા તેવણનુ "સજાતપણુ" કેવુ અમીરી ખમીર ધરાવતુ હતુ તે આપણે આગલા બે પ્રકરણોમા જોઇ આવ્યાં છીયે

તેનણ પા કલાકમા ફરદુનજીવાળા ઓરડામા પાછા આવ્યા અને હસ્સામાજ ચગ દાબી એક નોકરને બોલાવ્યો

"ગાડી તઇયાર છે કે ?"

"હા બાઇ સાહેબ, એક કલાક થયો ગાડી આપણા પોરટીકોમા ઉભેલી છે"

"કોચમેનને કહે કે ગાડી મારા હુકમ વગર લઈ નહી જાય, મને બહાર જવુ છ"

"વારૂ બાઇ સાહેબ ?" કહી નોકર તે હુકમ બજાનવા દોડયો

ખરી વાત તો એ હતી કે કોચમેન રોજના રાબેતા મુજબ સાંજે બરાબર પાચ વાગે ગાડી મેહેલના દરવાજા

આગળ લાવી શેઠ શેઠાણી અને તેમની બેટી ક્યારે બાહેર આવે તેની વાટ જોતો તપતો હતો, પણ ફરવા જવાના વખતની સેહેજ આગમજ પેલા જંગી ઝગડાની ચીનગારી સળગવાથી બાહેર જવાનુ જ્યાનુ ત્યા રહી ગયુ હતુ

આટલુ છતાં લગભગ છ વાગવા આવ્યા ત્યારે મેહેરબાઇ આજે એકલી બાહેર જવા નીકળી તે જોઇ ફરદુનજીનાની અચરતીનો પાર રહયો નહી કોઇ દહાડે નહી ને આજે એમ એકલી તેણી કયા જતી હતી તે તે તેવણને સમજ પડી નહી સાજનુ ઝંઝકલુ શરૂ થઇ ચુકયુ હતુ અને લગભગ પા કલાકમાં અધારૂ થાય એમ હતુ, તેવે સમે મેહેરબાઇએ આજે એકલી બાહેર જવા ચાહયુ એ ફરદુનજી તાલેવતને મનથી કાંઇ "ગભીર બનાવ" જેવુ લાગ્યુ

તેવણુ મેહેરબાઇથી ગમે એટના ડરતા હતા, પણુ મેહેર બાઇને ચાહતા હતા, માટે આજના આ જંગી ઝગડા પછી ગુસ્સાની મારી મેહેરા રખેને કઇ પોતાના "જીન બીવ પર કરે !" એવો ધખારો તેવણુના મગજમા બેસી ગયો !

ઓ હીચકારા ભરથારો ! તમારા હીચકારાપણાની હદ કોણ મુકરર કરી શકશે ? એક હીચકારૂ અતકરણ મજબુત મનનાં માણસોને પોતાનોજ 'કકકો' ખરો કરાવવાનાં કામમાં કેટલુ બધુ મદદગાર થઈ પડે છે તેનો તે નબળા આદમીઓને ખ્યાલ પણ હોતો નથી મેહેરબાઇ ત્યાથી એકલા જવા તો નીકળ્યાં, પણ પોતે બહાર જવા પછી વળી પાછા બાપ-દીકરી સાથે મળવા પામશે એ તેમના દીલનો દગદગો હતો ? એમ છતા આજના સજોગો

જોતાં તેવણુ નહી જાય તો ચાલી શકે એમબી નહી હતુ તેવણે જે એક ચોકસ પગલુ લેવાનો પોતાના મન સાથ મેહેલનાં મજલા ઉપર વીચાર કીધો હતો, તેને અમલમા મુકયા વગર ચાલેજ નહી એમ હતુ વળી બીજી તરફ તેવણુ ફરદુનજી તાલેવતને એવુ બતાવવા માગતા હતાં કે આજની મોટી પચાતી પછી તેવણુ તેઓ સાથે રીસાયલા છે! હવે આ સજોગો વચ્ચે "તેહમી સાથ મારી ગેરહાજરીમા તમોએ કશી વાતચીત કરવી નહી" એવુ કહેવાને તેવણે ઘણુ ઇચ્છયુ, પણુ તેમ કરવા જાય તો "પોતેજ બોલાવતાં આવ્યાં" એવો અરથ થાય તેથી તે રસ્તેબી તેવણે કામ લેવા ચાહયુ નહી!

હવે કેમ કરવુ? તે પ્રપચી બ્રી મનમા વીચાર કરવા પડી. આએ બાદમી એવો છે કે એને સચેત કરીને જવશ તો ચમકેલો રહેશે, નહી તો મને આવતાં જરા વખત થયો તો બાપ—દીકરીને ગણગોઠ કરવાની આજે આછતી તક મળી જશે! એમ થાય તો મારા હકમાં તે નુકસાનકારક છે. જયારે વાત એટલી રસપર ચઢીછ ને એ રાંન વહાલાં મુઇ દુકતી આજે મને એટલુ એટલુ બોલીને ઉભી રહીછ ત્યારે હુબી ખરી કે હવે એને મારૂ પાણી બતાઉ!"

મેહેરબાઇ આ વીચારમા છે તેટલાં તે વેચાયલા વરે પાસે આવી એવુ કાચુ કાપ્યુ કે તેણીને જે જોઇતુ હતુ તેજ બ્રાબાદ મળી ગયુ!

"મેહેરા ડીયર, તુ છેક સાંજ પડી હમણાં કયાં જાએછ?"

"જાહાંનમમા! તમે મને પુછનાર કોણ?"

"અરે પણ હુ તો સેહેજ પુછુછ કે તું કોઇ દહાડે એમ એખલી————"

"બસ એકદમ ચુપ થાઓ, હુ તમુને સાભળવા માંગતી નથી પેલી દુકતી થતીની સાથ આજથી મે તમારૂ નામબી સાલી–બોલી મુકયુછ હવે હુ મારે મારગસર છેઉ–મને કોઇએ છેડવી નહી મારેથી જે થશે તે હુ કરી બતાવશ."

મેહેરબાઇનો છેલ્લો વાક્ય ફરદુનજી બાને ભડકાવવાને પુરતો હતો એક તો તેવણુના મનમાં વેહેમી વસવસો પેદા થઇ ચુકયો હતો, તેવામા "મારેથી જે થશે તે હુ કરી બતાવશ" એમ મેહેરબાઇ બોલતી સાભળી ફરદુનજી તાલેવત ગભરાઇ ગયા

"રખે એ કઇ ઉસકેરાટની મારેથી પોતાનાં જીવ–બીવ પર કઇ કરે? ઓ ખુદા! હવે શુ કરૂ? એવુ કઇ હોયા વગર એ છેક સાજ થવા આવી ત્યારે એખલી બાહેર જવા નહી ચાહે"! ફરદુનજી મન સાથ પટપટી મેહેરબાઇ તરફ ફરીને બોલ્યા "અરે, એ તુ શુ મારી ઉપર આજે જુલમ કરેછ? મેહેરાં, મારી આબરૂ–ઇજતનો તો કઇ ખ્યાલ કર?"

મેહેરબાઇ ચેતી ગઇ કે ફરદુનજી ગભરાઇ ગયા છે, જેથી તેવણુને વધુ ગભરાવવા સારૂ ભવાનો ચીલ્લો ચઢાવી ઠરસામાંજ બોલી "એ હવે આબરૂ ને ઇજત! આપણા દહાડા આએ ઘેરમા હવે ભરાઇ ચુકયા!–ખોદા હવે મારી અરજ વાચે તો બેહેતર!–આટલી સરખી દુકતી મારા બાગપર બબ્બેવાર ધસી આવી તે ઠંડે કલેજે બેસીને જોયા કીધુ, તે વખતે સુધ કયા

પુરેલી હતી ? એ તો હવે એમજ ! કયા ગઇ આથા એનજે લીન ? એકદમ અહીં આવ !"

"જરા સબર કર !–સબર કર !–મેહેરાં ! તુ એકદમ ઉશકેરાઇ ના જા ! ખુદાને વાસ્તે મારી ઉપર દયા કર !" તે વેચાયલો વર તેણીની નજદીક જઇ બેઉ હાથ જોડી કાલાવાલા કરવા લાગ્યો, "આપણા ઘેરમાં ગમે એવી મતફેરી કે મારામારી હોય પણ તેનો હરફબી બાહાર જવો નહી જોઇયે, દયા કર !"

"દયા કરૂ ? હવે મારી દયાપર તુને હક શુ રહયોછ, મુવા બાયલા ? જા તુને દયા જોઇતી હોય તો તારી દીકરી પાસ માંગ ! મરેરે, એનજેલીન કાહ મુઇ ?"

મેહેરબાઇએ એવી ધરપચ સરપચ કરી મુકી કે ફરદુનજી બાના બાણુ પુરા બેસી ગયા હવે તેવણ ગુઠણુ મંડીયે પડી કરગરીને ફરી ફરીથી કાકલુદી કરતા બોલ્યા "નહી, મેહેરાં, હુ તુંને એખલી બાહાર જવા દેવાનો નથી તુને જવુજ હોય તો જા, પણ મને સાથે લેતી જા !"

"નહી !–તેમ કદી બનવાનુ નથી ! હુ તેમ બનવા દેવાની નથી હવે મારે તમારી સાથનો સબધજ તોડી નાખવોછ—ને સાભળોછ કે, ફરદુનજી ?—તે સદાનો તોડી નાખવોછ ! મુઇ એવી હલકટ જીદગીએ જીવવા કરતા જીવપર કરીને મરી જવુ એ લાખ દરજ્જે બેહેતર છે ! હુબી ખરી કે મારો જીવ આપીને તમો બેઉ બાપ–દીકરીને દુનીયાની નામોશીમાં લાઉ !–દુનીયા તમારી ઉપર ફીટકાર નાખી લ્યાનતનો વરસાદ વરસાવે એવુ કરૂ !"

ફરદુનજીબાની છાતી ગોયા બધાઇ ગઇ! આ કલાટ સ્ત્રીને કેમ સમજાવવી અને કેવી રીતે મનાવવી તે તેવણ સમજી શકયા નહી

"અરે પણ હવે અંધારૂ થવા આયુ તે વખતે બાહેર જવાની જરૂરજ શુ છે? ચાલ મેહેરાં ડીયર, ડાહી થઇ જા— કાલે આપણે સાથે ફરવા જઇશુ તારી મરજી હશે તો આપણે બેજ જણાં જઇશુ—આપણી સાથે તેહમીને———"

"ખબરદાર તે નાપાક ચચુરીનુ મારી પાસે નામ લીધુ છ તો! મારે મનથી આજથી તમે બેઉ જીવતાં મુવા સમાન છો!" તે લુચ્ચી સ્ત્રી ફરદુનજીબાનાં વીચારમા આટલો ફરક પડેલો જોઇ મનમા ખુશી થતી બોલી તેહમીને સાથે ફરવા નહીં લઇ જવાની તેણીની એક લડત આસાનીથી ફતેહમંદ ઉતરી એ તેને ઓછી હરખાવનારી વાત નહીં હતી, પણ બાહેરથી જાણે તેહમીનુ નામ સાભળવાનેબી તે નારાજ હોય તેવો દેખાવ દેખાડયો. "ચાલ નીકળ, મુવા હીચકારા! દીકરીની હાજરીમાં તો મને નેહેસ્ત પગલાની ને દલદર કહેતો'તો ને હવે કાલાવાલા શાનો કરવા આયોછ?" એમ બોલી મેહેરબાઇએ હાથની એક એવી અછાટ મારી કે તે સમેત ફરદુનજી તાલેવંત પડોશના એક સોફા કોચપર ઝીખાઇ ગયા સારે નસીબે તેવણને સેફા કોચનો આશરો મળી ગયો, નહીં તો જરૂરજ તેવણ જમીન ઉપર પટકાઇ પડતે!

"જયા સુધી તારી દીકરી સાથનો બોલચાલનો વેહેવાર સદંતર તુ બધ નહીં કરશે ત્યા સુધી મારી તરફથી એક મીઠા સખુનનીબી વકી રાખતો ના!" એમ બોલી એક શેહન-

શાહબાનુ ઠસ્સાથી ચાલી જાય તેવા દોર અને દમામથી તે કલાટ ઓરત તે ઓરડામાથી ઝડપુ પગને ચાલી ગઇ

ઓરડાની બાહેર નીકળતા તેણીને એક વીચાર આવ્યો "મારા બાહાર જવા પછી એ મુવા બેઉ પાછા એકઠાં નળશે ને મારી વીરૂધ ગણગોઠ કરવાને ચુકવાના નથી તેથી બેહેતર રસ્તો એ છે કે એમજ કરૂ!"

"કોહ ગઇ આયા એનજેલીન? વ્હાલા મુઇ, એકદમ અહી આવ!" તેણીએ એક મોટી ડખાર મેલી આયને બોલાવી

આયા એનજેલીન તુરત દોડી આવી

"તાદરૂ નખ્ખોદ જાય! ત્યારથી જીવ કહાડી મરૂછ તો કોઇ જવાબ નથી આપતુ? તુ કયા મુવેલી હતી?"

"હુ તેહમીના બાઇના ઓરડામા ઉની, બાઇ, તેહમીના બાઇના તબીયત બોગરી આયાછ"

"હઅ? તબીયત બગડી આવીછ? મરના ઇચ્છેછ કે જીવવા? એ રાન વ્હાલા મુઇ કાલે મરતી હોય તો આજે કાય નહીં મરતી? ખબરદાર! ફરીથી એ નાપાકજાદીનુ નેહેસ્ત નામ મારી આગળ તે કે બીજી કોઇની આયાઓએ લેવુ નહી દરેક જણને કહી રાખજે ચાલ, સાભળ, એકદમ ઉપર જા, ને બીજા મજલા પર મારા ઓરડાના બારણામા મોટુ મજબુત ટાળુ છે તે કુચી સાથે લઇ આવ! દોડ વેહલ્લી! ચાવી ટાળામાજ પોયલી છે!"

આયા એનજેલીન તરત "બાઇ સાહેબ"નો હુકમ બજા-

વવા દોડી અને વચ્ચે એકાદ-બે મીનીટ પસાર નહીં થઇ તેટલાં પેલુ ટાળુ લઇ આવી.

"લાવી કે? ચાલ, આએ ઓરડો બધ કરી બાહેરથી ટાળુ માર!"

"કયા ઓરડાને તાળા મરાવેસ, બાઇ?" આયા એનજેલીનને ગુચવાડો પેદા થવાથી પુછવા પડી

"રાન, તારી આખ પુટી તો નથી ગઇ? વળી કયો ઓરડો?" શેઠાણી મેહેરબાઇ ઝનુનથી બોલી "આએ મારી આગળી કયા ઓરડા તરફ ઉચકાઇછ તે તુને દેખાએછ કે નહીં?" તે કલાટ સ્રીએ ફરદુનજી તાલેવતવાળો ઓરડો, જેમાથી તેણી બાહેર નીકળી હતી, તે બતાવતાં કહયુ

આયા એનજેલીન ફગલાઇને ફાટી રહી!

"બાઇ-બાઇ! ઓરડામાં તો શેઠ છે, ને બારણા કેમ બોધ કોરસે?" તે ભની ચાકરડીએ વાજગી વાધો ઉઠાવ્યો

"નાપાક! એકદમ મારા હુકમને તામે થા! તુ કોણ મને સામો જવાબ આપનારી?" તે કરડી સ્રા એકદમ ઝનુનથી લાલ થઇ જઇ બોની "કેમ, બધ કરવુછ કે નહીં?"

"કરેસ-કરેસ, બાઇ, તુ ગોરસે નોઇ થાએસ!" આયા ગભરાઇને બોની તેણીએ તે ઓરડાને બહારથી બધ કરી તાળુ દીધુ અને કુચી શેઠાણીને સ્વાધીન કીધી તે ચાવી પોતાના કબજામા લઇ તે કમઅસીલ ઓરત ઝડપુ પગલે મેહેલની બાહેર નીકળી ગાડીમા બેસી ચાલતી થઇ

"ફીલનેમે ચનો!" ગાડીમાં બેઠા પછી ગાડી મેહેલને

મોટો બગીચો પસાર કરી બાગના દરવાજા બાહેર નીકળે તે આગમજ તેણીએ કોચમેનને હુકમ આપ્યો

"અચ્છા બાઇ સાબ!" કહી કોચમેન તે પાણીદાર એરબ જાનવરોને ચાબુકની સેહેજ ચીમકી આપી પુર ઝડપથી કોટ તરફ હકારી ગયો

## પ્રકરણ ૪ થું.

"કારસ્તાનની કુતરી"

પુર્વ જન્મના પાપ તે,
આ જન્મે થઇ શ્રાપ,
નડે સર્વ નર—નારીને,
મળે ન એનુ માપ!

[હાદી]

પેલી તરફ તેહમી પોતાના ઓરડામા ગઇ ખરી, પણ આજના સતાપથી તેણીનુ દીલ એટલુ રજીદા થયુ હતુ કે તે બાપડીને તરતજ તાહાડનુ લખલખુ ભરાઇ આવ્યુ

તેની માનીતી આયા કેથેરાઇન આ મામલો જોઇ ગભરાઇ ગઇ તેહમીની સેવામા ત્રણ ત્રણ આયાઓ હતી, તે ત્રણેએ પકડવા છતા તેહમીને ચડેલુ ઠડીનુ હાચકુ એવુ જોરાવર હતુ કે તેણીથી તે ખમી શકાયુ નહી

'બાઇ, હુ શેઠને બોલાવેસ"

"નહી, કેથેરાઇન, તેવણને કોઇ નાહક ગભરાવે નહીં મને કંઈ નથી જરા ઠંડી લાગી આવીછ તે થોડીવારમા નરમ પડી જશે" તેહમી પોતાના માથા સુધી બરતુસ ઓઢતા બોલી

"સારૂ થયા બોઇ કે તુ આજે ફરવા નેઇ ગેઇ ગાડીમા ઠંડી વોગને તો શુ કારને?"

"આજે ફરવા કોણ ગીયાસ કે તેહમી બોઇ જાય?" બીજી આયા લુસીએ કેથેરાઇનની ભુલ ભાજી "આજે મોટા બોઇને મીથગી ઘેરમોજ રેહલી છે"

'તુ તેહમી બોઇ પોસે તેના નોમ નેઇ લેસ?" ત્રીજી આયા રોઝા બોલી "મોટી બેઇ ઘેરમા ઓનીસ ને ઓવીસ ઘેરના તાલાજ બોગરી ગેઇસ ગોરીમ બીચારી આપરી તેહમી બોઇને એ ઘેના દુખી કોરેસ"

આયાઓ વચ્ચે ચાલતી આ વાતચીન તેહમી તાહાડના લખલખા વચ્ચે આખમા આસુ સાથે બીછાનાપર પડી પડી સાભળતી હતી "અરે ખુદા! ઘેરના નોકર નફરોબી એને કેવા ધીકકારેછ?" તેહમી પોતાના મન સાથ પટપટી "આજે એજ સારી હોય તો દુખ શાનુ હોય? અફસોસ! મરજી ખુદાની!"

પા કલાકમા ઠંડી નરમ પડી ને તેહમીના આંગમા તાપ થઇ. આયા કેથેરાઇન અનુભવી હતી તેણીએ ઝટ કોલન વાટરનો કટકો માથાપર મુકી તેનો મારો એકસરખો ચાલુ રાખી તેહમીની "ટેમપરેચર" લીધી

તાપ ૧૦૪ ડીગ્રી હતી

"બાઇ, સીથ મને ઠપકો આપસે"

"નહી—ખબરદાર!—તેવણુને કોઇ જાણ કરે નહી" તેહમી જેણી આટલી તાપ સાથે પણ બીછાનાંપર પડી પડી છુપી રડયા કરતી હતી, તેણીએ ફરીથી આયાને ચેતવણી આપી.

"તારૂ આગ મને ઘેનુ ગોરામ લોગેછ બાઇ મોટી બાઇ નેઇ જોણે તેમ ઉ સીથને કેઇ આવેસ"

"તુ એટલી હુજતખોર કયારે હતી, કેથેરાઇન? બસ, એક વખત મે ના કહયુ એટલે નહી જવાનુ"

"તારે ડોકટરને બોલાવેસ?"

"નહી, ડાકટરનીમી કશી જરૂર નથી" તેણીએ સાફ ના પાડી "તે મારી ટેમપરેચર લીધી કે? કેમ, તાપ કેટલી છે?"

શુ જવાબ આપવો તે માટે કેથેરાઇન વીચારમા પડી, પણ ઝટ ડાહપણુ વાપરી જવાબ આપ્યો કે "એકસો એક છે?"

"એકસો એક? ત્યારે ડરવાનુ શુ છે? એ કઈ ઘણી નહી કહેવાય. મારા માથા ઉપર કોલનવાટરના કટકા અવાર નવાર મુકયા કર. થોડા વખતમા નરમ પડા જશે–હવે મને ઠડીબી લાગતી નથી!"

તેહમીાા સખત મનાઇ છતા આયા કેથેરાઇનનો ચટ-પટીયો જીવ રહી શકયો નહી તેણી લુસી અને રોઝીને હાથની મુગી ઇશારતથી હમણા પાછી આવવાનુ કહી ફરદુનજી તાલેવતના ઓરડા તરફ દોડી ગઇ પણ ભારે અજાયબી વચ્ચે તેણીએ તે ઓરડાને તાળુ મારેલુ જોયુ?

"સીથ ને મોતી બોઇ કોંહ સે?" તેણીએ એક નોકરને પુછ્યુ, પણ તે બાપડો આજના બનાવથી બીનમાહીતગાર હોવાથી "મને ખબર નથી" કહી ચાલી ગયો.

તેણી તેહમીના ઓરડા તરફ પાછી ફરતી હતી તેટલા મેહેરબાઇની આયા એનજેનીન સામી મળી

"તેહમી બોઇ સીક થઇ ગઇસ જોરમા તાપ થઇછ સીથ કાહ છે?"

"સીથ સીથના ઓરડામા છે"

"નેઇ–નેઇ–સીથના ઓરડાને તો તાળા મારેલા છે!"

"હા, ખરી વાત છે–એ તાળા મે મારીછ?"

"તે માર્‍ગીછ?–સીથ ઓરડામા બેઠીસ ને તે તાળા મારીછ?"

"હા, મોતી બોઇના હુકમથી માર્‍ગીછ મોતી બોઇ બહાર ગઇસ"

"એ શુ બોકેસ, એનજેલીન? તે આજે દારૂ–બારૂ તો નથી પીધા?"

"નેઇ, કેથેરાઇન, ઉ ખરૂ બોલેસ આજે આપરી સીથને ને તેહમી બોઇ ને મોતી બોઇ સાથ મોતા કોજીયા થઇ તે તુ જોણેસ કે નેઇ?

હા, કઇ ખોટપોટ થેઇ ખોરી પણ મોટી બોઇ સીથના ઓરડાને તાલા મારી બાહાર ગઇ–સ એ વાત ઉ નેઇ જાણેછ અરે અરે! એ કોમજાત બોઇ તો હવે હદ કરી રેહીસ મારી તેહમી બોઇ જોણુસે તો કોન જાને શુના શુ કરશે"

આટલુ બોલી કેથેરાઇન તેહમીના ઓરડામા દોડી ગઇ તેણીનો ચેહરો ઉતરી ગયલો જોઇ લુસી અને રોઝી મુગી ઇશારતથી તેને પુછ્વા લાગી, પણ રખેને આ બીના તેહમીની જાણુમાં આવે તે ડરથી તુરત વેળા તે ડાહી આયાએ નાક ઉપર આગળી મુકી તે બેઉને ચુપ કીધી

"કેથેરાઇન, જરા જો તો ? પપા ઓરડામા શુ કરેછ?" કેથેરાઇન ઓરડામા દાખલ થયા બરાબર તેણી ત્યાજ હાજર હોય તેવા ખ્યાલ સાથ મોઢા સુધી ઓઢેલી હાલતમા તેહમીએ અ દરથી કહયુ "ગુપચુપ જજે હ ? પેલી નાપાકને તારી હાજરી જણાવા દેતી ના—નહીં તો વળી તેને વેહેમ પડશે કે મે જોવા મોકલી"

ગરીબ બીચારી આયા કેથેરાઇન ! તેણીની હાલત "સુડી વચ્ચે સોપારી" જેવી થઇ પડી શુ જવાબ આપવો તે તેણીને ઘડીભર સુઝ પડયુ નહીં

"બાઇ સીથ ઓરડામા બેઠેલી છે તુ ફીકર નેઇ કરેછ પેછી ઉ થોરાવાર રેઇને જોઇ આવેછ"

"નહીં, કેથેરાઇન, તુ હુજત ના કર હમણા ને હમણા તુ પોતે જઇને જોઇ આવ કે શેઠ શુ કરેછ ને પેલી નાપેકાર કાહ છ"

તાબેદારી કઈ અજબ ચીજ છે તેહમીની આવી હાલતમા કેથેરાઇન તેણીને એમ કેમ કહે કે તારી સાવકી માવતર તારા સગા બાપને ઓરડામા ધોળે દીવસે કેદ કરીને બહાર ગઇછ ?

"વારૂ ઉ જોએસ–" કેથેરાઇને જરા વીચાર કરીને

જવાબ આપ્યો બાઇનો હુકમ માન્ય કરયા વીના કઇ ચાલે ' તેણીને ફરીથી ફરજયાત જવુજ પડયુ.

પણ એક તરફ આયા કેથેરાઇન ઓરડામાથી બાહેર ગઇ કે બીજી તરફ એકજ મીનીટના અતરે મેહેરબાઇની આયા એનજેલીન તેહમીના ઓરડામા દાખલ થઇ તે એક ભલી, ભોળી અને ભગભડી સ્ત્રી હતી જો કે તેણી મેહેર-બાઇની સેવામા હતી, પણ તેહમી જોડે મેહેરબાઇ જે ખરાબ રીતે વરતતી હતી, તે તેણીને પસદ નહીં હતુ. મેહેલ માહેલા તમામ નોકર-ચાકરો મેહેરબાઇને ધીકકારતા હતા અને તેહમી ઊ દયા ખાતા હતા આયા એનજેલીન પણ તેમાંની એક હતી

"શુ છે ? તેહમી બેઇને તાપ કેમ થઇ ? બેઇ, બેઇ, તારા તોબીયેત કેમ છે ?" એનજેલીન ઓરડામા આવતા વાર તેહમીના ગાલ્રાના આગળ જઇ ભોળાઇથી પુછવા પડી આ ભોળાઇમાં તેણીની ભાગરો વટાઇ ગયો "અરે! તારા એગ તો ઘેનાં ગોરમ થઇ ઓવીસ. એ તાપની કેઇ વખતે થઇ આવયા ? બીચારી મારી સીથબી તારી પેસે ઓવી નેઇ સેકવાની-તેના ઓરડાને તો તાળા મારી મોટી બેઇ બાહાર ફેરવા ગેઇસ'"

"શુ ? એનજેલીન, તુ હમણા શુ બોલી ? શેઠના ઓરડાને તાળુ મારી તારી બાઇ ક્યાં ફરવા ગઇછ ?"

જેમ એક ગુફામાં શાત સુતેલી વાઘણ અચણુચ ચમકી ઉઠે તેમ તેહમી આ સખુનો સાભળતાં વાર પોતાના આગપર ઓઢેલો બરનુસ એકદમ ઉરાડી નાખી બીછાનાપરથી ભડકી

ઉઠી અને તેની આયાએ તેણીને પકડી પાડે તે આગમજ દોડ મારતી પોતાના બાપના ઓરડા તરફ ધસી ગઇ!

"સબર-સબર, તેહમી બાઇ! અરે તુ કાંહ જાએસ? મોટા બોઇને સીથ નો બાજાર ફેરવા ગેઇની સે" રસતાની અધવચ્ચે આયા કેથેરાઇન, જેણીને તેહમીએ "પપા ઓરડામાં શુ કરેછ" તે જોવા મોકલી હતી અને જેણી ફરજયાત જવુ પડવાથી થોડો વાર બહાર ઉભી રહી કાઇ ભનતોજ જવાબ મન સાથ ગોઠવીને તેહમીના ઓરડા તરફ પાછી ફરતી હતી, તે અચણુચ પોતાની બાઇને રોળ મારેલી તે તરફ ધસી આવતા જોઇ બોલી પડી પણ તેહમીએ તેણીને પણ ગણકારી નહી તાપની ઝુનમા ધમધમતા આગ સાથે તેણી આ વખતે એવા ઉશ્કેરાઇ આવેલી હતી કે તેનો ઝનુનથી લાલ થઇ આવેલો ચેહરો જોતાજ આયા કેથેરાઇન તો ડઘાઇને હરણુ-ફાળ થઇ ગઇ!

"ઓ નાપેકાર તુ નડતી મરેરે! અરે મારા બાપ જેવા બાપને-આએ બાદશાહી મકાનના હકદાર માલેકને-એ રાન કમજાત કમઅસીલ એમ ધોળે દીવસે તેવણુનાજ ઓરડામા કેદ કરે એ હુ મારી દેખતી આખે કેમ જોઇ શકુ?" તેણી એકદમ ફરદુનજીવાળા ઓરડાના બારણા આગળ ધસી જઇ તે બારણાને હીડોળી નાખતા મોટેથી પોકારીને બોલી "ઓ પપા! પપા! તમે કયા છેવો!"

"એ કોણુ? તેહમી? કાય કાય દીકરા, શુ છે? અરે પણુ મારા ઓરડાનુ આય બારણુ બાહારથી કોણે બધ કીધુ? શુ ઘેરમા કોઇ ચોર બોર ભરાયાછ કે શુ?" કમનસીબ

ફરદુનજી તાલેનતનો ઓરડાની અંદરથી સાદ સભળાયો 'ઓ દીકરી–દીકરી, તુ ઘભરાતી ના ! જરા બારણુ ઉઘડાવ કે હુ તારી મદદે આઉ !"

"ઓ બાવાજી–માવાજી ! તમે જરા ધીરા પડો !" તેહમી બાહારથી બોલી "તમે કેટલા ભોળા છેવો કે તમારી પાછળ કેના જુલમી જાપતા ચાલેછ તેનીબી તમુને હજી ખબર નથી ? તમોને તો કેદ કીધેલા છે !"

"કેદ કીધેનો છે ?–કોણુને મને ?–અરે નહી રે દીકરી, આએ બારણાને કોઇ ભુતમા બાહારથી અલડરાપ મારી ગયલુ લાગેછ, માકી જે—"

"ઓ નહી, પપા ડીઅર, એ જુનમાત ભરેલુ પગલુ ભરનારી પેની કારસ્તાનની કુતરી મેહેરબાઇ છે. તે તમોને ઓરડામા કેદ કરી બારણાને તાળુ દઇ બાહાર ફરવા ચાલી ગઇછ "

"ઓ નખ્ખોદ !" ઓરડામાં ફરદુનજી તાલેનતે કપાળ કુટયુ

"જરા સબર કરજો, પપા, તમે ના–હીંમત થતા ના ! એવો જાનેમ જુલ્માત હુ કદી ચાલવા દેનાની ના !" તેહમીએ ઓરડાની બાહેરથી ઝનુનમા જવાબ આપ્યો ? "કયાં ગઇ કેથેરાઇન–લુસી–રેઝી ? જાઓ, દોડો એકદમ, ને કાવસા કારભારીને કહો કે મેહેલમાં જેટના ચાવીના ઝુમખાઓ હોય તે એકદમ તાબડતોબ અહીં લાવીને હાજર કરે ! જો કોઇ કુચી લાગી તો તેમ નહી તો હુ આએ તાળુને દરવાજા ભાંગી નાખવાનેબી ચુકવાની નથી ?"

આટલી વારમા તો તે ઓરડાના બારણા આગળ મેહેલ-માના તમામ નોકર ચાકરો અને આયા-દાયાઓનુ એક મેજરૂ મળી ચુકયુ હતુ, તે થરમભરેલો દેખાવ જોઇ તે ગરીબ નોકરો વટીક પોતાની જુલમગાર શેઠાણીપર દાત્યા કચકચાવી રહયાં હતા એક તરફ તેમને મેહેરબાઇ ઉપર કહેર ઉપજતો ત્યારે બીજી તરફ પોતાના અમીરી ખવાસના અશરાફ શેઠ અને તેત્રણુની જવાન ભલી બેટી તરફ દયા અને દીલ સોજી ખેચાતી હતી!

"મોટા બાઇ" 'ફરદુનજી શેઠ''ને ઓરડામા કેદ કરી બાહર ગયાં છે આ બીના આખા મેહેલના માણુસોમાં વીજ ળીને વેગે ફરી વળી અને ચાવીનાં ઝુમખાઓ લાવવાની એવી દોડાદોડી થઇ રહી કે તે દેખાવ એક તરફ જેમ દયા જનક તેમ બીજી તરફ કાંઇક દરજજે રમુજી પણુ થઇ પડયો!

તુરતજ કાવલો કારભારી મોટા મોટા પાચ-સાત જુની કુચીઓના ઝુમખા લઇ આવી પહોચ્યો અને એક પછી એક ચાવીઓ લગાડી જોતા અતે એક ચાવી લાગ્યાથી તાળુ ઉઘડયુ તે ઉઘડતા વાર તેહમી બારણાની અલડરાપ ઉવાડી એકદમ અદર ધસી ગઇ અને પોતાના વ્હાલા પપાને વળગી પડી!



## પ્રકરણ ૫ મુ.



### એક દયાજનક ચીત્ર

લલાટ કેરા લેખનુ,
બંધન સૌપર હોય,
મો'ત મલ્યુ મનસુરને,
રહ્યુ 'અનલ-હક' તોય!

[હાદી સતસાઈ]

આ વખતનો દેખાવ ઘણો દયાજનક હતો! કાવલા કારભારીએ ડાહપણ વાપરી દરેક નોકર ચાકરોને ત્યાથી ચાલી જવાનો હુકમ આપ્યો અને પોતે પણ તે કમનસીબ બનાવ ઉપર મનમા અફસોસ કરતો અને તે કલાટ સ્રીને હજારો હજાર ગાળોનો સરપાવ આપતો ત્યાંથી ખસી ગયો

તેહમીની છાતી એવી ભરાઇ આવી હતી કે બે પાચ મીનીટ સુધી તેણી એક બોલ બોલી શકી નહી

"ઓ પપા-પપા! આએ તમારી શુ હાલત?-તમારી આએ કવી કગાળ સ્થીતી? તમે મકાનના માલેક છેવો કે ચોર છેવો? ઓ! આજે તો એ નાપેકારે ખરડેલા પગ છેક ગલીચા વેર લીધાછ જો? મારેથી એ જોઇ નથી શકાતુ જો! મારો પીતો ઘણો ઉછળી આવેછ જો? એ રાંન તમારી જુતીની ઝટકનારી તમારી ઉપર એટલી હદ સુધીનો જુલ્માત ચલાવે ને હુ બેસીને જોયા કરૂ? મારેથી એ જુલમગારનો જુલ્મ હવે વધુ તામોશ નથી થઇ શકવાનો જો? તમે જરા

તો બોલો-જરા તો સાબા થાવો-જરા તો તમારૂં ધણીપણું જણાવો ?-તમે એવા કેમ થઇ ગયા ?-તમે એવા કયારે હતા ?-એ બે બદામની હલકી ઓરત દહાડે દહાડે ઘણી ફારત જવા લાગીછ જો ? કેવી હલકત રીતે તમારી સાથ એ વરતેછ તેનો તમે કઇજ બંદોબસ્ત નહી કરો ? એના ગંધીલાં મોહડાંમાં તો એ તરેહવાર કીડા પાડેછ, પણ હવે આસ્તે આસ્તે તમોને કેદ કરવા લાગી એ શું કહેવાય ? અરે ! એ રાન કમજાતની મકદુર શું કે તમોને ઓરડામાં કેદ કરી પોતે બહાર જાય ? એ બહાર મરવાની હતી તો બારણું ઉઘાડું રાખીને કેમ નહી જઇ મુઇ ?"

"દીકરી તેહમી, જે માણસ આંખમાથી શરમ કે લેહાઝ બીલકુલ છોડી દે તેનાથી બીજી વકકી શું રાખીયે ? મારા નસીબમાં એવી રીતેજ હાડમાર થવાનું હશે તે પરણેલી પરણેતરનાથી એવા ગોદા ખાઉં છ, પણ દીકરા, તું અહીં શું કરવા પાછી આવી ? એ નાપાક કઇ ઘડીએ આવી પુગશે તેનો નેમ નથી જો એ પાછી તુને અહી આવેલી જોશે તો નવેસરથી નવું રમખાણ જગાડશે જો મારૂં માન, મારી માય, તું અહીંથી એકદમ ચાલી જા, ને બારણું જેમ બંધ હતું તેમજ પાછું બંધ કરતી જા !"

"શું બોલ્યા ? પપા—તમે કઇ મગજથી કોઇ દુશ્મન બેમગજ તો નથી થયા ? બારણું પાછું બંધ કરૂં ? આ તમે શું બોલોછ ?"

"હા હા, દીકરા, કોઇબી રીતે કજીયાનું મોં કાળું થાય તે જોવા સારૂં હું એમ કરવા કેહું છ"

"નહી બનશે—પપાજી—એમ કદી નહી બનશે" તે બાયલા બાપના હીચકારાપણાપર મનમાં અફસોસ કરી તે બાહદુર બેટી કાઇક ચીચવાઇને બોલી "અરે! તમે એ બોલોછ શું, બાવાજી? તેના બાપનો કઈ ડંકો—બંકો ફરેછ? જરા તમારી ઇજત આબરૂનો તો ખ્યાલ કરો?—મેહેલમાના નોકર—નફરોમા કેવું નાક કપાઇ જાએછ તેનો તો જરા વીચાર કરો? એ રાન હલકી હજામડી એવી તે કોણ મોટી ઉમરાવજાદી થઇ આવીછ કે તેના ધાકથી તમે નાહક ધ્રુજોછ? અરે! તમારી આગલી હીમત કયા ગઇ? તમારો આગલો ટેક કયાં જતો રહયો?—તમારો આગલો દોર—દમામ અચણુચ કેમ નાશ પામ્યો? મને કઇ સમજ તો પડે? ઓ ખુદા! હવે શુ કરૂ? બાવાજી, તમારી, એવી નબળાઇને લીધેજ એ નાપાક તમારી ઉપર આટલી બધી ફાવી જાએછ શું તમે એનો કઇ રસ્તો નથીજ કરવા ઇચ્છતા?"

"હું શું રસ્તો કરૂ, મારી કલેજી! મુવો હુ!—હું જનમતાજ મરી જતે તો આએ દુખના દહાડા જોવા પામતેજ નહી! એ રાન કમજાત કમઅસીલ સાથ પરણીને, હું ચોખ્ખો ફસી પડયોછ, મારી દીકરી!" ફરદુનજી ગમગીને સાદે બોલ્યા

"ખરેખર, બાવાજી, તમે ફસીજ પડયાછ! તમારા ગળામા આએ નાપેકારની તોક ઓળવાતે નહી તો 'મેહેલ મીનાર'ના સુખી દાહાડાઓ દુખી દીવસોમા કદી ફેરવાતે નહી યાદ કરો પપા, કે મારા મરનાર મમ્માના વખતમા આપણુ ઘેર કેવુ સુખી હતુ? અરે, તે ફરેસ્તાઇ ખસલતના

મારા માય આજે આએ દેખાવ જોઇ શકને કે? ઓ' મમ્મા! મમ્મા' મારા માયાળુ મમ્મા! જો તે મીનોઇમાથી તમે જોઇ શકતા હો તો જુઓ કે તમારી ગેરહાજરીમા અમો તમારાં વ્હાલાઓ એક કમજાતને વસ પડી કેવા હેરાંન ને પરેશાન થઇયેછ!" અને અહીં તેહમી એક બચ્ચા મીસાલ રડી પડી

"ના રડ—ના—રડ—મારી માય!–તુને રડતી જોઇ મારા પેટમા કમ ચુથાઇ આવેછ!" ફરદુનજી તાલેવત તેહમીનુ માથુ પોતાની છાતી સાથ ચાપી આખમા આંસુ લાવી બોલ્યા "તે મારી અસરાફ્જાની આજે હઇયાત હોય તો હુ એટલો હલાક—મરે પણ આય શુ? તેહમી, તારૂ આંગ એટલુ બધુ ગરમ કેમ છે? તારા દીલમા તો કકડધસ તાપ છે!"

"મને કાહ સેકો તાણોછ, પપા, એટની તાપથી હુ મરી નથી જવા!!! પણ તમે બોલોની—મને કહોની—કે આપણે એવી હલકી હાલતમા કયાં સુધી રહીશુ? તમે એ નાપાકનો જુલમ કયાં સુધી ખમ્યા કરશો?"

"હુ એનો શુ જવાબ દેઉ, દીકરી, મને તો કઇ સુઝ પડતુ નથી પણ જો મારી માય કરૂ–તુ અહીંથી જા–તે નાપાક જે વખત જાએછ તેમા એમ જાણુજે કે હમણા આવીને ઉભી રેહશે ને તુને અહીં જોઇને તેનાં મસ્તકની રાઇ વળી પાછી ચહડી જશે"

"ચહડે તો ચહડવા દેવો, બાવાજી, મને તેની દરકાર

નથી એ શુ કરવાની છે?—કઇ જીવ તો નથી લેવાની?" તેહમી જુસ્સાથી બોલી

"એ નાપાક આજે જીવપરજ આવેલી છે, દીકરી! મને તો શક છે કે એ આપણો જીવ લેશે અથવા પોતાનો આપશે—એમાંથી એક એ કઇબી કરશે" ફરદુનજી તેહમીને ઓરડામાથી જતી રેહવાના કાલાવાલા કરતા બોલ્યા.

"કોઇથી જીવ અપાતોબી નથી ને લેવાતોબી નથી, પપા, એ બધા તમારા નબળા મનનાં ધખારા છે શુ એ બહાર મુઇછ તે પોતાનો જીવ આપવા ગઇછ?"

"આપેબી, દીકરી એ બોલીનેજ ગઇછ કે 'હુબી ખરી કે મારો જીવ આપીને તમો બેઉ બાપ–દીકરીને દુનીયાંની નામોશીમા લાઉ,' બોલ, હવે શુ કહેછ?"

"તે બોલી અને તમે માન્યુ કે, પપા?"

"મે માની લીધુ નથી, પણ મને ડર લાગેછ!"

"કઇ ખુદા ખુદા કરો, પપા? કહેવત છે કે 'ભસતા કુતા કાટે નહી,' તેમ બો બો કરનારી અને ભાડ બાશા વાપરનારી એ હલકત સ્ત્રી કદીબી પોતાના જીવપર કરવાની નથી"

"અને ઉશ્કેરાટની મારીએ કઇ કશુ કીધુ તો?" તે બીહકણુ બાપે પોતાની બેટીને સવાલ કીધો

"ત્યારે તો ટાહડાં પાણીએ કાસલ પતે, પપા? 'વો દીન કહાં કે મીયાકે પાઉમે જુતીયાં?'—તમોને એક બોટો

ધખારો બેઠોછ—એ નાપેકારે તમોને જુઠડી ભપકી આપેલી થાગેછ ”

“ તે ગમે તે હોય પણ કઇ કશુ બન્યુ તો મારી આબરૂ—ઇજ્જતને દુનીઆમા કેની નામોશી પહોચે, દીકરી અદરનો ખરો ભેદ લોક શુ જાણે ?”

“તમે એમ સમજોછ ખરા કે પપા? ત્યારે મામલો હજી પુરો બેહેકે તેની આગમજ ‘ઉપાય કરતાં અટકાર ભલો’ તેમ તમેજ એની ઉપર સખત કાય નહી થના કે પાચે દહાડે એવી નામોશી તમોને પહોચે નહી ?”

“હુ શુ કરૂ, દીકરી, એ કમજાત આગળ મારૂ કશુ ચલણુ ચાલતુ નથી એને જોઉછ ને જોઉછ કે હુ મારી હીમતજ હારી જાઉછ,” તે હીચકારા પીતાએ પોતાની નમ ળાઇનો ખુલ્લે ખુલ્લો એકરાર કીધો

તેહમીએ તે જવાબ સાભળી કપાળ કુટયુ !

“ઓ પપા-પપા—તમે એમ ના બોલો ! તમારા એવા હીચકારાપણુથી મને શરમ પેદા થાએછ ’” તે ભલી બેટી બાપનો એકરાર સાભળી મનમા ભારે બળાપો કરતા બોલી “તમે પોચા હો નહી, તો એ રાન હલકી ભુનીયાદની બઇરીનો ચમર—ચોટલો એટલો ચઢે નહી, ગરીબમાં ગરીબ માણસથી પોતાની ઓરતને કાબુમા રાખી શકેછ ને તમે ધનના ઢગપર બેઠેના અને પુર સત્તા ધગાવનારા હોવા છતા એક બે બદામની લોન્ડી તમોને એવી નીચ અને નાલાયક રીતે હેરાન કરેછ તે મુગે મોહડે ખમ્યા કરોછ? તમે એનો જોરો કાય લઇ ચલાવોછ? આજે તો તમોને કેદ કીધા—કાલે

તમારા હાથ પગ બાંધવાનીબી સરકશી બનાવશે તો તે તમે ચાલવા દેશો કે?"

"ઓ તેહમી—તેહમી હવે બસ કર! મારી દીકરી, બસ કર! તારૂં બોલવું બોલેબોલ ખરૂં છે, પણ મારી હીમત એની સામે થતી નથી ત્યાં શું કરૂં? પણ સાભળી માગી માય?—તું હવે અહીંથી જાય તો સારૂં! જો દીકરી તારે પગે પડું?—હાથ જોડીને કહુંછ કે તું અહીંથી જા!—તે કલાંટ રાન હમણા આવી પુગશે ને તુંને અહીં જોઇ તો વળી પાછી રંજક લાગશે"

"બાવાજી, તમે મને પગે પડોછ? તમે મારી સામે હાથ જોડોછ? અરે! એ સઘું તમોને શોભેછ કે? તમારી ઇચ્છાજ છે તો હું જાઉછ, પણ એકજ શરતથી જાઉછ, કે આએ ઓરડાના બારણા જેમ ઉઘાડાં છે તેમના તેમ તમે રાખવા! અમથા અલગાં બારણાબી બંધ કરવા નહી બોલો, તમોને મારૂં કહેવું કબુલ છે?"

"કબુલ છે, દીકરી કબુલ છે—પણ ખુદા ખાતર તું અહીંથી જા ને હમણા ને હમણા ડાકટરને બોલાવી તારી તબીયત બતાવ!"

"જાહનમમા ગઇ મારી તબીયત! તમે સુખી તો હું સુખી મને મારી દરકાર નથી, પણ તમારે માટે મારો જીવ બળીને ખાખ થઇ જાવછ, હું જતા જતા ફરીથી કહુંછ, પપા ડીયર, કે એ રાન કારસ્તાનની કુતરી"—

"ઓ તું બોલતી મરેરે!—તારી જીભમાં કાટો ભોકાયરે! કારસ્તાનની કુતરી કોણને કહેછ?" નેહમી કાંઇ વધુ બોલે

તેટલામાં તેની મત્રાઇ માતા મેહેરબાઇ એકદમ ઓરડામાં એક છેડાયલી વાઘણની મીસાલ ધસી આવી પુછવા પડી

"તુને–તુને ! ઓ નાપેકાર તુને !–બોલ તુ શુ કહેછ ?" લડાઇના મેદાનમાં ઉતરેલો એક બહાદુર સરદાર દમામદાર ઢપથી છાતી કહાડી એકદમ ધસી જાય તેમ મેહેરબાઇના આંગપર ધસી જઇ તેહમી બોલી

તે હીચકારી સ્ત્રી તેહમીને આગપર ધસી આવેલી જોઇ બે ચાર ડગલા પાછળ હટી જઇ વાઘને જોઇને સસલુ ધ્રુજે તેમ થરથર ધ્રુજવા પડી !

## પ્રકરણ ૬ ઠુ.

"તુને ઠગુ તો મારા ખુદાને ઠગુ !"

વીનાશ કાળે વીશ્વમા,
પડે ચાલમા ફેર,
બીગડેલા ઘડીઆળમા,
વાગે ત્રણના તેર!

[દાદી સતસાઇ]

તમે ઘણી વાર રગભુમીપર રજુ થતાં કરૂણારસીક ચીત્રો જોયા હશે, તેહમી પોતાની મત્રાઇ માના આગપર ધસી ગઇ તે દેખાવ ખરેજ જોવા લાયક હતો !–તે ગોયા એક રગભુમી-નુજ ચીત્ર રજુ કરતો હતો !

મેહેરબાઇ અચણુચ આવશે એમ ફરદુનજી તાલેવંત ત્રકી રાખતા હતા. પણ એટલી જલદી આવી લાગશે એમ ધારતા ન હતા, જેથી મેહેરબાઇનું અચાનક આવી પહોચવું તે નાહીમત પીતાને વધુ નાહીમત બનાવવાને પુરતુ થઇ પડયુ હતુ મેહેરબાઇ તેહમીને ઝનુની બની ગયલી જોઇ કારણથી ધ્રુજતી હતી, પણ ફરદુનજી તાલેવંતના હાડેહાડ વગર કારણે ત્રુજી રહયા હતા! તે મા બેટી વચે વળી પાછી એક મહાભારત લડાઇ લાગવાની એમ માની લઇ તેવણુ ફુગલાઇને ફાટી રહયા હતા!

પણ બીજી તરફ તે કાવત્રાખોર આ વખત જોઇને વાત કરવાની વીદયામાં ઓછી કુશળ ન હતી હાલનો સંજોગ એવો હતો કે મેહેરબાઇ ફરદુનજી તાલેવંતને એકલા છોડી મરતા મેહેલની બાહેર જાય એમ ન હતુ, પણ મેહેરબાઇનુ આજનુ બાહેર જવુ પોતાની ચોકસ મતલબોને પાર પાડવાનુ હોવાથી પોતાની ગેરહાજરીમાં તે બાપ બેટી પાછા મળવા પામે તેની વટીક તેણે દરકાર કીધી ન હતી

વળી બાહેર જતી વેળા ફરદુનજીના ઓરડાને તેણી તાળુ મારી ગઇ હતી, તે તાળુ તેણી મેહેલમા પાછી ફરે તે આગમજ ખોલી નાખવામા આવેલુ જોઇ તેણીના "ભીંગ" અંદરખાને તો ખરેખરજ ફરી ગયા હતા, પણ જે ફરેબની બાજી હાલ તેણી રમવા ઇચ્છતી હતી તે બરાબર રમાય ત્યા સુધી પોતાના ગુસ્સાને ચુપકીદીના તાળાથી બંધ કરવાની તેણીએ જરૂર વાચારી હતી તાળાની મોહકાણે તો તેહમી આજે બીજી વાર તેણીની સામે થઇ હતી માટે હાલ એ

ઝગડો તેણી લબાવે તો ધારેલી નેમ બર આવતી રહી જાય એટલાં માટેજ તે ડાવકી સ્ત્રીએ મામલો ગભીર જોઇ "વાણીવા હવે ફેરવી તોલ" જેવી ગત વાપરવામા ડહાપણ વીચારયુ

"મારી દીકરી, જરા ઠડી પડ! મારેથી ગુસ્સાનુ મારયુ અહીં આવ્યા બરાબર કઇનુ કઇ બોલાઇ ગયુ છ, પણ આજે મારેથી એક બીજી ઘણી કફોડી ભુલ થઇ ગઇછ" મેહેરબાઇએ જોતાં જોતામાં નરમ પડી જઇ નમતુ પાસુ બતાવી દીધુ તેણીની નેમ નરમાસ બતાવી દઇ તેહમીને ઝટ શાત પાડી દેવાની હતી "અરે મરેરે મારો સુધલો! વકર્માં ને ધકમા હુ અહીંથી જતી વખતે ઓરડાનુ બારણુ બધ કરી ગઇ ને અરધે રસ્તે ગઇ ત્યા યાદ થતાંજ મારૂ કામ એમનુ એમ પડતુ મુકી હુ પાછી ફરીછ મારા ગાય ગોસપદ જેવા રાજવશી ધણીને ઓરડામા કેદ કરી જતી હુ મુઇરે! ઓ દીકરી, કુદરતી રીતે તુને ને તારા બાપ થતાને મારી ઉપર ઝાંઝ બળી આવે એવુ આજે મે પગલુ ભરયુ છ પણ ધકમા ને ધકમા મારેથી કોઇ દહાડે હુ મરતા નહી કરૂ તેવુ થઇ ગીયુ છ–તેની હુ તમો બેઉ પાસે માફી ઇચ્છુ છ અરે, અરે, નાપાક સેહતાનપર લ્યાનત પડે તે હુ સજાતની દીકરીને એવી ઉધી અકકલ આજે કયાથી સુઝી? અફસોસ! અફસોસ!"

પોતાનુ વીકાળ મોહડુ વકાસીને ધસી આવેનો એક ઝનુની વાઘ પાસે આવતાને વાર એકદમ ઠડો થઇ કાંઇપણ નુકશાન કીધા વગર ઠે થઇ જાય ત્યારે જે લાગણી ઉત્પન્ન થવા પામે છે, તે લાગણી તેહમીને ઉપજી ઓ નમતાઇ!

**નમંતાઈ! તારા જેવો મધુર શબ્દ દુન્યાની ડીક્ષનરી-માથી બીજો કોઈ જડવાનો નથી; જે અસર દુન્યાની દોલત આપી દેતા ઉપજતી નથી તે નરમાસનો એક મીઠો સખુન ઓચરતાં ઉપજાવી સકાય છે એ વાત કોણથી અજાણી છે?** તેહમી નાહાન તેહમી—તે દગાખોર સ્ત્રીના પેચદાર પેચને પહોચી શકી નહી તેણીને ઓરડામા દાખલ થયલી જોઇને જેમ ફરદુનજી તાલેવત ગભરાટમા પડયા હતા તેમ તેહમી પોતે પણ મન સાથ ફીકરમદ બની હતી કે આજે ફરીથી એક ઝનુની જગ અહી જાગ્યા વગર રહેવાનુ નથી, પણ તેમ થવાને બદલે તે ફરેબબાજ સ્ત્રીએ પાસુ ફેરવી તોલવાથી તેહમીનો ગુસ્સો ઝટ નરમ પડી ગયો.

મેહરબાઇ! પોતાનો ગુસ્સો ઠડો પડવા છતા તેહમીથી બોલ્યા વીના રહેવાયુ નહી "જોકે તમે અમારી સાથ લાયકી કરવામા કોઇ રીતની બાકી રાખેના નથી, તે છતા જો તમારો આ પસતાવો ખરા દીલનોજ હોય તો તે સાભળીને મને ઘણો તો નહીં પણ થોડોક સતોશ ઉપજે છે તમે આ મકાનમા પરણી આવ્યા પછી મકાનના માલેકને માટે તમારા મોહડા માથી માનપુરવક સખુનો મે કોઇબી દહાડો સાંભળ્યા હોય તો તે આજેજ છે હુ ઇચ્છુ છુ કે એ કીમતી સખુનો તમારા મગજપર કાયમની અસર ઉપજાવે ખરેજ 'ગાય-ગોસપદ જેવા એક રાજવશી ધણીને પામી તમે એક રાજ કરતી રાણી બનેલા છો પણ ખરી કમનસીબી એ છે કે તમોને રાજ કેમ કરવુ તેજ આવડતુ નથી. હુ તમોને શીખામણ આપવાની શેખાઇ કરતી નથી, પણ આ પ્રસગો

પાત કહેવાની જરૂર સમજુ છુ કે ધણીનો ધણી કોઇ ધણી-યાણીથી થવાતું નથી અને જે બેવકુફ બાઇરીઓ પોતાના મગજમા એવો હલકો ફાકો રાખેછ, તેઓ ધણીયાણીના બુલંદ દરજાને માટે પોતાને હાથે પોતાને નાલાયક ઠેરવેછ મને સમજ નથી પડતી કે એવુ અચબુચ ડહાપણ તમોને કેમ સુજ્યુ?"

"જરા સબર કર, મારી માય! એ ડહાપણ મને કેમ સુઝ્યુ તે ખોદાના ઘેર સુધી આજે હુ તુને ખરેખર કહી દેવા ઇચ્છુ છ" તે ઠગારી સ્ત્રી દયામણો ચેહરો કરી અજાયબ જેવી હદ સુધી પતરી જતા ધુમ જુઠું બોલવામી બીધી નહી "જોની દીકરી, અહીં આપણી વચ્ચે મારામારી થયા પછી હુ ગુસ્સાની મારી ધકમાં ને ધકમાં એવણના ઓરડાનુ બારણુ બધ કરીને બહારની ખુલ્લી હવામા ફરવા ગઇ તે ખુલ્લી હવામા ગઇ ને ગઇ, તુ માનશે?—બસ તે ખુલ્લી હવાએ ઘડીની વચ્ચે મારા વીચારોને ખુલ્લા કરી નાખ્યા મને એકા એક પસ્તાવો ઉપજયો કે એ બીચારાં બેઉ નીરદોશોને આજે વગર વાકે મે નાહક સતાવ્યા હુ એટલી પસેમાન થઇ કે ગાડીમા બેઠા બેઠી હુ એખલી ઝાર બે ઝાર રડીછ. તેટલા અચબુચ મને યાદ આવ્યુ કે ધકમાં ને ધકમા ફ્રરદુનજીને હુ તો ઓરડામાં કેદ કરી આવીછ! અરે! તે વખતે મે મારા જીવને કાપી કાપીને કેવા કટકા કીધાછ તે હુ તુને શુ કેહુ?—બસ! તરતજ મે કોચમેનને હોકમ કીધો કે એકદમ ગાડી પાછી બગલે લઇ જવી અને એ રીતે હુ મારતી ગાડીએ દોડી આવીછ"

તેહમી આ ખુલાસો સાભળી વધુ નરમ પડી ગઇ તે ભોલી કુમારીકા પોતે ભોળી હોવાથી તે કાવત્રાખોર સ્ત્રીનુ કપટ સમજી શકી નહી

"મેહેરબાઇ, શુ એ બધુ તમે ખરા દીલનુ ને ખરૂજ બોલોછો? હુ એ બધુ માનુ?" એક મીનીટની ચુપકીદી પછી નેહમીએ પુછયુ

"ઓ દીકરી! ત્યારે શુ તુ મને હજુ જુઠઠી સમજેછે કે? મારા મુવા માય-બાપના કસમ ખાઇને કેહુછ કે તારા દીલમા તુ જરાબી વસવસો રાખતી ના? હુ તુને ઠગસ તો મારા ખોદાયને ઠગસ! બોલ, હજુ તારી ખાત્રી થાએછ કે નહી?"

"બસ-મેહેરબાઇ-હવે વધારે ના બોલો! હુ માનુછ! જ્યારે તમે ખોદાનુ પાક નામ મોહપર લઇ ખરી ખાત્રીથી કહેવા માગોછ, ત્યારે હુ તમારો ખુલાસો કબુલ કરૂછ" ભોળી તેહમી ભોળવાઇને બોલી "સાંભળો, મેહેરબાઇ, આજ ફ્રીથી ઓરડાને તાળુ દેવાની મુરખાઇ ફ્રીથી તમે કદી કરતા ના. આજે નોકર-ચાકરોમાં મારા વહાલા પપાની ઇજત-આબરૂને જે હલકાઇ પુગીછ, તે એકજ વખત હુ સાખી જાઉંછ પણ હવે પછી—"

"નહીરે દીકરી નહી, હવે પછી એવુ કોઇ દહાડે બનવાનુજ નથી! તુ જોજે તો ખરી? અરેરે મરેરે હુ તાળાંની દેતી! મારા બાદશાહી ધણીને હવે હુ મારૂ નાક શુ દેખાડુ?" તે નાપેકારે સ્ત્રીચરીત્ર લડાવયાં!

"કઇ નહી—કઇ નહી, મારી મેહેરા, તુ તારી ભુલ

કબુલ કરેછ એ જોઇ હુ ખુશી છેઉ. તુને શરમાવાનુ કઇ કારણ નથી" ફરદુનજીઆના હર્ષમાં અડી હરખાઇ ગયાં. જોતાં જોતાંમાં મામલો એમ સમાધાન થઇ જવાથી તેવણને હવે હીમત આવી હતી !

"તમે તમારી લાયકી બોલોછ, ફરદુનજી, પણ મે તો ઠરાવ કીધોછ કે મારાં આજનાં પાપની તોજેશ કરવા સારૂ આવતી કાલથી આઠ દીવસ સુધી દરરોજ લાગટ આતશબેહરામમા જઇ પતેત પશેમાની કરવી !" તે લુચ્ચી ઓએ સાધુપણુ બતાવ્યુ "તોબાહ—તોબાહ ! ધણીને કેદ કરનાર ધણીઆણી તરીકે ખોદાયજીની નજરમાથી હુ કેટલી બધી ગુનેહગાર ગણાવસ ? ફરદુનજી, તમે મને માફ કરશો કે ?"

"એ આજે એમ શુ કરેછ જો મેહેરાં ડીયર ?—મારા દીલમા તો મે કઇ રાખ્યુ નથી" ફરદુનજીમા કમલી પડયા તેવણ પોતાના મન સાથ હેરત થયા કે આએ પીતનેઅગીઝ ઓરત જાતા જોતામાં ફરેશતાઇ ખસલતની કેમ થઇ ગઇ ? "જા બા, આતશબેહેરામ શાનુ જાય ને પતેત પશેમાની શાની કરે ? જો એજ બાબતનાં પસતાવાને સારૂ તુ એમ કરવા માગતી હોય તો હુ તુંને એવુ બેવુ કઇ કરવા દેવાનો નથી"

"મેહેરબાઇ" ! અહીં તેહમી તેણીની જરા નઝદીક જઇ બોલી "ખરી વાત છે કે ઇનસાનને પોતાના પાપનો પસ્તાવો કઇ ઘડીએ ઉપજશે તેનો નેમ નથી. જો એવોજ ખરા દીલનો પસ્તાવો તમુને ખરેખરજ આજે ઉપજ્યો હોય તો હુ અહીં એકજ સખુન તમુને કેહેવા માગુછ તમારી રજા છે ?

"મારી રજા શાની પુછેછ, મારી દીકરી ? સુખેથી બોલ મારી કલેજી! હવે હુ આગલી મેહેરબાઇ રહી નથી–"

"તમારો આએ છેલ્લો સખુન જો સચ્ચાઇથી ભરપુર હોય તો તે ખુદાવંદ કરીમના હુ હજાર હજાર શુકરાના કરૂ છ" તેહમી તે ઠગારી સ્ત્રીના ફરેબી બોલવાપર ભોળવાઇ જઇ તેણીની વધુ નઝદીક જઇ પોતાનાં બેઉ હાથ જોડીને બોલી. "મેહેરબાઇ-મેહેરબાઇ! તમે હાલ કેવા મીઠા સખુનો બોલોછ? એજ મીઠાસ જો તમારી જીભમા તમે સદા જાળવી રાખો તો આએ ઘરમાં તમારાં પગલાં પુજાય! જોકે હુ તમારી સાવકી દીકરી છેઉ, પણ તમે જો અમારી સાથે સુજી સમજીને મીઠાસથી વરતો તો એક સગી દીકરીને બાજુએ બેસાડે એવી રીતની તમારી તાબેદારી કરવા હુ તઇયાર છેઉ, પણ તે એકજ શરતે કે મારા વ્હાલા પપા, જેવણ હવે બુઝરગીએ પહોંચ્યા છે અને તમારા પરણી આવ્યા પછી ઘણા હલાક ને હેરાન થયા છે, તેવણ સાથ તમે સારી રીતે વરતો! મેહેરબાઇ, જો તમે મારા પપા ડીયરને સુખથી ને હલાવટથી રાખો તો હુ તમારો પડયો બોલ શુ કે તમારી જુતી ઉંચકવા તઇયાર છેઉ અમે તો તમે મારી તરફ તમારી મરજીમાં આવે તેટલાં સખત રહેજો, પણ મારા પ્યારા પપા સાથ ચીથરા ફાડવાનાં ને તેવણને હલકા શબ્દો ઓછરવાના બંધ કરો! હુ તમારી પાસે બીજી કોઇ મેહેરબાની માગતી નથી!"

"ઓ દીકરી! દીકરી! તુ મને હવે ચોખા ના માર! તારા બાપ થતા સાથ હુ આજ સુધી જે નાલાયક ચાલ

ચલાવી શકીછ, તેનો આજે મને પુરતો પસ્તાવો થયોછ આજ પછીથી હુ તમો બેઉ સાથ જુદીજ રીતે વરતસ એવી રીતે વરતસ કે તમો બેઉને જીદગી સુધી યાદ રહેશે' ના રડ, ના રડ, મારી કલેજી! તુંને રડતી જોઇ મારાં આત રડામાં ચુથાઇ આવેછ!" અને એમ બોલી મેહેરબાઇ એટલી લટી ગઇ કે ઝટ તેહમીની પાસે જઇ તેને પોતાના પાસામા દાબીને એક કોટી કાધી!

ઓ દુન્યા! દુન્યા! તુ કેવી કપટબાજ છે! તુ ફંદ-ફરેબથી કેવી ભરપુર છે! માત્ર એકજ કલાકની વાત ઉપર જે જગ્યાપર એક જંગી ઝગડો બરપા થયો હતો, તે જગ્યા-પર બીજા કલાકે એવી શાત સમાધાની જોવાની કોણે વકી રાખી હતી?

વગર શકે તે બાપ–બેટી પેલા પ્રપચી સ્ત્રીના ફરેબબાજ બોલવા ઉપર વેચાઇ ગયા હતા!

"ખુદા તુને સુખી રાખે મારી મેહેરા! આજે તારામા થયલો આએ અચબુચ ફેરફાર જોઇ મારૂ હઇયુ હરખાઇ જાએછ એવીજ રીતે તુ હવે પછી ડહાપણથી વરતશે તો આએ દુખી ઘેરને તુ પાછુ ચદરોજમાં સુખી બનાવશે"

"ફરદુનજી, મારેથી જે કઇ ભુલ થઇ હોય તે મને માફ કરજો!" તે ઠગારી સ્ત્રી હવે તેહમીને પડતી મેલી પોતાના ધણી આગળ આવીને બોલી "હુ ધારૂછ કે કોઇ મેહનાન ચોઘડીયુ આટલો વખત આપણી ઉપરથી પસાર થતુ હતુ હવે તે વીઘન ખોદાયની મેહેરથી વહી ગયુ છ હવે પછીથી મને જુદીજ મેહેરબાઇ સમજજો"

ઓ પાક પરવરદેગાર! તારી કુદરતને કોણ પહોંચી શકે? ફરદુનજી તાલેવત પોતાની મોહોરદારમા અચંબુ થવા પામેલો આએ ફેરફાર જોઇ હરખથી ફાટી ગયા! "હવે ગઇ ગુજરી બધી પીઠ પાછળ નાખ, મેહેરી, ને ખુદા પર વીશ્વાસ રાખ! તે મહાન માલેક ભલી મનશની ધરાવનારનુ ભલુજ કરેછ!"

"કઇ ફીકર નહીં ફરદુનજી, મારૂ હઇયુ હવે મને ઘણુ ડખેછ—મારી ચાલને વાસતે હુ ઘણી પસતાઉછ તમુને કે દીકરી તેહમીને હવે હુ એક રજભાર ધજા પુગવા દેનારી નથી. જા, દીકરી તેહમી, તુ સુખેથી તારા ઓરડામા જા, મારી માય! ને ગઇ ગુજરી બધી ભુલી જજે!"

"વારૂ, માયજી, હુ જાઉછ" તેહમી પોતાની સાવકી મત્રાઇના હુકમને ઝટ તાબે થઇ ફરદુનજી મેહેરબાઇ સાથ પરણી આવ્યા પછી તેહમીએ મેહેરબાઇને કોઇગી દહાડે "માય" કે "માયજી"ના મરતબાથી બોલાવી હોય તો તે પેહેલ્લી આજેજ હતી! તે બોલી ડુમાગીકા અને બોળો ભરથાર વગર શકે તે પ્રપચી સ્ત્રીના બાહેરના દેખાવ પર આજે સાબુત ભોળવાઇ ગયા!

---

## પ્રકરણ ૭ મું

'ઘી ખાના શકકરસે ઓર દુનીયા ખાના મકકરસે"

"ઝેરી પ્રાણીઓ વટીક ઝેરને પોતાના અગના અમુક ભાગમાંજ રાખે છે, પણ ઝેરી માણસોમાં તેમ

કરવાની શકતી નથી દાખલા તરીકે માખીના માથામા ઝેર છે. સાંપના દાંતમાં ઝેર છે, વીંછીની પુછડીમાં ઝેર છે, પણ દુરજનો (બુરા આદમીઓ) નું તો આખુ તન–બદન તળાયેથી તે તાળવા સુધી ઝેરી હોય છે.”

[ચાણાકય નીતી]

રાતના ખાણાની ટેબલ ઉપર મહેરબાઇ તાલેવતમા થઇ ગયલો અચબુચ ફેરફાર જોઇ મહેલમાના નોકર–નફરોનેબી નવાઇ ઉપજ્યા વીના રહી નહીં કાં નહીં ઉપજે? દરરોજ જે દેખાવ જોવાની આપણી આબને ટેવ પડી હોય, તે દેખાવને બદલે તેથી ઉલટુજ ચીત્ર જોવામા આવે ત્યારે અજાયબી ઉપજે એ કુદરતી છે મેહેરબાઇ કેની કરડી અને કલાંટ બી હતી તે ઘરમાંના એકેએક આદમીને રોશન હતુ તેણીમાં અચબુચ ફેરફાર થયલો જોઇ દરેક જણ પોતાના મનને સવાલ પુછ્તુ હતુ કે “આજે એકાએક પાસો ફેરવાઇ કેમ ગયો?” એક તરફ ફરદુનજીમા એ અદેશો કરતા હતા, બીજી તરફ તેહમી આ બનાવ ઉપર તાજુબ થતી હતી અને ત્રીજી તરફ નોકર ચાકરો એકેકના કાનપર પડી માહોમાહે છુપી ઘુસઘુસ કરતા હતા!

“હુ ધારૂ છ કે એને એની ચાલનો હવે પસ્તાવો પેદા થયોછ” ફરદુનજી તાલેવત મન સાથ પટપટયા

“એ બહાર ગઇ ને ગઇ એની નજીસ ગાલમલોચ એકદમ નાબુદ કેમ થઇ ગઇ? રખે એ કોઇ બીજા દાવપેચમાં રમતી હોય?” તેહમી તાલેવત પોતાનાં મન સાથ વીચારવા પડી એ મારેથી બીધી હોય એમ તો બનેજ નહી એને ખરેખરો

પરતાવો કાય નહીં પેદા થયો હોય ? ગમે તે પણ એ એક ઇનસાન છે એવાં અભણુ આદમીઓનેબી કોઇ વખત સુધલો આવેછ મરે, મને તો કઇ સમજબી નહીં પડતી! એની ચાલ તરફ જોતા તો મને શક પડેછ, પણ નહીં એણે વગર કેહવે પોતાનાં મુવાં મા–બાપના સોગંદ ખાધાછ તેબી ધ્યાનમા લેવાનુ છે એ ગમે એવી બુરી હોય, પણ પોતાના મા–બાપને એવુ હલકુ બોલવાની હીંમત કરે નહી. વળી મને એમબી કહ્યુ કે જો હુ તુંને ઠગસ તો મારા ખોદાયને ઠગસ જે માણુસ એટવી ગભીર હદ સુધી બોલે તે એકાએક ખોટુ તો નહી હોય—પછી તો ખુદાને ખબર!"

"કેમ માયલાં, શુ વીચારમા છે? તુ આજે જમતી કેમ નથી દીકરી?" જાણે તેહેમી ઉપર મેહેરબાઇનુ વરસોથી કેવુ એક હેત હોય તેમ તે સાવકી માતાએ ખાણાંની ટેબલપર ખોટો સીપલાટ બતાવ્યો. "ત્યારથી કઇ ચુથ્યા જેવું કરેછ તે શુ છે?'

"નહીરે મેહેરબાઇ માય, હુ ખાઉ છ તો ખરી!" તેહેમી જગાર શરમાઇને બોલી વાચનાર જાણે છે કે તેહેમીના અંગમાં આજે સાંજે તાપ થઇ આવી હતી અને તેણીના જીવને ગમતુ નહી હતુ, પણ વીધનનુ વાદળુ ખુલ્લુ થઇ જવાથી તે ભલી અને ભોલી છોકરીને કાઇક શાંતી મળી હતી જોકે તેણીની તાપ કયારની ઉતરી ગઇ હતી, પણ મોહડાની રૂચી પડી ગયલી હોવાથી ખરૂ પુછો તો તેણીને ખાવા ગમતુ જ નહીં હતુ પહેલી વાત તો એ હતી કે તેહેમી આજે ખાણાની ટેબલ પર આવી શકતેજ નહી, પણ મેહેર-બાઇ સાથ તરતનીજ સલાહ થયલી હોવાથી તેણીની ટેબલપરની

ગેરહાજરીનો મેહેરબાઇ કાંઇ બીજો અરથ કરે નહી, તેમજ તેહેમી ટેબલપર નહી આવવાથી મેહેરબાઇ કોઇ બીજો વહેમ પકડી તેણીના પીતાને વળી પાછી નાહક હેરાન કરે નહી એટલા માટે જીવપર જોરાવરી કરીને તેણી જમવા આવી હતી

પણ સાજના સતાપ અને તેના જોરથી ચહડેલી તાપને લીધે તેહેમી ખાણાની ટેબલપર કાંઇ ખાઇ શકી નહી

"એ બીચારી શુ ખાય, મેહેરા, આજે એના જીવને સાર નથી" ફરદુનજી તાલેવતે જમતા જમતા પોતાની બેટીનો બચાવ કીધો

"કાંય-કાંય, શુ છે?"

"સાંજે એનાં દીલમા કકડધસ તાપ હતી."

"એ શુ બોલોછ, ફરદુનજી? શાબાશરે તમુને! એ બીચારી તાપે સસડેછ ને હુ માય જેની માય જાણુજ નહી? મને તમેબી કહયુ નહી?"

"પણ કહેવાનો વખતજ કીયો મળયોછ કે હુ કેહુ, મેહરાં ડીયર? સાંજે તો તુ—" [અને અહીં ફરદુનજીબા આગળ વધતા અટકી ગયા]

"ઓ બધા મારા જીરે તુને, મારી કલેજી!" તે લુચી બીએ પાછો સીપલાટ બતાવ્યો "તારાં નખનેબી દુખ થાય તો મારેથી નહી સહન થાય જો! મારી માય તુ કેમ છે? હમણા તબીઅત તો સારી છેની?"

"હાજી, કઇ નથીજી"

"તેમ હતુ તો ડાકટરને કાય નહી બોલાવ્યો, ફરદુનજી? તમે બેસીને જોયા કાય કીધુ?"

"પણ હુ છુટો હોઉ તો બોલાઉ કે? મને તો તુ ઓરડામા બંધ કરીને—"

"ચાલો બસ-બસ એ નાપસદ વાતની મને યાદ ના દેવડાવો મારા એ પાપી પગલાથી આજે હુ એટલી પશેમાન થઇછ કે મને આજે ખાવાભી ગમતુ નથી" તે મકકરબાજ ઓરતે મકકર ચલાવ્યા "તેહગી દીકરી, તાપને ડીલે ખાના તો નહીં ગમે, પણ જરા મન મકકમ કરીને બે ણુકા ખા મારી માય કરૂ! જોની દીકરા, આપણે ભુખા સુજીયે તો રાતે ઉધ નહીં આવે, મને આજે નથી ગમતુ તોભી દીલ સખ્ત કરીને ખાણુ છ કેની? લે આએ રોસ્ટ કીધેલી મરઘી છે-આપણા ગોનસાલવીસે મજેહની સવાદદાર બનાવીછ"

"નહી માયજી માફ કરો!"

"આએ પપેટાનાં કકરા વેફર છે-લે, ખારા ખારા છે, તારી રૂચીભી વલસે" તે સાવકી માનતરે હુજત કીધી

"મને કઇ ગમતુ નથી-મેહેરબાઇ માય!-તમે ને પપા ધીરજથી જમો-હુ અહી બેસુ છ"

"ઓ નહી રે દીકરા, એમ બનેજ કેમ? તુ અખઇ રહી ભુખે પેટે બેસીને જોયા કરે ને હુ જોભરી મરૂ કે? એમનો સુરજ એમ ફરે તોભી આએ વાત બનવાની નથી ચાલ, બીજુ નહી તો નહી, આએ જરા સુપ છે તેટલો પી જા!"

"મને આજે માફ કરો, મેહેરબાઇ હું સુત્રા જતી વખતે કોકો ને બીસકીટ લેવમજી"

"તેટલાથી કાંઇ જીવ ધરાય, દીકરા? એમ હુજત નહીં કરીએ આપણા બદલા બબરચીને હાથના ગરમાગરમ પોપટજી છે તેમાથી એક બે ખા! હું સીક પડું તો મારેથી તો એમ ભુખુ-ભુખુ રેહવાય નહી જો બા! તાપ હોય કે તાપનો બાપ હોય, પણ આપણે તો કરારને જીવે પેટ ભરીને ચાપીયે નહીં ત્યા સુધી સુઇ હુશીયારીજ આવે નહી હા બા, હું તો જે છે તે ખરૂં કહી દેઉં છ ગમે તો આએ આદાંનો રસ પાઇને ભુંજેલી મરઘી છે તે જરા લે-ગમે તો આએ મટન ચાપ છે તેનો જરા ટેસ્ટ કર-ગમે તો આએ——"

"નહી, નહી, મેહેરબાઇ માય, મને કંઇ ગમતું નથી હું માંગી લેઉં છ કે મારી ઉપર દબાણ ના કરો! લાવો તમારા સખુનને માન આપી હું બે ચાર વેફર ખાવસ"

"તું નહીજ માનતી ત્યારે તારી મરજી, દીકરા, પણ તું એમ ભુખી રહે તે જોઇ મારો તો જીવ બળી જાયછ જો?" અનેઅહીં તે નાપેકાર ફરદુનજી તરફ ફરીને બોલી "ઓવાય! ફરદુનજી, એ શું કહેવાય? જરા મારી તરફથી બોલો તો ખરા? હું ત્યારથી મારી દીકરીને બે ભુકા ખવાડવાની કોશેસ કરૂં છ ને તમે તો મુગે મોહોડે ડબુસાપર ડબુસા મારોછ?"

"તમે માય-દીકરા વાત કરોછ તે હું જમતો જમતો સમજું છ, મેહેરા!" ફરદુનજીઆએ બચાવ કીધો "તાપને મોહડે ખાવા નહીં ગમતું હોય તો તું હુજત શું કામ કરેછ?"

"લેવો ! હુ જાણુ જે મારા ફરદુનજી મારી તરફથી બોલશે, તે એવણુ તો ઉલટા મનેજ કહેછ કે તુ હુજત શુ કામ કરેછ ?" તે મકકરબાજ ઓરત પોતાના ધણીએ પોતાથી નીરૂધ મત આપ્યુ તે ઉપર મનમા ચીચવાઇને પણ ઉપરથી મીઠ્ઠા દેખાવે બોલી

"ચાલ એ વાત જવા દે ડીયર, કઇ બીજી વાત કર ' તુ મારાં બચ્ચા તરફ આજે એવી સરસ ફરજ બજાવેછ કે મને વચ્ચે બોલવાની જરૂર નથી "

"શુ બોલ્યા ? 'મારા બચ્ચા ત્યારે તમારૂ બચ્ચુ તે મારૂ નહીં કે ? શુ તેહમી દીકરી મને પારકી છે કે ? તમે એમ બોલવુ નહીં જોઇયે, ફરદુનજી ! આજે ભુલ કીધીછ— ફરીથી ના કરતા ! એ દીકરીને તો હુ હવે મારી પેટની દીકરી કરતાબી વધુ ગણુસ મારૂ તમો બે વહાલાઓ મીવાય બીજુ કોણ છે ?"

"ખુદા તુને એવી નેક બુધી સદા બક્ષ, મારી મેહેરા ! આજે સાજથી તારામા થયલો આએ અચબુચ ફેરફાર જોઇ તે દાદગર દાવરના હુ હજાર—હજાર શુકરાના કરૂ છ તેહમીને મે 'મારૂ બચ્ચુ' કહયુ તેથી તારૂ બચ્ચુ નથી એમ કહેવાય નહી એ આપણુજ બચ્ચુ છે—ખરૂ પુછે તો એને સુખી કે દુખી કરવાનુ મારા કરતાં તારા હાથમા વધુ છે "

"ઓવારયુ એની ઉપરથી દુખી થવાનુ ! જો બા, ફરદુનજી, તમે મારી દીકરીને સારૂ જે ને જે તે બોલો ના ! તે ઠગારી સ્ત્રીએ તણુકો કાધો "એ તો હવે મારી અખખઇ રહી સદાની સુખવાસી દીકરી છે એ બીચારી રહી રહીને

આપણા ઘેરમા કેટલા દહાડા રહેવાની છે? ખોદાયજીપરથી મરૂ તે હવે દહાડે વારેનુ બચ્ચુ થયુ આપણા દરજ્જાને બરાબર જવાબ કરતો કોઇ સારો જમાઇ શોધવાનુ કામ હવે તમારૂ છે"

તેહમી શરમાઇ ગઇ

"નહી માય, તુને શરમાવાનુ કંઇ કારણ નથી હુ જે બોલુ છ તે હક વાજબી બોલુ છ હવે તારા આસરા—વાસરા કરવાનો વખત આવી પુગોછ આજે તારા જીવને સુખ નથી એટલે આએ વાત હુ હાલ લબાવવા ઇચ્છતી નથી, પણ વાતપરથી વાત નીકળતા મારા દીલમાં જે સાચી મનશ્ની હતી તે બહાર આવીછ હુબી સજાતની જણી છેઉ—તારી સાથ કદીબી કમજાતપણુ દેખાડવાની નથી એ બધુ તુ આગળ જતા આપ મેળે જોશે"

ખાણાના ટેબલ ઉપર "આજના મેહરબાઇ"ને રોજ કરતાં કંઇ જુદાજ રંગમા જોઇ તે ભોળા બાપ—બેટી તાજુબ થયા વીના રહયા નહી

"સુધરસે—સુધરસે—એ હવે આપમેળે પોતેજ સુધારવાની?" એ ફરદુનજી તાલેવંતે પોતાના મન સાથ બાધેલુ અનુમાન હતુ, "ભુંડાઓબી ભલા થઇ શકે છે, તેમ એ પોતાની ભુંડાઇ છોડી ભલાઇ પર કાય નહી આવી હોય?"

"આજે મારી સાવકી તો કંઇ અજબ સીપલાટ કરે છે?" જયારે એક તરફ ફરદુનજી તાલેવંત ઉપલા વીચારો કરતા હતા, ત્યારે બીજી તરફ તેહમી ફરી ફરીથી મેહેરબાઇના આજ નાં વરતન ઉપર મનમા તાજુબ થતી હતી હુ એ બધુ ખરૂ

માનુ કે ખોટુ તેનીગી મને સમજ પડતી નથી? કદાચ હુ એવણુને ગેરઇનશાફ કાય નહી કરતી હોઉ? એનણની આટલા વખતની ગયલી સુધ પાછી ઠેકાણે કાય નહી આવી હોય?

પણ ખાણુ પુરૂં થયા પછી એક ત્રીજા જીનની અજાયબી કાઇ ઓછી નહી હતી, મેહેલના કારભારી તરીકે, શેઠ–શેઠાણી ખાણા ઉપર બેસે તે વખતે કાંઇ જરૂરી હુકમ સાભળવા સારૂ પડોશના ઓરડામા હમેશ હાજર રહેવાનો કાનલા કારભારીનો ધારો હતો, તે એક વીશાાસુ અને વફાદાર નોકર હતો ફરદુનજી તાલેવત તેહમીની મરહુમ માવતર જોડે પરણુયા તેની અગમચનો "મેહેર મીનાર"મા નોકરી રહયો હતો, અને બેઉ શેઠાણીની કારકીરદી જોવાનુ તેના નશીબમા લખેલુ હતુ કાન લો કારભારી પોતાની મરહુમ શેઠાણીની લાખ લાખ તારીફ ગાતો હતો, પણ આ નવી શેઠાણીને તો માત્ર ફરજનો માર યોજ માન આપતો હતો મહેરબાઇના સપાટામાથી ખુદ મહે લનો માલેક બચવા પામયો નહી ત્યા બચારો આ કાવલો કારભારી શુ બચે? મહેરબાઇની કડની જબાનથી તેણે પણ પુશ્કળ અપમાનો સાભળેલા હતા, અને તેથી કાવલાને તેણી તરફ સહેજબી માન નહી હતુ

ખાણાની ટેબલ ઉપર આજના બેણુ–કોતક જોઇ કાવલા કારભારીનુ પાકીને પટનેકાર થઇ ગયુ હતુ? તે વફાદાર બુઢ્ઢો જમવાના ઓરડાના બારણા આગલ ઉભો રહી આજનો મામલો નજરો નજર જોઇ ચુકયો હતો, અને જયારે ખાણુ ખલાસ થવા પછી શેઠ શેઠાણી અને તહેમી પોતપોતાના ઓરડામા ગયા, ત્યારે વફાદાર કાવલો જમવાના ઓરડામાં આજના રગઢગપર પોતાના મન સાથ હેરત થવા લાગ્યો.

"ઓ બાપરે-બાપરે? મેની ઘણી અહતરીઓ આ વ'ડી આંખે જોયલી, પણ એને જેવી પાખડી અહતરી તો બા કોઇ જોયલી ની? જાહ છે તાહ એ ડારહતાનની કુતરી કઇ ગત મા લોટતી છે હાજ હુધીતો એ નાપાકની જણીએ મોટુ માજદશની જગ જગાડેતુ જોઇએ?-જોના જોતામા પાહો કેમ ફરી ગયેલો? મારા હેઠને નાધની હેઠાણી ભોળા છે રે ભોળા રખે એ લાભાહણીની લબાહપર ભોળવાઇ જાય?-રખે એ દગાખોરોના કોઇ ફાંદામા ફહી પડે? એ ઓહી ઓહીને બોલ તી છે ખરી, પણ કાવલા, એ રાડ મકકમબાજના પેટમા પગ છે જો? અઉવે? આજે હાજે જોવનુ કેની?-ધણી જેવા ધણીને ધોળે દીહે ઓરડામાં કેદ કરી ડરારને જીવે બાહર ફરવા જઇ મુવેલી તે ઇને કોઇ પુછે? ઇને તાણી દઇ જતા હરમની આવી? હુ કરૂ-ઝાઝ તો એવી બળે કે રાડ નાપાકની નડીજ દાબી દેઉ પણ મારા હેઠ થતાની હરમ કરવી પડે તેમા લાચાર છેઉ? આપણે ચાકર મનીખથી કઇ વધારે બોલાય? નીતો અનો આટો-લહણુ તો પાનને ચુનો લગાડે તેટલા કરી મનુ? અરે, કેવો બાદહાઇ ધણી છેરે?-હુજીહમજીને કામ લેતી ઓય કેની તો એક રાજકરતી રાણીના જેવુ હૂખ ભોગવે, પણ રાડને હખેખાતા હાઇ નડે ને હુજ કાથી પડે?"

એટલુ બોલી કાવલો તે ઓરડો છોડી ગયો વાચનાર ધારશે કે હવે તે પોને ખાવા-કે જમના ગયો હશે, પણ નહી, તે કાઇ બબરચીખાના તરફ ગયો નહી—તેણે નો પોતાની નાથવી શેઠાણી તેહમીના ઓરડા તરફ ચાલુ મુકયુ

"કેમ બાઇ હાએબ, જાગના છેવો કે હુઇ ગીએલા?"

કાવલાએ ઓરડામા દાખલ થતાજ પોતાની નાધવી પણ માનીતી શેઠાણીને સવાલ કીધો.

"એ કોણ? કાવલો કે? આવ—આવ—અદર આવ! હુ હજુ જાગુછ" કામ છે, કાવલા?"

"વળી કામ તો ખરૂજ તો, બાઇ હાએબ! મારી તેહમી બાઇને કેઉજે ઉ અઇએક ની પણ બે કામે આવેલો હઉથી પેહેલ્લી વાત એ કે તમારી તબીઅત કેમ છે? તાપ ઉતરેલી કે? અવે તદગોહતી તો દાદાર ઓરમજની મદદથી હારી છેની?"

"હા, કાવલા, હવે મને કઇ નથી. તુ ફીકર ના કર, હુ સારી પેઠે છુ સાજે મને ઠડી વાગી આવીને સેહેજ તાપ જેવુ"—

"અરે હેજ તે કેમ ઉતી? કકડધહ તાપ થીએલી તે હુ ઉ જાણતો નીકે?" કાવલા કારભારીએ સ્વતત્ર મત આપ્યુ તમુને યાદ છે, તેહમી બાઇ, કે જે વારે પેલી અવદહા મારા ફ્રેહતાઇ ખહલતના હેઠને ઓરડામા પુરી તાળુ મારી બહાર મુવેલી, ને તમે જઇને ઓરડો ઉઘડાવવા ગોધીયારૂ કરી મેલેલુ તે વારે ચાવીના ઝુમખા લાવવાની દોડાદોડીમા અછડતા મારો આત તમારા આતને લાગી ગીએલો, તેવારેજ આપણા તો કાન તડકેલા કે એ નફ્ખોદ ગઇ તો એવી હરમ ભરેલી ચાલને લીધે મારી નાધલી બાઇને હતાપ થઇ આવેલો ને હાજે જગાડેલા પેલા માજનદરાની જગને લીધે ની તાનુ દુખ થીએલુ"

"શુ કરયે, કાવલા, નસીબમા આવ્યુ તે વેઠવુ જોઇયે"

તે નાની રોડાણીએ દલગીર દીલે જવાબ આપ્યો, "પણ હવે મને લાગેછ કે તે તોફાન થવા પછીથી એવણુને સુધ્રલો આવ્યોછ એવણુ બાહર જઇ આવ્યા તે આવ્યા, આગલા મેહેરબાઇ જેવા રહયા નથી તે ખાણાની ટેમનપર એવણુની આજની રીતભાત તો જોઇ કેની ' મને લાગેછ કે એવણુને પોતાની કીધા કરણુનો પસતાવો થાયછ"

"ઓ મારી ભોળી હેહણી! તેમ મોહમજો રે મોહમજો" કાનવો કારભારી અહીં કગળી પડયો "હુ અમણાજ બોલેનો કે હુ બે કામ હાર અહીં આવેયો તે બીજુ કામ એજ છે તેહમીનાબાઇ, હુ તમુને એજ કહેવા આવેલો કે એ ચાતરી બાતરીના એના હીપનાટપર તમે ને હેઠ ભોળવતા રખે! એ જાતા જોનામા એમ ડુબ્રી જાય એ હુ મરતા ની માનવાનો! જાહ છે તાહ એ કઇ ગતમા લોટતી છે હાપના બચ્ચાને હો વરહ પાળીયે, પણ કોઈભી દહાડે ડખ મારયા વગર રીએ નઈ હુ એજ કહેવા આવેલો, મારી બાઇ કે એ મીઠી-મહકલો થઇ મીઠુ મીઠુ બોલે તે ઉપર તમે કે હેઠ ભોળવાઇ જાતા રખે' કડવુ કારેલુ કોઈ દહાડે માઠુ થાય નઈ—કપુર કહીભી કહતુરી જેવો મખવાહ આપી હકે નઈ જોજો બઉ હુશીયારીમા રહેજો! એ એના કારહતાન કરી છોડવાની ની! એ જાહ છે તાહ કઇભી ભેદી બાજી રમતી છે—અઉવે!"

"નહીં, કાનવા, એક માણસપરથી આપણુ મન ઉતરી જાય ત્યારે તેની સારી વરતણુકભી આપણને ખરાબજ દેખાય" તેહમીએ-ભોળી તેહમીએ-પોતાના મત્રાઇ

માવતરનો બચાવ કરતા કહ્યુ "પાપીઓ જ્યાં સુધી પાપ કરે નહી, ત્યાં સુધી તેમને પસ્તાવો પેદા થતો નથી હું ધારૂ છ કે હવે એવણ સુધરશે"

"હુધરી ચુકેલા!–રોજે રહતાખેજનો દહાડો આવહે તેવારે હુધરે તો કોણ જાણે! ઓ બાઇ–બાઇ, મારી ભની હેઠાણી! તમે મારૂ માનો રે માનો? જુઓ પાછળથી બઉ પહતાહો જો? એવા મકકરબાજ માણહો આખા અવતારમાં કોઇ દહાડે ની હુધરે! એવા હલકટ આદમીઓ હુધરતાં ઓય તો પછી દુન્યામા દુખ ઓયજ હાના? જાતી ખવાહ કોઈ દહાડે જાય નઇ! તમારી એ હાવકી મા થતી બઉ જેહરી ને કહેરી મુવેલી છે તમે ને હેઠ ભોળાં છેવો તેથી એની લતરાજી પર ભોળાઇ જાવો, પણ ઉતો મારા ખદાયજીનાં ઘર હુધી કહેતો છઉ કે ઇના ચરત–મકકર એ મરતા છોડવાની ની! પેલા એક કવીની વાત સીએ–મે મારા નચપણમા એક ચોપડીમાં વાચેલી–તેમા તે કવી એક કહેવત જોડેલી છે કે જેહેર માખીના માથામાછે હરપનાં દાંતમાં છે' વીછીની પુછડીમા છે, પણ દુર જનનુ તો તમામ તન–બદન જેહેરથી ભરેલુ ઓય છે હમજેલા તેમીના બાઇ! તેમ તમારી એ હાવકી માથેથી પગ હુધી જેહરીને કેહરી છે, કુતરાની પુછડી વાકી તે વાકી તે કોઇ દાહડે હીધી થાય નઇ! ઉ ફરી ફરી થી કેહતો છેઉ કે એ બદમાહ બઇરીના એવાં જુઠઠા હીપલા-ટપર તમે ભાળવાતા મોં ની તો ખતા ખાહો? કડવા લીમડા પરથી મીઠા ફળની આહા રાખીયે તે કેમ રખાય? એ ઉગતા ઝાડતો પાતરામાંથીજ પરખાય! આજે વરહ–વરહ દહાડો થીયો

આવીને આવી એ નાપાકે મારા શેઠ થતાનો કેવો દુખી હહાર હહો દુખી દુખી કરી લાખેલો તે તમે જોતાની? ની તમોને ટકવા દેતી કે ની હેઠને ટકવા દેતી, કેવા મારા અહરાફ હેઠને એ બદમાહ બઇરીએ નકો નકો બોલાવેલી તેજ જુઓની આજે એણે જે હાહો ફેરવી તોલેલો તે કઇબી મતલબે તોલેલો છે, એમાં કાંઇબી ભેદ છે નીતો એ બંદી કોઇ દાહડે ની ને આજે તમોપર એટલા ધરાપરા બતાવે તેનુ બીજુ કારણ હુ તે તો મને કોઇ કીઓ!

કાવલા કારભારીની દલીલબાજ તકરાર તેહમીના ધ્યાનમા ઉતરયા વીના રહી નહી. તેણી શકમદ તો હતીજ, તેમા કાવલા જેવા એક વફાદાર બુઢ્ઢા નોકરની અનુભવી સલ્લાહ પડતા તેહમીને આ ખ્યાલ આવ્યા વીના રહયો નહી કે જે બઇરી આવી ને આવી પોતાના પાખડ લેતીજ આવી હતી, તે બઇરી કઇબી છુપી મતલબ વગર એમ એકાએક લટી જાય નહીં એમા કઇબી ભેદ હોવોજ જોઇએ

"કાવલા, અમારા નસીબમા જે કઇ લખેલુ હશે તે કદી ટળવાનુ નથી" તેહમીએ જવાબમા કહયુ "મને પોતાનેબી થોડોક શક છે, પણ આપણા હાથમા બીજો કશો ઇલાજ નથી. હુ તારી સલ્લાહ માટે ઉપકાર માનુછ હુ તદન ભોળવાઇ ગઇ નથી, પણ ગઇ રાતે એવણે જે ધરાપરા બતાવ્યાં તે ઉપરથી તથા મારી પાસે જે કસમ ખાધાછ તે ઉપરથી મને લાગેછ કે કદાચ એવણ પોતાના કીધેલા કરતુકને માટે મનમા પસતાતા હોય એ બનવાજોગ છે"

"બળ્યા એના હોગદ ને કહમ! જુદા મનીખના કહમ

પર વીહવાહ કેમ રખાય ? એવા કહમ તો એ બદમાહ બઇરી ચાલતા ચાલતા ખાવાની ! તારે હુ તે કહમ તમે ખરા માન વાના કે, તેહમીબાઇ ?"

"આજે સાજે બાહારથી આવ્યા પછી એણે જે દેખાવ દેખાડયોછ તે અમોને ઘણો સંતોશ આપનારો છે હુ ઇચ્છુછ કે ખુદા એવણુને એવીજ બુધ્ધી હમેશાં આપે હવે જોવાનુ છે કે એવણુ પાછા બદલાઇ જાએછ કે નહીં"

"બદલાહે ને ફ્રર બદલાહે, બાઇ, એ નાપાક બદલાયા વગર જો રીએ તો મારો હાથ કલમ કરી આપો ! મારા બોલ તમે પાછળથી યાદ કરહો !" કાવલો જુસ્સાથી બોલ્યો

"કર ને જો, શાનુ શા છે, કાવલા !" તેહમી બોલી "કોઇને દુખી કરીને કોઇ સુખી થતુ નથી હુ તો ઘણીબી ઇચ્છુછ કે એવણુ મારી ને પપાની સાથે સારી રીતે ચાલે"

"એ ચાલી ચુકેલાં–દખમામા જહે તે વારે ચાલહે !" "ઓ મરેરે તુ બોલતો ! કોણુ દખમામાં જશે કાવલા ?" કાવલા અને તેહમા વચ્ચે આ વાત ચાલે છે તેટલાં અચણુચ મેહેરબાઇ તાલેવંત ધસારાબંધ ઓરડામાં દાખલ થઇ પુછવા પડયા

"ઓ એ કોણુ ? હેઠાણી કે ?" કાવલો એકદમ ચમકીને ત–ત–પ–પ કરવા પડયો "ની–ની–બાઇ એ તો ઉ લગરીક, તેહમીબાઇ હાથે હેજ વ–વ–વ–વ–વાત કરતો છેઉ"

"પણુ દખમામાં કોણુ જશે, તે બોલની ?" મેહેરબાઇએ ચીચવાઇને પુછ્યુ

"બાઇ હાએબ, દખમામાં તો બધા જવાના !" તે ઠગારી

સ્રીને ઠાગાથી ત્યા અચાનક આવી ઉભેલી જોઇ તેણીની કાના સોરીપર મનમા ચીચવાઇને કાવલાએ જવાબ આપ્યો "બોલવુ તો વાજેબ ની, પણ તમે–અમે ને બધ્ધા ! ચાલો તેહમીબાઇ, ઉ જોઉ જરા હકકારેજ પોહડી જજો કે જીવને આરામ મલે !"

"ઉભો રહે એકદમ ! મારા હોકમ વગર નહી જવાસે !" મેહેરબાઇએ નેણ ફેરવી તે વફાદાર નોકરનુ ફરી એકવાર નવુ અપમાન કીધુ "તુ કોણુની રજાથી આંએ ઓરડામા આયો ?"

"રજા ? ઘેરના કારભારીને રજા કોણુની જોઇયે ?" અહી કાનલાના નેણુ ફરી ગયા તે ચીરડાઇને સામો ધસી આવી પુછવા પડયો

"મારી રજા ! કાનલા, તુ જાણેછ કે આયે ઘેરમાં કોણ છેઉ તે ?"

"હા, બાઇ, હા, ઉ હારી રીતે જાણુ કે તમે કોણ છેઓ !" કાવલાએ માથુ ફેરવી જવાબ આપ્યો

"હેહે, એટલુ બધુ ? તુને એટલી બધી અભીમાની આવી ગઇછ નહીં ? પણુ વારૂ, કઇ ફીકર નહી હુ તારોબી વાટ ધડુછ ચાલ, હમણા તો તુ ચાલ્યો જા !" મેહેરબાઇએ ગુસ્સાથી ઓરડાના બારણાં તરફ હાથ લાબો કરી હુકમ કીધો

"તે ઉ તે કા અઇ ઉભો રેહવા માગતો ઉતો જે ? મે તો ચાલી જવાજ માગેલુ, પણુ તમેજ મને ધમકાવીને ઉભો રાખેલો !" કાવલો તે ઓરડો છોડી જતા બોલ્યો. "મા, આપણેથી એવી ચાકરી ની થાય ! અવે તો ભરી આબ-

ઝમા અહીંથી—" [અને તે ઓરડો છોડી જવાથી બાકીના બોલો સંભળાયા નહી]

"દીકરી તેહમી, એ શુ કહેવાય? તુ એવા હલકા માણસોને ઉતેજન આપેછ?" જાણે મેહેરબાઇ તાલેવત પોતે કેવા એક "ભારી માણસ" હોય તેમ તેહમીને સેહેજ ઠસ્સાથી પુછવા પડયા

એમા શાનુ ઉતેજન મેહેરબાઇ? એ આપણો જુનો અને વફાદાર નોકર છે—આપણા મેહેલના કારભારી છે—તે પોતાની ફરજની રૂહે મારી તબીઅત બીગડેલી જાણી સેહેજ ખબર પુછવા આવ્યો હતો"

"હા–હા, હુ બધુ જાણુ છ, તેહમી, પણ હાલ હુ એ તકરાર લબાવવા ઇચ્છતી નથી એ મુવો જુનો કાગડો મોટામાં મોટો નીંદાખોર છે એ મારી ગીબત કરતો ફરે છે તે મને અજાણુ નથી"

"એણે તમારી કશી ગીબત મારી પાસે કીધી નથી."

"બસ–બસ–હવે એ વાત બધ કર–હુ તે સાંભળવા ઇચ્છતી નથી" તે ઠગારી સ્ત્રીએ વાત ફેરવી નાખી" હુ તો અહીં તારી ખબર પુછવા આવીછ મારી દીકરી, તુ હમણા કેમ છે? તારી તાપ નીખાલેસ ઉતરી કે, મારી કલેજી?"

"હાજી, હવે મને કઇ નથી"

"શુકર ખુદાના! મનેબી એજ જોઇયેછ ખુદા તુને આરામની ઉઘ આપે, મારા માય ચાન હવે પોઢી ઉર તારા આયાઓ કાહ છે?"

"અમે અહીં છેઇયે, બાઇ!" આયાઓ માહેલી એક જવાબ દીધો આ વખતે તે ત્રણે આયાઓ તેહમીના ઓરડામા એક બારી આગળ બેસી પોતપોતામા વાતો કરતી હતી

"ચાલ દીકરા હુ જાઉ છ પણ સાભળેછ કે, આજે બાહાર હવા ઘણી સરદ છે જો! તારા ઓરડાના બારણા અલગાં ઢકાવેલા રાખજે દીકરી" તે કપટદાન મતરાઇએ સાવકી દીકરીની કદર બાધી

"હાજી, હુ દરરોજ મારા ઓરડાના બારણા અલગા બધ કરાવીને પછીજ સુવુ છ મેહરબાઇ માય?" તે ભોળી કુમારીકાએ ભોલાઇથી જવાબ આપ્યો

"ત્યારે તો તુ સુખેથી પોઢીજા હુ જતી જતી બારણાં મારે હાથે અલગા બધ કરી જાઉ છ, ચાલો સાહેબજી?"

"સાહેબજી, માયજી?"

તે લુચ્છી સ્ત્રી પોતાની ફતેહપર મલકાતી તેહમીનાં ઓરડામાંથી બાહેર નીકળી અને બારણાં અલગા બધ કરવા ને મસે હળવેથી બાહેરથી બારણાનો અડાગરો ફેરવી પોતાની ઓટીમાં ખોસેલુ એક મજબુત ચપનુ તાળુ ઝટ બાહેર કાઢી તેહમીને ઓરડામા કેદ કરી કોઇ નહી જોય તેમ ઝડપથી પોતાના ઓરડા તરફ સટકી ગઇ?

ઓ દુનયાં! દુનયા!!



## પ્રકરણ ૮ મુ.

એક કરપીણુ કાવતરૂ
જાત અને કમજાતમા
ધણો તફાવત હોય,
પીળા પીતળને કદી,
કહે ન સોનુ કોય
(દીલજાન.)

"કેમ મેહેરા, તુ કયા હતી? ખાણાંની તેઅલપરથી અહી ઓરડામા આવ્યા પછી તુ પાછી બહાર કાય ગઇ?" પેલી કુપાત્ર ઓરત તેહમીના ઓરડાને તાળુ મારી ફરદુનજી વાળા ઓરડામા પાછી ફરતાં ફરદુનજીએ પુછ્યુ

"ઓવાય? ફરદુનજી? આજે એમ શુ કરો છ?" તે મકાર ઓરતે ચરીત્ર ચલાવ્યા "હુ માય જેવી માય મારી દીકરીની કઇ ખબર–અ તરલઉ કે નહી લઉ?"

"તુ શુ તેહમી દીકરીની ખબર લેવા ગઇ હતી?" તે ઘરડા ગ્રહસ્થે ખુશી થઇ પુછ્યુ

"તો નહી કે? એ બીચારી સમી સાંજથી તાપથી સબડે ને આજે કઇ ખાધુ પીધુબી નહી, તે મારો જીવ નહી બળે? હુ એની તબીઅત જોવા ગઇ હતી"

"ઘણુ નેક કીધુ, મારી મેહેરા, ખુદા તુને હમેશા એ બચ્ચા તરફ માયાળુ રાખે એ મારી દુવા છે" ફરદુનજી તાને

વત ભારે સતોશથી બોલ્યા આજે સાજ પછીની તારી વરતણુકથી હુ ઘણો ખુશી છુ

"તેહમી દીકરી કઇ મને પારકી નથી, ફરદુનજી હવે તો હુ એની ઉપર મારો જીવ જાન પટકી નાખસ"

"ખુદા તુને સુખી રાખે ને સદા એવીજ નેક બુધી મક્ષે!" તે ભોળા ખાનીદે દુવા દીધી 'કેમ છે, મારી દીકરીની તમીઅત હાલ કેવી છે?"

"મજેહથી સુખથી પોહોડી છે-તાપમી ઉતરી ગઇછ ને હવે ફીકર કરવાનુ કઇ કારણ નથી મારો જીવ નહી માન્યો તેથી તો હુ જરા જઇ આવી"

"મેહેરા-મેહેરા-મારી પ્યારી મેહેરા! જો તુ એવીજ રીતે અમારી સાથે વરતે તો અમે કેવા સુખી થઇયે? બોલ, તુ હવે પછીથી એવીજ રહેશે કે?"

"મારા જાન!" તે દગાખોર ઓરતે ચરીત્ર ચલાવ્યાં "હુ હાથ જોડીને કેહુ છ કે હવે ગઇ ગુજરી બધી ભુલી જાવો હુ મારી આગલી કરણીથી પસતાઉછ-મે તમો બેઉને ઘણા દુખી કીધાછ, પણ તે દુખ હવે હુ સુખમા ફેરવી આપસ" અને એમ બોલી ફરદુનજી તાલેવત જેવણ એક કોચપર બેઠેલા હતા, તેવણની ગોદમા બેસી પોતાનુ માથુ તેવણના છાતીપર નાખી દઇ એક શરણે આવેલા તાબેદાર શતરૂ મીસાલ દેખાવ કરી તે નાપેકાર સ્ત્રી જુઠ્ઠુ જુઠ્ઠુ રડવા પડી!

"ના રડ, ના રડ, મારી મેહેરાં, તુને તારી ચાલનો પસતાવો થાએછ એજ પુરતો છે ચાલ ઉઠ, ડાહી થઇને સુગી

રહી જા !" તે ભોળા ભરથારે તે લુચ્ચી સ્ત્રીને પાસામાં દાબી પતાની લેતા ભોળાઇથી કહયુ તેનણુની આખમાથી સરસર આસુઓ સરતા જોઇ ફ્રરદુનજીબાનુ હઇડુ ભરાઇ આવ્યુ

"આજ ફરીથી હુ કદીએ તમો બેઉને દુખી કરવાની નથી મને માફ કરશો કે ફરદુનજી!–મારૂ હઇયુ મને ઘણુ ડખેછ જો!"

"ઓ મેહેરાં ડીયર, તુ આજે એમ શુ કરેછ ?–મારાં કે મારી દીકરીનાં દીલમા તો કાઇબી નથી એમા માફ શાનુ કરે ? તે શુ કીધુછ કે અમે માફ કરીએ ?"

"મે ઘણુ કીધુછ, ફનદુનજી, મે તમો બેઉ વહાલાઓને ઘણાં દુખી કીધાંછ"

" નહી એમ ના બોલ ? અમે કહેતાજ નથી કે તે અમોને દુખી કીધાંછ, આપણા નસીબમા એટલા દાહડા એવાજ વહી જવાનીં સરજત હોવી જોઇયે, તેથી તુને એવુ સુજયુ, પણ તુ જ કહેછ તેમ હવે બધી ગઇ ગુજરી ભુલીજા ચાલ ડીયર, હવે કઇ બીજી વાત કર !–સાજથી એનુ એ સાભળતાં હવે મારૂ મગજબી ફરી આયુ છ, તુ જાણેછ કે મેહેરા આપણી આયા એનજેલીન બોલતી હતી કે આપણો મકન ઘોડાવાળો છ મહીને આજે ગામથી આયોછ"

"હા મે બી સાંભળયુ.

"એ ગયો ત્યારે પદર દહાડાની રજા લીધેલી ને આવયો ત્યારે છ મહીને !–હુ કાલે એને જરા ખખડાવવા માગુછ"

" નહી, ફ્રરદુનજી, એ બીચારા ગરીબને ના ધમકાવતા

હવે તો હુ આપણા નોકર–ચાકરો સાથેબી નમતાઇને મીઠાશ થીજ વરતવા માગુછ" તેહમીના ઓરડામા ઘરનાં વીશવાસુ કારભારી કાવલા સાથ છેહના ૦I કલાકની વારપર મેહેરબાઇ કેવી "નમનતાઇ ને મીઠાશ"થી વરતતી હતી તેની વહાલા વાચનારને એહી યાદ આપવાની જરૂર નથી ! "એ બચારા ગરીબની પાછળબી શુ શુ મુઝવણો ને મુસીબતો હશે તે આપણે શુ જાણીયે ?"

"પણ એ ભુકીને કાય નહી ગયો કે હુ છ મહીને આવસ ?–તેટલા આપણે બીજુ માણસ રાખી લેતે"

"એણે પદર દાહડાની રજા લીધીતી એજ દેખાડે છે કે તેનો વીચાર છ મહીના રહેવાનો નહી હોવો જોઇએ ગામ ગયા પછી કાઇ અડચણ નીકળી આવી હોય, નહીતો ગરીબ માણસ છ મહીનાનો પગાર શુ કરવા જતો મુકે ? નહી, ફરદુનજી, તમે જાણોજો ! એને ધમકાવતા ના–આપણો જુનો નોકર છે દુનીયામાંથી આપણે બીજુ લઇ શુ જવાનુ છે ?–નેકી કે બદી ઇનસાને મરતાબી નેકી છોડવી નહી ને બધા સાથ બને એટલી ભલાઇ કરી લેવી એ હવેતો બા આપણુ મત છે !" તે ઠગારી સ્ત્રીએ ફરેસ્તાઇ ડોળ બતાવ્યુ

"અરે પરવરદેગાર ! તારી કુદરતને કોણ પહોચે ?" ફરદુનજીબા આ ફરેસ્તાઇ ખસલતની બઇરી (!)નીં ફીલસુફી પર ભોળવાઇ જઇ મનમા આફરીન કરવા લાગયા "ત્રણ ચાર કલાકની વચ્ચે આએ કેવો ફેરફાર ! જે બઇરીના જબાન ઝેર કરતા કડવી હતી, તે જોતા જોતામા અમરૂત જેવી મીઠી ને નરમાસવાળી કેમ થઇ ગઇ ? અમોને તો શુ

પણ નોકર ચાકરોનેબી એક કડવો સખુન એ હવે કહેવા ઇચ્છતી નથી ! શુકર તારા, એ દાદગર દાદર ! કે તે અમારી દાદ લીધી !" અને અહી તેવણ મેહેરબાઇ તરફ ફરીને મોટેથી બોલ્યા "ઠીક છે, મેહેરા, તારી મરજી એમજ છેતો હુ મકન ઘોડાવાળાને એક હરફબી કહેવશ નહી"

"ઓ મરી જાઉરે તમારી સમજદારીને અકકલપરથી !" તે સીપલાટખોરીએ ખોટા સીપલાટ કરી ફરદુનજીબાના ઓવરણાં લેતા કહયુ "ખોદા મને કેવો હાતમ દીલનો બાદશાહી ધણી આપ્યોછ ! ઓ હુ મુઇરે તુને હુ બની દેતી ! હવે મરી જાઉ તો તમુને તો એકબી જુડો સખુન નહી વાપરૂ જો !"

"મનેબી એજ જોઇયેછ, મારી મહેરા ! તારી જબાન મીઠી રાખ–હુ તારી પાસે બીજુ કાઇ માગતો નથી ચાલ હવે મને ઉંઘ આવેછ–હુ સુવા જાઉ છ"

"જરા થોભો મારા જાન ! મારે તમુને કઇ કહેવુછ" ફરદુનજી તાલેવત સુવા જવા ઉઠયા તેવણ ને અટકાવી તે ઠગારી મોહરદારે આગલ ચલાવ્યુ, "કોઇબી દહાડે તમે મારો સખુન નાખ્યો નથી, ને મને ઉમેદ છે કે આજે બી નાખશો નહી"

"ખચીત નહી તુ એમ ડાહી થઇ ને મારી સાથ મીઠાસથી વરતે તો મારો જાનબી તારી ઉપર કહાડી આપુ !" ફરદુનજીબા ફીદા ફીદા થઇ ગયા

"ઓ નહી–નહી ! ફરદુન ડીયર, તુ એમ ના બોલ ! મારા આવરદા લઇને તું એકસો ને એક વરસ જીવજે મારા વ્હાલા !" અને એમ બોલી તે મકારે ઓરત પોતાના

ભરથારને એક કોટી કરી બો ! તમારે વડે તો મારૂ જીવતર છે તમે નહી હો તો આએ જીવેતુ જીવતર કામનુ શુ ?"

"આએ સખુન જે તુ બોલેછ તે તારા ખરા જીગરથી બોલેછ, મારી મેહેરા ?" ધણીઆણીના આ મીઠા સખુનો ઉપર મલકાઇ જઇ ધણીજી પુછવા પડયા

"ત્યારે શુ હુ ખોટા ચરત કરૂ છ ફેરદુનજી, શુ હજુ તમારી ખાતરી થતી નથી ?"

તે મકારે ઓરતે હવે પોતાના મકકર ચલાવ્યા "ઓ ફેરદુનજી–ફેરદુનજી, હુ હવે આગલી મેહેરબાઇ રહી નથી જો ? આજની મેહેરબાઇ કઇ જુદીજ છે જો ? બોલો, તમોને મારી ઉપર ઇતબાર છે કે નહી ?"

"મારા ખોદાના ઘેર સુધી, મેહેરાં ડીયર ! મને તારી ઉપર પુર વીશ્વાસ છે ?"

"જો તમોને મારી ઉપર પુર વીશ્વાસ હોય, તો મારા મનને ઉપજેલી એક મુઝવણ તમે ટાળશો ?" તે લુચ્ચી સ્ત્રીએ એક પેચદાર સવાલ મુકયો

"મારા ઘેરમા તુને શુ દુખ છે કે કોઈ વાતની મુઝવણ હોય ? તુ જરાબી ઓસકાયા વગર મને તુરત કહી દે, મેહેરૂ, હુ તારી તે મુઝવણ તરત ટાળી આપવાની કોશેશ કરીશ "

"મને વચન આપો, ફેરદુનજી !"

"એમા વચન શાનુ ? મારો બોલ એજ કોલ છે ?"

"નહીં ! જયા સુધી તમે મને વચન આપશો નહી ત્યા

સુધી હુ કદી બોલવાની નથી" તે લુચ્ચી સ્ત્રીએ મક્કમપણે કહયુ.

"શુ તે કઇ ગભીર બાબત છે?" ફ્રરદુનજી તાલેવત પુછવા પડયા

"અરે નહીરે! વાતમા કઇ દમ નથી, પણ જરા પઇસા ટકાનો સવાલ છે, એટલે કદાચ તમે—"

'બોલ, બોલ, અચકેચ શુ કામ?"

"તમે વચન આપો તો બોલુ"

"તુ મને હમણાજ કહી ચુકી કે વાત ગભીર નથી, ત્યારે વચન શાનુ માગેછ?"

"નહી, મારા જાન. વચન તો મને પહેલુજ જોઇશે"

"શુ તુ એમ ધારેછ કે હુ બોલીને ફરી જ઼નસ?" મારી વહાલી, મે એવુ કોઇ દહાડે કરયુ નથી"

"જો નથી કીધુ તો વચન આપનામાં હરકત શુ છે? જરા મોટી રકમનો સવાલ છે એટલે કદાચ તમે પાછળથી અણગમો બતાવો તો?"

"નહી બતાઉ–તુ મારી સાથ સારી રીતે વરતવા માગેછ તો ગમે તેટલી મોટી રકમ હાય તોબી હુ તુને આપશ"

"નહીબા, મને વચન આપો તોજ બોલુ ચાલો, નહી તો રહેના દેવો હુ બઇરી જેવી બઇરી સાથ તમે એમ–"

"વારૂ ચાલ, તુ એમ નારાજ ના થા લે આય વચન!" અતે તે લુચ્ચી સ્ત્રીએ તે ભોળા ભરથારને આજેજ

કરી પોતાનો કકો ખરો કરાવ્યો "બોલી દે, હવે તુ શુ કહેવા માગેછ"

"ઓ મરૂ રે મરૂ !—મારા ઉમરાવ ધણી !—તમે મારે માથે અખ્ખંડ રહયા સો વરસ જીવજો મરૂ !" અને એમ કહી મેહેરબાઇ તાલેવતે ફરદુનજીમાના 'ઓવરણા' લઈ આગળ ચલાવ્યુ જુઓની, મારો એક દુરનો સગો છે તે બીચારો મોટી મુસીબતમાં આવી પડયોછ હુ તેને મદદ કરવા માગુ છ પહેલી શરૂઆત હુ આપણાથી કરવા ઇચ્છુ છ એક મોટી રકમ ઉભી કરવીછ, પણ બધી રકમનો બોજો હુ તમો પર નાખવા ઇચ્છતી નથી, તેથી તમે આએ કાગજપર તમારી સહી કરી આપો કે આપણી શામેલગીરી જોઇને બીજા આપણા લાગતાવળગતાંઓબી તેમા શામેલ થાય"

"ઘણી સારી વાત છે—લાવ, તે યાદી કાહ છે ? હુ એક સારી જેવી રકમ ભરો આપુ"

"નહીં, તેમ નહી, એ યાદી હુ કોઇને વચાવવા ઇચ્છતી નથી આએ કાગજ વાળીને જે જગાપર તમારી સહી લેવીછ તેટવીજ જગા હુ તમારી આગળ રજુ કરશ તે બીચારાને હુ ખુલ્લો કરવા માગતી નથી"

"પણ હુ તેનુ નામ જાણુ તો શુ હરકત છે ?"

"નહીં, મારે કોઇનેબી તે નામ જણાવવુ નથી યાદીની ઉપર જે કઇ ઘટતુ લખાણુ કરવુ જોઇએ તે મે કરાવેનુ છે હવે ફકત તમે તેની ઉપર તમારી સહી કરી આપો !"

"તારી માંગણી કેવી બેહુદી છે, મેહેરાં ! તુ એક યાદી ભરાવવા ઇચ્છેછ ને ભરનારને તે યાદી વચાવવા ચાહતી નથી,

ત્યારે તે વાંચ્યા વગર સહી કોણ કરવાનુ છે? વોટ એ સ્ટુપીડ ક્વેશ્ચન!"

"શું તમુને મારી ઉપર વીશ્વાસ નથી, ફરદુનજી?"

"હુ કયા કહુ છ કે મને તારો ઉપર વીશ્વાસ નથી, પણ મને તે યાદી જરા જોના-વાચવા તો દેશે કે નહીં?"

"નહીં!"

"તેનુ કારણ?"

"કારણ-બારણ પુછવાની જરૂર નથી તમુને તમારૂ આપેલુ વચન અદા નહીં કરવુ હોય તો તેમ કહેવો!"

"મારા ખોદાય! આએ બઇરીનો તો જુનમ છે!" ફરદુનજીબા ફરયાદ કરવા પડયા "તુ કહેરા શુ માગેછ તે હુ બીલકુલ સમજી શકતો નથી"

"હુ કહેવા એમ માગુછ, મારા જાન! તે મકકરબાજ ઓરતે પાછા મકર ચલાવ્યા "કે આએ યાદીપર તમે હુ જગા દેખાડુ તે જગાપર તમારી સહી કરો અને તમારી તરફનો આંકડો હુ મારે હાથે સવારે ભરી લેવસ"

"પણ એમ કાય? સહી હુ કરૂં ને આંકડો તુ કાય ભરે? લાવની, મારા નામ સાથે આકડોબી હુ હમણાજ ભરી આપુ?"

"નહીં-નહી, આકડો હમણા મુકવો નથી ગમે તો તમે તમારે હાથે આકડો મુકજો, પણ તે હમણા નહી"

ત્યારે કયારે?

"સહવારે!"

"ઠીક છે ત્યારે સહીબી સહવારેજ કરસ"

"નહી, તેમ નહીં સહી મને હમણાજ જોઇશે તમે સહી નહીં કરશો તો આજે રાતે મને ઉંઘ આવવાની નથી"

"એટલુ બધુ ગભીર એમા શુ છે કે તુને ઉંઘ નથી આવવાની?" ફરદુનજીમા ચમકીને પુછવા પડયા

"અરે નહીંરે, મુવુ મારેથી ભુલમા બોલાયુ—ઉંઘ શાની નહીં આવે પણ હવે બોલોની?—તમે આએ કાગજપર સહી કરોછ કે?"

"મારી કયા ના છે, મેહરા, લાવની મારૂ નામ લખીને મારી મરજી મુજબનો આંકડો ચીત્રી આપતા મને કેટલીવાર લાગવાની છે?"

"તમુને મે દસ વખત ના કહયુની કે રકમનો આંકડો હમણા નહી મુકવાનો?" તે કરડી આએ હવે જરા નેણ ફેરવી પોતાના બીહકણ ધણીને બીહડાવવા ઇચ્છયો "મારે તો ફકત હમણાં તમારી સહી લેવીછ બોલો કરોછ કે નહી? ને જો નહી કરવી હોય તો સાફ સાફ ભુકી દેવો કે મુવાં આએ કાગળનાં ચીથરાને સળગાવી મુકી ઘોટલો લેવા જાઉ યાદ રાખજો હો ફરદુનજી? તમે મને વચન આપીને હવે ફરી જઇ મારૂ અપમાન કરોછ! બળી ગીયુ મુવુ એવા જીંદગીએ જીવવાનુ! ધ્યાનમા રાખજો કે વળી પાછુ આએ ઝેરનુ બી તમે રોપોછ. ને તેની અસરથી હુ મારા આગલા સ્વભાવપર પાછી જાઉ ને ઘેરમા પાછો ટંટો—ફેસાદ થાય તો પાછળથી મારો કોઇ વાંક કહાડ નહી" અને એમ બોલી

મેહેરબાઇએ જાણે તેણી કેનીએક ગુસ્સામા આવી ગઇ હોય તેના દેખાવથી મરડાટમા ને મરડાટમા તે ઓરડો છોડી જતી હોય તેમ પીઠ ફેરવી ચાલવા માડયુ

જમાલગોટાના આ જબરા જોલાબથી તે વેચાયલો વર આ મામલો જોઇ ગભરાઇ ગયો

"અરે પણ તુ એટલી ગુસ્સે શુ કામ થાએછ, મારી મેહેરા ? જરા થોભ–થોભ ! પાછી ફર !" ફરદુનજીબા વળી પાછુ નવુ રોખરૂ જાગવાની દેહશતથી પોતાની મોહોરદારને મનાવવા દોડયા તેવણે તેણીને ઓરડાની અધવચમાં પકડી પાડી "જા બા, વળી પાછી મારી સાથે એમ ના કર !"

"એમ કોણ કરેછ તે જરા જીવને પુછો ! ચાલો છોડો મારો હાથ !–મને જવા દેવો ! જાહાનમમા ગીયુ એ ચીથરૂ–મારે હવે તમારી પાસે કઇ કરાવવુ નથી !" તે મકારે ઓરતે મરડાટ બતાવ્યો "હુ બઇરી જેવી બેઇરીપરબી તમુને વીશ્વાસ નથી ? હમણા જરા સહી કરી આપે ને સહવારે ધીરજથી વીચાર કરીને આકડો મુકે તો મારો જીવ કેટલો ઠંડો પડે તેનોબી તમુને જરા થઇને ખ્યાલ નથી !–બસ, હવે એ ને એજ ! આએ ઘેરમા મારૂં માન—અકરામ હવે કઇ રહયુ નથી !"

"જો–જો–મેહેરૂ, તુ વળી પાછી નકામી મારી સાથ પચાતી કરેછ ?–ચાલ–હુ તારી મરજી રાખવા તઇયાર છેઉ ! પણ ખુદા ખાતર તુ એમ 'ફકી' ના બની જા !"

"ફકી નહી બને તો શુ બને જાણે કોઇ મહાભારત દસ્તાવેજપર હુ તમારી ઠગાઇથી સહી લેતી હોઉ તેમ તમેજ

તો કઇ વેહેમે કમાઇ ગીયાછ," "ઓ નહી! હુ વેહેમાયો નથી, મારી વ્હાલી! તુ મને ગેરઇનસાફ ના કર!–તારી મરજી મુજબનો આકડો મુકી આપવા હુ તઇયાર છેઉ"

"મને આકડો હાલ મુકાવવો નથી–મને તો ફકત તમારી સહી જોઇયેછ—તે તમે કરોછ કે નહી?"

"કરૂ છ—કરૂ છ–લાવ આપુ, કરી આપુ છ ચાલ મારી ટેબલ આગળ આવ—મારૂ નામ લખી આપુછ"

"નહી—ટેબલ આગળ જવાની કઇ જરૂર નથી મારી પાસ ખડીયો કલમ હાજર છે! અહીંજ આએ કોચપર બેસો ને જગા બતાઉ તે જગાપર સહી કરો—'દસકત પોતે' એમબી લખજો"

"એક સાધારણ સખાવતના લીસ્ટ ઉપર 'દસકત પોતે' લખવાની જરૂર શુ છે?' ફરદુનજીમા અહો પોતાના મન સાથ કઇક ચમકીને વેહેમાઇ જઇ પુછવા પડયા

"મારી મરજી–તમોને નહી લખવુ હોય તો ના કહોની કે પીડા પતી! જોજો હ ફરદુનજી, તમે મને એવી નજીવી ચીજોમાબી ખોટી હુજજત પકડીને સતાવ્યા કરશો તો પછી હુ બી પાછી મારી આગની રીત પર જવસ જો? પાછળથી મને બદનામ ના કરતા હો?"

તે મકકરબાજ ઓરતના છેલ્લા વાકયો સાભળી ફર-દુનજીમાના બાણુ બેશી ગયા! તેનણુ ઉપર પુરતુ પડી ચુકયુ હતુ અને આ "સજાતની જણેની" એ પરણ્યા સસારમા તેમને ભારે મોજ મરાવેવી હોવાથી (!) તે હેબતનાક ઇશારો થતાજ તે કમનસીબ ભરથાર ત્યા નાઇલાજ થઇ ગયો!

તેવણે વધુ એક બોલઅી બોલ્યા વગર 'ફરદુનજી નવરો જજી તાલેવત, સહી દસકત પોતે' એમ ગીનતકરારે પેલા ચીથરાપર ચીતરી આપ્યુ !

"હવે કેવા ડાહયા થવા ? મરૂ રે મરૂ, પહેલા સેહેજ મમ્મન કરેછ ખરા પણ અતે સમજદારી વાપરયા વગર રહેતા નથી !" તે દગલબાજ ઓરત પોતાની નેમમા ફતેહમદ ઉતરવાથી મલકાઇને બોલી " "ચાવો, હવે હુ તમુને વધુ વખત રોકવા માગતી નથી સુખેથી જઇને પોઢી જાવો—એની ઉપર આકડો માંડવોછ તે આપણે એક વીચારે સહવારે માડશુ ચાલો, સાહેબજી ! હુબી હવે સુવા જાઉછ" અને એમ બોલી મેહેરબાઇ તાલેવત તે ઓરડો છોડી ગઇ !

આ વખતે તેણીના હરખનો પાર નહી હતો, ! જેમ એક હરણી કુદે તેમ કુદતી કુદતી હરખાયલે હયડે તેણી બહાર નીકળી અને આસપાસ જોવા લાગી કે ત્યા સઘળુ શાંત હતુ કે નહી, ત્યા કોઇ નથી એ ખાત્રી થવા પછીજ, પોતાના ઓરડામા ન જતા તેણી ધીમે કદમે અને ઉચી દમે તેહમીના ઓરડા તરફ ગઇ પ્રથમ બારણા પર કાન મુકી અંદર કોઇ જાગરૂત છે કે નહી તે તપાસી લઇ ઝટ તેણીએ તે ઓરડાને મારેલુ તાળુ જરા પણ અવાજ નહી થાય એવી સભાળથી પાછુ કાહડી લીધુ અને બીજીજ પળે પોતાની ફતેહપર ફુકરાતી તે બદમાશ બઇરી પોતાના ઓરડામા સટકી ગઇ !



## પ્રકરણ ૯ મુ.

### એક "ખુબસુરત નાગણ"ની કહાણી!

લોભી જન લોભાઇને,
કરે જગે બદ કાર,
પરીણામે પાપે પડે,
સાર રહીત સંસાર!

[દાદી સતસાઈ]

"લાવ મેહેરૂ, પેલુ ગઇ રાતવાળુ લીસ્ત લાવ, આપણે એક વીચારે તેની ઉપર આકડો માડયે" બીજી સવારે ફરદુનજી તાલેવતે પોતાની મોહરદાર મેહેરબાઇને કહ્યુ

"તેતો મે ફાડી નાખ્યુ, ફરદુનજી" તે ઠગારી ઓરતે ગભીર ચહેરે જવાબ આપ્યો "હુ એ પચાતીમા પડવા ચ્હાતી નથી"

"ફાડી નાખ્યુ?—એટલે એટને? ગઇ રાતે માગી સત્ય આટલી બધી રીકઝીક કીધા પછી આજે તુ મને આએ કેવો જવાબ આપેછ?" ફરદુનજીમા કાંઇક ચીચવાઇને પુછવા પડયા

"ઓ લેરે! તે એટલો બધો દમ કોણુપર કસો છ જે ' એક ચીજ મને નહી પસદ પડે તો હુ નહીગી કરૂ—તેમા એમ ચીચવાનુ શાનુ?"

"હુ ચીચવાનો નથી, મેહેરા, પણ રાતે નો તે માગી

ઉપર દબાણ કરવામા કોઈ રીતની બાકી રાખી નહી, ને હમણાં તુ એમ બોલેછ ત્યારે પુછુ કે નહી પુછુ? કાય ફાડી કાંય નાખ્યુ?"

"બસ મારી મરજી–તમે મને પુછનાર કોણ?"

"વળી પાછી તારી અસલ ચાલપર ગઇ કે? તારેથી પાધરો જવાબ તો દેવાયજ નહી કે?"

"મને પાધરૂ પુછોતો પાધરો જવાબ મળે કેની? બસ, મે એકવાર કહયુની કે એ કામ મારે નથી કરવુ ત્યારે બેઠા બેઠા અમસ્થા ચાવાચીવી શાની કરવા કરોછ?" મેહેરબાઇ તાલેવંતે ભવાનો ચીલ્લો ચઢાવી નેણ ફેરવી તાપમાં ને તાપમા જ જવાબ આપ્યો "ચાલો તમે તો પરવારતા કેવો–મને બહાર જવા વખત થાયેછ કયા ગઇ આયા એનજેલીન, કોચમેનને કહે કે ગાડી લાવે!"

એમ બોલી તે દગાખોર સ્ત્રી ઠસ્સામાં ને ઠસ્સામા ત્યાંથી ચાલી ગઇ!

ગરીબ બીચારા ફરદુનજીબા! તેવણને સમજ પડી નહી કે ગઈ રાતનો મામલો આજે અચગુચ પાછો ફેરવાઇ કેમ ગયો?

હવેજ તેવણને વહેમ પડયો–હવેજ તેવણની આખ ઉઘડી કે "જયા છે ત્યા એ નાપાક મારી સાથે કાઇ દગો રમીછ!"

અને તેમા ખોટુ શુ હતુ? ખરેજ તેણીએ ફરદુનજી બાનાં વરસ વેચ્યા હતા! પોતાના કોઇ ખેશીને મદદ કરવાના ખોટાં બહાના હેઠળ તેણી તેઓ જોડે એક ગંભીર દગો રમી

હતી–તેણીએ એક બનાવટી વીલ ઉભુ કરી તે ઉપર દગાથી પોતાના ભોળા ભરથારની સહી લઇ લીધી હતી !

"ઓ મારા ખુદા ! મે એ કેવી મુરખાઇ કીધી ? રખે એ દગલબાજ ઓરતે લીસ્ટ બનાવવાને બહાને મારૂજ બનાવતી વીલ ઉભુ કરી સહી કરાવી લીધી હોય ? જયા છે ત્યાં એમજ છે, કારણકે તેમ નહી હોય તો ગઇ રાતે એક બોલી આજે બીજુ બહાનુ બતાવે નહી ઓ દગો—દગો—એ દગાખોર બઇરીએ આખરે મને દગો દીધો ! જો એ વીલ નહી હોય તો મારી સહી કરાવતી વખતે "દસ્કત પોતે" એમ લખવાનુ મારી ઉપર દબાણુ કરતે નહિ જો એ વીલ નહિ હતે ને લીસ્ટજ હતે તો રકમનો આકડો રાત્રે નહી પણ સવારેજ મુકશુ એવી મમત એ મારી સાથ કરતે નહી મારા પરવર દેગાર ! ગઇ રાતે મારી અક્કલ કયા ગઇ હતી ? હુ એવો મુરખ કેમ બન્યો ? હાય–હાય ! એ કમ અસલી કમજાતે મને ચોખ્ખો ફસાવ્યો !"

ફરદુનજી તાલેવંતનો ગભરાટ હવે દર પળે વધનોજ ગયો ! તેવણુ ઉશ્કેરાઇ જઇ પોતાના ઓરાડામા અહીથી તહી ફેરા ફરવા લાગ્યા એક ગરીબ સ્વભાવનુ માણસ જાજુ ઉશકેરાતુ નથી, પણ કોઇવાર જયારે કાઇ ગભીર બાબદ આવી પડતાં ઉશકેરાય છે, ત્યારે તેનો દેખાવ જોવાજોગ થઇ પડે છે આજે તે સ્થાતી આપણા ફરદુનજી તાલેવંતની થઇ હતી

તેવણુ એકદમ ટેબલ આગળ ગયા અને ચગ વજાડયો જે સાંભળી એક નોકર અદર આવ્યો

"મોટા બાઇ કયા છે?"

"સાહેબ તેવણુતો હમણાજ ગાડી બોલાવી બહાર સીધાર્યાં છ!"

"કેટલો વખત થયો?"

"ભાયગે પાચેક મીનીટ થઇ હશે સાહેબ!"

"તેવણુને જતાં તે પોતે જોયા?"

"હા, સાહેબ, મે મારી આખે જોયાં!"

"જા તેહમી બાઇને કહે કે શેઠ તમોને તાકીદે બોલાવેછ"

"વારૂ સાહેબ!" કહી તે નોકર ફરદુનજી શેઠનો હુકમ બજાવવા દોડયો

વચ્ચે એકાદ–બે મીનીત નહી થઇ તેટલા તેહમી પોતાના પપાના ઓરડામા દોડી આવી, "કેમ પપા શુ છે? મને તાકીદે કાય બોલાવી?"

"તારો પપા મુવો–દીકરી–દીકરી કેના કેના કાળગરા જીવો દુનીયામાથી ઉઠી જાએછ તેને બદલે મારૂજ કાય નહી આવતુ કે હુ આએ ગન દીવસના ધકધુબારામાથી છુટુ!" ફરદુનજીબા એક સોફા કાચપર ફસડાઇ પડી બોહલા તેવણુનો ઉશ્કેરાયલો ચેહેરો જોઇ તેહમી ગભરાઇ ગઇ

"ઓ પપા–પપા, એમ ના બોલો, તમારે વડે તો મારૂ જીનતર છે શુ છે?–વળી એ નવી બોહકાણુ શુ છે? તેહમી તેવણુના ગળા સાથ વીટળાઇને ગભરાટમા પુછવા પડી" મને કહુવો પપા ડીયર, મારેથી અતરના રાખો"

"મારી કલેજી! હુ તારેથી અતર શુ કામ રાખુ?" ફરદુનજી તાલેવત તેહમીને પોતાના પાસામાં દામીને બોલ્યા "હુ તારેથી અતર રાખતે તો તુને અહી બોલાવતેજ નહી નીકરી દીકરી, હુ તો ચોખો ફસી ગયોછ! પેલી રાન નાપાક દલદર દદાએ ગઇ રાતે મને સાબુત ફસાવ્યોછ!"

"ઓ પપા! એ તમે શુ બોલોછ?" તેહમી ધાસ્તીના ધુજરાથી પુછવા પડી "તમુને કોણે ફસાવ્યા? કોણે?" મેહેરબાઇએ?"

"હા—એ રાંન મેહેરબાઇએ મને ફસાવ્યો?"

"કેવી રીતે?—કઇ બાબદમા!"

"તારૂને મારૂ સદનતર સત્યાનાશ વળી જાય તેવી બાબતમાં! તેહમી–તેહમી–તારા મુરખ બાપની મુરખાઇપર તુ હસશે–પણ એ નાપેકારે મને ઠગાથી ફસાવ્યોછ"

"ખુદા ખાતર તમે મને જલદી કહી દેવો, પપા, કે તે શી બાબદ છે? મારી ઇનતેજારીનો જરા ખ્યાલ કરો!"

"એક બનાવટી વીલ ઉભુ કરી મને ખોટુ સમજાવી તે ઉપર વીશવાસઘાતથી મારી પાસે સહી કરાવી લીધી!"

"ઓ નખ્ખોદ!—નખ્ખોદ!" તેહમી તે કોચપર ફસડાઇ પડી ફગલાઇને ફાટી રહેતા પટપટી "બાવાજી–બાવાજી, એ તમે શુ કીધુ? તે નાપેકાર તો આપણ બુરૂ કરવાજ બેઠી છે, પણ તમે સાહુચેત રહીને સમજદારી કાય નહી વાપરી? અરે? હવે તો એ દલદર દદા પોતાનાં ચાહ્યા–ચીત્યાં કરશે?"

"તેહમી દીકરી, હુ તારો તકસીરવાર છેઉ ગઇ રાતે મે મારી અક્કલ ખોહી દીધી નહી હતે તો આજે તારા

તાણાટપના હુ સાભળતે નહી" ફરદુનજીના આખમાં આંસુ લાવી બોલ્યા

"નહી બાવાજી, એમ ના કરો! હુ કઇ તમુને તાણા-ટપલા મારતી નથી, પણ તમે એવી ગભીર બાબદમાં અમે એવા દમાણ છતાગી સામેલ થવુ નહી હતુ"

"એ દીકરી, મારી ઉપર ગઇ રાતે શુ શુ ગુજરયુછ તે તુ શુ જાણે? એ નાપાકે મારી ભોળાઇનો લાભ લઇ મને સાબુત છેતરયોછ મને કહયુ કે મારો એક ગરીબ સગો મુશ્કેલીમા આવી પડયોછ તેને હુ મદદ કરવા ઇચ્છુછ અને તેને સારૂ મારા લાગવગથી એક લીસ્ટ ઉતરાવવા ચાહુછ એમાં પેહેલ્ની શરૂઆત આપણે કરીએ-હુ તેના કહેવાપર છેતરાયો-મે ધારયુ કે ધુળ નાખી-એ પાપ હજાર મુકી છુટતા હુ મરવા પડવાનો નથી પણ જો હુ એની મરજી રાખી એને તાહડી-મીડી રાખસ તો એ આપણી સાથ નાહકનાં ખરવાયાં તોડતી અટકશે, એ ભવી મસકદથી મે હા કહી."

"જરા સબર કરો પપા, મને સમજ નથી પડતી, જો તે એક મદદનુ લીસ્ટ હતુ તો પછી વીલ કેમ થયુ? મદદના લીસ્ટમા તો તમારૂ નામ લખી નામની આગળ તમારી તરફનો આકડો માડયો હશેની?" તે ચતુર બેટીએ તુરત સવાલ કીધો

"મોહકાણુ અહીંજ છે તો! એ કમબખતે મને આંકડો માંડવાજ કયાં દીધો?"

"વારૂ આંકડો નહી નાખ્યો તેથી શુ થયુ? તમે થોડુ જ વે ઉપર 'દસ્તક પોતે' એમ કીધુછ કે તમોને ડરવાનુ હોય?

તમે તો એક સાધારણ લીસ્ટપર તમારૂં નામજ ફકત લખી આપ્યુ છે કે ની?"

"નહી નહી, એ નાપાકે મારી ઉપર જબરી કરીને 'ફરદુનજી નવરોજજી તાલેવંત, દસ્તક પોતે' એમ લખાવી લીધુ છે"

"ઓ પપા–પપા, એ તમે શુ કીધુ? ગઇ રાતની ખુશાલીમા તમે કઇ દારૂ બારૂની કેફમા તો નહી હતા?"

"ઓ નહીરે દીકરી! હુ દારૂ કયારે પીઉ છુ કે ગઇ રાતે મે પીધો હોય?"

"કદાચ તે દલદર દદાએ એવો દગો રમવા સારૂ છેતરીને પાયોબી હોય!"

"નહી,–નહી, તેહમી દીકરી તેવો વ્હેમ ના પકડ–તેવુ કશુ હતુ નહી?"

"તેવુ નહી હતુ ત્યારે તમે આખ વીચીને 'સહી' કેમ કરી આપી? બાવાજી–બાવાજી, એ નાપાકે તમારા નરસ વેચાવ્યા! એવુંજ હતુ તો જરા મને કાંય નહી બોલાવી? સહી કરવાનુ સહવારપર કાય નહી મુનતવી રાખ્યુ?"

"તુને બોલાઉ? કેવી રીતે બોલાઉ? એ રાન કારસ્તાનની કુતરી મને અહીથી ખસવા દે તો તુને બોનાઉ કે? વળી સહી કરવાનુ સહવાર ઉપર મુલતવી રાખવા તો મે ઘણુ બી કીધુ, પણ એ નાપાકે મારૂ ચાલવાજ દીધુ નહી"

"અફસોસ!–અફસોસ! પપા, હવે હુ શુ બોલુ? હુ તચ્છુ છ કે આએ ઘડીએ હુ તમારી દીકરી નહી હતે!–જો

તેમ હને તોજ હુ છુટથી બોલી શકને! અરે બાવાજી-બાવાજી, એ તમે શુ કીંધુ? તમે સાતને શીખામણ આપનારા થઇ ને આજે આએ કેવુ અવીચારી પગલુ ભરી બેઠા? સહીનુ બીલાડુ ચીત્રી આવતા તમે કબજ વીચાર નહી કીધો? અરે! કોઇનો નહીં તો મારો તો ખ્યાલ કરવો હતો?" તેહમીએ હવે તે ભુમખ બાપ ઉપર ખુલ્લે ખુલ્નો ચીચવાટ બનાવ્યો "તમે એવા ભાનભુના કયારે હતા? એ રાંન નાપાક કરી કરીને તમુને શુ કરવાની હતી કે તમે એમ બીહી-ધુજીને સહી કરી આપી? મારી એ મત્રાઇ થતી મારી સાથ કેવી ઉઘાડી દુશમની પાળેછ તે શુ તમુને અજાણ્યુ હતુ કે તમે એવા એક ગંભીર દસ્તાવેજ ઉપર—આગથો પાછનો કઇબી વીચાર કીધા વગર આખ મીચીને સહી આપી રહયા? ઓ મારા ખુદા! એ રાન હલકટ હજામડી કેવી ફુકરાઇ મરશે ને આપણુને હેરાન-હેરાન કરશે તેનોબી વીચાર નહી કીધો."

તે ડાહી દીકરીની આ વાજબી દલીલો તે ભુમખ બાપે ગુપચુપ સાભળ્યા કીધી. સાભળે નહી તો શુ કરે? હાલ તેનુ હઇયુ તેને અજબ જેવી રીતે ડખી રહયુ હતુ પોતે કીધેલા અવીચારી કામનો તેને હાલ પુષ્કળ પસ્તાવો થતો હતો.

"ઓ ખુદા! કોઇ દહાડે નહી ને ગઇ રાતે હુ એટલી હદ સુધી બેવકુફ કેમ બન્યો!" ફરદુનજી તાલવત ગમગીન ચેહેરે પોતાના મન સાથ અફસોસ કરવા પડયા "મારૂ બચ્ચુ મને કહેછ તે બોલેબોલ ખરૂ છે હુ દેખીતી આંખે આધળો થયો ત્યારે એને બોલવાનું કારણ મળયુ-એમા

એનો જરાબી કસુર નથી હજુર મારી દીકરી કેટલી સહન શીળ છે કે મને સખત તાણા-ટપનાથી વીંધી નથી નાખતી? મુવો હુ! જો એ વાત બહાર જવા પામશે તો મારી ઇજ્જત આબરૂનાં વગર શકે કાકરા થવાના! ઓ નાપાક-ઓ દગલબાજ દદદા! ખુદા તારૂ કેમ ભલુ કરશે? એવુ કરવાની હતી, તેથીજ તે ગઇ સાજે સુધરી જવાના ચરત-મકકર દેખાડયા કે? અરે! એ કારસ્તાનની કુત્રીપર મને એવી ઓઝ મળેછ કે જાણે એનો તોટો પીસી નાખુ! ખચીત એક ખુબસુરત ઓરત રૂપે એ એક ખવીસ બઇરી મને મળીછ— મારી મરનાર મોહરદારના મરણ પછી મે બીજુ ઘેર કીધુ નહીં હતે તો એ ઝહેરી નાગણના ફાસમાં હુ ફસી પડતે નહી" અને અહીં ફરદુનજી તાલેવત તેહમી તરફ ફરીને બોલ્યા "દીકરી તેહેમી, મારી મુરખાઇથી હુ ફસાયોછ તો ખરો, પણ એ નાપાકને તેના નીચ કરતુકમા હુ કદી ફાવવા દેવાનો નથી તુ શુ કામ ફીકર કરેછ, દીકરા, હુ બીજુ નવુ કરશ ને ગઇ રાતના વસીયતનામાને ખોટુ' પાડસ"

"તે ખરૂ છે, પપા, પણ તમે નવુ વીલ કરો તેટલાં તમારી જીદગી કેટલી જોખમમા છે તેનો તમુને કાઇ ખ્યાલ છે?" તે ડાહી દીકરીએ દુર અદેશીથી ચેતવણી આપતા કહયુ, 'એ દગાખોર બઇરીનો ભરોશો શુ? એ એના કરતુક કરવાની હતી તેથી તો ગઇ કાલે આપણી સાથે ફરી રાતે મળી ગઇ તે શુ તમે જોયુ નથી? કઇ વડીએ એ દગાખોર શુ દગો દેશે તે કેમ કહેવાય? એ રાન હજાર ચરત-મકકરના ભરેલા છે એનો હલકટ ખવાસ એ મન્તા છોડવાની ની

નથી જાહાનમમા ગયુ તે વીલ—હુ તેને રડતી નથી, પણ તમારી કીમતી જીદગી હવે ઘણી જોખમમા છે હુ એનો ખ્યાલ કરૂ છ ત્યારે મને ધાસ્તીના ધુજરાં છુટેછ તમારી નબળાઇ જોઇ એ દર દહાડે વધુ ને વધુ ફાવતી જાયછ એ આજે બાહાર ગઇછ તે હુ ધારૂ છ કે તે દસ્તાવેજ કોઇ જગે સલામત મુકવા ગઇછ અથવા કોઇની સલ્લાહ લેવા ગઇછ"

"જાહાંનમમા કાંય નહી જતી? આપણે તેની દરકાર કરવી નહી જોઇયે"

"નહી પપા તમે અહીં ભુલ કરોછ હવે એની દરેક હીલચાલ ઉપર આપણે ચેતેતા ને ચોકેલા રહેવુ જોઇયે." તેહમી બોલી અને ફરી એકવાર બાપને ગળે વળગી પડી રડતે ચેહેરે પુછવા લાગી "ઓ બાવાજી—બાવાજી, આએ સખુનો બોલતા મારી જીભમા કાટા ભોકાવછ, પણ મામલો ગભીર હોવાથી બોલ્યા વગર ચાલતુ નથી કે તમે હવે પછી નવુ વીલ કરો તેની આગમચ એ રાન કારસ્તાનની કુત્રી તમારા કોઇ દુશ્મનના જીવને વળી કોઇ નવા કાવાદાવાથી હાણી નહી પુગાડે તેની જામીનગીરી શુ?"

"છટ—છટ, તેહમી દીકરા, તારી એ ધાસ્તી ખોટી છે એ નાપેકારના પેટમા કલેજુ નહી હાય તો એવા કામ કરે!"

"પપા પપા, હજી તમે કેટલા ભોળા છેવો! અરે! જે પાપી ઓરત પોતાના પરણેલા ખાવીંદનો વીશ્વાસઘાત કરવા ચુકે નહી તે ઓરત બીજુ શુ નહી કરે? જો એ આપણુ બુરૂ ઇચ્છનારી નહી હતે તો તમારી સાથે એવો દગો કરતે કે? એ જ ઉપરથી આપણુને વીચારવાનુ છ એ નહી—

પપાજી, તમે ભરમમા ના રહેતા જો? તમે હવે ઘણુ સાહુ ચેત રેહેજોજો?—હુ ખાત્રીથી માનુ છ કે એ તમોને જરામી ચાહતી નથી જો એ ચાહતી હતે તો તમારી સાથ એવી નાલાયક ને નીચ ચાલ કદી ચલાવતે નહી

"તે ખરૂ, પણ મારા જીવની હાંણી થાય તેટલી હદ સુધી—"

"હા હા, તેટલી હદ સુધી જવામી એ નાપાક ચુકે નહી" તેહમી ઉસ્કેરાઇને બોલી "એની નેમ મારી ઉપર વેર લેવાની છે અને એ વેરના ઝેરમાં શુ નહી કરશે એજ એક સવાલ છે!"

"જેને ખુદા રાખે તેને કોઇ નહી ચાખે, દીકરી, એવાં મોતના ફાંફા મારની એ મને જણાશે તો પછી હુ બી—"

"ખુદા તમુને મારે માથે સદા સલામત રાખે મારા વ્હાલા પપ્પા, પણ હવે બનતી જલદીથી તમે તમારૂ વીલ કરો! તમુને યાદ છે, બાવાજી, કે તમે એ નાપાક સાથ પરણ્યા તેની આગમચ તમે તમારૂ વીલ કીધુ હતુ અને તમારા જાની દોસ્ત સોરાબશાહ સુબેદારની સભાળમા તમે તે સોપેલુ છે જો ગઇ રાતે તમારી સાથ દગો રમીને એ નાપાક ફાવી ગઇછ, તો તે આગલુ વીલ હવે રદ કહેવાય માટે તે આગલા અને ગઇ રાતના બેઉ વીલોને ખોટા પાડવા માટે હવે તમારે એ ત્રીજુ વસીયતનામુ કરવુ જોઇએ"

"ખરૂ છે દીકરી અને તેમ કરવા હુ તઇયાર છુ. મને તે આગલાં પહેલા વીલની યાદ છે. જે વીલમાં મારી તમામ

સ્થાવર અને મીલકતની વારેસ મે તુને એકવીને ઠરાવેલી છે તે વીશેજ તુ એ નેછ કેતી ?"

'હા પપા, પણ હવે ગઇ રાતના બીજુ વીલ જો થયુ હોય તો તે ખોટુ ઠરેછ એ નાપાકે તેમા બધુ પોતાના નામ પર કરાવી લીધેનુ હોવુ જોઇયે એ દલદર દદદાની નેમજ મને બધી રીતે રખડની ને રઝળતી કરવા ની છે"

"એ રાન હઝાર જખ મારે-હુ કવો છેઉ ? એ નાપા કને હવે હુ એક ફુટી બદામનોની ડાદમ દેવાનો નથી મારી બાદ એનુ ગમે તે થાય તેની મને દરકાર નથી. એને લગન વખતે મે જે કઇ દાગીના કીધા હશે તેજ એના કહેવાશે— બીજુ હુ એને કઇ આપવાનો નથી"

"તમે એને આપો કે નહી આપો એ તમારી મુખત્યારીનો સવાલ છે, પપા, એ વીશે મારે કાઇ કહેવુ નથી, પણ હવે મારી તમોને એટલીજ અરજ છે કે વગર ઢીલે તમારૂ નવુ વીલ કરો—જો બની શકે તો આજને આજ કરો !"

"આજને આજ ? તે કેમ બને ?"

"જો મનપર લેશો તો સઉ બનશે"

"એ નાપાક કઇ મને બહાર એકલો જવા દેવાની છે ? હવે તો એ મારા ઉપર ખુબ પારધે રહેશે"

"તેથીજ કહુછ કે વખત ખોહવામાં સાર નથી એ હમણાં બાહાર કહડાઇ મુઇછ તેજ તકનો તમે લાભ કા નહી લઇ શકો ? જુઓ પપા ડીયર, મારૂ માનો ? હુ એમ નથી

કહેતી કે વીલમા બધુ મારાજ નામપર કરજો—ગમે ત પણ એ તમારી બઇરી છે,—એનેમી કાઇ જાહસજો—પણ આએ કીમતી તક તમે આજે ચુકા ના એ કઇ આજે જનદી આવે એમ લાગતુ ન'।—ને આવશે તો હુ કાઇ જાણુ ીજ નહી હોઉ તેમ વાત રહેવસ—તમે મારે માટે જરાગી ફીકર કરતા ના, પણ એ બહાર મુછછ તેટલાજ તમે આએ કીમતી નક હાથ કરી લેવો ખુદા એમાથી આપણુ સારૂજ કરશે એક વખત એ ઘેરમા આવી તો તમુને બાહાર નીકળવા દેશે નહી અને બહાર જવાગી દેશે તો તમારી સાથે આવશે તેથી તમારી ઉમેદ સફળ થશે નહી આએજ તક કીમતી છે—એવી સોનેરી તક ફરીથી મળવાની નથી જુઓ વ્હાલા પપા, મારૂ માનો!—મારો એટલો સખુન રાખો નહી તો હુ સદાની રખડી રહેનશ!"

તે નેક ખસલત બેટીએ કીધેલી 'અપીલ' અસર ઉપજાવ્યા વીના રહી નહી ફરદુનજી તાલેવત આજે રોજના જેવા હીચકારા નહી હતા તેવણે એક પળ વીચાર કીધો અને ઝટ ઉઠી ઉભા થયા

"દીકરી, તારૂ કહેવુબી ખરૂ છે એ નાવાક બગવે પાછી ફરે તે આગમચ હુ અહીંથી સટકી જાઉ તોજ આપણી ઉમેદ બર આવે! ચાલ જા જલદી, મારી બીજી ગાડી લાવવાનો હુકમ આપ! હુ ટેલીફોનમા પહેલા મારા સોલીસીટરોને મારા આવી પુગવાની ખબર આપુછ અને તુરત તઇયાર થઇને આવી લાગુછ" અને એમ બોલી ફરદુનજી તાલેવત ઝડપથી તઇયાર થવા ગયા

તેહમી ઝટ નીચે દોડી ગઇ અને તાકીદે ગાડી લાવવાનો હુકમ ફરમાવ્યો

દશ મીનીટમા ગાડી બગલાનાં પોર્ટીકોમાં હાજર થઇ અને ફરદુનજીબા ઉચે દમે તેમા ચઢી બેઠા

"મારતે ઘોડે કોટમા લઇ જા !" તેવણુ ગાડીમા બેઠા બરાબર હુકમ આપ્યો

"અચ્છુ સાહેબ !" કોચમેને જવાબ આપ્યો અને બીજીજ પળે તે પાણીદાર અરબ જનવરો પોતાના દુખી શેઠને લઇ જોતા જોતામા આંખ આગળથી ગેબ થઇ ગયા !

પપા ગાડીમા બેસીને સુખરૂપે સીધાર્યાં પછીજ તેહમીનો જીવ જરા શાત થયો તેણી ગમગીન ચેહેરે બગલાની સીડી ચઢી અદર ગઇ



## પ્રકરણુ ૧૦ મું.



### "બહીએ કેવો સીકકો બજાવ્યો ?"

પ્રમદા કેરા પ્રેમનો, પમાય નવ રજ પાર,
ભાર્યાનુ સુખ ભોગવે, ભાગ્યવત ભરથાર,

[હાદી સતસાઇ]

ફરદુનજી તાલેવત કોટમા સીધારયા પછી વચ્ચે એક અરધો કલાક પસાર નહી થયો તેટનાં મેહેરબાઇની સ્વારી "તાલેવત કાસ્ટલ"મા આવી પુગી

તેવણ આવ્યા તેવાજ ધમકમાં ને ધમકમા પોતાના ઓરડામા ગયાં અને ખારમો બીજો અરધોક કલાક જવા પછી ફરદુનજીવાળા ઓરડામા આવ્યાં

તે હગારી સ્રીને સ્વપને પણ ખ્યાલ નહી હતો કે ફરદુનજીબા મેહેલમા નહી હતા, જેથી તેવણ ઓરડામાજ કે એવી માન્યતા વચ્ચ માનણામા દાખલ થતાજ તેણી બોલી – "સાભળોછ કે ફરદુનજી, મે મારો વીચાર પાછો ફેરવ્યોછ–હુ મારા તે સમાને મદદ કરવા ઇચ્છુ છ ને મે આએ બીજુ લીસ્ટ બનાવ્યુછ તેમા—ઓ ! એવણ અહી તો નથી ! કદાચ લાઇબ્રેરીવાળા રૂમમા હશે" અને એમ બોલી તેણી લાઇબ્રેરીવાળા રૂમ તરફ ગઇ

"ફેરદુનજી, તમે અહી છો કે ' આએ હુ પેલુ લીસ્ટ– અરે ! એવણ અહીબી નથી ? કદાચ મેહેલની અગાસી ઉપર ગયા હશે, તે એવણની વાચવા બેસવાની માનીતી જગ્યા છે !'

હવે તેણી અગાસી તરફ ગઇ, પણ ફરદુનજીબા ત્યા હોય તો તેણીને મળે કે ? ત્યાથીબી ફફડી ચટકી તેણી પાછી ફરી ।

'અ પારસી પોતાના 'કલેકશન રૂમ'મા તો નહી હોય ? હા હા, એ ત્યાજ હોવો જોઇએ" અગાસીનો દાદર ઉતરતી ઉતરતી મેહેરબાઇ મન સાથ બડબડી "આજકાલ એને દેશદેશના સીકકાઓ સગ્રહ કરવાનો લખ ઘણો લાગેલો છે મુવા વેહજાજ તો ! પણ એમા આપણ શુ ખરાબ થાય છે ? પાચ દહાડે એવા આખતા કીમતી સગ્રહની માલેક તો હુજ છેઉ કેની ? પેની રાન દુકતી બાતીનો

એમાં થોડો હુ હીસ્સો પાડવા દેવાની છેઉ જે તેની નાત! એ કામમા તો હુ સામુ એવણુને ઉતેજન આપુછ! એ 'મેન્યા' એવણુને જેટલો વધુ લાગે તેટલો મારા હકમા ફાયદાનો છે! હજારો જાતના સોનાનાં સીકકાઓ, મોહોરો અને અશરફીઓ કોણુને નહીં ગમે?" તે આપસ્વાર્થી ઓરત પોતાના મન સાથ મલકાના લાગી "એવણુનાજ કહેવા મુજબ છેલ્લા દસ વરસથી એવણ એ સગ્રહ કરે છે સીકકાઓનો એ સગ્રહ એવણ પાસે ઓછો નથી! અકબરી મોહોર–જાહાગીરની મોહોર–શાહજહાનના સીકકા–અઉરગજેબની અશરફીઓ વગેરે–વગેરેથી ખાના ને ખાના ભરેના છે! પાંચ દહાડે એ બધુ કોણુનુ મારૂજ કેની? હુ નસીબવાળી છેઉ કે એક બબરચી બાપની દીકરી છતા મારી ખુબસુરતીને લીધે એવે મોટે ખાચરે ઉચકાઇ આવી! મારા નસીબમા એવી રેલછેલ ને જાહોજલાલી ભોગવવાનુ સરજેલુ હશે ત્યારેજ એમ બન્યુ કેના? હવે એ મુવાઓની બેઉની મુડી મારા હાથમાં આવેલી છે ખુદાની મેહેરથી ગઇ રાતનો મારો પ્રયોગ એવો ફતેહમદ ઉતરયોછ કે હવે હુ મારા ચાહયા ચીતયા કરશ? હુ કઇ એ ધરડાં ખુવડને થોડીજ ચાહુછ? મારી ને એના ઉમર વચેના તફાવત ઉપરથી એક સાધારણ અકલનુ માણુસબી સહેલાઇથી કહી શકે કે અમારા વચ્ચે એક ધણી ધણીઆણી વચ્ચે હોતો સાચો પ્યાર હોઇ શકેજ નહી! અને તેમા ખોટુ શુ છે? હુ એ ધરડા વાદરાના પઇસા પર પરણી આવીછ ને એણે મારી ખુબસુરત ચામડીપર લોભાઇને પોતાના વરસ વેચ્યાછ! એ રીતે અરસપરસ આપ–

લેનો હીસાબ તો થઇ રહયો !" અને અહીં તે બદમાશ બઇરી ખડખડ હસવા પડી "મને જે એ બધુ કરવુ પડેછ તે એ રાન દુકતી થતીને લીધેજ કરવુ પડેછ મને ગઇ સાજે એ કઇ થોડુ બોલી ! થોડા અપમાનો કીધા ? થોડી સતાવી ? થોડા હલકા સખુનો સભળાવ્યા ? પોતાના બાપ થતાની કુમકે નીકળીને મને થોડી હેરાન કીની ? પણ અહીંબી મેહેરબાઇ છે ! મેહેરબાઇ બદી કઇ એવી ધાક ધમકીથી દબી જાય એટલા પોચા માવાની નથી ! હુબી ખરી કે એ રાન મહીરા મુઇને પાતરે પાણી પાઉ ! મારો ગઇ રાતનો સકેત ખુદાની મેહેરથી એવો સફળ ઉતરયોછ કે હવે મને કોઇ રીતની ધાસ્તી રહી નથી આજે આએ ચીથરૂ પાછુ દેખાડવાની મારી મતલબ શુ છે ?—એજ કે ગઇ રાતે એ ઘરડાજીને કઇ વહેમ ઉપજયો હોય તો તે નીકળી જાય ! મુવા મુરખને મે કેવો બનાવ્યો ? ગઇ સાજે મે બહારથી આવ્યા પછી જાણે હુ ખરેખરજ પશેમાન થતી હોઉ એવો દેખાવ આબાદ કરીને મે એ બાપ—દીકરીને કેવા ચતરાવી નાખ્યા ? અરે તમારી અકકલ બળેરે ? મે જરા ઉપર ઉપરથી સીપતાટ કીધો તે એ મુરખાઓ ખરોજ સમજયા ! આહાહાહા !—કેવી મજાહ પડી !—એઉના વરસ મે ઘડીની વચ્ચે કેના વેચી નાખ્યા ! એકજ દહાડામા મે બાપને ને દીકરીને કેદખી કીધા ને મારૂ ચાહયુ—ચીત્યુ કરીબી લીધુ ! એ રાન નાપાક દુકતીએ બાપ થતાને કેદમાથી છોડવ્યો, પણ એ રાન હસકુનમને મે રાતે બે કલાક ઓરડામા બધ કરી બાહેરથી તાળુ મારયુ, તેની તો એની બલારાતનેબી

ખબર નહી ! ઓ ફતેહ ! ફતેહ ! ધાખરાજીમી હજી ભરમમાજ છે કે રાતે મે એક ગરીબને મદદ કરવાના લીસ્ટ ઉપરજ સહી કરી આપીછ ! એ મુરખ માટીડાને એટલોબી સુધલો નથી કે એક સાધારણ લીસ્ટપર પોતાનુ નામ લખતા 'દસ્કત પોતે' એમ કોણ લખે ? આપણે જરા નેણ ફેરવીનેજ વાત લીધી તે બુઢો કેવો ગભરાઇ ગયો ? ને 'લાવ બાપુ લાવ, તુ જેમ કહે તેમ' એમ કહી મારી મરજી મુજબનુ બીલાડુ ચીતરી આપ્યુ ! એનુ નામ તે 'ઘી ખાના સકકરસે ઓર દુનીયા ખાના મકકરસે !' નામ જેનુ મેહેરબાઇ ! બદીએ કેવો મીકકો બજાવ્યો !"

અહીં પાછી તેણી મહેલના પહેલા મજલા ઉપર આવી પુગી તેણી ફરી એકવાર ફરદુનજીવાળા ઓરડામા ગઇ, પણ ત્યા તેવણ હતા નહીં

"ઓવાય ! એ શુ કહેવાય ? આખુ ઘેર ફરી વળી, પણ એ પારસીની બન–નસલ મળે નહીં ! મારી ગેરહાજરીનો લાભ લઇ રાન પેલી દીકરી થતીના ઓરડામા બેઉ બાપ–દીકરા કઇ છુપી ધુસધુસ કરતા તો બેઠા નહીં હોય ? હા હા, મને એમજ લાગેછ, હુબી ખરી કે એ મુવાઓની એવી ગુપત ગણુગોઠ શુ છે તે જરા ગુપચુપ જઇને સાભળુ "

આટલુ બોલી મેહેરબાઇ તેહમીના ઓરડા તરફ ગઇ



## પ્રકરણ ૧૧ મું.



"ધણી જરા મુજ આઘો થાય, ઉગ્યો-સુકયો
જીવડો જાય !"

કરીયે ચીંતા કેટલી,
થવા કાળ તે થાય !
"લાગી વનમાં લાહ્ય તે
ઘડે ન એક બુજાય

[દાદી શતસાઈ]

તેણી એવા ધીમાં પગલાંથી ગઇ કે કોઇનુ ધ્યાન ખેંચાયું નહી તેહમીના ઓરડામાં સીધ્ધી દાખલ ન થતાં તે મકકર બાજ ઔરત ઓરડાના પાછલા ભાગ તરફ ગઇ અને ત્યાં આવેલી એક બારીનાં વીનીસનમાંથી ચીમાઇને અંદરનો મામલો જોવા લાગી

"નહી—નથી એ મુવો તો અહીંબી નથી !" તેહમીને પોતાની ટેબલ ઉપર બેસી એકલી લખતી જોઇ તેણી મન સાથ બબડી "મરેરે ! હવે હું એને કયાં શોધુ ? વારૂ, નાવની, જરા પુછી તો જોઉં ?"

ત્યાંથી ખસીને દલદર દદા તેહમીના ઓરડામાં આવી

"કેમ માયલાં, શું કરેછ, તારી તબીઅત કેમ છે દીકરી ? ગઇ રાતે સુખથી પોઢીતી કે ?"

"હાજી" તેહમીએ ટુંકમાં જવાબ દીધો

"તેહમી દીકરી, તારા દીલમાં તું કંઇ ઓછું ના લાવતી જો? સહવારે મને જરા જરૂરના કામસર તાકીદે બહાર જવું પડયું તેથી મારેથી તારી ખબર પુછવા અત્યાર આગમજ અવાયું નહી" તે લુચ્છી મતરાઇએ પાટીયાં ગોઠની ખોરો ભીપલાટ કીધો

પણ "તેહમી દીકરી" ને હવે શીખવવું પડે એમ ન હતું તેણીના કાળા કરતુકથી એ અશરાફ છોકરી અત્યાર આગમજ પુરતી રોશન થઇ ચુકેલી હોવાથી ગઇ રાતની માફક હવે તે છેતરાઇ નહી તેણીએ એટલોજ જવાબ આપ્યો કે "કંઇ નહી, મેહેરબાઇ, એમાં શું છે? હવે હું તદન સાંગી પેડે છું"

"તે તો થયું પણ તારા પપા કયાં છે, દીકરા?"

"પપા?" તેહમી જાણે આ સવાલ સાંભળી અજબ થઇ હોય તેવો દેખાવ કરી બોલી "પપા, પપાના ઓરડામાં હોવા જોઇયે!"

"નહી, ત્યાં નથી!"

"લાઇબ્રેરીવાળા રૂમમાં વાચતા હશે"

"નહી, ત્યાંબી નથી!"

"એમ કેમ બને, મેહેરબાઇ?" તેણી ટેબલપરથી ઉઠીને ઉભાં થતાં બોલી.

"તમે ત્યાં જોયું?"

"હા, હું કયારની જોઇ આની

"અગાસીના ઝરૂખાપર તો નહી હોય? એવણુ ત્યા વણુા ખરા બહગી કરવા જાએછ"

"નહી, ત્યાબી હુ જઇને જોઇ આવી!

"ત્યારે કયા જાય? સીકકાવાળા ઓરડામા તો નહી હોય?" તેહેમીએ એક પછી એક યાદ આપતી હોય તેવા ટેખાવથી પુછયુ

"અરે નહીરે! હુ આખ્ખુ ઘર શોધી વળી, પણ એવણુ મને કેથે જણાતા નથી"

"આપણા કાવલા કારભારીને કાંય નહી પુછયુ?" તેહેમી બોલી અને ઝટ ઓરડામાથી બહારની ચાલમાં આવી તેની પાછળ તે ઠગારી સ્ત્રી પણ તેહેમીના ઓરડામાથી બહાર નીકળી

તેઓ ઓરડાની બહાર આવતાં હતા તેટલા તેહમીની આયા કેથેરાઇન તેઓને સામી મળી

"અહીં આવ કેથેરાઇન, જો તો કાવલાને પુછ કે શેઠ કયાં છે?" તેહેમીએ હુકમ ફરમાવ્યો

"અરે પણ એનેજ પુછની કે તે શેઠને કેથે જોયાછ?" મેહેરબાઇની અધીરતા હવે દર પળે વધતી જવાથી તેણી તેહમીપર કાંઇક ચીચવાઇને બોલી

"પપા કયાં છે તે તુ જાણેછ કેથેરાઇન?"

"નેઇ, ઉ નેઇ જાણેસ." તે આયાએ ઝટ જવાબ આપ્યો હાવકી તેહમાએ સરવે નોકર-ચાકરોને મેહેરબાઇ મેહેલમાં આવી પુગે તે આગમજ પાઠ ભણાવી મુકવાની પુરતી

સાહચેની વાપરેની હેવાથી કેથેરાઇન ઉપરાત મેહેલમાના બીજા નોકર નફરોએ પણ મેહેરબાઇની પરપુછમા ચોખ્ખે ચોખ્ખી "ના" કહી કાનપર હાથ મુકયા!

પણ પેલો મુવો કારભારી થનો કયા મુવોછ?" મેહેરબાનો ચીચવાટ હવે વધુ ને વધુ વધતો જવાથી તેણી આસ્તે આસ્તે પોતાના ખાનદાની ખમીર (!) પર જવા લાગી "એ મુવાની કોઇ મારી પાસે ગરદન મારોની!"

બાઇ સાહેબે તરાગો મુકવાથી બેચાર નોકરો કાવલા કારભારીને બોલાવવા દોડયા એ નીમકહલાલ કારભારી "મારેગાઠ" પુરો હતો! મોટા બાઇને નામે તેને જબરી "અભીરી" હતી! વાચનાર જાણે છે કે મેહેરબાઇ મેહેલના આ કારભારીનુ વટીક માન સાચવતી ન હતી ઓછામા પુરુ ગઇ રાતે તેહમીનાં ઓરડામા મેહેરબાઇએ તેને આપેલુ અપમાન હજી તેના મનમા તાજુ હતુ "શેઠ આજે કાઇ તાકીદના કામ સારૂ બહાર ગયાછ અને મેહેરબાઇ જો પુછે તો સાફ કાન ઉપર હાથ મુકવા કે હુ કાઇ જાણતો નથી" એવી સઉથી પહેલી ખબર તેના માનીતી "નાનકડી શેઠાણી તેહમી બાઇ" તરફથી તેને કયારની મળી ચુકેલી હતી તેણેજ મેહેરબાઇની માનીતી આયા એનજેલીન સીવાય બીજા દરેક નોકર નફરોને આ ભેદ નહી આપવા વીશે તેહમીબાઇ તરફથી તાકીદ કીધેલી હતી

મોટા બાઇ બોલાવે છે એમ પેગામ મળતા કાવલો કારભારી મેહેરબાઇને લગાર ચીગાવી–ચીગાવીને ઠંડે પેટે ધીમા કદમથી ત્યાં ગયો

"નખ્ખોદ ગીયો આજે પગ એવો દુખી મરે કે ચાપીને ચલાતુ ઓની!" બધા જણા ઉભા રહી તેની વાત જોતા હતા તેઓની નજદીક જઇ લાગતા બધા સાભળે તેમ ઠાનકા કાવલાએ ડામા પગનુ ગુડણુ દાબી પરીયારો કીધો "કેમ બાઇ મને કેમ બોલાવેછો ?"

"મુવા ઘસી ઘામીને ચાલી મરની!" મેહેરબાઇ તેને જોતાજ ચીરડાઇ પડી "હુ ત્યારથી જીવેજીન તોડુછ ને નખ્ખોદ ગીયો તો કડે પેટે ચાલી મરેછ! મારો જીન મારા ધણી વગર ઉગ્યો સુકયો જાયછ ને એ મુવાને તેનુ કઇ દુખ દરદ છે ?"

"એ જોજે હ અવે કરતી છે તે! ઇના પેતરા તો એજ કરી જાણે જો!" કાવલાપર ગાળોનો વરસાદ વરસી રહેવાથી તે પોતાના મન સાથ મોજ લઇ છુપો પટપટયો "ધણી વગર ઉગ્યો હુકયો જીન ઇનોજ જવાનો તો! રખે ફાળે ફાળે મગી બરી જાય!" અને મનમા એટલુ બબડી તેણે મોટેથી પુછયુ "અરે પણુ છે હુ તે કેહો કે ગાળજ દેઆ કરહો? બઇરાની જાતને આખેજ દહાડો મોહડામે હરહતી રાખેની કઇ હારી લાગે કે? હુ છે હુ? એ બધા તમે ગોળો પીંડાળો બગીને એકઠા એક થીએના?"

મેહેરબાઇ ચીચવાટની મારી વળી પાછી કાઇ ગાળ દેના જતી હતી તેટલા તેહમીએ આગળ આવી પુછયુ "કાવલા, પપા કાહ છે? તે એનણુને જોયાછ?"

"કોણ ફરદુનજી હેટ? ઉ હુ જાણુ, તેહમી બાઇ?"

"ઓ વુ મરેરે એમનો એમ! મુવો તેપર તો ઘેરનો

વડો કારભારી થઇ નીકળગોછ ! એ ભરને ગીયા, તુને નહી પુછું તો કોણુને પુછુ ?" દલરી સ્રીએ કાવના કારભારીને જોયા ફાડી ખાધો !

"જરા મોહડુ હભાળીને બોલો, બાઇ ! ભહતે તો બધા જનાના ! ભહતા વગર કોણુનો છુટકો થીએલો કે આપણો થનાનો ! તમે મને કીઓ કે તુને ની પુછુ તો કોણુને પુછુ તો હુ ફ્રરદુનજી હેટને ઉં મારી બગલમે લઇને ફરતો છેઉ કે તીઓણુ કા છે તે તમે મને પુછના નીકળેલાં ? ઉ હુ જાણુ હેટ કા છે તે ? ઓરડામા ઓહે–અગાહીપર ઓહે–પેલી લઇબરી કે હુ કીએ તા ઓહે–ની તો મેહેલના બગીચામા ફરવા–અરવા ઉતરી પડેલા ઓહે ! જરા જુઓ–તપાહ કરો ! ચાલો ઉ બી હાથે હોધવા લાગુ !–તખ્ખોદ ગીયો એ પગમાં આજે નજલો મારી આવેલો તે જેમ તેમ ચાથી મરતો છેઉ."—

"હવે જોયુ ? હુ ફ્રરદુનજી કાંહ છે તે પુછુ છ ત્યારે એ મુવો મને બગલામાં ને બગીચામાં શોધવા જવા કહેછ !" મહેરબાઇ ફ્ફ્રડી ચટકીને બોલી "અરે મુના હેમક, આખા બગલામાં તો હુ કયારની શોધી વળી, બગલામા તો એવણુ છેજ નહી "

"તેવારે બગીચા–બગીચામાં ઉતરી પડેલા ઓહે તમે ઉભાં રહીને જોયા હુ કરો કાંહ ગીયા રામા–હકારામ–છકુ–બાલાજી જાઓ તમે ચારે જણા ચારે બાજુ બગીચામાં ફરી વળો ને જુઓ કે ફ્રરદુનજી હેટ તીફ્રા બીફ્રા તો ઉતરી ની

પરેલા ?" કાવલા કારભારીએ નોકરોને હુકમ કીધો જે ઉપરથી કેટલાક નોકરો બગીચા તરફ ઉતરી પડયા

"મુવા તુ મારા ધણીનાં ઘેરમા હરામનો પગાર ખાઇ મરેછ" મહેરબાઇ વળી પાછી કાવલાપર ચીચવાઇ "તુ કારભારી જેવો કારભારી થઇ શેઠ કાહ છે તેની ખબ બી નહીં રાખે ? મુવોરે તુ કારભારનો કરતો! મુવોની જબાનમા લતરાજ છે તેટલુજ તો! કામની તો કશી આવડ કે સમજ નથી."

"હા બાઇ, હા, જેમ તમે કીયો તેમ કામની આવડ ની તેથીજ બધી હઇયાતી અહીં ગાળેલી" કાવલાએ રોકડે રોકડુ ચુકી આપયુ "મારે જેવો કારભાર કરના તો બીજાને વખત લાગહે વખત! ઉ પદર વરહનો ઉનો તેવારથી આ ઘરમા રીયેલો ને કાળાના ધોળા કીધેલા તે એવી આવડ નગરજ તો!"

કાવલો હજી વધુ બોલવા જાય છે તેટલા બગીચામા શેઠની શોધ કરવા ગયલા નોકરો પાછા આવ્યા ને ખબર કીધી કે શેઠ બગીચામાં નથી ?

"શુ ? બગીચામાંબી નથી ? ઓ મરેરે! હવે કેમ કરૂ ?" હવે મેહેરબાઇનો ગભરાટ દર પળે વધતો ગયો "રખે ગઇ રાતના પોતાના થયલા અપમાનથી મનમા ઓછુ લાવી તેવણે પોતાની જીદગીનો કાઇ નામોશીભર્યો અત લાવવાની નાદાની કીધી હોય ?"—આ વીચાર વીજળીના વેગે મેહેરબાઇના મગજમાથી પસાર થઇ ગયો અને તે ઠગારી સ્ત્રી મનમાં ગમે એવી

મક્કમ છતાં, તે ભયભીત ખ્યાલો ઉપજ્યા બરાબર તેણીના ટેંટા થરથર ધ્રુજવા લાગ્યાં !

"ઓ તેહમી–તેહમી ! ઉભી રહીને સાવજની માફક જોયા શુ કરેછ ? તારા પપા કાહ છે ?" મેહેરબાઇએ અરધા ગભરાટ અને અરધા ચીચવાટ સાથ પુછ્યુ

"હુ શુ જાણુ કયા છે તે ?" તેહેમી પપાની ગેરહાજરીથી ફ્ગલાઇને ફાટી રહી હોય તેવો દેખાવ કરીને બોની "તમે મને પુછવા આવ્યાં ત્યારે તો હુ મારા ઓરડામા હતી ! તમે એવણુને છેલ્લા કયારે જોયા હતા ?"

"હુ બહાર ગઇ તારે ! જતી વખતે હુ તેવણુને જોઇને ગઇ અને આવીને જોઉછ તો ફરદુનજી ઓરડામા નથી ! એવણુ જાય કયા ? ચાલો આપણે ફરીથી———"

મહેરબાઇ વધુ બોલવા જાય છે તેટલાં આયા એનજે-લીન દોડતી દોડતી આવીને બોલી કે બાઇ–બાઇ હુ ની બીજાઓ સાથે બાગમા શેઠને શોધવા ગઇ હતી, ત્યાથી તબેલા તરફ ચકરાવો લેતા શેઠની બીજી ગાડી તબેલામા જણાતી નથી તે ઉપરથી લાગેછ કે શેઠ કેથે બહાર ગીયાછ"

આ નવો ભેદ સાભળી તે ઠગારી સ્ત્રીના ભીગ ફરી ગયા "શેઠ બીજી ગાડીમા બહાર ગયાછ ? હુ કદી નહી માનુ ચાલ જાઉ, હુ પોતે તબેલામા આવી મારી ખાત્રી કરવા માંગુ છ "

અને તેજ પળે મેહેરબાઇ અને બીજા નોકર ચાકરોનુ હાઉસન જાઉસન મેહેલના પાછલા ભાગમા આવેલા ફરદુનજી

તાલેવંતના તબેનાઓ તરફ દોડયું માત્ર તેહમી અને કાવલો કારભારી તેમની સાથે ગયા નહીં

"કાવલા–કાવલા એ રાન એનજેવીને તો આટો બફ્યો!" તેહમી ગભરાયલે ચેહેરે કારભારીને કહેવા લાગી "જે ભેદ આપણે આટલો વખત સીફતથી સાચવ્યો હતો ને રાન ફરંગણે આખરે ફોડી આપયો હવે કેમ કરૂં? એ રાન મારી મતરાઇ થતી તો હવે ઝેર ફાકશે?"

"ઝેર ફાકે તો ફાકવા દીયો, તેહમી બાઇ, તમે બીહો હું કામ? એ કરી કરીને હું કરવાની છે ટાટીયા અફાળી અફાળીને અપોતી મેળે દપટ પડહે કંઇ જીવ તો ની લેવાની?"

હજી તો તેહમી અને કાવલા કારભારી વચ્ચે વધુ વાત ચીત ચાલે છે, તેટલાં તબેલામાં તપાસ કરવા ગયેલી મહેરબાઇ તાલેવંત એક છેડાયલી વાઘણની મીસાલ ત્યાં પાછી આવી લાગી

આ વખતનો તેણીનો દેખાવ ઘણો ઉશકેરાયલો દેખાતો હતો જયાં સુધી ફરદુનજી તાલેવંત બંગલામાં છે એવી માન્યતા વચ્ચે મેહેરબાઇ તાલેવંત તેવણની શોધ ચલાવી રહયાં હતા, ત્યાં સુધી તેવણનો મીજાજ થોડો ઘણો ઠેકાણે હતો, પણ જયારે તેવણે જાણ્યું કે ફરદુનજી તો બીજી ગાડી જોડાવી બાહેર ગયા છે, ત્યારે તેણીના ઝનુન અને ગુસ્સાનો પાર રહયો નહીં તેવણ એકાએક નોકર ચાકરોને આયા દાયાઓને ગાળો દેતાં અને બુમ બરાડા પાડતા તબેલામાથી બંગલામાં આવ્યાં, અને તેહમીને જોતાવાર એક છેડાયલી વાવણ વીકાળ પણે અચુણુચ આંગપર ધસી આવે તેમ ધસી જઇ બોલ્યા "અહી આવરે

દુકતી! તુ વહાલા મુઇ તુ તારા મન સાથ શુ ખાડ ખાઇ મરેછ? તુ મરે એમની એમ! તુ કોણુની મશ્કેરી કરેછ?— કોણુની મજાક ચલાવેછ? તારો બાપ થતો તો ગાડી જોતામા બાહર કાઢયોછ તે શુ તુ નથી જાણુતી કે? અરે મકકરમાઝ દુકની! તુ કોણુને સમજાવેછ? તારે કરતા મારી દીવાળી ઓછી કે વધતી? બોલ ખરૂ બોલ તારો બાપ થતો કાહ મુવોછ?"

"મહેરબાઇ—મહેરબાઇ એ તમે શુ બકોછ તેનો તમને કાઇ વીચાર છે? નોકર ચાકરોની સાસે ઘેરના ધણી અને પોતાના પરણુયા પાનનની વીરૂધ એના ગવીચ સખુનો વાપડતા તમોએ શરમાવુ જોઇએ વગી પછા તમે તમારી અસલ રીત પર ગયા?" તેહેમી ચીચવાઇને બોલી "ગઇ રતે તો તમે કસમપર કસમ ખાતા હતા, કે હવેથી મારી ચાન સુધારશ, તે આય સુધારી કે? પપા કાહ ગયાછ તે હુ શુ જાણુ! તેનણુ કઇ મને કહીને જોયછ? તેવણુ મકાનના માનેક છે, અને ફુન મુખત્યાર છે—તેનણુ ગમે ત્યા જાય તેનુ તમોને શુ?"

"હે હે?—એટલુ બધુ?—અરે કોઇ જુઓરે! બાવાજીના બચાવમા ભલેકાજે દીકરીજી હના તો મતરાઇ માયને તતરાવના નીકળી પડયા! ચાન બેસ બેસ, રાંન ચચુરી! મોટી વડી વડેરી થઇ નીકળીછ તે જોઇ કેડી! તારો બાવ કાહ ગયો છે તે તુ જાણેછ ને ફર જાણુછ! બોલ, હવે શુ કહેના માગેછ? આય મુવા ચીપાનજી વાદરોખી તારાજ મતનો છે" મેહેરબાઇ એ કાવલા કારભારી તરફ આગળી નતાવી ભારે તીરસકારથી કહયુ "અહીથી ફરદુનજીનો ગાડી ગઇ તે મુવા કારભારી જેના

કારભારીએ શુ જોઇજ નહીં ! હુ કદી નહી માનુ, એ મુવો ના કહેછ તો શુ થયુ ! તમે મુવા બધા મારી વીરૂધ એક સપ થઇ મને પજાવવા મોછ પણ તમે જોજો તો ખગ કે તમારી એક એકની કેવી વલે કરૂ છ તો આય મુના ધરડા ધુવડના તો મારાં ધરમા દહાડા ભરાઇ ચુકાછ હુ મી ખરી કે જે વખત જાયછ તેમા મુવાને લીનુ નાળીએર ને સુકકો ગોળ આપી રસ્તો દેખાડુ છ”

તે છેડાયની ભુતને વધુ છ છેડવામા કાવલા કારભારીએ ડહાપણ વીચારયુ નહી અને તેજ રીતની ડાહી તેહમીએ પણ અખ્તયાર કીધી તેહમીન પોતાના ઓરડા તરફ ચાલી જવા ની એક છુપી ઇશારત કરી પોતે પણ કાઇ બબડતો બબડતો ચાલી જવાથી મહેરબાઇના ખળભળાટનો પાર રહયો નહી ધરમાના નોકર ચાકર ઉપર તેણીને ફટાઉ થયલી જોઇ અહી તહીં દાહબાહે થઇ ગયલા હોવાથી તેહમી અને કાવલાના ચાલી જવા પછી તેણીનુ પુરૂ પાણીને પલેકાર થઇ ગયુ તેણીએ ટાટીએ ટાટીઆ અફાળીયા–ધાટેધાટા તોડયા–તેહમીને, કાવલા કારભારીને તથા નોકર ચાકરોને દેવાય એટલી ગાળો દીધી અને ફરદુનજી કયારે આવે કે પોતે વાઘની માફક વળગી પડે એવા ખ્યાલથી આગલા દીવાનખાનામા જઇ ઉભી

તેણી હજી તો શાંત થઇ નહી–હજી તો તેણીનુ ઉકલેલુ લોહી ઠંડુ પડયુ નહી, તેટલા ફરદુનજીબાની ગાડી મહેલના બગીચામા દાખલ થઇ બીજીજ પળે પોરટીકોમા આવી ઉભી !

———

## પ્રકરણ ૧૨ મુ.

### ધણીને ઘરમાં આવતો અટકાવનાર ધણીઆણી?

કરણીપર કાયા ટકે,
વ્હાલ ધરો કે વેર,
જે રસના રાજી કરે,
તેજ પરીસે ઝેર!

[દાદી સતસાઈ]

ઓ ભાગ્યહીન ભરથારો! દુન્યાંનાં સેકડો સુખ તમે ભલે ભોગવતા હો, પણ એક પ્રમાણીક બીબીના સુખ આગળ તેવા લાખ સુખો કોડીને કામનાં નથી. સ્ત્રી-જાતીને કવીઓએ "ગુલાબના ફુલ"ની ઉપમાં આપી છે, પણ એજ સ્ત્રી જાતીમા કોઇ કોઇ સ્ત્રી ઝેરી નાગણ કરતા વધુ વીશારી હોય છે એવી વીશારી વનીતાઓનાં પણ એજ કવીઓએ ચીત્ર ચીતારયા છે એવી એક મહાવીશારી સ્ત્રી આપણી વારતાની મુખ્ય 'હીરોઇન' મેહેરબાઇ તાલેવત હતી.

ફરદુનજીની ગાડી બગીચામા દાખલ થઇ મહેલના પોર ટીકોમા આવી ઉભી રહયા બરાબર મેહેરબાઇ એક વીફરેલી વાઘણની માફક દીવાનખાનામાથી વરન્ડા તરફ ધસી ગઇ અને ફરદુનજીબા હજી તો સીડી ચઢી ઉપર આવે છે, તેટલા-નોકરો ચાકરો તે દેખાવ જોસે તેની જરાએ મરયાદા સાચવ્યા વગર—એકદમ ચીચવાઇને તેવણનાં હાથને વળગી પડી!

"ખબરદાર! અહીજ ઉભો રહે! તારી મકદુર નહી કે મારા હુકમ વગર અંદર આવે!" મેહેરબાઇ ફરદુનજીની સામે ફરી વળી તેવણુને અંદર જતા અટકાવી ઝનુનથી બોલી. "એકદમ મને ખુલાસો આપ કે મને પુછયા વગર, હુ જરા ઘડી–ચપકો બાહેર ગઇ તેટલાં બીજી ગાડી જોડાવીને તુ ચોરની માફક ચાલી ગયો તેનુ કારણુ શુ?"

"અરે ચાલરે, કારણુ પુછવાવાળી! તુ કોણુ થાએછ? નીકળ અહીંથી નહી તો—" અને એમ બોલી ફરદુનજી તાલેવતે પોતાના હાથની એક એવી જોરાવર અછાટ મારી કે તે નાપાક દદદા તે આચકા સમેત વરન્ડાના કઠેરાસાથ જઇ અથડાઇ!

પોતે મારેલી અછાટનુ પરીણામ શુ આવ્યુ તેની જરાએ દરકાર કીધા વાના ફરદુનજી એકદમ હીંમતથી ધસારાબંધ અંદર ચાલી ગયા અને પોતાના ઓરડામા જઇ, મેહેરબાઇ ત્યા આવી પુગે તે આગમચ, બારણુ અંદરથી બંધ કરી દીધુ. એમ કરવામા તેમની બે મકસદ હતી સઉથી પહેલી અને મોનેબર મકસદ એ હતી કે પોતાના સોલીસીટરોને ત્યાથી તેવણુ આજે જે વીલ કરી લાવ્યા હતા તે કોઇ સલામત જગે છુપાવી દેવાની ખાસ જરૂર હતી અને બીજી મકસદ એ કે પેલી ખુબસુરત બલા, જેણી વીકાળ હદ સુધી આજે છેડાઇને છેદ્દને પાટલે બેઠી હતી તેણીથી બની શકે ત્યા સુધી બચવુ

ઓરડાના બારણુંને અંદરથી કળ ફેરવ્યા બરાબર તેવણુ પોતાના બીછાણા તરફ દોડી ગયા. અને ઝડપથી ડગલીનાં કસ છોડી બદીયાનનાં ખીસામા મેલેલુ બનુરંગનુ એક મોહોરબંધ

પેકેટ ધ્રુજતે હાથે બાહેર કાહડી બીછાણાંની બાદીના મધ્ય ભાગમાં ઝટ સેરવી દીધું આટલું કામ કીધા પછીજ તેવણે પોતાની ડગલી પાઘડી ઉતારી ખુટીએ ઓળવી અને મોરી તરફ જઈ હાથ મોં ધોઈ એક ખુરસી ઉપર આવી બેઠા ફરદુનજીબાને એક કેવા બારીક્ષા ખવાસની બઇરી સાથ કામ લેવાનુ હતુ તે તેવણ સારી પેઠે સમજતા હતા તેવણ કપડા ઉતારી હાથ મોહોડુ ધોઇ ફરાગત થયા ખરા, પણ હજી તેવણનો જીવ ઉશકેરાયલો હતો પોતાનો હમેશનો શાંત સ્વભાવ આજે તેવણ જાણી શકયા ન હતા અને તેમ હતુ તેથીજ વરનડા ઉપર મેહેરબાઇના હાથને અછાટ મારી તેવણ હીંમતથી પોતાનાં મકાનમાં દાખલ થયા હતા જો તેવણે શરૂઆતમા એક બહાદુર મરદને છાજતી હીંમતથી તે દલદર દદદાને પોતાનુ પાણી બતાવ્યુ નહી હતે તો તે હલકટ સ્ત્રી નોકર ચાકરોમા તેવણનો પુરો ફેસતો અને ફજેતો કરવામા ચુકતે નહી

પણ એટલુ છતા મેહેરબાઇ તાલેવતના પંજામાથી ફરદુનજીબાનો હજી પુરેપુરો છુટકો થયો ન હતો. તે કહેરી અને ઝેરી સ્ત્રી પોતાના ભરથારે બતાવેલી હીમતથી ઝટ દબી જાય એવા પોચા માસથી નહી હતી. તેણી જાતે એક અબળા હતી પણ ખવાસે એક હરહડતી બલા હતી ફરદુનજી તાલેવતે મારેલી અછાટથી પ્રથમ તો તેણી ફગનાઇને ફાટીજ રહી, કારણકે જે ધણી તેણીના ડોળાના દાબમાં રહેનારો અને તેણીની સામે નીચેથી ઉપર જોવાની હીંમત નહી કરનારો, નાહીંમતી અને હીચકારો હતો, તે ધણીએ આજે માથુ

ફેરવી ઝણુની અછાટથી પોતાના મારગમાથી તેણીને દુર કાધી એ મામલો તેણીને ઓચઅ્ો ઉપજાવનારો લાગ્યો, પણ તે ઓચઅ્ો બીજ્જ પળે એ ધીક્કાર ઝણુણુમા ફેરનાઇ ગયો જેમ એક ડખ પકડેલા નાગને ફરીથી છછેડવાથી તે વધુ ને વધુ ડખેલ બને છે તેમ તે વીચારી વનીતા પોતાને થયલી આ વાજબી સજાથી પોતાનો સુધ્રલો ઠેકાણે લાવવાને બદલે વધુ ખાગીલી બની ફરદુનજીએ મારેલી અછાટથી તેણીનો એક હાથ કટેરા ઉપર જઇ એવા જોશથી અઠડયો હનો કે તેણીના હાથના આગળા સખત રીતે મરડાઇ ગયા જો મેહેરબાઇની જગ્યાપર કોઇ સ્યાણી સ્રી હતે તો પોતાની ઇઝતની સાચવણીને માટે ડહાપણ વાપરી ગુપચુપ પોતાના ઓરડા તરફ ચાલી જતે પણ આ બઇરૂ તો કાઇ જુદુજ ખમીર ધરાવતુ હતુ તેણી તન-બદને ગમે એવી નાજુક અને રૂપાળી હતી પણ કુદરતે તેણીને એક ખડતલ અને ખવીશ હઇયુ બક્ષેતુ હોવાથી પોતાને થયલાં આ કહેવાતા "અપમાન"નુ વેર લેવા માટે બીજ્જ પળે તેણી ફરદુનજીનાં ઓરડા તરફ ધસી ગઇ

"બારણુ ઉઘાડ, મુવા બાયલા! તારામા એટલી બધી હીંમત છે તો ચોરની માફક અદર છુપાઇ શાનો બેઠોછ? હુબી ખરી કે આજે તારો જીવ લેઉ!" તે બદમાશ બઇરીએ તે ઓરડાનાં બારણા ગગડાવી મેલી એક મોટો પોકાર મારતા કહયુ "ઉઘાડ-ઉઘાડ-એકદમ ઉઘાડ! હુ આજે તારૂ ખુન કરૂ તોજ ખરી!"

"કીધુ કીધુ-તુ કોણુતુ ખુન કરવા માગે, રાન નાપાક! જરા તો હરમ પકડ? તુ ખુન કરહે તાહ લુધી હુ અમે

જોઇ રહેવાનાં કે?" ઓરડાની અંદરથી ફરદુનજી કાંઇ જવાબ આપે તે આગમચ મેહેલનાં વફાદાર કારભારી કાવલાએ પડોશનાં એક મેહેરાબમાથી અચબુચ બાહેર આવી તે બદમાશ બઇરીને એકદમ ભડકાવી મારી! "જા–જા, તારી ભરી આબરૂમા અમોલી–અમોલી ચાલી જા, નીતો આબરૂનાં કાકરા થહે એટલા દહાડા તુ વરી ફાવી ગીયેની, પણ અવે તો ખમતા–ખમતા ખેણુ પાકેલુ! તુ તારા મનમા ખાંડ હુ ખાય ખાડ?—ઉ બોલતો ની તા હુધી કે? મારૂ માથુ જો ફયરૂ કેની, તો ધડીની વચ્ચે પીછડાં વેરી લાખા! એક વખત કાવલાનુ માથુ તણુકયુ નો પછી તે હગા બાપનો ની થાય તે તુ જાણે કે? ઉ કઇ હેઠાણી–બેઠાણી હમજવાનો ની– મુચકટાંમાં એક લપડાક ખેચી કહાડા તો ધડીની વચે બતરી હીનો ખુરદો કરી લાખા! અઇ કઇ બાગડી ધાલીને બેઠેલા ની મળે! અઉવે!"

પીઠ પાછળથી અચબુચ થયલો આ તરારો જોઇ મેહેર બાઇ ડઘાઇ ગઇ! તેણી ઝટ પામી ગઇ કે મેહેલમાના નોકર– ચાકરો પણ તેણીની વીરૂધ ઉશકેરાયના છે માટે પવન જોઇને પીઠ કરવામા સાર છે એમ છતાં, એકદમ નરમાસ ધારણ કરી દે તેમાની તે બઇરી ન હતી

"હેહે? એટલુ બધુ કે મુવા વાદરા? તારા શેઠ થતાનાં કુમકે ભલે કાજે તુ નીકળી આયો! તારી અકકલ બળે! મુવા જરા વકુફ રાખીને વાત કર! હુ તે એટલી કેઇ જોરાવર પડીછ કે તારા શેઠનુ ખુન કરી દેવાની હતી? જા, જા, મુવા તારા વરસ ના વેચ! અમે માટી બઇયરની પંચાતીમા તમો

નોકર–નફરોને માથુ મારવાની જરૂર નથી અમે આજે મરાઇશુ–છુદાઇશુ, પણ કાલે પાછા એક થઇશુ ચાલ નીકળ અહીંથી એકદમ !"

"ની નીકળવાનો !–તુ કોણ મને હુકમ કરનારી ? તુ પાધરી ચાલે તો તારા પગલા પુજુ, ને નીનો ઠોકરે મારૂ ! તારામાંજ હેઠાણીપણુ ઓય તો દુ ખ હાના છે ?"

"મરેરે મુવો તુ બોલતો ! તારી ધાંટીમાં દુ ખ નીકળેરે !"

"કેમ ? એવા કડવા હખુનોનુ તુને દુ ખ લાગે ખરૂ કે ?" તે ઠાવકા કારભારીએ ઝટ તાણો મારયો "એમજ તારા જેહરી હખુનો બીનાનેઓ દુ ખ લગાડતા છે–જરા એની-પરથી ધડો લે !"

"તુ અહીંથી નીકળેછ કે નહીં, મુવા કાફર ? કાંહ ગઇ આયા એનજેલીન ? એકદમ અહીં આવ ! બોલાવ બે ચાર નોકરોને ને એ મુવા હડખેલા કુત્રાને ધકકા મારી અહીંથી બાહેર કઢાવ !"

"બોલાવ–બોલાવ ! ઉભી જોવા માંગનો છેઉ કે તારો કયો નોકર ધકકા મારવા આવે ! અવે એ તે એજ ! ઉભી આજે જીવપરજ આવેલો છેઉ !" કાવસાએ માથુ ફેરવીને જવાબ આપ્યો

આયા એનજેલીન મેહેરબાઇની માનીતી હતી તેણે તેણીનો હુકમ સાંભળ્યો ખરો, પણ મેહેલમાના દરેક નોકર ચાકરને શેઠની તરફેણુમાં ફેરવાઇ ગયલા જોઇ પોતાની બાઇનો હુકમ બજાવવાની તેણીએ હીંમત કીધી નહી પોતે સાભળ્યુ જ નહીં હોય તેમ તેણી મેહેલના બીજા ભાગ તરફ સટકી ગઇ

એનજેશીન નહી આવવાથી મેહરબાઇ ચેતી ગઇ કે હવે વધુ મમ્મત પકડવામા સાર નથી

"કઇ નહી, મુવાઓ, તમારેથી થાય તેટલી લાયકી હમણાં તો તમે કરી લેવો—પણ નખ્ખોદ ગીયાં એકએકનો હુ ઘાટ ઘડુ છ" એમ બબડતી તે નાપાક દદ્દહા પોતાના ઓરડા તરફ ધમ્મકમા ને ધમ્મકમા ચાલી ગઇ।

"મોટી ઘાટ ઘડવાવાળીનુ કોઇ કોડુ તો જુઓ!" કાવલા કારભારીની ફનેહ થવાથી મેહેરબાઇના ટચકા કરી ને બોલ્યો "હુજમા રોજા ખોલહે રોજો! હુ લાડ કરીને પેટ ભરે! અરે મારા અહરાફ હેટ થનાની લગરીક હરમ કરવી પડેરે–ની તો ઇનો તો ઉ પાનને ચુનો લગાડે તેટલી વારમા મડડો ની ઢીળો કરી લાખુ તો કાવલો નામજ હુ કરવા રાખુ! પાચ–પદર ગાળ ખાધી તો ખાધી, પણ મારા દાબથી એ દબી કેની ગયેલી? એ નાપાકનુ બેજુ હાબુત છે તો! હમજી ગીએલી કે બધા જણા જીવપર જેના આની રીએલા છે, તે રખે બફતાદી–મફતાદી જમાડી લાખે! અઉવે —તેથીજ તો પાપ ચેનીને ચાલી ગએલી! અવેતો ઇમજ માથુ ફેરવીને વાત રાખવાની! બચ્ચા કાવલા, એવો હુકકો દમ ભરાવતો રહે તોજ તારો આ ઘરમા નીભાવ થાહે–ની તો એ નાપાકની જણી કોણુ જાણે તુને કાં ને કા વેચી આવહે ચાલ અવે જતે" અને એટનુ બોલી કાવલો કારભારી ત્યાથી ચાલી ગયો



## પ્રકરણ ૧૩ મુ.

### બઈરી કે બલા?

જગત ઠગે, જુલમી ઠગે,
ઠગે ઠગારા લોક.
પ્રીયા ઠગે પરીવારમા,
એ જેવો નહી શોક

[દા૦ એ૦ તા૦]

કાવલા કારભારીએ માથુ ફેરવીને દમ ભરાવનાથી મેહેરબાઇ દપકી ગઇ ખરી, પણ તેણીનો ખારીશો ખવાસ હજી શાંત થયો ન હતો

"મારે આજે બસ એકજ ભેદ મેળવવોછ કે એ બુઢડો બાહેર જઇ આવ્યો તે શા સારૂ અને કયા જઇ આવ્યો?" મેહેરબાઇ તાલેવંત પોતાના ઓરડામા એકલી વમાસવા પડી "રખે એ મારો ગઇ રાતનો પ્રપંચ પામી ગયો હોય! રખે એણે આજને આજ પોતાનુ નવુ વીલ કીધુ હોય? જો તેમ થાય તો મારી બધી મહેનત બરબાદ થયલી કહેવાય! હવે કેમ કરૂ? કેવી રીતે એ ભેદ મેળવુ? અફસોસ મે આજે મોટામા મોટી મુરખાઇ એ વાપરી કે બહારથી આવ્યા બરાબર એની સાથ વીઢોડુ લીધુ! ખચીત, મે તેમ કરવુ જોઇતુ નહી હતુ મારા ઉશ્કેરાયલા જીવને શાન્ત રાખી જો મે ઠંડે કલેજે કામ લીધુ હતે તો બાજી એવી બગડતે નહી પણ હવે

મની તે બની–હાથમાથી છુટેલો તીર પાછો હાથમા આવતો નથી, વાસ્તે હવે તો કોઇ બીજી કુનેહથી કામ લેવુ જોઇયે" અને અહીં તેણી શી કુનેહથી કામ લેવુ તે ઉપર વીચાર કરવા પડી

બીજીજ પળે તેણી કુદકો મારી ખુરસીપરથી ઉઠી ઉભી થઈ "હા–હા, આએ તાલ ઠીક થઇ પડશે એ મુવો વાંદરો ઘેરમા આવયા બરાબર ઓરડાનુ બારણુ અદરથી બધ કરી ભરાઇ બેઠોછ તે સીધી રીતે ઉઘાડવાનો નથી એવુજ કઇ ચરીત્ર ચલાઉ તો ઘભરાઇને બહાર દોડી આવશે"

પોતાના મન સાથ આટલુ બબડી તે ભુડીભારયા ઓરડામાથી બાહેર નીકળી મેહેલના પાછળા ભાગ તરફ ગઇ અને ત્યાથી જુનાં ન્યુસપેપરો તથા ફાટેલા કપડાનો થોડોક ચુથો તથા કેરોસીન તેલની એક બાટલી કોઇ નહી જુએ તેમ ભરાતી છુપાતી પોતાના ઓરડામા લઇ આવી

મેહેરબાઇનો ઓરડો ફરદુનજીના ઓરડાની પાડોશમાજ હતો તે બને ઓરડાઓ વચ્ચે એક બારણુ હતુ, જે હમેશા બધ રહેતુ હતુ આજે તે કુપાત્ર સ્ત્રીના કટાળાથી બચાવ માટે ફરદુનજીએ તે બારણાને પણ પોતાના ઓરડામાંથી ઉપર નીચેની મજબુત સ્ટોપરો ચઢાવી કબજે કીધુ હતુ એ રીતે ઓરડાનાં બન્ને દરવાજા બધ થવાથી મેહેરબાઇ તેમને પજવવામા તુરત ફાવી શકી ન હતી, પણ તે મકારે ઓરત તે મામલો ચુપકીદી પકડી જોયા કરે એમ ન હતુ.

તેણી હજી ઉશકેરાયલી હતી ફરદુનજીબાના ઓરડાનુ આગલી તરફનુ બારણુ ઉઘાડવાની કોશેષમાં તેણીને કાવલા

કારભારીએ ફાવવા દીધી નહી ત્યારે પોતાના ઓરડામા જઇ અદરનુ બારણુ ઉઘાડવાનાં તેણીએ પુશ્કળ ફાંફા માર્યાં પણ તેમાબી ફતેહ નહી મળવાથી હવે તે બદમાશ બાયડીએ એક ભયભીત અને જાલેમ ઉપાય અજમાવ્યો.

જુના ન્યુસ પેપરો, અને ફાટેલાં કપડાનો જે થોડોક ચુથો તેણી પાછળી તરફથી લઇ આવી હતી તે તેણીએ પોતાના ઓરડાની બરાબર અધવચમા મેલ્યો અને પેલા કેરોસીન તેલની આખી બાટલી તે ઉપર ખાલી કરી એક મેચબોક્ષની મદદથી તે ઢગલી—પરીણામ શુ આવશે તેનો જરાએ ખ્યાલ કીધા વગર—બુબખ બઇરીએ સળગાવી મુકી!

તેટલુ કરીનેજ તેણી ચુપ બેઠી નહી, પણ ઢગલીમા ભડકો સળગ્યા બરાબર "ઓ માયરે!—કોઇ આવોરે!—મારા ઓરડામા આગ લાગીરે! દોડોરે—હુ બળી મરૂ છ રે!" એવા છાતી ધમકાવી નાખનારા ભયભીન પોકારોથી આખો મહેલ એવો ગજાવી મુકયો કે એક તરફથી ફરદુનજીમા, બીજી તરફથી તેહમી ત્રીજી તરફથી મેહેલમાના તમામ નોકર—નફરો ત્યા જોતા જોતામા ભારે ધભરાટ વચ્ચે દોડી ગયા!

'આગ'ના ભયભીત પોકારો સાંભળ્યા પછી ફરદુનજીબાનાં ધીરજ કેમ રહે? તેવણ પાડોશનાંજ ઓરડામાં હોવાથી મેહેર-બાઇના ઓરડાનુ બારણુ ઉઘાડી એકદમ ધસી ગયા અને ત્યા જોય છે તો તે મકરબાજ બ્રી બુમ મારીને તેજ પળે બેશુધ થઇ પડી હોય તેમ બીછાનામા એક મુવેલા મુડદા સમાન પડેલી હતી!

આખા મેહેલમા ગભરાટ અને દોડાદોડી ચાલી રહી, કાગળ અને કપડાનો તે ઢગલો મોટો હોવાથી તેમાથી ઉઠેલુ ભડકુ પણ ભયભીત હતુ પડોશમા પડેલા બે અતલસના કીમતી કોચ અને પાંચ સાત મખમલની ગાદીવાળી ખુરસીઓ આસપાસ ઉડેની ચીંગારીથી જોતા જોતામા સળગી ઉડી અને જો નોકર—ચાકરોની મદદ વખતસર મળી નહી હતે તો કીમતી ફરની-ચરથી ફરનીશડ કીધેલો તે આખો ઓરડો જરાની વચ્ચે સળગી ઉઠતે અને તે નાનુ ભડકુ એક ભયકર આગમાં ફેરવાઇ જઇ કેવુ ભયભીત પરીણામ પેદા કરતે તેનો ખ્યાલ કરતાં એકેએક જણ ધાસ્તીના ધ્રુજરાથી ધ્રુજી રહયા!

તે ગભરાટ અને દોડધામ દરમ્યાન તે દલદર દદાની તો કોઇએ દાદ લીધીજ નહી એકેએક જણ તુરત સમજી ગયાં કે તેણીએ નાહકનો ધભરાટ ઉત્પન્ન કરવા અથવા પોતાની કોઇ છુપી નેમ બર લાવવા જાણીજોઇને આ આગ લગાડી હતી

કાવલા કારભારીની સરદારી હેઠળ તમામ નોકર—નફરોએ આ વખ્તે જબરી દોડધામ કરી મેલી પાણીનો મજબુત મારો ચલાવી તે આગને આગળ વધતી અટકાવી અને સળગી ઉઠેલા ફરનીચરને ઓરડાની બાહેર કાઢી મેહેલના કુશાદે ચોકમા મેલ્યુ

તે આખા ઓરડામાં પાણી પાણી થઇ ગયુ હતુ. જો ત્યાં પડોશમાં બે ગજાવર 'રકીનો' ઉભા ને ઉભા સળગી ઉઠયા હતે નો આગ કાબુમાં આવવી મુશકેલ હતી ફરદુનજીમા

અને તેહમી તો તે દેખાવ જોઇને થરથર ધ્રુજતા હતા આગ કાબુમા આવવા છતાં તેમનાં ધ્રુજરાં ભાગ્યા નહી

પેલી દલદર દદદા હજી બીછાનામાં બેફામ પડવાનો ઢોગ કરતી પડી રહી હતી જ્યારે તેણીએ જોયુ કે કોઇ તેની દાદ લેતુ નથી ત્યારે પોતેજ હળવે હળવે શુધીમા આવતી હોય તેમ આંગ મરડીને "ઓ-ઓ-ઓ-ઓ માયરે!-મને કોઇ પકડો રે!" ના ચરીત્ર બતાવવા લાગી, પણ ત્યા હાજર રહેલાં એકેએક જણ તેણી ઉપર એવા દાત્યા પીસ્તાહ કે ભયભીત સ્ત્રી તરફ કોઇએ ઝાખીનેબી જોયુ નહી આ વખ્તે દરેક જણ પોતપોતાના મનમા છુપી રીતે તેણી ઉપર લ્યાનત નાખતા હતા!

"પપા-પપા, તમે તમારા ઓરડામા આવો! એ રાન મકરબાજ બઇરી તો બેશુધ થવાના ખોટા ચરત કરેછ એ બેફામબી નથી થઇ ને એનો જીવબી નથી નીકળી ગીયો-એ બધા ઢોગ છે" તેહમી ફ્રરદુનજીબાનુ પાખડુ પકડી તેવણુને તેમના ઓરડા તરફ ખેચતા બોલી "બાર્રૂ પપા, મને જરા કહેશો કે એણે 'આગ લાગી રે!-'દોડો રે!' એવી બુમ મારી ત્યારે તમે કયાં હતા?"

"હુ તો મારા ઓરડામા હતો, દીકરા!" તે ભલા ગ્રહસ્થે ઝટ જવાબ આપ્યો,

"આગની બુમ પડી ત્યારે તમારા ઓરડાના બેઉ બારણા અદરથી બધ હતા?"

"હા, મારી કલેજી!"

"બસ–મારી ખાત્રી કરવા સારૂ મને એટલાજ ખુલાસાની જરૂર હતી આએ આગ જે લાગી તે એ નાપાકે તમારા ઓરડાનાં બારણાં ઉત્રડાવવા સારૂ જાણી જોઇને લગાડીછ એ સીવાય એનુ બીજુ કારણ કઇ હોયજ નહી "

"ખચીત, એમજ હોવુ જોઇયે ઓ મારા પરવરદેગાર એ બઇરી કેવી ભયભરેલી છે!" ફરદુનજીમા કકળીને બોલ્યા "એ નાપાકે એવુ ભયભીત કાવતરૂ રચતા તેના ગભીર પર્ગીણામનો કઇજ વીચાર નહી કીધો ?"

"દુનીયાથી ઉખડેલાં આદમીઓને એના વીચારો હોયજ કયાંથી, પપા ? જુઓ, દર દહાડે એ એક પછી એક કેવા ભયભરેલાં પગલાં ભરેછ ? એ ઉપરથી હજીમી ચેતો ને ચોંકો ! જે બઇરી મેહેલમા આગ લગાડવા નહી ચુકે તે બીજુ શુ નહીં કરે ?"

હજી તો તે બાપ–બેટી વચ્ચે આ વાત ચાલે છે તેટલા કાવલો કારભારી બહુ ઉશ્કેરાયલે ચેહરે ત્યા આવ્યો અને બોલ્યો "ઓ હો–હો, ફરદુનજી હેટ, એ જેહરી નાગણને પાળીને તમે હુ દુખ જોવાના ? તમે કઇનો કઇ રહતો ની કરતા ? ઉ તો તમારા પગની ખાક છેઉ હો, પણ યાદ રાખજો કે એ બઇરી કોઇ દહાડે આખા ઘેરને જીવ ઠાર મારી લાખહે! ઉ ખોટુ બોલુ તો તમારૂ ખાહડુ કાહડીને મારાં મોહડામે હુષ્ખેથી મારજો–પણ અવે તો બા હદ થાતી છે! તમે હુ ધારો, મુરબ્બી, એ આગ કોણે લગાડેની ? એ આગની લગાડનારીબી એજ જો મારા મેહેરબાન ! હદા નોકર–નફ્રેબી એને નામે આજે ફ્ફડી ચટકી પડેલા!"

જે મત પોતે અને પોતાની દીકરીએ બાદ્યુ હતુ તેજ મત મહેલનો કારભારી અને નોકર-ચાકરો પણ ધરાવે છે એમ જાણી ફરદુનજીમાના બાણ પુરા બેસી ગયા।

"હુ શુ કરૂ, કાવલા, એ નાપાક દદદાએ આજકાલ અમોને એટલાં દુખી કરવા માંડયાંછ કે મને કાંઇ સુજ પડતુ નથી" તે ભલા શેઠે પોતાના વીશ્વાસુ કારભારી આગળ બળાપો કીધો

"એમાં હુજ પડવાનુ હુ છે, હેટ? તમે જો જરા મન મકમ કરીને હીમત પકડો કેની તો આખ મીંચીને ઉઘાડે તેટલી વારમા ઇનો રહતો થઈ જાય!" કાવલાએ ઝટ હાજર જવાબ આપ્યો "તમે કાંકમાં રઇને ખમીઆ કરો તેથી એ ઘણી માથે ચડડી ગયલી, અઉવે!" ગમે તે ઓય, પણ અવે ઇનો કઇ રહતો તો થવોજ જોઇયે"

"શુ રસતો કરૂ, કાવલા, તુજ કહેની, હુ કેવી રીતે કામ લેઉ?" તે દુખી ભરથારે એક છુપો નીસાસો નાખી દલગીર અને નાશીપાસ ચેહેરે પુછ્યુ

"કેવી રીતે? એમાં તે વળી રીત કેવી ઓય? કમરમે લાત મારી ઘેરની બાહાર હાંકી કહાડો કે પીડા પતે! તોજ ઇની હુધ ઠેકાણે આવહે"

"તોબાહ-તોબાહ! એવુ પગલુ મારેથી કેમ ભરાય?" તે આબરૂદાર ભરથાર પોતાની ઇજ્જતનો ખ્યાલ કરી કગળી પડયો, "મારી ઇજ્જત શુ-મારી આબરૂ શુ-મારો ટેક શુ-મારો દરજ્જો શુ અને હુ એવુ કામ કરૂ? એ

ગ્રેરનો ફજેતો બહાર જાય તે કરતાં તો મારૂં મોત વધારે પસંદ કરૂં !"

"ઓ હેટ-હેટ-મારા મુરબ્બી, એ તમે હું બોલો? એમ ઇજત આબરૂને ધરી બેહહો તો એ પીડા તો જન્મ હુધી પતવાની ની, તીનો કંઇ ખ્યાલ કીધો?"

"હું શું કરૂં?-મારા નશીબમાં ભલું કે ભુડું જે વેઠવાનું હોય તે મેં વેઠવુંજ જોઇએ."

"લાખ રૂપીઆની વાત છે હેટ, પણ હુન્નાની કટારી ઓય તે કંઇ મરેજ ખોહાય-કંઇ પેટમાં ની મરાય! એ બઇરીને બઇરી કેઉં કે બલા કેઉં?-એ આવીને આવી આપણા હુખી ગ્રેરમાં કજીયા કંકાહના બીયાં રોપતીજ આવેલી તીનો કંઇ વીચાર કીધો? મારા આગલા હેઠાણીના વખતમેં તમે કેવા હુખી ઉતા? મારી તેહમીબાઇ ની ને નેક ખહલત માવતરે તમારા નખનેઓ દુખ દીધેનું કે? જરા તેનો ને ઇનો મુકાબલો તો કરો! તે તો ગોલામ ઉનો ગોલામ-ને એતો તમે ગુવર હોધી લાવેલા! મેં ઓ ઘણી કનાટ અહતરીઓ જોયલી પણ એવી બરજાદ ને જાલમજોર તો કોઇ જનમમાં ની જોઇલી! એ તમારી હાતે આડી ચાલે તો ચાલે પણ આ નીરદોહ બચ્ચાંએ ઇનો હું બાપ મારેલો કે તીનેઓ દુખી કરી મરે! મારા મુરબ્બી, જરા હમજો!-દાહડે દાહડે વાજું બઉજ બેહેકતું ચાલેલું જો! અમણાં-અમણાં ઉપાય લેહો તો ઠીકઠાક, નીતો યાદ રાખજો કે કાનલો હું કેતો ઉનો તેની કોઇ દાહડે યાદ કરવી પડહે!"

આટલુ બોલી કાવચો કારભારી નીચલા શબ્દો મન સાથ ગબડતો ઓરડો છોડી ગયો, "હેઠ પોચારે પોચા—મારા એ હેટ થનામાજ પાણી ની મળે, ની કર એ હેતાનની જણી એટલી હુ પુકરાઇ જાય—ઘડીની વચ્ચે આટો—લહણુ કરી લાખુ !"

"પપા, એ નાપાક જે વખત જાએછ તેમા પાછી આવશે હવે તમે મકકમ રહેજો—જરાબી 'નરવસ' થતા ના મારી આયા કેથેરાઇન કહેતી હતી કે તમે એને વરડાપર મારેલી અછાટથી એના આગળા મરહાઇ ગયાછ અને એ તમારી ઉપર ઘણી ચીચવાઇ રહેલી છે"

"એ વાત કેથેરાઇને કેમ જાણી, દીકરા?"

"તેની આયા એનજેલીને કહી"

"અફસોસ! ઘેરના નોકર—નફરમાગી મારી હશી થતી હશે! એ કમબખતને લીધે મારી બધી આબરૂ—ઇજતની ધુળ-ધાણી થઇ" ફરદુનજીબાએ બળાપો કીધો

"એ તો બધુ થયુ, પણ પપા, તમે પેલુ કામ બજાવ્યુ કે?"

"હા દીકરા, સારી યાદ આપી! જરા સબર કર, એ દલદર પોતાના ઓરડામા શુ કરેછ તે મને જોવાદે" અને અહી ફરદુનજી તાલેવ ત મેહેરબાઇના ઓરડામા જવાના બારણાંની ફાટમાવી ચીમાઇને જોવા પડયા "હજુર એ બીછાના ઉપરજ સુવેલી છે તેહમી દીકરા, અહીં આવ, આએ મારૂ વસીયત નામુ હુ તારા હવાલામાં સોપુ છ મને લાગેછ કે એને વહેમ પડેલો છે, જેથી મારા કબજામાથી તફરગા કરવાની એ જરૂર તજવીજ કરશે, તુ એને સાચવી શકશે, દીકરા?"

"હા બાવાજી, લાવો તે મને આપો હુ મારી તીજોરીમા મુકસ "

તુરતજ ફ્રરદુનજી બાએ તે મોહોરબધ લીફાફો-પોતાના બીછાના હેઠળથી કાઢીને તેહમીના હવાલામાં સોપતા ધીમેથી તેણીના કાનમા કહયુ " એને એક ન્યુસપેપરમાં વીટાળી લે અને પહેલા જઇને તારી તીજોરીમા સલામત જગે મુકી આવ ચાલ જલદી કર !"

તે ચચળ કુમારીકાને બે વાર કહેવુ પડે એમ ન હતુ તેણી ઓરડાના આગલા દરવાજા તરરથી તે કીમતી દસ્તાવેજ લઇ પોતાના ઓરડા તરફ ઝડપુ કદમે સટકી ગઇ

તે એક અણીધીક સજોગ હતો એક તરફથી તેહમીનુ આગલે દરવાજેથી બાહેર પડવુ અને બીજી તરફથી અદરને બારણે તે નાપેકારનુ ફ્રરદુનજીવાળા ઓરડામા દાખલ થવુ એક થયુ જેમ મહેરબાઇએ તેહમીને જોઇ નહી, તેમ તેહમી મેહેરબાઇને જોવા પામી નહી, તે મગળ-મુરતીને દાબડામાના ભુટની મીસાલ સામે આવી ઉભેલી જોઇ ફ્રરદુનજીમા વળી પાછા ફ્રગલાઇ ગયા તેમણે મન સાથ માની લીધુ કે આજે વળી પાછુ રમખાણ જાગે ખરૂં !"

"કેમ, ફ્રરદુનજી, નોકર-ચાકરોને દેખતા એટલીજ લાયકી કીધી કે ?" તે કરકશા અદરખાને ભારે ઉશ્કેરાયલી છતા બાહેરથી નરમાસ ધારણ કરનારો દેખાવ કરી ફ્રરેબથી બોલી "મને અછાટ મારતાં તમોને શરમ નહી આવી ? હુ વરડાના કટેરા સાથ અથડાઇ પડયાથી મારાં આંગળા કેવાં મરડાઇ ગયાછ

તે તમે જાણોછ કે? જુઓ તમારી આખ ચોળીને જરા જુઓ, કે મારો હાથ અકરસી કેવો સુજી આયોછ?"

"તારો હાથ સુજી આયોછ તો તે તારી કરણીથી સુઝ યોછ તેને હુ શુ કરૂ? નોકરો-ચાકરોની સામે મારી સાથે નાલાયક ને નીચ રીતે વરતનાર તો તુ હતી." ફરદુનજીમાએ "અજબ જેવી હીમતથી" જબાબ આપ્યો "તુને શરમ નહી આની કે હુ ઘરના ધણી જેવા ત્રણીને ઘેરમા દાખલ થતો કેમ અટકાઉ?"

"પણ ત્યારે તમે મને કહયા-પુછયા વગર મારી ગેર હાજરીનો લાભ લઇ બાહેર કા ગયા? તમે જવાના હતા તો મને કહીને જવુ હતુ!"

'તુ મારી સાથ સીધી રીતે વરતેછ કયા કે હુ તને કહુ? એ તો જેવા તમે તેવા અમે! હુ તો ઘણોએ તારી સાથ મળી-ભેટીને ચાલવા ચાહુ છ, પણ તુજ કયા તારા કાવાદાવા હજી ઓછા ચલાવેછ? મેહેરી-મેહેરી, તારી સાથ પરણતી વખતે મે નહી ધારયુ તુ કે તુ પાછળથી એવી નીકળશે"

"જા બા, ફરદુન ડીયર, તમે એમ શુ કહોછ જો? એ તો સસાર છે ત્યા જરા બોલાય-ચલાયગી તેમા શુ થયુ?" તે ફરેબબાજ ઓરતે પાછા ફદ ચલાવ્યા "મનેતમારૂ ચચરશે તેટલુ કોઇનુ ચચરવાનુ નથી જો!"

"અરે હારે હા, હુબી તેજ કહુછ તો! ગઇ કાલની લાયકી વીસરી ગઇ કે?" ફરદુનજી તાલેવતે તાણો મારયો "કાલે મને ને મારી દીકરીને હેરાન કરવામાં તે કાંઇ બાકી

રાખ્યાછ કે? ને પછી સરડાની માફક રંગ બદલી દઇ તે કેવાં કેવા ચરત્ર કીધા તે શુ હુ વીસરી ગીયોછ કે? યાદ રાખજો, મેહેરબાઇ, કે દહાડે દહાડે મામલો ગભીર નોબતે પુગતો જાએછ, પણ એનુ પરીણામ કઇ સારૂ આવવાનુ નથી"

"ઓ લેરે! કોણપર એટલો બધો તરારો કરોછ જે?" ફરદુનજીબાને હીમતથી બોલતા જોઇ તે કલાંટ સ્ત્રી પાછી ઘડીની વચે બદલાઇ ગઇ તેણીની નેમ એમ નેણ ફેરવીને ફરદુનજીબાને દબડાવવાની હતી "મે એટલુ બધુ તે શુ કરયુ કે વળી સારૂ પરીણામ આવશે નહી આવવાની ધમકી આપોછ? મે કોણનો બાપ મારયો કે હુ બઇરી જેની બઇરી-પર એમ જુઠો દમ કસોછ? જો વળી? બોલની નહી ત્યાં સુધી કે?"

"બસ બસ-ચુપ થા હવે જાણયુ તારૂ ડહાપણ! અરધા કલાકની વાતપર તારા ઓરડામા આગ લગાડનાર તુ જ હતી કે કોઇ બીજુ? અરે! એટલી લયબીન હદ સુધી તુ જઇ શકેછ, મેહેરા? એ તો સારૂ થયુ કે નોકર-ચાકરોની મદદ મળી જવાથી વખતસર આગ આગળ વધતી અટકી, નહી તો——"

"નહી તો શુ આખો મેહેલ બળીને તારાજ થઇ જતે કે? તમે કેથા જબરા ભાજીનુ પાણી દેખુ!" તે કલાંટ સ્ત્રીએ નફ્ફટ નાકે જવાબ આપતા પોતાના ધણીને હસી કાઢયો આખો મેહેલ બળીને ભસમ કાય નહી થઇ જતો—મારા બાપનુ શુ જવાનુ હતુ?

"લ્યાનત છે તારી ઉપર!" ફરદુનજીબા મનમા ફફડી ચટકીને બોલ્યા, "તારા આએ સખુન પોતેજ કહી આપેછ કે

તુંને તારા ધણીની માલ–મીલકત કેટલીક વ્હાની છે મેહેરી–મેહેરી, જરા શરમ પકડ એ શુ બકેછ તેનો જરા ખ્યાલ કર! શુ તુ એમ કહેવા માગેછ કે આજની આગ તે જાણી જોઇને નહી લગાડી હતી?"

"નહી, હુ એમ કહેતીજ નથી" તે નફફટ નારી છાનો કાહડી ભવાનો ચીલ્લો ચઢાવી ફરદુનજીની છેક અડોઅડ આવીને બોલી, "એ આગ મેજ લગાડીછ અને એમબી કબુલ કરૂછ કે જાણી જોઇને લગાડીછ."

"શાબાશ! મેહેરી–મેહેરી હવે તો હદ થઇ!"

"તમે કયા ઓછી હદ કરોછ? તમે ઓરડામા હીચકારા બાયલાઓ ની માફક ભરાઇ શુ કામ બેઠા? મે કહયા બરાબર બારણુ કાય નહી ઉઘાડયુ?'

"શરમ છે તારી ઉપર!"

"લ્યતાનત છે તમારી ઉપર!"

બસ–હવે આ કગાળ ચીત્ર વધુ લબાવવામા સાર નથી ને ધણી ધણીઆણી વચ્ચે એક મહાભારત જગ જાગી ને એક એક એવો જગી ઝગડો બરપા થયો કે તેહમી અને તેની પાછળ ઘરમાના તમામ નોકર–નફરો ફરી એકવાર ત્યા દોડી આવ્યા ઝઘડાનો મુખ્ય સબબ "ફરદુનજીને બાહેર શુ કામ જવુ પડયુ?" તે જાણી લેવાનો હતો, પણ ફરદુનજીના હવે પુરતા ચમકેલા હોવાથી મેહેરબાઇનુ કાઇ વળયુ નહી!

નોકરો પણ એટલા ઉશ્કેરાઇ ગયા હતા કે આયા એનજેલીન સીવાય દરેક જણુને એમ લાગતુ હતુ કે કારસ્તાનની

કુત્રીતે ફરદુનજી શેઠ પાખડુ પકડીને બાહેર હાંકી કાહડવાનો હુકમ આપે તો તે કામ બજાવવાને તેઓ તઇયાર હતા, પણ તેટલી ગંભીર હદ સુધી જવાને તે પોચા હઇયાનો શેઠીયો પગલા ભરે એમ લાગ્યુ નહી એમ છતા તે ચંચળ સ્ત્રી મામલો ઝટ ચેતી ગઇ અને જ્યારે પોતાનુ કાઇજ વળ્યુ નહી ત્યારે ફફડી—ચટકીને ગાળ—ગલોચ કરતી તે દલદર દદ્દા પોતાના ઓરડામા છટકી ગઇ !

---

## પ્રકરણ ૧૪ મું.

---

### અમીર ખુશરોનુ મોતનુ બીછાનુ—"ભાઇ ભાઇનો વેરી !"—એક ભયંકર હંગો !

કરિયે સારૂ કોઇનુ,
એજ ધર્મનુ કર્મ,
બીજા કલ્પિત્ત ધર્મ છે,
મનમા સમજો મર્મ
તે માટે માનવ તમે,
કરજો પ્રથમ વિચાર,
આ કરવાથી કેટલો,
થશે પરોપકાર

[ કવીશ્વર દલપતરામ.]

વ્હાલાં વાંચનાર! દુનીયા રકમ-રકમના ચીત્રોથી ભરપુર છે! જો તમે બારીકીથી જોશો તો જણાશે કે પ્રત્યેક ઘરમા મામલો જુદો જુદો હોય છે જે દેખાવ આપણે એક ઘરમા જોઇશુ, તેજ દેખાવ બીજા ઘરમાં કદી નજર પડવાનો નથી કુદરતની આ કઇ અજબ કરામત છે કે **દરેક સસાર જુદી જુદી સરજત ધરાવે છે!** કોઇને ત્યા ખુશાલી તો કોઇને ત્યા ગમી, કોઇને ત્યા મોજમજાહ તો કોઇને ત્યાં ટટાગખેડા, કોઇ કુટુબ હસમુખુ તો કોઇ કુટુબ ગળાએન, કોઇને ત્યા ગાનતાન તો કોઇને ત્યા રડારોળ, કોઇને ત્યા તદરોસ્તી તો કોઇને ત્યા માદગી, કોઇને ત્યા શ્રીમતાઇ તો કોઇને ત્યાં ગરીબાઇ, કોઇને ત્યા અદેખાઇ તો કોઇને ત્યાં એકસપી, કોઇને ત્યા ધણીનુ સુખ તો કોઇને ત્યાં ધણીનુ દુખ કોઇને ત્યા કલાટ સ્ત્રી તો કોઇને ત્યા નેક ખસલત નારી, કોઇને પઇસા-ટકાની રેલ છેલ તો કોઇને ત્યા દમડી-દમડીની હાલહવાલી? કોઇને ત્યા ભરપુર ખાણુ તો કોઇને ત્યા તુકડા રોટલીની મોહતાજી! આહા! કુદરત? કુદરત! તારો રચનાની કમાલ છે! આ દાખલાઓ ઉપરથી કોણુ માનવાને ના પાડશે, કે દુન્યા રકમ રકમના ચીત્રોથી ભરપુર નથી? કોણુ છાતી ઠોકો કહી શકશે કે પ્રત્યેક ઘર-પ્રત્યેક સસાર-પ્રત્યેક સ્થીતી જુદા જુદા ચીત્ર રજુ નથી કરતી? ખરેજ, એક કવીએ ગાયુ છે તે ખોટુ નથી કે—

એક પુષ્પમાં અનેક રગો,
મે મુજ નજરે દીઠા,
તેમજ અહિ સસારો જોયા,
કઇ કડવા કઇ મીઠા!

કોઇ ઘરે મે રેલછેલની
બસ બલિહારી દીઠી,
કોઇ ઘરે મે નિરખી નજરે,
માયા—મોહબત મીઠી!
કોઇ ઘરે મે દોલત દીઠી,
ખણખણ કરતી, યારો!
કોઇ ઘરે મે તંગી દેખી,
જતા બધો જનમારો!
કોઇ ઘરે મે ન્હાના—મોટા,
સુખથી જોયા વસતા,
ગરીબડી ગુંજાશ છતા પણ
મુખડા દીઠા હસતા!
ફરજદોની ફોજજ દીઠી,
કોઇ ગરીબ ઘર જ્યારે,
કોઇ માલ્બર વારસ કાજે,
હતો તડપતો ત્યારે!
દોલતવાન તણો ઘર દીઠી,
મામા—મારી પુરી,
કોઇ રંકના ઘરમા નિરખી,
શાન્તી સાથ સબુરી!
કોઇ પ્યારનો દીઠો પ્યાસો,
કોઇ કરજથી દુખીયો,

કોઇ કલેશી ઘરનો જોયો,
કોઇ જણાયો સુખીયો !
કોઇ મુર્ખ મેં મહિના દીઠી,
કોઇ ઠાવકા દેખી,
કોઇ જોઇ અલમેલી નારી,
કોઇ નારમા શેખી !
કોઇ હતો કીર્તીનો ભુખ્યો,
કોઇ ખુશામત કરતો,
કોઇ પ્રિયાને દબાવતો, ને,
કોઇ પ્રિયાથી ડરતો !
કોઇ જણાયો જરનો લોભી,
કોઇ સખી નર સાચો,
કોઇ પુરૂષને બહાદુર દીઠો,
કોઇ હીમતમાં કાચો,
કોઇ ઘરે સાસુ બહુ તીખી,
કોઇ ઘરે મુખ—મુગી !
ખુદા ખબર કે કુદરત કેરી,
ગુત્પ અસર શી પુગી !
કોઇ ઘરે વહુજીનો ડંકો
થર થર કંપે સાસુ !
પાડ પડોસી પુછે વળતુ,
બની રહયુ છે આ શુ ? !

નણુદ કેરૂ રાજ કોઇ ઘર
કોઇ ઘરે નવ તેવુ,
કરે હાકમી બહેન કોઇ ઘર,
પડયુ નજર પણ એવુ !
કોઇ કુટુબને વ્હેમી દીઠુ,
ફોકટ ફાંફા મારે!
જાય બધો અવતાર અવટિયે,
"શ્રીમત થઇશુ કયારે !"
બાપ અને બેટાની વચ્ચે,
કોઇ ઘરે પચાતી,
કોઇ ઘરે સાસુ ને વહુમા,
જાય કઢાઇ તાતી !
કોઇ ઘરે ધણીઆણી એવી,
ધસી ધણીપર ધામે,
ધણી બચારો થર થર ધ્રુજે,
નિજ નારીને નામે !
રકમ-રકમનાં ચીત્રો એવાં,
છે ઘર ઘર સસારે,
સસારી—સરીતામા યારો,
આવ્યો કોણુ કોનારે !

• • •

વાહલાં વાચકો! પેની દસ્તુર દદા મેહેરબાઇ તાલેવતનુ એક ચીત્ર વાચન તમે કાઇક કંટાળ્યા હશો, માટે આજે આપણે એક નવાજ ચીત્ર તરફ નજર કરીશુ

આ એક ઇસ્લામી ચીત્ર છે તમે વીચારમા પડશો કે એક પારસી સસારી વારતામા મુસલમાની સસારનો દેખાવ કેવો હોય? પણ એનો ભેદ તમોને આજે જડે એમ નથી જેમ જેમ આપણે વારતામા આગળ વધતા જઇશુ તેમ તેમ એ સઘળુ આપ મેળે ખુલ્લુ થતુ જશે

**પૃથ્વીની પીઠ ઉપર જેમ નેક માણસોનો તોટો નથી, તેમ બુરા બદમાશોનીબી હદ નથી** એક કમકમાટ ઉપજાવનારૂ ચીત્ર તો આપણે જોઇ ચુકયા છીએ હવે બદમાસીની એક બીજી બાજુ તરફ આપણે લેહેરીયુ લઇશુ

* * *

એક કાળી અધારી રાત્રે અમીર ખુશરોના મેહેલમા દોડાદોડી થઇ રહી હતી છેલ્ના છ માસથી તે સખી ઉમરાવ માદગીને બીછાને પડેલો હતો, અને ઉચા પ્રકારની તબીબી મદદ અને માવજત છતા તેની માદગી ગઇ સાજથી હદને દરજ્જે પહોચી ગઇ હતી તે કમનસીબ દરદી હવે પોતાના છેલ્લા દમ ભારે મુશકેલીથી ખેચતો હતો

"તબીબ સાહેબ, ફોકટ ફાફા કા મારો છો? અજલનો ફરેસ્તો આ ઓરડામા કયારનો દાખલ થઇ ચુકયો છે, અને જે વખત જાય છે, તેમા મારા પ્રાણનો કબજો લેવાને તે તલપી રહયો છે" પેલો દરદી ઉમરાવ અચકી-અચકીને મોટી મુશ્કેલીથી આટલા શબ્દો બોલ્યો "મેહેરબાની કરી હવે તમારા

સઘળા પ્રજાજો એકદમ બધ કરી આ ઓરડામાંથી બધાં બાહેર જાવો! અહીં મારી પાસે મારા ભાઇ બેહેરામખાન, મારી મોહરદાર અને મારા એકપુત્ર ન્હાના બેટા ફીરોઝ સીવાય બીજા કોઇએ રહેવુ નહી"

દરદીનો આ હુકમ સાભળી તે ત્રણ અતનગના ખેશીઓ સીવાય બીજા દરેક જણ ઓરડો છોડી બાહેર ગયાં

"ક્યા ગયો બેહેરામખાન, મારા પ્યારા ભાઇ!" અમીર ખુશરોએ બેહેરામ તરફ ડોકુ કરી તેને પોતાની પાસે બોલા વ્યો "સાભળ, બીરાદર, આવતી કાલનો આફતાબ હુ જોવા પામવાનો નથી, આ બે કમનશીબ જીવોને હુ આ ઘડીથી તારા હવાનામા સોપુ છુ. આપણે બે ભાઇઓ હમેશા સપમા વસેના છીયે માટે મારી બાદ મારા આ બે ન્હાનાઓને મારી યાદ પડવા દઇશ નહી તારી ભાભીને તારી બેહેન સમજજે અને મારી આખના આરામ ફીરોઝ દીકરાને તારો પોતાનો દીકરો હોય એ મીસાલ ચાહજે મીલ્કત માન મીલકત અને ખજાનો હુ મારી પાછળ મુકી જાઉ છુ આપણો બાપીકો હીસ્સો આપણે આજથી પદર વરસ ઉપર છુટો કરી લીધેલો છે અને હવે મારી દોલત કે માલ મીનકતનો એકલો વારસ મારો દીકરો ફીરોઝ છે એની ઉમર હાલ માત્ર ૧૦ વરસની છે, માટે એ ઉમરમા આવે ત્યા સુધી મારી માલમીનકતનો પ્રમાણીકપણે તુ પોતે વહીવટ કરજે અને જ્યારે એ ૨૧ વરસની ઉમરે પોહચે, ત્યારે સઘળો વહીવટ એને હવાલે કરજે એની કેળવણી ઉપર તુ અને મારી મોહોરદાર મને જણા અત્યારથીજ ખાસ દેખરેખ રાખજો-બસ એટલુજ-હવે મારે

વધુ કઇ બોલવુ નથી બોલ વ્હાલા બીરાદર મારી મરતી વખતની એટલી અરજ તને કબુલ છે ? મારા વ્હાલાંઓ સાથે તું વફાદારીથી વરતશે ? જો તને મંજુર હોય તો આપ વચન કે હુ સુખેથી મરૂ !" અને એમ બોલી તે મરતા માણસે મોટી મુશકેલીથી પોતાનો ધ્રુજતો જમણો હાથ પોતાના ભાઇ તરફ લંબાવ્યો.

તુરતજ બેહેરામખાને તે ઠંડા હાથ ઉપર પોતાનો ગરમ હાથ મેલી "બેફીકર રહો બીરાદર–ખુદા તમુને તન્દુરસ્તી બક્ષે!—પણ એ બચ્ચાઓ આજથી મારા છે!" મીઠો જવાબ આપ્યો

"શુક્રે ઇલાહી! હુ હવે ખરેખરા સુખથી મરીશ તે મરતો આદમી મોટી મુશકેલીથી બોલતો સંભળાયો "પણ સબર! મને કઇ એક બીજી યાદ આવેછે જ્યારે મારે ત્યાં ૧૦ વરસપર બેટા ફીરોઝનો જન્મ થયો, ત્યારે મે મારી તમામ માલ–મીલકત અને દોલતનુ મારા એ એકપુરા ચેરાગને નામનુ વશીયતનામુ કરી મેલેલુ છે, પણ તે મે કયાં મલેલુ છે, તે ઘણી ઘણી કોશીશ કરવા છતા મને હાલ યાદ આવતુ નથી–કદાચ તે હાથ નહીં લાગે તો મારા ચેરાગને ભવીશમા કાઇ મુસ્કેલી નહી નડે એટલા માટે સાવચેતીના એક ઇલાજ તરીકે માત્ર બે ત્રણ લીટીનુ એક વશીયતનામુ હમણાને હમણા હુ કરવા ઇચ્છુ છુ માટે દવાટ કાગળ ને કલમ લઇ આવ! જલ્દી કર, વ્હાલા બીરાદર! મારી છાતીમા આરાં આવવા માડયા છે અને હવે હુ વધુ વખત ટકી શકીશ નહી હુ શુધીમા છુ તેટલા તે ઉપર મારા દસ્તખત કરાવી લે"

"અબઘડી લાઉ છુ, મારા મુરબ્બી, આપ ગભરાશે‌ા નહી. મેહેરબાની કરી મને કહેશો કે તેમાં માત્ર બે ત્રણ લીટીમાં તમારે શુ લખાવવુ છે? હુ હમણાંને હમણાં લખીને લઇ આવુ "

"ફકત એટલુ જ કે 'મારી જે કાઇ માલ–મીલકત અને દોલત છે તેનો એકલો વારેસ મારો બેટો ફીરોઝ છે તે ઉપર કોઇનો દાવો ચાલે નહી' બીરાદર, જલ્દી કર!"

"અબઘડી આપનો હુકમ બજા લાઉછુ" કહી બેહેરામખાન જીવ નાખતો પડોશના ઓરડામાં દોડી ગયો અને બાહેર ભેગા મળેનાઓમા એક વીશ્વાસુ મીત્ર હતો તેને ઇશારતથી અંદર બોલાવી કહયુ કે "દોસ્ત મુઝફ્ફર? હાલ એક હરફ કોઇ પાસે કહાડતો ના—અને હુ લખાઉ તેમ જલ્દીથી લખ! એ લખવાના બદલામા આવતી કાલે તને એકસો સોનાની અશરફીઓ ભેટ મળશે ચાલ બેસી જા, જલ્દી!"

પેલો મીત્ર ઝટ બેસી પડયો તેના હાથમા કાગળનો એક ટુકડો આપવામાં આવ્યો અને બેહેરામખાને તે ઉપર નીચલા શબ્દો લખાવ્યા —

"મારી જે કાઇ માલ મીલકત અને દોલત છે **તેનો એકલો વારેસ મારો ભાઈ બેહેરામખાન છે** તે ઉપર કોઇનો દાવો ચાલે નહી"

ઉપલા શબ્દો લખાયા બરાબર તે કાગળ ઝટ પોતાના હાથમા લઇ "ચાલ મારી પાછળ આવ!—દવાત અને કલમ લેતો આવજે!" કહી બેહેરામખાન તે દરદી રૂસ્તમરાવના ઓરડા તરફ દોડયો.

"આપે ફરમાવ્યા મુજબ ટુંક વશીયત બનાવ્યું છે, મુરબ્બી સાહેબ, સાભળો હું વાચું છું" તે બદમાશ ભાઇએ અહીંથી બદમાશીનો પહેલો પાયો નાખ્યો "મારી જે કાંઇ માલ મીલકત અને દોલત છે તેનો એકલો વારેસ મારો બેટો ફીરોઝ છે–તે ઉપર કોઇનો દાવો ચાલે નહી"—ચાલો ઉઠો બીરાદર જરા તડા થાઓ અને આ વશીયતપર દસ્તખત કરો કે તમારી નજરો નજર આ વશીયતનામું મારા ભાભીજીને હવાલે કરી દઉં કે તમારા જીવને શાન્તી થાય!–ક્યા ગયો મુઝફ્ફરખાન, લાવ દવાત કલમ બીરાદરના હાથમા"

જાણે ભાઇ ભાઇની કેવી એક કદર કરનો હોય તેમ તે બદમાશ બેહેરામખાને અમીર ખુશરોને બીછાનામા ઉઠાડી બેસાડવામા મદદ કરી તે મરવા સુતેલા ભના અને ભોળા ભાઇએ ધ્રુજતે હાથે કલમ પકડી અને મા-જણ્યા સગાભાઇ ઉપર આંધળો વીશ્વાસ રાખી તે ઉપર "લા૦ અમીર ખુશરો દસ્તુર ખુદ" એમ સહી કીધી।

ઓ દુનીયાં! દુનીયા! તું કેવી દગનબાજ છે!—આટલો ભયકર દગો રમીનેજ તે રહયો નહીં, પણ તે દસ્તાવેજને વધુ સતાદાર બનાવવા માટે તુરતજ તેણે પોતાના લુચ્ચા મીત્ર તરફ ફરીને કહયું કે મુઝફ્ફરખાન, મહેરબાની કરી એની ઉપર તમારી શાખ કરશો? અમીર સાહેબે તમારી સામે પોતાનાં વસીયતપર દસ્તખત કીધા છે તે તમે નજરે જોયા છે"

"ઘણીજ ખુશીથી, મારા મહેરબાન!"

"ઉપકાર થયો !" તે મરતા માણસે તે સાક્ષીનો પણ બીજાને પડયા પડયા આભાર માન્યો.

"મારી ફરજ અદા કરૂ છુ નામવર !" એટલુ બોલી તે ઠગાઇ ભરેલા દસ્તાવેજ ઉપર મુઝફ્ફરખાને પોતા ી શાક્ષી કીધી

"મારૂ ફ઼ઝ અદા કરૂ છુ નામવર !" એટલુ બોલી તે ગાઇ ભરેલા દસ્તાવેજ ઉપર મુઝફ્ફરખાને પોતાની સાક્ષી કીધી

"વ્હાલા બીરાદર, હવે તમે બે ફીકર રહો !" બેહેરામ ખાન અમીર ખુશરોના ચેહેરા તરફ વાકો વળી બોલ્યો "જુઓ આ વસીવતનામુ આપ મુરબ્બીની સામને મારા ભાભીજી સાહેબ અમીરા ઝોહરા બાનુને હવાલે કરૂ છુ "

"શુક્રે ઘલ્લાહી !" તે મરતા માણસે ધીમા સાદે સતોષ બતાવ્યો.

હવે બેહેરામખાનની એક છુપી ઇસારતથી મુઝફ્ફરખાન તે ઓરડો છોડી ગયો.

વચ્ચે એક ૧૦ મીનીટ સુધી તે ઓરડામા મુગી ચુપ કીદીએ પોતાનો અમલ ચલાવ્યો.

ગરીબ બીચારી અમીરા ! તેણીને તો દુનીયા અકારી ઝેર થઇ પડી હતી ગઇ સાજથી તેણી રડતી દમ ખાતી ન હતી, પોતાના ઉમરાવ ખાવીંદના બીછાનાપર તેના પગ આગળ બેસી તે બે અખત્યાર રડયા કરતી હતી પોતાના તમામ સુખ અને સોહાગને "છેલ્લી સલામ" કરવાનો મહા ભયકર પ્રસગ આવી પુગેલો જોઇ તે જવાન ઉમરાવજાદી ધાસ્તીથી

હરણફાળ થઇ ગઇ હતી તેનો એકપુરો વ્હાલો બેટો ફીરોઝ તે મોતના ઓરડાનો ગમીર દેખાવ જોઇ ડઘાઇ ગયો હતો અને પોતાની માતાને આમ રડમસ થયલી જોઇ છુપા ડચકા ભરતો હતો ઘડીમા તે પોતાના વ્હાલા પેદરના પગ પકડી પસવાળતો તો ઘડીમા માતાની ગોદમાં ભરાઇ આ શુ બનતુ હતુ તેની અરધી જાણુ-અજાણતા વચ્ચે તેણીને પુરી રડાવતો હતો

"અમીરા! મારી પાસે આવ!" થોડીક મીનીટની ચુપકીદી પછી તે દરદી ઉમરાવે પોતાની મોહોરદારને યાદ કીધી "બેટો ફીરોઝ કયા છે લાવ-લાવ, મારા તે વ્હાના ચીરાગને પણ મારી પાસે લાવ કે મારી મરતી આખ્ખોમા તાહડક પડે! ઓ! ઓ! વળી પાછી મારી છાતીમા આકરૂ આવ્યુ! મારા વ્હાલાઓ! મને જલદીથી મળો!" અમીર ખુશરોએ ફરી એક વાર ગભરાટ કરી બોલ્યો

ભાભીજીને ખાવીંદ પાસે આવવાની સગવડ આપવા માટે બદમાશ બેમેરામખાન જરા બાજુએ થયો, તો જો કે તે ઓરડોતો તે છોડી ગયો નહી

અલ્લાહ પાકની યાદ કરો વ્હારા વ્હાલા ખાવીંદ! તે ખુદાવદે કરીમ એમાંથીબી ફઝલ કરશે!" એમ બોલી અમીરા પોતાના ખાવીંદની પાસે ગઇ તે બન્ને વ્હાલાઓ વાંકા વળી ત માયાળુ મુરબ્બીને મળ્યાં. ત્રણેના ચેહેરા રડમસ હતા અમીર ખુશરોએ ગમે એવી તણુતોડ છતાં પોતાની વ્હાલી મોહોરદારનો જમણો હાથ પોતાની આખ્ખોમાં દાબી તે ઉપર હેતથી એક બોસો લીધો પછી બેટા ફીરોઝને ગોદમાં

દાબી તેના કોમળ ગાલ ઉપર એક છેલ્લુ ચુબન લઇ તેનાં સરપર ખુદાની નીગેહબાની ઇચ્છી બાદ તે ઘણાજ ધીમાં સાદે બોલ્યો—

"મારી વ્હાલી ! મરતી વખતની મારી એક ખાહીશ છે તે તુ બર લાવશે ?"

"ઓ મારી આખોનાં નુર ! મારા પ્યારા ખાવીંદ ! બોલો–ફરમાવો–અત્યારે ઝેરનો પ્યાલો પીવાનોબી હુકમ કરશો તો હુ આપની જુતીની ઉઠાવનાર આપના આત્માને સુખ આપવા સારૂ સરોચશમથી બજાનવા તઇયાર છુ" તે વફાદાર મોહોરદારે રડતે ચેહેરે જવાબ આપ્યો

નહી, મારાં હઇયાંના હાર ! એમ ના બોલ ! તારી વફાદારી ઉપર મને ખુદાના ઘર સુધી વીશ્વાસ છે. મારે જે કઇ કહેવુ છે તે એજ છે કે–અને અહીં અમીર ખુશરો બોલતો અટકી ગયો

બોલો–સુખેથી બોલો, મારા હાતમ દીલ ધણી ! જે કાંઇ ફરમાવવુ હોય તે બેલાશક ફરમાવો તમારા હુકમની બહાર હુ કદી ગઇ નથી તો આજે—એવી ગભીર ઘડીએ–હુ જઇશ ? હરગેજ તેમ ધારશો નાં" અને તે દુખી અમીરાએ પોતાના પ્રોય ખાવીંદનો ચેહેરો પ્યારથી પસવાળી ફરી ફરીથી પુછ્યુ

"મને વચન આપ કે મારી બાદ બીજુ ઘર તુ કરશે નહી મે તારા અને આ વહાલા બચ્ચાને માટે પુરતુ મુકેલુ છે તે ઉપર સતોશથી રહી તારી જીદગી એકજ ખાવીંદની વફાદાર યાદમા તુ પુરી કરશે ?" તે મરતા માણસે પોતાની છેલ્લી ખાહેશ કહી સભળાવી.

"કબુલ-કબુલ-એક હઝાર ને એક વખત આ શરત મારે કબુલ છે, મારા વ્હાલા ખાવીંદ! લ્યો, આ કોલ આપુ છુ હુ એ બાપની હોઉં તો બીજા ખાવીંદનો ખ્યાલ કરૂ!"

અમીરાના આ બેમુળ શબ્દોએ અમીર ખુશરોના આત્માને કાંઇ એવી ઠડક બક્ષી કે તેણે હેશાનમા બોલવા ઇચ્છેલા બોલો તેના હોઠ ઉપરજ રહી ગયા! તે સખી દીલ ઉમરાવનો કીમતી જાન તેજ પળે અપર પાર સુખ સહીત આ મરતી જહાનમાથી મુક્ત થઇ તે મીનોઇ તરફ કુચ કરી ગયો!

* * *

## પ્રકરણ ૧૫ મુ.

### "દુનીયાંનો એશ-આરામ તમારે માટે રાહ જુએ છે!"

[ પદ ]

દરદ દીલ દરદીનુ દરદીજ જાણે,
અણજાણ્યા તો અદેશો આણે
દરદ દીલ૦—(ટેક)

પાણીથી દુર લગાર પડયા થકી,
તરફડે મચ્છ જે ટાણે
હાડીઆને મન હસવુ આવે.
ને ઠી ઠી હસે તે ટેકાણે—
દરદ દીલ૦ (૧)

ચંદ્રમા ચીત્ત ચકોરનુ ચોરે,
જે વાકેફ હોય વખાણે?
પોતાના જીવને પીડા પડી તે,
પારકો જીવ શુ પીછાણે?—

દરદ દીલ૦ (૨)

× × ×

સારસ જોડુ સ્નેહ વસે તેને,
પાડતાં જુદા પરાણે,
સુખની ઘડી તેને સ્વપને મળે નહી,
ટળવળીને તેજ પ્રાણે—

દરદ દીલ૦ (૩)

દંપતીના દીલ તેમજ તરસે,
બંધન પ્યાર બધાણે,
જાણે છે અંતર અરસપરસનાં,
ગાઇ બતાવે શુ ગાણે?—

દરદ દીલ૦ (૪)

(કવિશ્વર દલપતરામ.)

છ મહીના વહી ગયા

નીઝામ હેદરાબાદના નામીચા નવાબ અમીર ખુશરોની યાદ લોકો હળવે હળવે ભુલતા ચાલ્યા, પણ એક દુખી અબળાનુ જવાન જીગર તેની ગમખાર યાદમા હજી જેવુ ને

તેવુ જળતુ હતુ ખયરતાબાદની એક એકાત આરામગાહમા અમીર ખુશરોની રોનકદાર કબર કાઇ અજબ બહાર મારતી હતી દર ભરેસપતવારે સાજે એક બધ ગાડીમા એક પડદે નશીન બાનુ પોતાના બેટા જોડે જઇ તે કબર ઉપર પોતાને હાથે ફુલની ચદદર બીછાવી ઉચી અગર બતીઓ સળગાવવા સાથે એક ચેરાગ રોશન કરી આવતી હતી આ નીયમ છેલ્ના ૬ માસથી દર ભરેસપતવારે અચુક રીતે અમલમા મેલાતો હતો. તે કમનશીબ જવાન બેગમ આખાંઅઠવાડીયામાં ભરેસ પતવારનો દીવસ ભારે ગમગીનીમા પસાર કરતી હતી, કારણ કે તેણીનો વ્હાલો ભરથાર એજ વારે જીનતનશીન થવા પામ્યો હતો

"યા અલ્લાહ! એક બીજા દશ વરસ મારા ખાવીદને મારે માટે તે જીવવા કા નહી દીધો ?" ઝોહરા બેગમ દર ભરેસપતવારે અમીર ખુશરોની કબર આગળ રડીને રૂદન કરતા બોલતી. "મારો ફીરોઝ બેટો ઉમરમા આવે તેટલા તેની હયાતી તે કા નહી લબાવી ? અરે! એવી જવાન ઉમેદવ તી જીદગીનુ તેમીનોઇ જેહાનમા તુ દાદગર દાવરની દરબારે શુ કામ પડયુ કે મારૂ સુખ અને સોહાગ આટલુ જલદી ખોહી બેસવાનો મારો વખત આવ્યો ? અફસોસ! ઓ અજલના બેરેહેમ ફરેસ્તા! તારી ઉપર સદ હજાર અફસોસ! મારો જીનતનશીન ખાવીદ મારે માટે અને મારા બચ્ચાને માટે મુબલગ દોલત મુકી ગયોછ, પણ તે વ્હાલા વગર મને તે શુ કામની ? સાચા પ્યારથી ચાહનારા એક ભલા ભરથાર ના સુખ આગળ ખલકનો ખજાનોબી કોડીને કામનો

નથી મુઇ હુ અભાગણી! મારા ખાવીદને ખેચી લેવાને બદલે યા પાક પરવરદેગાર! તે મનેજ કા નહી બોલાવી લીધી? મારી આખનો આરામ બેટા ફીરોઝ કેવો કમનશીબ છે કે એકજ દાહેકામા પ્યારા પેદરનુ માયાળુ શીરછત્ર ખોઈ બેઠો! યા ખુદા! મરજી તારી! મારા તે બેહેસ્ત રોશન ખાવીદ ના રૂહને અય રહેમાન પાક! તુ સદા ખુશનુદ રાખજે! અને મને તથા મારા બચ્ચાંને એવી બુધી બખશજે કે અમારા આ ખાકી આલમના વરતનથી તે વ્હાલો મીનોઇમા હરગેજ નારાજ નહી થાય મારા દીલની આ દુવા———"

"અમ્મા જાન, આપણી તરફ કોઇની ગાડી આવે છે" બેગમ ઝોહરા પોતાના ગમગીન ખ્યાલોમા હતી. તેટલા બેટા ફીરોઝે તેણીનુ ધ્યાન ખેચ્યુ "કોઇ મારતે ઘોડે આવી રહયુ ઉ, ખુદા ખયર કરે!"

"શેહેરનો કોઇ અમીર આ આરામગાહને સેઝદો કરવા આવતો તો ન હોય?" ઝહોરા બેગમે તુરત પોતાનાં મોહપર બુરખો ઢાંકી કલ્પના કીધી. "તેમ હોય તો મારે ઝટ અહીથી ચાલી જવુ જોઇયે હવે હુ ધણી વગરની ધણીઆણી છુ, માટે હવે તો મે મારી ઇઝત બેવડી તપાસવી લાઝમ છે બેટા, કોચમેનને હુકમ કર કે એકદમ આપણી ગાડી લાવે!"

ફીરોઝ બેટો માના હુકમને ઝટ તાબે થયો. તેણે પુકાર મારયા બરાબર તેમની ગાડી જે પાડોસના એક ઝાડના છાયાંમા ઉભી રાખેલી હતી તે લાવવામા આવી ઝાહોરા બેગમ પોતાના બેટા સાથ તેમા ઝટ ચઢી બેઠી અને ગાડીવાળો ત્યાથી

ગાડી હાંકવી શરૂ કરેછ તેટલાં "સબર એ કદમ–ખડી કરો" નો એક જાણીતો સાદ સભળાયો

" અમ્મા એ તો ચીચાજાન છે !" ફીરોઝ બેટો પોતાના કાકાનો સાદ તુરત ઓળખી ગાડીની બાહેર ડોકુ કાઢી બોલી પડયો

"ભાભીજી, જરા બાહેર આવો ! મારે તમારી સાથે કાઇ વાત કરવી છે

'વાત ? એવી તે શી વાત છે કે તમને અહી સુધી આવવુ પડયુ બીરાદર ? સઉ સારૂ નો છેની ?" ઝરોરા બેગમે ગાડીમાથી પુછયુ

"હા–હા સઉ સારૂ છે—ફીકર કરવા જેવુ કાઇ નથી –પણ મારે એક જરૂરી બીનાથી તમને ચેનવવાં છે"

"શુ કઇ ગભીર બાબદ છે" ?"

"નહીંરે ! ગભીર જેવુ કઇ નથી–પણ તમારાજ ફાયદાની વાત છે"

"જો વાત ગભીર નથી તો અહીં ફરીથી ગાડીમાથી ઉતરવાની તકલીફ લેવા હુ ઇચ્છની નથી તે વાત આપણે ઘર આગળ કરીશુ ચલો કોચમેન જાને દો !"

"નહી નહીં, સબર કરો ! વાત જરા ગભીર છે અને તે મારે તમોને અહીંજ જણાવવી જોઇયે

"ત્યારે નાહક વખત કાં ખોહવો છો ?—ફરમાવો !" બેગમ ઝોહરાએ ગાડીના બધ પડદાઓમાથી જવાબ આપ્યો.

"નોકર–ચાકરોની સામે એવી વાત હુ કહી શકુ નહી મેહેરબાની કરી જરા નીચે તકલીફ લો અહીંથી પાચપચીસ કદમ દુર જઇ આપણે તે વાત કરશુ. હુ તમને બેચાર મીનીટથી વધુ ખોટી કરશ નહી"

ઝોહરા બેગમને આ માંગણી ગમી તો નહી, પણ બાબત "ગભીર" જાણીને તેણીએ ઉતરવાની જરૂર જોઇ

"ચાલ બેટા ફીરોઝ, મારી સાથે આવ!"

"નહીં, ફીરોઝને અહીંજ રહેવા દો! નાદાન બચ્ચાએ એવી એવી વાતો સાંભળવી નહી જોઇયે." બહેરામખાને વાધો લીધો

"આપનુ આજનુ વરતન મને અજાયબી ઉપજાવે છે, બીરાદર?" બેગમ બોલી "ફીરોઝ સાથે હોય તો શી હરકત છે?"

"હરકત કાઇ નથી" બેહેરામે જવાબ આપ્યો "પણ બે જણની વાતની વચ્ચે ત્રીજાએ પુરાવુ એ ખોટુ છે, માટે અત્યારથીજ એને એવી કેળવણી મળેલી સારી?"

"બહુ સારૂ–લ્યો, હુ આ ઉતરી" અને ઝોહરા બેગમે ગાડીનુ બારણુ ઉઘાડવાનો હુકમ આપ્યાથી તે ખોલવામા આવ્યુ. "કેમ કેટલે દુર જવુ છે?"

"અહીં પાસેજ–બીરાદર ખુશરોની કબરની પેલી કોરે!" એમ બોલી બેહેરામખાન આગળ ચાલવા લાગ્યો

"બેટા, તુ ગાડીમાજ બેસી રહેજે–હુ ચીચાજી સાથ

વાત કરી હમણાં આઉં છુ " બેટા ફીરોઝને બેસવા ફરમાવી ઝોહરા બેગમ બેહેરામખાનની પાછળ ગઇ

"ભાભીજી, અહીં આવો! આ કમરનાં ઓઠામાં ઉભા રહો–મારે તમને કઇ વાત કહેવી છે

"તમે બોલો–હુ અહીંથી અચ્છી રીતે સાભળી શકીશ"

"નહી, કોચમેન અને ઘોડાવાળા આપણુને દુરથી જોય છે તમે મેહેરબાની કરી આ બાજુએ આવો! શુ મારી ઉપર તમને વીસવાસ નથી ?"

"મને પુર વીશ્વાસ છે, પણ આપણા નોકર-ચાકરોને નાહક નીંદા કરવાનુ—"

"જાહન્નમમા ગયા નોકરો! તે બે મદામનાં લોડાઓની આપણુને શી પરવાહ છે?" બેહેરામ ઝનુનથી બોલ્યો "શુ તમે મારૂ અપમાન કરવા ઇચ્છો છો?

"હુ તમારૂ અપમાન કરૂ ? શાને માટે ?

"ત્યારે એકદમ અહી આવો!" તે ઝનુની આદમીએ કમરની ઓથે રહી તેણીને પોતાની નજદીક તેડી

"તમે નથીજ સમજતા ત્યારે હુ લાચાર છુ" તેને ગુસ્સે થયલો જોઇ ઝોહરા બેગમે કમરના ઓથામા દાખલ થતા બોલી ચાલો, તમે શુ કહેવા માગો છો તે જલદી ફરમાવો! હુ અહીં એક મીનીટથી વધુવાર ખોટી થઇશ નહી,"

ઝોહરા ધણી ખમસુરત અને હોસનવાળી હતી. આખા નીઝામ હેદરાબાદમા તેણીની ખુબસુરતીની તારીફ થતી હતી

"ભલે તમે એક મીનીટમા ચાલી જજો-મારે જે કઇ કહેવુ છે તે એકજ વાકયમા હુ કહી દઉ છુ, કે આજ પછીથી આ જગ્યાપર તમારે કદી આવવુ નહી !"

"એટલે ? એ શુ બોલો છો, બીરાદર ? આ જગ્યા, જ્યાં મારા સરના તાજની છેલ્લી મટ્ટી પડેલી છે ત્યા હુ કાં નહી આઉ ? તેનુ કારણ શુ ?" ઝોહરાની આંખ્યોમા આટલુ બોલતા પોતાના મરનાર વ્હાલાની ગમખાર યાદથી ઝળઝળીયા ભરાઇ આવ્યા ના માટે હુ અહી નહીં આઉ ?

"તેના ઘણા કારણો છે"

"તેમાનુ એકજ મોતેબર કારણ મને જણાવશો ?"

હા-લ્યો, હુ ખુશીથી કહુ છુ તમારા જેવી જવાન ઓરતે પોતાના મરનાર ખાવીદને માટે એટલી બધી ગમ ગોસારી કરવી નહીં જોઇયે"

"ઓ બેહરામખાન બેહેરામખાન ? એ શુ બોલો છો ?" ઝોહરા છછણી પડીને બોલી, "શુ હુ જવાન છુ તેથી મે મારા મરહૂમ ભલા ભરથારને ભુલી જવો જોઇયે ?"

"બેશક !"

"પણ તેનો કઇ સબબ ?" તેણીએ ચીરડાઇને પુછ્યુ

"સબબ પુછોછ ? તમે હજી ઘણાં જવાન છો-દુનીયાંનો એશઆરામ તમારે માટે રાહ જુએ છે !" તે છુબખે નફટાઇ ભરેલો જવાબ આપ્યો

તે બદમાશ શુ બકી રહયો છે તે તરફ એક પળ

ઓહરા એક સરખી જોતી ચુપ ઉભી રહી "બીરાદર !" તેણી બીજીજ પળે ભારે ચીચરાટથી બોલી "તમે શુધીમા છો કે? તમે મને અહીં બોલાવી લાવી મારૂ કેવુ ઉઘાડુ અપમાન કરોછો તેનો તમને કાંઇ ખ્યાલ છે કે? શુ દુનીયાનો એશ આરામ મારે માટે રાહ જુવે છે? લ્યાનત છે એવા એશ આરામ ઉપર! છે ના ૭ માસ થયા દુનીયા મને કેવી અકારી ઝેર થઇ પડી છે તે તમો જાણો છો કે? મારો ખસમ ગયો તેજ દીવસથી સારી દુનીયાને હુ ડુબી ગયેલી સમજુ છુ હુ જો જીવતી હોઉ તો તે એકજ નાનકડા જીવની સલામતીને માટે!"

"આહાહાહાહાહા!" તે ચડાળ હસીને બોલ્યો "ભાભીજી સાહેબ, તમે મારાપર નાહક ખફા થાઓ છો, આટના સરખા જીવને માટે તમે તમારા જીવપર જોરાવરી અને ઝેહમત ખેચો એને હુ આ દુનીયાની આઠમી અજાયબી સમજુ છુ! ગમે તે હોય, પણ હવે હુ ગભીર થઇને કહુ છુ કે દર જુમેરાતને દીવસે તમે આ કબર આગળ આવીને નાહક ગમ કરોછો એ હુ ચાલવા દેવાનો નથી"

"મારી લાગણીના કઇ તમે માનેક નથી, બેહેરામખાન, આજે તમે મારૂ દીલ હદબહાર દુખાવો છો તેનુ તમને ભાન છે?"

"ભાભીજી, મારા મરનાર બીરાદરે તમારી સભાળ મારા હવાલામા સોપેલી છે તે તમે ભુલી જાઓ છો."

"હુ તે ના પાડતી નથી, પણ મારા અતકરણની લાગણી-

ઓનેગી તે મરનારે તમારી સભાળમા મુકેલી નથી તે તમારે ભુલી જવુ જોઇતુ નથી" ઝોહરા બેગમે અહીં ઉશ્કેરાઇ જઇ સાબુત ચપકો આપ્યો

"હુ લાગણી–બાગણી કાંઇ સમજવાનો નથી તમારે મારા હુકમને નમવુજ જોઇએ" તે ચડાળે તેણુ ફેરવી દમ કરયો "જે ચીજથી તમારી તબીયતને નુકસાન પહોચે તે ચીજ હુ કદી કરવા દેવાનો નથી"

"બેહેરામખાન, જરા શરમ પકડો? તમારા મરનાર ભાઇની પીઠ ફરયાને હજી છ માસ નથી થયા તેટલા તમે તેની મોહોરદાર જોડે આજે કેની રીતે વરનો છો તેનો જરા વીચાર કરો! મારો જીવ જશે તો પણ દર જુમેરાતે આ વાહલી જગ્યાની કદમબોસી કરયા વીના હુ કદી રહેવાની નથી. જાઓ તમારેથી થાય તે કરી લ્યો?" અને એમ બોલી ભારે ચીચવાટ સહીત તે દુખી અબલા ઝડફ કદમે અને અતી ઉશ્કેરાયલી હાલતે તે ચડાળને ત્યાજ ડાચુ વકાસતો છોડી એકદમ નીકળી ચાલતી થઇ!

"ચલાવ જલદીસે ઘરકુ જાને દો!" તેણીએ પોતાની ગાડીમા જગ્યા લીધા બરાબર મોટે સાદે કોચમેનને હુકમ આપ્યો અને તેજ પળે ગાડી ત્યાથી મારતે ઘોડે શહેર તરફ નીકળી ગઇ!



## પ્રકરણ ૧૬ મું.

### કબર ઉપર કબજો

**શ્લોક.**

હે હેમકાર પરદુઃખ વીચાર મુઢ ।
કીમાસુહુ ક્ષિપસિવાર શતેન વન્હો ।।
સદિપ્યતે મયિ સુવર્ણ ગણુતિ રેકો ।
લાભ પરતવ મુખે ખલુભસ્મપાત ।।

**ભાવારથ**-(સોનુ કહે છે કે) હે સોની ! તુ પારકુ દુઃખ જાણવામાં મુઢ (અજ્ઞાન) છે, કારણકે તુ મને વારવાર પાણીમા બોળી ફરી ફરીથી અગ્નીમા તપાવે છે, પણ એમા તુ પરસપરના હીતનો વીચાર કરતો નથી એ પ્રમાણે તપાવ ાથી હુ તો વીશેષ મુલ્યવાન થાઉ છુ, પણ (તારી ભુગળીથી) ફુકવાથી તારા મો ઉપર તો માત્ર રાખોડીજ ઉડીને એકઠી થાય છે એ સીવાય બીજો કઇ લાભ લેતો નથી (કઠોર દીલના માણુસો બીજા નીરદોશોને નાહક હેરાન કરે છે, તેમને આ અન્યોકતી ઉપરથી બહુ શીખવાનુ છે, આપણી વારતામા બદમાશ બેહેરામ અમીર ખુશરૂના મરણ પછી તેની વફાદાર જવાન મોહોરદાર ઝોહરા બેગમ જોડે જે બદમાશી ચલાવી રહયો છે, તેને આ અન્યોક્તી અત્રે લાગુ પાડી છે)

* * *

બીજા બે માસ વહી ગયા

કમનસીબ ઝોહરા બેગમના બાગમા આ બે મહીના વધુ દુખદાયક પસાર થવા પામ્યા, કારકે જે સાજે અમીર ખુરારોની કબર આગળ તે દીયર–ભોજાઇને એક તીખી તકરાર થવા પામી તેની બહારવણે બેટો ફીરોઝ એકાએક સીક થઇ ગયો તે હરતુ ફરતુ ખુશ–ખુશાલ બચ્ચુ અચઆુચ આજારી પડી જવાથી ઝોહરા ઘણી અધીરી પડી ગઇ તુરત કાબેલ તબીબોની મદદ લેવામા આવી, પણ પહેલા પ્રકારની માવજત છતા ફીરોઝની તાપ ઉતરી નહી ૪૨ દીવસો સુધી તે એક સરખી ચઢ ઉતર થતી રહી અને તબીબોએ ચાપતી દોડધામ કરવામા કોઇ રીતની કચાસ નહી રાખવા છતા તેની ૪૨ દીવસની અવધ પુરી થવેજ ઉતરી, આ માદગીએ તે ગોલાબ જેવા તદરોરસ્ત બેટાને એક છ માસના બાલક જેવો નાતવાન બનાવી દીધો ૪૨ દીવસની આ લાબી માદગી દરમ્યાન ઝોહરા બેગમ એક ઘડી નીરાતે બેઠી નહી પોતાના જાન કરતા જ્યાદા વ્હાલા બેટા ફીરોઝની કીમતી જીદગી બચાવવા માટે તેણીએ પોતાના જીવપર રાત દાહડો આની ઝેહમત ખેચી કે તેવી કોઇ માવતર પોતના બચ્ચાં પાછળ ખેચે નહી ચાલુ ઉજાગરાને મહેનતથી તેણી ઝીખાઇ પટકાઈ ગઇ, પણ તે મેહેનતનો બદલો તે કરીમે કારસાઝે તેને વાળી આપ્યાથી જ્યારે બેટો ફીરોઝ ભયમાંથી તમામ મુકત થયો છે એમ તેના તબીબોએ જાહેર કીધુ ત્યારેજ તેના જીવને જરા શાતી વળી !

ઉપલી ૪૨ દીવસની માદગીમા ફીરોઝના કદરદાન કાકા બેહરામખાને માત્ર બે વાર તેની મુલાકત લીધી હતી ! અને

તેથી કેવી ? દરેક મુલાકત પાચથી દશ ગીનીટથી વધુ નહી હતી ! પણ એ ગણત્રીની બે મુલાકત દરમ્યન પોતાના 'વ્હાલા ભત્રીજા"(૧) તરફ તે જાણે કેવો ફીદા થતો હોય તેવો દેખાવ કરવાને તે ચુકયો નહી ! તેણે "ભાભીજી" સાભળે તેમ તબીબોને "મોટા ઇનામો" આપવાની લાલચ દેખાડી અને "હરસુરતે મારા મરનાર ભાઇના આ એક પુરા રોશન ચેરાગને પાછો હરતો ફરતો ફરતો કરી આપવા"ની કાકલુદી કરવામા કોઇ રીતની કમતરતા રાખી નહી ! તે બાહાદર તબીબો તેમને મોટા ઇનામની લાલચ દેખાડવામા આવે તોજ જાણે તન-મનથી મહેનત કરનારા હોય, તેવી તેની મુરખાઇ ઉપર હસયા વીના રહયા નહી જે ધણીને આટલી બધી કાળજી હોય તે ધણી તો દરદી ના બીછાના આગળથી એક ઘડી ખસવો પણ ન જોઇયે" એ તે ભલા તબીબોનુ અંગત મત હતુ ! મરનાર અમીર ખુશરોના તેઓ અંગીત મીત્રો હોવાથી તેના મરણ બાદ તેના જવાન વફાદાર મોહગ્દારપર આવી પડેલી આ મુશ્કેલીમા તેઓ રાત દીવસ પટકાઇ જઇ મેહનત કરતા હતા તે મહેનત એવા કહેવાતા "મોટા ઇનામ"નો લાલચપર નહી પણ પોતાના મરનાર હાતીમદીલ મીત્રની તેમની જોડેની ભલાઇને લીધે હતી' બેવકુફ બેહેરામે તેમને એવી "લાલચ" દેખાડવાની હલકાઇ વાપરી તે બાબે તેઓ ઝોહરા બેગમ આગળ પોતાનો ગુસ્સો દેખાડયા વીના રહયા નહી

"બેગમ સાહેબ ! અમીરજાદા બેહેરામખાને આજે અમોને મોટુ અપમાન કીધુ છે." તેઓ માહેલો એક તબીબ ચીડવાઇને બોલ્યો "શુ અમે પઇસાના લોભીયા છીયે કે એની

હલકી વાત એઓએ અમને કહી સમજાવી? અમે ના એની તરફ કે કોઈની તરફ જોતું છે—અમે તો અમારા મરહુમ મોહબતવતા મીત્ર અને હાનમદીલ અમીર ખુશરો તરફ જોઈ ને તેમનાં આ ગુનાહ જેવા બચ્ચાની અમોથી બની શકતી સારવાર કરીયે છીયે”

ભાઈઓ!” ને દુખી બેગમ બોલી “હુ એક દુખી અબલા છુ અને આ મુશ્કેલીથી પુરી મુઝાઉ છુ એક મુરખો આદમી બોલે—બકે તેનો રદ હુ કેવી રીતે ભરી શકુ? તેની મુરખાઈપર હુ તમારી આગમચના અફસોસ કરી ચુકી છુ જે વાહલું નામ તમે યાદ કીધુછ અને જે માનવંત નરની શરમ તમે હજી તમારા હઈયામા સમાવી છે, તેજ ઇશારો મારા જીગરને તસલ્લી આપવા માટે પુરતો છે. હુ તમોને અરજ કરૂ છુ કે એવા એક મુરખાના બોલવા—બકવાપર ધ્યાન નહી આપતા તમે તમારી પવીત્ર ફરજ અદા કરો! ખુદા પાક તમોને તેમાં આયનદાહ યશજ આપશે, આટલુ બોલતા ઝોહરા બેગમની આંખોમાં આસુ આવી ગયા અને તેણીનો મધુર સરોદ ધીમો પડી ગયો એને જો ખરેખરી આગ—દાઝ હતે અને આ એક પુરા ગોલામનો ખરી કદર એ કરતો હતે તો અહીંથી એ એક ઘડીબી ખીસતે? એનીજ ઉપરથી એની લાગણીનો ખ્યાલ કરવાનો છે

તે ભલા તબીબો ઝોહરા બેગમનો આ જવાબ સાંભળી બાપડા સામા ખશીયાણા પડી ગયા.

અને હવે ટુંકમા, બેટો ફીરોઝ બેહતાલીસ દીવસની મરણતોલ માંદગીમાથી ભાનમા આવયો જો કે તેનુ શરીર

તદન ગળાઇને હાડપીંજર જેવુ થઇ ગયુ હતુ, તોબી હાડકાં સલામત હશે તો માંસ આવયા કરશે" નાં સધીયારા સહીત તે દુખી માવતરે તે મહાન માલેકની ઝનાબે બારીમાં પોતાના બેટાની મોટી માદગી દફે થવા માટે ખરાં દીલની એક બદગી કરી તે દાદગર દાવરનો અતકરણથી ઉપકાર માન્યો

ફીરોઝની નાતવાની ધીમે ધીમે નાબુદ થતી ગઇ અને જ્યારે તે રફતે રફતે ફરતો હરતો થઇ પાછો આગલી તદ રોરસ્તી મેળવતો ગયો ત્યારે પેલા કદરદાન કાકાજીએ તો નહી પણ તેની માયાળુ માવતરે પેલા બાહોશ તબીબોને યાદ ગારીનાં કીમતી ઝવેરાતોના-બોહોસ કરીને ભેટ કરીને તેમની જીવતોડ સેવાની કદર બુજી.

ઝોહરા બેગમ એક વાતથી ગણી ગમગીન રહેતી હતી તે બીના એ હતી કે ફીરોઝ જ્યારથી આજારી થયો ત્યારથી તે પાછો ટટાર થઇ ફરતો હરતો થયો ત્યા સુધી પોતાના મરનાર વ્હાલાં ખાવીંદની કબર આગળ દર ભરેસપતવારે મેજદો કરવા જેવટનો જે નીયમ તેણીએ તેનાં મરણ પછી પહેલાં છ મહીના સુધી અચુક રીતે ચાલુ રાખ્યો હતો, તે નીયમ તેણીથી પળાયો ન હતો એને લીધે તેણીનુ દીલ રાત દીવસ ઘણુ દરદમદ રહેતુ હતુ તેણી મન સાથ વારવાર અફસોસ કરતી હતી કે કીયા નેહેરત ચોઘડીએ બેહેરામે તે કબર આગળ મારી સાથ નાહક પચાતી કીધી હતી કે ફરીથી હજી સુધી હુ ત્યા જવા પામી નહી હવે બેટો ફીરોઝ અલ્લાની મેહેરથી સાજો થયો છે, તો આવતા ભેસપતવારથી હવે હુ મારો તે અસલ નીયમ પાછો શરૂ કરીશ"

અને તે મુજબ તેણીએ તે કામ બજાવ્યુ તે પછીના પહેલાજ ભરેસપતવારે ઉમદા પ્રકારની સુગધીઓ લઇ બેટા રીરોઝ જોડે તેણી પોતાની બધ ગાડીમા મરનાર ખાવીંદની છેલ્લી આરામગાહ તરફ સેજદો કરવા ગઇ, પણ ત્યાં તેણીએ ભારે અજાયબી સાથ જોયુ કે કબરની આસપાસ ચારે બાજુથી એક માણુસ જોઇ કે ચઢી શકે નહી એટલી હદ સુધીનાં ઉચા પતરા જડી લઇ તે જગ્યા પેલા બદમાશ બેહેરામે તેણીની કાઇપણ પરવાનગી પુછ્યા વીના બધ કરાવી લીધી હતી!

તેણી એક તડાકો ચેતી ગઇ કે એ કામ તેજ મુછીનુ હતુ, કે જે તેણીને દર જુમેરાતને દીને ત્યા આવેલી જોવા ઇચ્છનો નહી હતો!

કદી વકી નહી રાખેલો તે નાપસદ દેખાવ જોતાજ તે જવાન દુખી વીધવાના આખાં આગમા ગોયા જવાળા સળગી ગઇ! પોતાના વ્હાલા ખાવીંદની ખુલ્લી કબરને દુન્યાની નજરથી એવી રીતે અણદીઠ કરવાનુ પોતાના આપખુદ દીયરનુ આ અનીચારી પગલુ જોઇ તેણી ગુસ્સાના ઝનુનથી ગરમ બની ગઇ!

"ઓ બેહેરામ—બેહેરામ! એ તે શુ કીધુ? તુ ભાઇ હતો કે કસાઇ હતો!" તેણી તે દેખાવ જોઇ રુવેરુવાંથી કમકમીને છછણી પડી

"અમ્માજાન! મારા પ્યારા પેદરની આરામગાહ આગળ એવો આડોસો કોણે કાધો હશે, ભલા?" તે નીરદોષ બાળક તમામ નીરદોષી વચ્ચે પુછના પડ્યુ "અરે! આ કાટ ખાધેલા

જુનાં કંગાળ પત્રાંથી મારા પેદર સાહેબની આ સુંદર આરામ-ગાહ જરાએ શોભતી નથી! આ રોકનદાર કમરનો ખુશનુમા દેખાવ કોણે બંધ કરાવ્યો?"

"તારા મુજી કાકાએ!" તે દુખી બેગમે ઘણા ચીચવાટ સાથ જવાબ આપ્યો

"એમ કરવાનો એમનો શો હક હતો?" તે બાળક વટીક ચીચવાઈને પુછવા પડયુ, "તમે જુઓ તો ખરા, હું અહીથી આપણે મકાને ગયા બરાબર એમની ફેંટ પકડીને પુછું છું કે કોણનાં હુકમથી એઓએ એ પગલું લીધું છે શું તમને પુછયુ હતુ, અમ્માજાન?"

"જરાએ નહી!—હુ આ વાત જાણુતીજ નથી! હુ આ દીલ દુખવનારા દેખાવ હમણાજ જોઉ છુ"

"અફસોસ, અમ્મા, હવે આપણે શેઝદો કેવી રીતે કરી શકશું?" ફીરોઝે ફીકર બતાવી

"જરા સબરકર, હુ એનો તાબડતોબ ઇલાજ કરૂ છુ" તે દુખી બેગમ, જેણી ત્યારથી શું ઉપાય લેવો તેના વીચારમાં ઉભી હતી, તેણી બોલી "જા તો બેટા આપણા નરસુ ઘોડા-વાળાને બોલાવ!"

ફીરોઝે થોડાક કદમ આગળ વધી નરસુને હાક પાડી, જે સાભળતાજ તે તાબેદાર નોકર ઝટ દોડી આવ્યો.

"નરસુ, તને ખબર છે, આ કબરની આસપાસ પતરા કોણે જડાવ્યા?" ઝોહરા બેગમે નરસુ પાસે આવી નાગતા પોતાના ખુબસુરત ચેહેરાપર બુરખો ખેચી સવાલ કીધો.

"હા બેગમ સાહેબ, બેહેરામખાન સાહેબે આ પતરા મરાવ્યાં છે"

"ક્યારે?"

"એને તો લગભગ બેથી અઢી મહીના થઇ ગયા!"

"આપણે અહી છેલ્લા આવી ગયા હતાં, તે પછી કેટલા દીવસે?" બેગમે પુછ્યુ

"બીજેજ દાહડે, બેગમ સાહેબ!"

"બીજેજ દહાડે?"

'જી, હા?"

"યા અલ્લાહ? એ આદમી કેવો કપટી છે! હુ તો ધારતી હતી કે એ માત્ર મને દમ ભરાવવા આવયો હતો, પણ એણે તો એક પગલુ આગળ વધી પોતાનો સીકકો બજાવી બતાવ્યો!" તેણી મન સાથ બબડી. "પણ મે એ આપખુદી શા માટે સાંખવી જોઇએ? મારા ખાવીંદની કબરપર કબજો કરનાર એ કોણ? એની સતા શુ? આજે હુ એટલુ ચાલવા દઇશ તો કાલે એ વધુ હીંમત કરશે મે એની સરકશી તોડવી જોઇએ અને તેણી નરસુ તરફ ફરીને બોલી "નરસુ, તુ એકદમ દોડતો શેહરમા જા અને ત્યાથી આઠ-દશ મજુરોને તેઓ જે માગે તે મજુરી કબુની ભાડુતી ગાડીમા બેસાડી એક અરધા કલાકમા પાછો અહી આવી લાગ!"

તે ચતુર ઘોડાવાળાને બેવાર ચેતાવવુ પડે એમ ન હતુ અમીર ખુશરોનાં તમામ નોકર-ચાકરો બેહેરામખાનનાં ત્રાસથી

ત્રાસી રહેલા હતા એ પાપ ઘરમાથી ક્યારે ૫ટે અને બેગમ સાહેબ તેને ક્યારે લીલુ નાળીયેર આપે તે જોવાને તત્પર હતા

તે દુ ખી બેગમ એક મોટા પથર ઉપર બેસી પોતાની કમનસીબીપર રડવા લાગી

'અરે ખુશરો–ખુશરો ! મારા વાહલા ખાવીંદ ! મને દુ ખનાં દરીયાવમાં ડુબાડી દઇ તુ ભરજવાન ઉમરે ચાલી કેમ ગયો ? અરે ! તારી જુદાઇ હવે હુ કેમ ખમી શકુ ? તારી પીઠ ફરતાજ તારા ભાઇએ તો આ રીતના અત્યારથીજ રગ દેખાડવા માડયાછ, તો આગળ–ઉપર મારો નીભાવ કેમ થશે ' ઓ મારા સરનાં તાજ ! મારા જીગરમા પડેલો તુ વ્હાલાની જુદાઇનો જાલેમ જખમ કેવી રીતે રૂજ આવે ?"

"અમ્માજાન ! એ શુ કરો છો ? તમે રડો છો કા ? તમને એમ કરતાં જોઇ મારૂ જીગર જલી જાય છે" તે દશ વરશના બાળક બેટાએ માતુ માથુ પોતાની છાતીમા ચાપી દીલાસો આપતાં કહયુ "મને જરા મકાને તો જવાદો–પછી એને હુ આજે—"

"નહી બેટા, તને ઉશકેરાવાનુ હાલ કારણુ નથી તારો વખત હજી આગળ આવે છે જે કાઇ તને કહેવાનુ હશે તે હુ કહીશ–તે મીલકુલ વચ્ચે બોલવુ નહી, નહી તો એ કહેરી કાકો નાહકનો તારો દુશમન બનશે"

'પણુ ત્યારે આ કગાળ દેખાવ અહીં ઉભો કરી આપણુ દીલ દુખાવવાનુ એને કોણે કહયુ હતુ ? તે ખાનદાની બચ્ચાએ પોતાનું ખમીર બતાવ્યુ

"લાગણી વગરના ઇનશાનો ઢોર કરતાં પણ બહેતર હોય છે, બેટા" તે દુખી માવતરે જવાબ દીધો "તારા કાકાને તારા મરનાર ભલા પેદર તરફ જરાબી લાગણી જેવુ હતે તો તે આવુ કામ કદી કરતે નહી"

"ખચીત, એમને આપણી તરફ લાગણી હોય એવુ લાગતુજ નથી મારી છેલ્લી માંદગી દરમ્યાન ૪૨ દીવસમા માત્ર બે વાર એ કદરદાન કાકાએ મારી મુલાકત લીધી હતી, એમ આપણી દાસી રઉનક બોલતી હતી, તે સાભળ્યુ ત્યાર થીજ મને એમની ઉપર અભાવ ઉતપન થયો છે તે કહેતી હતી કે તમે એકલા રાત દહાડો મારી પાછળ પટકાઇ જતા હતાં, પણ એ કાકાએ તો ઝાખી ને જોયુ પણ નહી એ વાત ખરી કે, અમ્મા?"

"હા બેટા, ખરી પણ કરીયે શુ? તારા પ્યારા પેદરને અજલનો બેરેહમ ફરેસ્તો જવાન ઉમરમા ઝુટવી જાય નહી તો આપણી હાલત એવી થાય નહી" અને અહી તે દુખી માવતર ફરીથી રડવા લાગી તેણીને રડતી જોઇ ફીરોઝની આખ્યોમાં પણ પાણી આવી ગયા તુરતની માંદગીમાથી ઉઠેલા પોતાના પ્યારા બાળકને આમ રડતુ જોઇ તે માવતરના પેટમા ચુથાઇ આવ્યુ તેણી ડાહપણ વાપરી ઝટ ચુપ થઇ અને તે વાત ફેરવી નાખી

"બેટા મારો વીચાર અહી આ કબરની આસપાસ એક નાનો બગીચો બનાવવનો છે તને એ વીચાર પસદ છે?"

ખરેખર અમ્માજાન! તમે ઝન્છી અકકલ દોડાવી! અહી

એક ખુશનુમા ગુલશન બનશે તો બેશક મારા પ્યારા પેદરનુ રૂહ પણ ખુશ થયા વીના રહેશે નહી."

આ વાત ચાલે છે તેટલા ઘોડાવાળો નરસુ મારતે ઘોડે બે ગાડીઓમા મજુરોને લઇ આવી લાગ્યો તુરતજ બેગમ સાહેબે તેઓને તે પતરા ઉખેડી કાઢવાનુ ફરમાવ્યુ, જે હુકમ થતાજ મજુરો ઉલટથી મ ડી ગયા અને બીજા અરધા કલાકમા તો તે જગ્યા અસલના જેવી સફાઇદાર બનાવી નાખી

ફીરોઝનાં હુકમથી તે કંગાળ પતરા તેજ મજુરોએ દુર લઇ જઇ ફેંકી દીધા તેમની આ સેવાના બદલામાં તેઓ ખુશ થઇ જાય એવુ એક ઇનામ બેગમે ત્યાને ત્યાં તેમને આપ્યુ, જે લઇ તેઓ નમી નમીને હેશાન માનતા તેજ ભાડુતી ગાડીઓમા પાછા વીદાય થયા

તેમના જવા પછી ઝોહરા બેગમે પોતાના મામુલ મુજબ કબરનો સેઝદો કરી ફુલની ચદ્દર બીછાવવા જોડે તરેહવાર જાતની સુગધીઓ સળગાવી ત્યા એક ચેરાગ કીધો અને છેલ્લા બે ત્રણ માસ બેટા ફીરોઝની માદગીને લીધે પોતે આવી નહી શકવા બદલ પોતાના મરનાર ધણીની મુવેલી મટ્ટીની માફી ઇચ્છી !

એ પછી તે જવાન ઉમરાવ બાનુ બહુ ગમગીન ચેહેરે બેટાને લઇ પોતના મકાન તરફ બધ ગાડીમાં પાછી ફરી તેણીએ ગાડીમા પોતાના બેટાને સખ્ત તાકીદ કીધી કે આ કબર વિગેની કરી ચુનોચરા હાલ આપણે કરવી નહી અને જાણે જાણુતાજ નહી હોય તે રીતે રહેવુ

બીજી તરફ અમીર ખુશરોના મહેલમા પેલો બદમાશ બેહેરામખાન એક ચોકસ ચીજની રાત દીવસ બહુ ખતીની ખોળ કરી રહયો હતો તે શુ શોધતો હતો તે તેનુ જીગર જાણતુ હતુ તે એક એવી ચીજની શોધ કરતો હતો, કે તે શોધ વીશે તે કોઇ બીજાને કહી શકે એમ ન હતુ

વાચનાર જણે છે કે મરનાર અમીર ખુશરો અને તેનો આ બદમાશ ભાઇ બહેરામ છેલ્લા પદર વરસની વાન ઉપર (અમીર ખુશરોએ મરતી વેળા મોતના બીછાના ઉપરથી કરેલા સાચા એકરાર મુજબ) પોતાના પીતાની માલ મીલકત વહેચી લઇ બેઉ ભાઇઓની હયાતીમાજ જુદા પડયા હતા તે બને ભાઇઓને ફાળે એક સરખી લાખો રૂપીયાની માલ મીલકત અને દોલત આવી હતી અમીર ખુશરો એક મહેનતુ અને ઉદયોગી પુરૂષ હોવાથી તેણે દર દાહડે પોતાની દોલતમા વધારો કીધો હતો, પણ બહેરામખાન બદમાશ હોવાથી અને બાપીકો હીસ્સો કેમ જાળવવો તેનો આવડ ન હોવાથી અમીર ખુશરો ભરજવાન વયે મરણ પામ્યો તે વખતે તેનો આ નાનોભાઇ તદન ખાલી હાથનો અને ખાખાવરખો થઇ ગયો હતો છેલ્લા પદર વરસની વાત ઉપર જયારે તેઓ પોતાના પીતાનો માલ મીલકત વહેચી જુદા પડયા, તે વખતે અમીર ખુશરોને પેટે એકબી ફરઝદ પેદા પડયુ ન હતુ જેથી બદમાશ બેહેરામ એવી ઉમેદમા હતો, કે મારા ભાઇની જે કાઇ દોલત છે તે પાચ દહાડે મારીજ થશે! આ પારકી ઉમેદ ઉપર "હવાઇ કીલ્લા" બાધીને તે પોતાની દોલત મોજ-મજાહ અને એશ-આરામમાં પુર છુટથી ખરચતો ગયો હતો. પણ ઇશ્વરને કાઇ

જુદુ જ મ જુર હતુ બને ભાઇઓ છુટા પડયા પછી વચે પાચેક વરસ થવા બાદ અમીર ખુશરોની માનીતી મોહોરદાર ઝોહરા બેગમે એક ગુલાબ જેવા બેટાનો જન્મ આપ્યો અને એક અમીર તરીકે તે ચાહને તો એકથી અનેક બેગમોને પોતાના જનાનામા તે રાખી શકને પણ તે ભલો ઉમરાવ એકજ પત્નીવ્રતને પાળનારો હોવાથી ઝોહરા શીવાય તેની બીજી વધુ બેગમો હતી નહીં અને બેટો તે કોઇજ નહી પણ તે આપણો ઉપર જણાવેલો ફીરોઝ હતો ફીરોઝના જન્મથી સરવે કોઇ ખુશી થયા પણ એકજ જીવને ભારે દલગીરી ઉપજી આ દલગીર થનાર અમીર ખુશરોનો મા જણ્યો સગો ભાઇ બદમાશ બહેરામ હતો ! પોતાના વડા ભાઇની આઇતી દોલત પાચે દહાડે તેની કજા બાદ પોતે પચાવી પાડવાની જે બુરી દયાનત અને બદનીશ્ટા તે બુમખ ધારતો હતો, તે આશા ફીરોઝનાં, જન્મથી નીરાશામા ફેરવાઇ જવાથી તે બુરા બદકારને બહુ દુ ખ લાગ્યુ હતુ

બેહેરામને પોતાનો જે બાપીકો હીસ્સો મલ્યો, તે તેણે સભાળથી સાચવ્યો ન હતો તેને પોતાના વડા ભાઇ અમીર ખુશરોની આઇની દોલત મેળનવાની હવાઇ ઉમેદ હોવાથી પોતાનો પાછો દાહડો વીચારયા વીના તે યાહોમ ખરચો કરતો ગયો જો તેણે પોતાની બાપીકી મીનકત અમીર ખુશરોની પેઠે સાચવી હતે તો તેની વારસીક આવક એટલી મોટી હતી કે તેની સાત પેઢીને પણ ખાતા ખુટે નહી જયારે એક ઇનશાનને વાનાશકાળ આવે છે, ત્યારે દર દહાડે તેને વીપરીત બુધ્ધી સુઝે છે! એવી વીપરીત બુધ્ધી બેહેરામખાનને અમીર ખુશરોની હઇયાતીમાજ કયારની સુઝી ચુકી

હતી, અને તેની ખાનાખરાબીનો પાયો તેના ભલા ભાઇની જીવતી જીંદગીમાંજ નખાઇ ચુકયો હતો, જે વખતે અમીર ખુશરો મરણ પામ્યો, તે વખતે બેહેરામ તદન ખાખાવરખો થઇ ગયેલો હતો. તેના વડા ભાઇના મરણ પ્રસંગે બેહેરામ પાસે પોતાની અંગીત પુંજી જેવું કાંઇ હતું નહી. તેને હીસ્સે આવેના બાપીકા ફાલા સાથ સરખાવતો અમીર ખુશરો મરણ પામ્યો ત્યારે બેહેરામ પાસે રહેવાનું ઘર અને બે-પાંચ હજારની રોકડી રકમ શીવાય બીજું કાંઇ ન હતું. જો અમીર ખુશરો વગર વારસે મરણ પામ્યો હોત તો તેની તમામ માનમીલકત અને દોલત બેહેરામને મળત, પણ તે મરનાર ભલા ભાઇનો નેક મનશાની મુજબ તેના મરણ વખતે તેને પેટે સારે નસીબે એક ફરજંદ હોવાથી અને તે પણ એક નર-વારેસ હોવાથી બદકાર બેહેરામની વરસોનો બુરી ઉમેદ બર આવી નહી.

તે એક લુચ્ચો, કુછંદી અને હરામી આદમી હતો. તેણે પોતાની તામામ દોલત લુચ્ચાઇમાં, કુછંદમાં અને પોતાના બદ-હવસમાં બરબાદ કીધી હતી. અમીર ખુશરો મરણ પામ્યો ત્યારે બહેરામ પોતાના જુદા ઘરમાં રહેતો હતો, પણ ખુશરોના મરણ પછી મરનાર ભાઇનો માલમીલકતની બ્યવસ્થા કરવાને બહાને તે તેના મેહેલમાં ધામો નાખી પડયો હતો. બેહેરામ એવો કુછંદી છે અને તેની દયાનત તેના ભાઇની દોલત પચાની પાડવાની હતી એ વાત જેમ ખુદ અમીર ખુશરો પોતે જાણતો ન હતો તેમ ખુશરોની વફાદાર મોહોરદાર ઝોહરા બેગમ પેણ જાણતી ન હતી. બુરા બદમાશો દુનીયાને દેખાડવા

માટે ચોકસ પ્રકારનો બાહેરનો જે એક દેખાવ રાખે છે, તેવો દેખાવ બદકાર બેહેરામે પોતાના મરનાર ભાઇની હયાતીમા અને તે પછી રાખેલો હેવાથી ભલી ઝોહરા તેને તેના ખરા રૂપમા પારખી કે પીછાની શકી ન હતી

---

## પ્રકરણ ૧૭ મુ.

---

### "મારી માહબુબ મારી સામેજ બેઠેલી છે!"

"તમે તમારૂ મોહુ આરસીમા જુવો જો તે તમને ખુબસુરત જણાય, તો એવી રીતે સદા ચરણથી વરતો કે જે થી તેને લાછન ન લાગે જો તમારૂ મોહુ તમને કદરૂપુ કે બેડોલ માલમ પડે તો સઉ સાથે એવી ભલાઇથી ચાલો કે તે ખોડ ઢકાઇ જાય

[વચનામરૂત.]

* * *

"બેગમ સાહેબ, અમીરજાદા બેહેરામખાન તમોને મેહેલની અગાસી ઉપર બોલાવે છે" એક દહાડે સાજે ચાર વાગે અમીરા ઝોહરા બાનુ પોતાના મરનાર ખાવીંદ અમીર ખુશરોના ગમખાર યાદ કરતી એક કીમતી સોફા ઉપર અરધી લેટીને ગમના આસુઓ વરસાવતી હતી, તેવામા એક દાસીએ આવી ખબર આપી

"મને બોલાવે છે?–કોણ બેહેરામખાન' અને તેઓ

મહેલની અગાસી ઉપર?" તેણી અચરત થઇ પેલી દાસીને પુછવા પડી "નહી, રઉનક, જા જઇને બેહેરામખાન બીરાદરને કહે કે મેહેલની અગાસી ઉપર હુ હવે આવી શકતી નથી માટે મળવુ હોયતો નીચલા દીવાનખાનામા અથવા અહી પધારો."

પેની દાસી નમીને અમીરાનો પેગામ કહેવા તે ઓરડો છોડી ગઇ

વચ્ચે બે મીનીટ પસાર થઇ નહી તેટલા રઉનક પાછી આવી અને બોલી કે 'બેગમ સાહેબ, અમીરજાદા દીવાનખાનામા આપણી મુલાકાત ઇચ્છે છે"

અમીરા અચરત થઇ, છેલ્લા ૯ માસમા બેહેરામે તેની ભાગ્ય બે પાચ મુલાકત લીધી હશે અને તે મુલાકત મોટે ભાગે મીલકતને લગતી ઘટતી પુરપુછ વીશે હતી અને તે ખાનગી રીતે મુલાકત ઇચ્છે છે તે શુ કારણથી હશે? એમ અમીરાને વહેમ પડયા વીના રહયો નહી

એટલુ છતાં, તે વફાદાર બેગમ પોતાના દીવરને મળવા માટે દીવાનખાના તરફ ગઇ

સાજનો વખત હતો અને નોકર ચાકરો પોત પોતાના કામોમા રોકાયલા હતા બેટો ફીરોઝ એક ખાનગી શીક્ષક પાસે મેહેલના બીજા મજલાપર શીક્ષણ લેના ગયલો હતો, અને તે વખતે પહેલા મજલાના દીવાનખાનામા કોઇ ન હતુ

તેણી દાદર ચઢી ઉપર ગઇ દીવાનખાનામા દાખલ થતાજ તેણે બેહેરામને એક બારી આગલ મુછપર તાવ દેતો ઉભેલો જોયો જેવી ઓહરા દાખલ થઇ તેવોજ તે દીવાન ખાનાની વચ્ચે આવ્યો અને બોલ્યો

"ભાભીજી, મારે તમારી સાથે આજે કાંઇ ખાનગી મસલત કરવી છે માટે અહીં કોઇ નહીં આવવા પામે તેની સંભાળને સારૂ દીવાનખાનાના બેઉ દરવાજા બંધ કરૂં તો તમને કાંઇ હરકત છે?"

દીયરજીના પહેલાજ સવાલે ભાભીજીને ચમકાવ્યા!

"દરવાજા બંધ કરવાની કશી જરૂર નથી" ભાભીજીએ જવાબ આપ્યો.

"પણ બંધ કીધામાં કાંઇ ગયું?" બદમાશ બેહરામને ખશીયાણું લાગવાથી હુજત કીધી 'આપણે કોઇ પારકા નથી વાત જરા ખાનગી હોવાથી—"

"તમારી અને મારી વચ્ચે ખાનગી વાત શી હોય, બીરાદર? જે કાંઇ કહેવું હોય તે મને અહીં કહી દો, પણ દીવાનખાનાના દરવાજા તો હું બંધ કરવા દઇશ નહીં"

"તમો કંઇ ખોટો નસવમો તો લઇ ગયા નથી ભાભીજી'

"નહી, જરાએ નહીં, તેવું કશું નથી—પણ મારી હાલની સ્થીતીમાં મેં મારી ઇઝતને સંભાળવાની ઘણી જરૂર છે ધારો કે આપણી મસલહત પુરી થવે દરવાજા ઉઘડતાં કોઇ નોકર ચાકર, આયા દાયા અથવા બાહેરનું કોઇ મુલાકાતે આવી લાગે તો તેઓ આપણે માટે કેવો બુરો ખ્યાલ લઇ જાય' આપ વાત કરવા ઇચ્છતા હો તો જરા ધીમે સાદે કરો—હાલ અહીં કોઇ નથી અને દીવાનખાનું એટલું મોટું છે કે આપનો નરમ સાદ દરવાજા સુધી પણ જવા પામવાનો નથી."

પહેલેજ તડાકે બેગમ ઝોહરાએ દીયરજીને તતડાવી નાખ્યાથી તેવણે જોઇ લીધુ કે તેવણ ધારતા હતા, તેટલી મતોડી પોચી ન હતી !

"ઠીક છે ત્યારે સામેની ખુરસીપર બેસો" તે બદમાશે એક ગોલ ટેબલ આગલ એક ખુરસી ઉપર જગા લેતા કહયુ

"જે દીવસથી મારા ખાવીંદને મે ખોહયા છે તે દીવસથી ઉંચા આસાને બેસવુ મે હરામ ગણ્યુ છે હુ આ ગલીચા પર બેસુ છુ ફરમાવો-આપ શુ કહેવા ઇચ્છો છો?" બેગમ ઝોહરાએ પુરતા અદાઝાપર નીચે ગલીચાપર બેઠક લઇ પુછ્યુ

"મારા મરનાર ભાઇના મરણ પછી નવ માસની મુદત વહી ગઇ છે, હુ આ મેહેલમા મરહુમના માશીસા સુધીજ રહેવાનો હતો, પણ તેમની બાસ્યાર મીલ્કતોની વ્યવસ્થા કરતા આટલી મુદત નીકળી ગઇ છે હવે હુ મારે મકાને જવા ધારૂ છુ"

"જેવી આપની મરજી"

"પણ મારા જવાથી તમો ખુશી થશો કે દીલગીર?"

"એ કેવો સવાલ, બીરાદર? આપની ખુશીમા આવે તો અહી રહો અને આપની મરજીમા આવે તો આપને મકાને શીધારો મને બેઉ સરખુ છે"

પણ તમે વધુ ખુશી કઇ ચીજથી થઇ શકો, વ્હાલા ભાભીજી?" તે બદમાશે સીફતથી પુછ્યુ

"હુ એકજ ચીજથી ખુશી થઇશ કે મારા ગરીબ બાપ નગરના બચ્ચાપર તમારી મીઠી ને માયાળુ નજર હમેશા એક

મરખી રહે અને તમારા મગ્નાર ભાઇએ મરતી વેળા કરેની વશીઅતને તમે ખરી દીનગીરીથી પાળી બનાવો—એ સીનાય બીજી કોઇ ઉમેદ હુ રાખતી નથી ”

“સમર કરો ભાભી સાહેબ ! આ કાઇ મારા સવાલને જવાબ નથી તમો કહો છો તે એક જુદીજ બાબત છે મે તમને પુછ્યુ કે તમે કઇ ચીજથી ખુશી થઇ શકો તેમ પુછ નાની મારી મકસદ એ હતી કે શુ આ મેહેલમા હમેશા વસુ તે જોવાને તમે રાજી છો કે મને મારે મકાને ગયલો જોવા ચાહ્છો છો ?”

“જેના તેના મકાનમા જે તે રહે એ દુનીયા પસદ વાત છે, મારા ભાઇ, પણ અલબત્તા, મરહુમનો વરસી વીતે ત્યા સુધી તમો આ મકાનમા રહો તો મને કોઇ વાતનો અડચણ નથી ”

“મારી બીબી ત્યા અને હુ અહીયા એ કેમ બને ?”

“ત્યારે તમારી બીબીને અહી સુખેથી બોલાવો—એ બેહેન કાઇ મને પારકી નથી બોરબી તેની સોબતમા મારૂ દુખ હુ ઘણી રીતે ભુલતી થઇશ ”

નહી—નહી એમ તો તમે બેના વચ્ચે ઝઘડો જાગે ! મારી બીબીનો સ્વભાવ તો તમે જાણો છો તમોને કદાચ ખબર નહી હશે પણ મારો વીચાર તો તેણીને હવે બનતી જલદીથી તાબક આપવાનો છે !”

તોબાહ ! તોબાહ ! યા અલ્લાહ ! એ હુ શુ સાભળુ છુ ! બીરાદર, આપ કેવુ બુરૂ બોલો છો ! આપણા ઇઝતદાર ખાનદાનને એવી હલકી વાત શોભશે કે ?—જરા વીચાર કરો !”

"મે પુરતો નીચાર કીધો છે" તે મદમારા બેદરકાર રૂપે બોલી પડયો.

"પણ તેણીએ તમારો એવો તે શો ગભીર ગુનાહ કીધો છે કે તેણીને એવી નામોશી આપવા નીકળ્યા છો' ઝોહરા બેગમ રગેરગ કમકમીને પુછ્યુ

"એ મારી મરજીનો સનાલ છે"

"પણ તેનુ કઇ કારણ?"

"કારણ એક મારે માટે મારા જીગરને જીતી લેનારી એક મનમોહન માહણુબ હવે તઇયાર છે"

"જરા ખુદાના ખોફનેબી ખ્યાલ રાખો, ભાઇ, આપ જેવા એક ખાનદાનીને એ બીના શોભા આપનારી નથી"

"જે માહણુબે મારૂ દીલ ખેચ્યુ છે તેની પાસે મારી બીબી એક દાસી જેટલોબી દરજ્જો ધરાવતી નથી!"

સરકશી ભરેલા આ નાલાયક સખુનો સાભળી બેગમ ઝોહરા ફરી એક વાર કમકમી, તેણીને એક વીચાર એવોબી આવયો કે એવી નજીસ વાતો ન સાભળતા ત્યાથી એકદમ ઉઠીને ચાલી જવુ પણ બીજી તરફ મોતાની કમનસીબ દેરાણીની દયા ઉપજવાથી અદરનો ખરો ભેદ શુ છે તે લાગી તકે તેણી કહાડી લેવાને તેણી લલચાઇ

"એવી તે કોણ માહણુબ છે કે જેણે તમારી પરણી મોહોરદાર ઉપરથી તમારો પ્યાર ઉતરાવી નાખ્યો છે? તેણીએ એકાદ—બે મીનીટ કાઇ વીચાર કરની હોય તેમ થોભીને સવાલ મુકયો" મારેથી અતર રાખશો, ભાઇ?

"નહી, વ્હાલા ભાભીજી, તમારેથી અતર હુ કદી રાખીશ નહી, પણ મેહેરબાની કરી મને હાલ ના પુછો, તે માહબુબ— ભાગ્યશાળી માહબુબ કોણ છે તે આપ આપમેળે થોડા વખતમા જાણશો.

"નહીં, બીરાદર બેહેરામ મારેથી જુદાઇ રાખો ના" બેગમ બોહરા એ હરસીફતથી તેનો ભેદ મેળવવાની ભોળાઇમા કોશીશ કીધી કે, જ્યારે તેણી થોડુજ જાણતી હતી કે તે પાપી પુરૂષ કાંઇ જુદીજ બાજી ખેલતો હતો, "હુ કોણને કહેવા જવાની છુ ?"

"ત્યારે કહુ ? પણ નહી, ભાભીજી ! હુ ધારૂ છુ કે મારે હજી થોડો વખત થોભવુ જોઇએ જ્યારે તમે જાણશો ત્યારે કદાચ મારી ઉપર ખફા થશો."

"કા, હુ કા ખફા થાઉ ? તમે તમારી મરજીના મુખ ત્યાર છો !"

"તે ખરી વાત—પણ મારી માહબુબ કોણ છે તે તમે જાણવા માગો છોની ?"

"હા—પણ તમારી માહબુબ સાથે મને શુ લાગે વળગે છે કે હુ ખફા થાઉ ?"

"કઇક દરજજે—બલ્કે આગળ વધીને કહુ તો ઘણે દરજજે લાગતુ વળગતુ છે !"

"તમે શુ બોલો છો તેની મને જરાબી સમજ પડતી નથી, બીરાદર !"

"મને વચન આપો કે તમે ગુસ્સે નહી થાઓ, તો મારી નાહબુસ કોણ છે અને કયા છે તે હુ તમને કહુ."

"મે આજ દીન સુધી મારા મરહુમ ખાવીંદ સીવાય બીજા કોઇને કદી પણ વચન આપ્યુ નથી, એ વાતનો મને માફ કરો! કહેવુ હોય તો કહો નહીં તો મરજી તમારી, મારૂ આપપર કશુ દબાણ નથી ચાલો, ત્યારે હુ હવે રજા લઇશ હેઠલા ખડમા બેટો ફીરોઝ મારી રાહ જોતો હશે"

'નહી સબર કરો, ભાભીજી! એટલુ ગુસ્સે નહીં થાઓ! તમારી સલ્લાહ માટે તો મે તમોને બોલાવ્યાં છે, તમોને કહેવાની જરૂર નથી કે હુ તમારા મરનાર ખાવીંદનો સગો ભાઇ છુ, જે લોહી તે મરહુમના બદનમા વહેતુ હતુ તેજ લોહી-માસ મારા બદનમા છે. મને એ ભાઇએ તમારી અને તમારા બચ્ચાની સભાળ સોપેલી છે

"એ બધુ ના કોણ પાડે છે, બીરાદર બેહેરામ? હુ તો એજ ઇચ્છુ છુ કે તે વ્હાલા ખાનોદે જે વીશ્વાસ તમોપર મેલ્યો છે તેને તમો છેનટ સુધી સાચા નીવડો"

"નીવડીશ-ખુદા છે તો નીવડીશ-પણ તે એક શરતે, ઝોહરા"

"એક શરતે?" અહીં બેગમ ચમકી પુછવા પડી. "એ વળી શરત-મરત શુ છે?" બેહરામ કોઇ દીવસે પણ તેણીને "ઝોહરા" ના તડછોડા નામે કદી બોલાવતો નહી હતો તેથી પણ તેણીને જરા માઠુ લાગ્યુ, પણ પોતાવટપણાનો ખ્યાલ કરી કુટુબના વડા તરીકે તેને તેમ કહેવાનો હવે કાઇક દરજ્જે

હક છે એમ મન મોટું કરી તે અપમાન તેણીએ મોટા મનથી મનમાંથી ઝટ કાઢી નાખ્યું "મારા ખાવીંદે તમોપર વીશ્વાસ મેલ્યો ત્યારે કાઇ શરતો પણ કીધી હતી કે?"

નહી, વ્હાલા બેગમ, એમ અપમાન ના લઇ લેવો! મારા મરનાર ભાઇએ તો શરત કરી નહી હતી, પણ મારે તો તમારી જોડે એક શરત કરવાની ફરજ આવી પડી છે તે શરત તમે ગુસ્સો નહી કરો તો કહું"

"એમાં ગુસ્સો શાનો? જે બોલવુ હોય તે બોલી દો તમે વચન માગો છો તે મારેથી અપાય નહી, પણ કાંઇ શરત જણાવવા ઇચ્છો છો તે શુ છે તે પ્રથમ માત્ર જાણવા માગુ છુ"

"પણ તમે અપમાન નહીં માની લો તો?"

"અરે પણ એમાં અપમાન શાનુ? આપણી વચ્ચે ચાલતી વાતચીતનો મુળ મુદ્દો તો તમારી થતી માહબુબ કોણ છે તેજ છેની?"

"હા"

ત્યારે કહેવુ હોય તો કહી દો કે તે કોણ છે? નાહક વખત ગુમાવ્યા શુ કરો છો?"

"જ્યારે તમે જાણવાને આતુર છો તો સાંભળો, ભાભી સાહેબ! મારી માહબુબ મારી સામેજ બેઠેલી છે, અને હાલ મારી સાથે વાત કરે છે!"

"તોબાહ! તોબાહ! બેહેરામ–બેહેરામ! તારી બદ જબાન એકદમ બંધ કર!" ઝોહરા બેગમ પોતાની બેઠકપરથી

એક છેડાયલી વાઘણ ઉછળી ઉડે તેમ ઉછળી ઉઠી બોલી "હુ નહી ધારતી હતી કે મારા મરહુમ ખાવીંદને ભાઇ એટલી હદ સુધીની હલકાઇ મારી જોડે બતાવશે? ઓ બદલગામ! એ તુ શુ બોલ્યો! ઓ બેશરમ બદમાશ! એવા નીચ ને નાલાયક સુખન જબાન ઉપર લેતાં તારી જીભ તુટી નહી ગઇ? અરે! હજી તો તે વ્હાલા ખાવીંદની પીઠ ફરયા ને નવ માસ નથી થયા તેટલાંજ ને તારી બદમાશી મને બતાવી આપી? તો આગળ ઉપર તારાથી મારૂ ને મારા બચ્ચાનુ શુ ભલુ થશે? યા અલ્લાહ! હવે હુ શુ કરૂ? ઓ ખુશરો–ખુશરો!–ઓ વ્હાલા ખુશરો! તારી જુદાઇના જખમ હજીતો આ સીનામા જેવોને તેવો તાજો છે તેટલા આ કેવુ નીચ અપમાન હુ મેળવવા પામી? ઓ હયાનતી કુત્રા! ધીક્કાર છે તારા નામ અને કામ ઉપર! તારા મરહુમ ભાઇએ મોતના બીછાનાપરથી મારી પાસે શુ વચન લીધુ હતુ તે તને યાદ નથી કે? અરે! તે વખતે શુ તારા કાન ફુટેલા હતા કે? નીકળ–નીકળ! ના લાયક નીચ!—અહીંથી એકદમ તારૂ કાળુ કર!"

"ઓહરા–ઓદરા બેગમ! જરા શાંત થાઓ! અહીં કોઇ નોકર–ચાકર અચણુચ આવી લાગશે તો તમારી–મારી આબરૂનો નાહક નાશ થશે"

"મુરા નીચ! તારી આબરૂ હવે રહીછ શુ કે તે વીખેર થાવાની બાકી છે?—તારી આબરૂનો નાશ તો તે તારે હાથે કીધો? બસ, નીકલ એકદમ અહીંથી! તારૂ કાળુ કર! તારી સીહાસુરત અહીંથી દુર લઇ જા!"

અને આટનુ બોલી તે પાકદામન અમના પોતાને કેપ જેલા ઝનુનના જોશમાં તે પાપી પુરૂશના આગપર એક એવો હીંમત ભરેલો બહાદુર ધસારો લઇ ગઇ કે તે જોઇ તે બુરે બદમાશ ફગલાઇને ફાટી રહયો !



## પ્રકરણ ૧૮ મુ

### એક શરમ ભરેલી શેખાઈ

[ ગજલ ]

જુઠી જગમા ન રાખો કોઇપર ઇતબાર યારો ,
ફરેસ્તાને લિબાશે હયા ફરે બદકાર યારો
ફરેબી વાત મીઠી બોલશે ઝેરી જબાએ ,
ગલે કપટે લગાડી ફેરવે તલવાર યારો

* * *

[ કવિ ફિરોઝ ]

[ અબયાત ]

જોરસે, જરસે, સિતમસે,
ડરસે પ્યાર આતા નહીં,
જબ્ર કરનેસે હાથ દિલ
જીનહાર આતા નહીં

* * *

કિસ્શે દુનિયામે કોઇ આસ કરે યારીકી?
કેઇ અયસા ન મિલા જિસ્ને વફાદારીકી।

[લયલો નહાર]

'ભાભીજી, જરા સાભળો।—"

"ખબરદાર। મને 'ભાભીજી'ના બેલકાબથી હવે બોળ ખીચ તો। એક 'ભાભી'નો દરજ્જો સગી બેહેન કરતા સરસ હોય છે, પણ તુ જેવા એક નીચ નજરના નાલાયકે તે બોલ બોલવો શોભતો નથી"

"અહ? એટલુ બધુ? મે તમને સુખી કરવા ઇચ્છ્યા તેનો આ બદલો કે?" તે બુરો બદમાશ હવે બદલાઇને બોલ્યો "ત્યારે બેગમ સાહેબ, સાભળો। આ ઘડીથી બેહેરામખાનને તમે જુદાજ રગમા જોસો તે એકેક પાઇને માટે તમને મોહતાજ બનાવશે।"

"અરે જોરે મુવા નીચ। એટલો બધો કોણુપર દમ કસે છે? હુ કાઇ તારી થોડી ઓરાીયાળી છુ કે તારી એવી ધમકીથી દપકી જાઉ। તુ કોણ?—આ ઘરમા તારી સતા શી?"

"મારી સતા? હે, હે જરા સબર કરો, બાઇ સાહેબ, આ ઘરપર મારી સતા કેટલી અને કેવી છે તે હવે વખત જાય તેમા તમને આપ મેળે જણાઇ આવશે"

'અરે જારે મોટા સતાવાળા। તારી છાતીની હડડી તોડનારો મારો હકદાર વારસ કેવો બેઠો છે તે તુ જાણે છે કે?" શોહરા બેગમ ભારે ઝનુનથી સામે થઇ "અહીં તુ કોણ ઉપર સતા વાપરવા આવ્યો છે?"

"તમારી ઉપર, બેગમ સાહેબ, તમારી ઉપર! મારા મરનાર ભાઇએ તમારી સભાળ લેવાનુ મને ફરમાવેલુ છે"

"બરાબર બોલ્યો, મુવા ઉલ્લુ! મારા મરહુમ ખાવીંદે મારી અને મારા નીરદોશ બચ્ચાની સભાળ લેવાનુ તને સોપેલુ છે, નહી કે અમો ઉપર જુલમાત ભરેલી નાલાયક સતા ચલાવવાનુ! 'સભાળ' અને 'સતા'મા કેટલો ફરક છે તે તુ ગધ્ધો સમજે છે કે? તારા મરહુમ ભાઇના મરણ પછી તે અમારી શી 'સભાળ' લીધી અરે! અરે મારા જાન કરતા જયાદા વ્હાલો બેટો ફીરોઝ મરણ તોલ માંદો પડયો તે વખતે તે તેની તરફ ઝાંખીને વટીક જોયુ હતુ કે? છેલ્લા નવ નવ માસ થયા હુ કેવી બુરી મરૂ છુ તેમા દીલાસાનો એક સાચો સુખન વટીક તે મને કોઇ દહાડે સભળાવવાની જરૂર જાણી હતી કે?

મને એવી ખોટી ખુશામત આવડતી નથી—તમે ભલે મારી ઉપર આરોપ મુકો કે મે તમારી સભાળ લીધી નથી, પણ ભાભીજી તમે ભુલી જાઓ છો કે દર જુમ્મેરાતને દીને મરહુમ ભાઇ ખુશરોની કબર આગળ જઇ તમે જે નાહક ગમ કરો છો તે છોડી દેવા માટે મે તમને સમજાવવામા કાંઇ બાકી રાખી નહી, પણ તમે સમજ્યા નહી, જરા વીચાર કરો, એ તમારી સભાળને માટે હતુ કે શાને માટે હતુ"

"લ્યાનત પડજો એવી સભાળના લેનારા ઉપર!" તે બદમાશની આ શેખાઇ સાભળ્યા બરાબર ઝોહરા બેગમ ફરી એકવાર ગુસ્સાથી ગરમ થઇ જઇ બોલી પડી "શુ તુ મને મુરખી સમજે છે? અને તુ 'સભાળ' કહે છે? એ સભાળ

નહી, પણ 'શરમ ભરેલી એક શોખાઇ' હતી હુ ને દીવસે તેની મકસદ બરાબર સમજી નહી, પણ આજે તે મને જે ઉઘાડુ અપમાન આપ્યુ છે, તે જોયા પછી તારી નીચ નેમ હુ પુરેપુરી પામી ગઇ છુ અરે બેહેરામ–બેહેરામ ! ખલકનો તો નહી, પણ ખુદાનોબી ખોફ કર ! તે અદીઠ અલ્લાહ રાત દીવસ કુલ આલમની નેકી–બદી નીહાળે છે તારો ખુશરો ભાઇ આજે હયાત હતે તો તેની મોહરદારને તુ એવુ નીચ ને નાલાયક અપમાન આપી શકને કે ? અરે તે જીન્નતનશીન મરહૂમે એક મા જણ્યો સગો ભાઇ જાણી તારી ઉપર મરતી ઘડીએ વીશવાસ મેલ્યો ને વીશ્વાસને તુ આવો વફાદાર નીવડયો કે ?"

"ભાભીજી–ભાભીજી, અત્યાર સુધીમા તમે મને સેકડો ગાળો દીધી છે, પણ હજીબી હુ તામોશ કરી ગયો છુ" તે ચડાળે પોતાની નતરાજી ચાલાવી "જરા શાતીથી વીચાર કરશો તો તમને જણાયા વીના રહેશે નહી કે જેને તમે અપમાન સમજો છો, તે અપમાન નહીં, પણ તમોને સુખી કરવાનો સરળ અને સુખ દાયક રસ્તો છે"

"ફ્યાનત છે એવા રસતાના દેખાડનારા ઉપર !"

"તમે લાખ ગાળો દેશો તેથી હુ કાઇ બોલતો અટકવાનો નથી," તે બેશરમ બદમાશ આખમાની તમામ શરમ છોડીને હરસુરતે તેણીને મહાત કરવાના બોતના ફાફા મારતો બોલ્યો "દુન્યામા ભલા–ભલીઓનુ શુ થાય છે ? શા માટે તમે તમારી જવાન જીદગીને આ રીતે રાત દાહડો નાહક જળાપામા જળીને કમોતે કચડી નાખની જોઇએ ? શુ દુનીયામા તમારોજ ખાવીંદ મરી ગયો છે ?"

"ઓ લ્યાનતી—"

"જરા સબર કરો!—મને બોલવા દો!" તેણે તેણીને બોલતી અટકાવી ચલાવ્યુ "તમે કહો છો કે હુ મારા ભાઇની મરતી વખતની વસીયતને વફા રહયો નથી, આમ કહેવામા તમે મારૂ દીલ દુખાવો છો હુ તો તમને હમેશા મારી સભાળમા લેવા ઇચ્છુ છુ-કહો એથી વધુ હુ શુ કરી શકુ?"

"ઓ કામીના—કગાળ—કુતરા! એક દમ તારૂ હડખા યલુ મોં બધ કર! તારો એકેક સખુન મારા હઇયામાં હોળી સળવાવે છે" ઝોહરાને હવે તળીએથી તે તાળવે સુધી અગાર થઇ જવાથી તેણી એકદમ તેના આગપર એક છેડાયલી વાઘણ મીશાલ ધસી જઇ તેને થથરાવી નાખતા બોલી" તુ શુ બોલ્યો તુ મને તારી હમેશની સભાળમા લેવા ઇચ્છે છે? ઓ બદજબન-બદલગામ-બદકાર! મારા મરનાર ખાવીંદે મોતના બીછાના ઉપર છેલ્લી ઘડીએ મારી પાસે શુ વચન લીધુ હતુ તે તે તારા કાન ફોડીને સાભળ્યુ નહીં હતુ કે? શુ તે વખતે તારા કાન ફુટેલા હતા કે? તારી જોતી જોતી આખ આધળી હતી કે? ખબરદાર, એક બોલબી તુ વધુ બોલ્યોછ તો! તુ મને કોણ સમજેછ? નીચ નજરના નાપાક! મારો ખાવીંદ મરી ગયો તો શુ થયુ, પણ મારા તન-બદનના તુ ટુકડા કરશે તોગી હુ તારી થવાની નથી—તારી ઉપર થુક વાની નથી! નીકળ-નીકળ! મારા મહેલમાથી એકદમ તારૂ કાળુ કર! તારી સીહા સુરત જોવાને હુ મરતા રાજી થવાની નથી! નીકલ!-નીકલ! બસ અહીંથી અતર ધડી ચાલ્યો જા!"

"ક્યાં નીકળે ?–કયા ચાલ્યો જાય ?" તે બદમાશ હવે છેલ્ને પાટલે બેસતા બદલાઇ જઇ સામો થયો "આ મકાનનો માલેક મકાનમાંથી ચાલ્યો કેમ જશે ?"

"એટલે ?–તુ આ મકાનનો માલેક ?" ઝોહરાને તેના આ ઝેરના વાક્ય પર ઝાઝ ચહવાથી પુછવા પડી

"તો નહી ? કાંઇ ચોર–બોર છુ ?" તે બદમાશ સામો થયો

"અરે મુવા ચશમચોર ! એ બકી શુ રહયો છે ' મારા ધણીની બાદશાહી દોલતનો ધણી કોણુ છે તેનુ તને ભાન છે ?"

"તારા ધણીની બાદશાહી દોલતનો ધણી તારી સામે ઉભો છે !" તે ચડાળે છાતો કાઢી દમામથી જવાબ આપ્યો,

"મુવોરે તુ મારા ધણીના વારસનો થતો ? તેનો હક દાર વારસ તારી છાતીનાં બધ તોડનારો મારો બેટો ફીરોઝ બે હાથનો ને બત્રીસ દાતનો આ મેહેલમા બેઠો છે !"

"સુજમા રહેશે સુજમા ! ફીરોઝ કોણુ થાયછ ? મરનારના આ મેહેલનો અને તેની તમામ માલ–મીલકતનો એકલો હક-દાર હુ છુ !"

"તુ ? તુ આ મેહેલનો માલેક ? તુ બદમાશ મારા મરહુમ ખાવીંદ અમીર ખુશરોનો વારસ ? ઓ ચડાળ ! તારૂ મસ્તક ફાટી તો નથી ગયુ ?"

"નહી નથી ગયુ–બરાબર સાબુત છે ?

"અરે મુવા ચશમચોર તારેજ હાથે વીખ થયલુ તે વીસરી ગયો કે ?

નહી—હુ તે નથી વીસરયો તેથીજ કહુ છુ તારા ધણીની બાદશાહી દોલતનો ખરો માલેક અજે કોણ છે તેની તને જરાએ સુધી છે કે, ઓહરા ?

"મને પુરતી સુધી છે, મુવા નીચ !—મારા ધણીનુ હક દાર ફરજદ હઇયાત છતાં તુ તેની માલ મીલકતનો કેવી રીતે માલેક થયો ?"

"મરનારે કીધેલા છેલ્લા વશીયતથી ? ઓ તરકડી ! હવે તારી જબાન બધ કર !" બદમાશ બેહેરામે તેણુ ફેરવી વીકરાળ ચહેરે કહયુ તને સુખનો રસ્તો બતાવ્યો તે તને મ જુર નથી, તો હવે તારા કમનસીબ કગાળ કરમને જનમ સુધી રડતી બેસજે ! મરનારનુ વીલ તો તેજ વખતે તારા હવાલામા સોપાયલુ છે વાચ તે વશીયત, અને જો કે તેમા શુ લખેલુ છે ? તે વશીયતનામુ વાચતાંજ બેગમ સાહેબ તમે ઠડાગાર થઇ જશો ? તમે હજી તે વાચ્યુ નથી એ મારા સારા નસી બની નીશાની સમજુ છુ "

"એટલે—એટલે ? મને કઇ સમજ પડતી નથી !" તેની પુકરાજી જોઇ ઓહરા અહી પહેલ વહેલી વહેમમા પડી "રખે એ મુવો પોતાના મરહુમ ભાઇના મોતનાં બીછાના ઉપર કાઇ દગો રમ્યો હોય !" તેણી મન સાથ પટપટી અને ધાસ્તીનુ એક ધ્રુજરૂ વીજળીની વેગે તેણીના બદનમાથી પસાર થઇ ગયુ ! "એક હકદાર બેટાની હઇયાતી છતા—"

"હા હા, એક હકદાર બેટાની હઇયાતી છતા મારો મરનાર ભાઇ પોતાની આપ ખુશીથી પોતાનુ જે કાંઇ હતુ તે તમામે તમામ મને આપી ગયો છે"

ઝોહરા આ શબ્દો સાભળી ફગલાઇ ને ફાટી રહી! સફેદ સગેમરમરમાથી કોરી કાઢેલુ એક સુદર પુતળુ તે ઓરડામા ઉભુ રાખ્યુ હોય એવો સ્તબ્ધ દેખાવ ત્યા થોડીક સેકેન્ડ ચાલુ રહયો! તેણીએ ઘણુ બોલના ચાહયુ પણ તેણીની વાચાજ ત્યા ઉઘડી શકી નહી!

ઝોહરાની આ દયામણી સ્થીતીપર મનમાં મલકાઇને તે બદમાશ તેણીનો માહતાબી ચેહેરો એક સરખી નજરે ટીકનો ઉભો રહયો! "અરે! આ રીતે તગ આવવાથીબી એ મહાત થાય તો કેવુ સારૂ! આખી ખલકને ખુણે ખુણે ફરૂ તો પણ એવી મોહબ્બતી માહબુબ મને કદી મળવાની નથી! યા અલ્લાહ! હજીએ એના દીલમા રહેમ મુક અને એ મારો સુખન રાખે તો અમો કેવા સુખી થઇયે!" તે નીચ પાપીએ પોતાના મનમા પટપટી અલ્લાહથી આરઝુ ચાહી!

પણ અલ્લાહ પાક એવા બુરા બદમાશોની અરમાન કયારે પુરી પાડે છે કે તે નાલાયકની નીચ નેમ પાર પાડે? જોકે તે ઝોહરાને ગીકાહથી ઇચ્છતો હતો, પણ એક મરનાર ભાઇએ મોતના બીછાનાં ઉપર તેની ગરદનપર મુકેલી પવીત્ર ફરજોને જો તે સાચો નીવડયો હતે તો તે ઝોહરા બેગમને તે પોતાની સગી બહેન કરતા આલા દરજ્જાની સમજી ને પોતાની પાક ફરજ શુ શુ હતી તે નેક નઇયતથી અદા કરતે વગર શકે તે બુડાએ પોતાની નેક ખસલત ભાભીને

હદ બહાર અપમાન આપ્યુ હતુ, પણ એ લીધેલા અત્રીત લાહરાનો સવાદ તે ચડાળ આજે અચ્છો ચાખી ચુકયો હતો '

ઝોહરા તે બુરો શુ બકી રહયો છે તે ઉપર હેરત થઇ રહી હતી, જયારે તેનો અર્થ તે પાપીએ એવો કીધોકે તેણી ઉપર તેના બોલવાની અસર થઇ છે !

"બેગમ સાહેબ, આજે જેજે નાલાયક સખુનો તમે મને વાપરયા છે, તેનો આવતી કાલે તમને પસ્તાવો કરવો નહી પડે તેની યાદ રાખજો !"

"બુબખ બાયલા ! જરા શરમ પકડ ! મને શા માટે પસ્તાવો થાય ? મે એવુ કાંઇ પણ ખોટુ કામ કીધુ નથી કે તે માટે મને આજે કે કાલે પશેમાન થવુ પડે ઉલટા એજ શબ્દો હુ તમને લાગુ પાડુ છુ " એક પળની ચુપકીદી પછી તેણી પાછી ચીરડાઇને બોની

"ખુદાના શુકર છે કે હજી તુ ભરમમા છે"

"હુ ભરમમા છુ ?"

"હા તુ ભરમમા છે !"

"તારા મરનાર ખાવીંદે પોતાનો દોલતનો ખરો વારસ કોણુને નેમ્યો છે તે બાબદમા !"

"ઓ મુજી ! એમા ભરમ જેવું શુ છે ? મારા ધણીને હીસ્સો તેના હકદાર ફરજદ સીવાય બીજા કોણુને મળી શકે ?"

"અહીંજ તારી ભુલ છે, ઝોહરા !–તુ અહીજ ગોતુ ખાય છે ! લાવ તે વસીયત અને કર તારી ખાત્રી !"

બેગમ ઝોહરાને અહીં ફરી એક વાર વ્હેમ પડયો, તે કમબખ્ત કાગળયુ તેણીએ એક સલામત જગે દાબી મેલ્યુ હતુ પોતાના અથાગ દુખ વચ્ચે તે વાચવાની કે તેમા શુ લખ્યુ છે તે તપાસવાની તેણીએ આજ સુધી કશી કાળજી કીધી ન હતી

કાળજી કરવાનુ તેને કારણુજ શુ હતુ ? જે બનાવ તેના નજર સામે બન્યો હતો તે ખોટો કેમ હોય ?—પણ અહીં વસવસો ઉપજવાથી તે પાપાને ત્યાજ પડતો મેલી તેણી દોડ મારી તેજ ઉપલા મજલાપર બીજી બાજુએ આવેલા પોતાના ખાનગી ઓરડામા ધસી ગઇ અને એક મોટી તીજોરી ઉઘાડી તેના ચોર બાકોરામા દાબેલુ તે નાનુ વસીયત એક દમ ખેચી કાઢયુ !

તે બે ત્રણ લાટીનુ ટુકમા લખેલુ તાત્કાળીક "વીલ" હતુ તે વાચતા તેણીને કેટલી વાર લાગે? તેમા દરશાવેલો **"તેતો એકલો વારેસ મારો ભાઇ બેહેરામખાન છે"** આ વાકય વાચતાજ તેણીના આખ્યોમા તમ્મર આવી ગયા ઓ નખ્ખોદ! નખ્ખોદ ' દગો–દગો—અમારી જોડે–યા અલ્લાહ ! કેવો ભયકર દગો રમાયો છે !" એટલુ બોલતા સમેત તેજ પળે તેણી ત્યા બેસુધ થઇ પછડાઇ પડી!

તેજ પળ તે ઓરડામા અળગે પગલે કોઇ ઝડપથી દાખલ થયુ અને તેણીના હાથમાથી સરી પડેલુ તે વસીયત ઉચકી લઇ ઝટ ખીસામા ખોસી તેણી મરે છે કે જીવે છે તેની જરાએ દરકાર કીધા વીના જીવ લઇને નાસી ગયુ !

તે પરમ પાપી કોઇજ નહી, પણ બદમાશ બેહેરામ પોતે હતો !

## પ્રકરણ ૧૯ મુ.

### "એને મારો કાકો કહુ કે કસાઈ કહુ ?"

(ભુજંગ)

અહા ! જો હવસકી ચઢાઇ ન હોતી,
તો દુનીયામે કોઇ બુરાઇ ન હોતી !
સુખી જીવકો જિસને દુખીયા બનાયા,
વહ દુનીયાકા રસ હય વહ દુનીયાકી માયા !
કોઇ અયસા ઝગરા ન ગુજારા નજરશે,
જો પયદા ન હો જન, જમીન અઉર જરશે !

(મુનશી વીનાયક પ્રસાદ "તાલીબ.")

ઝોહરા અરધો કલાક સુધી ત્યા એમની એમ એકલી બેફામ પડી રહી તે દીવસ એક એવો કમનસીબ સંજોગ બન્યો કે બેહેરામ બદમાશ જોડે તેણી આગલા દીવાનખાનામાં વાત કરવા ગઇ ત્યારથી તે તેણી બેફામ પડયા પછી ખાસ્સો અરધો કલાક પસાર થવા છતા ત્યાં બાહેરનુ કે ઘરનુ કોઇ પણ માણસ આવવા પામ્યુ નહી, જેથી પહેલા મજલા ઉપર આજે આ શુ બનાવ બન્યો હતો તે બધો મેહેલમાંના તમામ નોકર-ચાકરો બીનવાકેફ હતા

જયારે ઘણો વખત થઇ જવા છતાં બેગમ ઝોહરા હેઠલા ખંડમાં પાછી ફરી નહી ત્યારે તેની, વીશ્વાસુ દાસી રઉનક તેણીને શોધતી ત્યા આવી લાગી અને પોતાની ભલી શેઠાણીને જમીન ઉપર પડેલી જોઇ ગભરાઇ ગઇ તેણીથી ગભરાટમા એક મોટી ચીસ પડાઇ ગઇ!

આ ભયંકર ચીસ સાંભળી મેહેલના તમામ નોકર—ચાકરો ત્યા દોડી આવ્યા અને અમીરાની આ સ્થીતી જોઇ હરણુફાળ થઇ ગયાં નાનો ફીરોઝ, જે પોતાના શીક્ષક આગળ ખાનગી 'ટયુશન' લઇ તુરતનોજ મેહેલના બગીચામા રમવા ઉતરી પડયો હતો તે પણ આ ગડબડ સાંભળી ત્યાં દોડી આવ્યો અને પોતાની વ્હાલી માદરની આ હાલત જોઇ ફુગલા-ઇને રડવા પડયો દાસી રઉનકે તેને ધીરજ આપી અને સરવેની ભેગી મદદથી અમીરાને તેણીના બીછાનાપર લઇ જવામા આવી, જયા ચાપતા ઉપાયો પછી બીજા પા કાલાકે તેણી મોટી મુસ્કેલીથી હોશમા આવી

"ઓ અમ્માજાન, આપને શુ છે? બોલો જલ્દી કહી દો!" બેટા ફીરોઝ અમીરા હુશીયાર થયા બરાબર તેણીને વળગી પુછવા પડયો

"કાંઇ નથી, મારી આંખના નુર! હુ સારી પેઠે છુ"

"ત્યારે તમે અચણુચ બેહોશ કેમ થઇ ગયા?"

"મારો જીવ જરા ફરી આવ્યો, બેટા! તુ ફીકર કરીશ નહી! હવે મને કાંઇ નથી" તે દુખી માદરે પોતાના પ્યારા બેટાને પાસામા દાબી ધીરજ આપતા કહયુ "તુ જા, જરા બગીચાની ખુલ્લી હવામાં ફરી આવ!"

"હું ત્યાંજ હતો, માદર, પણ હું પુછું છું કે તમને આટલો ગભરાટ થવા છતાં ચીચાજી કેમ નહી આવ્યા?"

"ચુલ્હામાં ગયા તારા ચીચાજી! તે નાપાકનું મારી આગળ નામ દઇશ નહી!"

ઝોહરાએ ઝાળથી જવાબ આપ્યો

ફીરોઝ ઝટ ચુપ થઇ ગયો.

"બેગમ સાહેબ, આ આપની તીજોરીની ચાવી છે" વફાદાર દાસી રઉનક બોલી, 'આપ બેભાન પડયાં હતાં ત્યાં તીજોરી પણ ઉઘાડી પડેલી હતી, જે મેં બંધ કરી તેની કુંચી મેં હમણાં સુધી મારી પાસે રાખી હતી."

"ઠીક કીધું, રઉનક, તેં સારૂં ડાહપણ વાપરયું" પણ ઝોહરાને ઝટ યાદ આવી જવાથી પુછયું પણ અહીં આવ! હું જ્યાં પડી હતી ત્યાં એક અગત્યનો દસ્તાવેજ હતો તે મળ્યો કે?"

"દસ્તાવેજ? કેવો દસ્તાવેજ? નહી બેગમ સાહેબ, હું તે વીશે કાંઇ જાણુતી નથી!' દાસીએ નીરદોશપણે જવાબ આપ્યો.

"રઉનક! એકદમ દોડ-જા જલ્દી! બેટા ફીરોઝ, તું પણ જા! તે દસ્તાવેજ તીજોરીની પાસેજ પડેલો હોવો જોઇયે તે અગતનું ઓચરીયું છે અને કોઇને હાથ જવું ન જોઇયે"

દાસી રઉનકને બે વાર કહેવું પડે એમ ન હતું તેણી દોડતી તીજોરીવાળા ઓરડામાં ગઈ, તેણીની પાછળ ફીરોઝ પણ દોડયો.

તે બને જણે આખા ઓરડામા તપાસ કરી પણ તેમને કશુ હાથ નહી લાગવાથી બેઉ જણા ખાલી હાથે પાછા ફરયાં તેઓ આવે તેટલા બેગમનો જીવ ઉચો ને ઉચો રહયો!

"બેગમ સાહેબ અમે આખો ઓરડો ખોળી મારયો, પણ ત્યા તો કાગળની એક કાપલીમી નથી"

ઝોહરા એક ચીસ પાડી બીછાના પરથી હેઠળ કુદી પડી!

"નખ્ખોદપર નખ્ખોદ! અરે બદનસી તુ મારી ઉપર એટલુ બધુ કા રૂઠયુ છે!" તેણી કપાલ કુટી બોલી "તે નખને પહેલા મજલાપર પેના મુજી સીવાય બીજુ કોઇ નહી હતુ!—રખે તે લઇ ગપચુપ વજો ભાપી ગયો હોય? યા અલ્લાહ? એ કેવો ગજબ! ઓ ખુશરો ખુશરો! તુ વ્હાલાની પીઠ ફરતાંજ મારી ઉપર આ કેવો મુગો માર પડી રહયો છે તે તુ જો! એ ગુમ થયલો દસ્તાવેજ જો તે બદમાશના હાથમાં ગયો હશે તો મારી પુરી કમબખતી થવાની!

તેજ પળે ઝોહરા હાંફળી–ફાંફળી તીજોરીવાળા ઓરડામાં તપાસ કરવા ધસી ગઇ તેની જોડે ફીરોઝ અને રઉનક પણ તેની પાછળ ગયા. ફરી એક વાર તે ત્રણે જણે આખો ઓરડો ખોળી મારયો પણ દસ્તાવેજ ત્યાં હોય તો તેણીને મળે કે?

"હુ અહીં બેફામ પડી હતી ત્યારે અહીં સઉથી પહેલુ કોણ આવ્યુ હતુ, રઉનક?"

"હુ પોતે?"

"તારી સાથે બીજું કોઇ હતુ?"

"નહી, હુ એકલીજ હતી"

"આગના દીવાનખાનામા કોઇ માણુસપર તારી નજર પડી હતી ?"

"જી નહી ત્યા કોઇ હતુ નહીં"

"એકબી માણુસ નહી ?

"નહી ! એકબી નહી !"

"તુ ખાત્રીથી કહી શકે છે ?

"જી, હા"

"ફીરોઝનાં ચીચાને તે અહીં અથવા આગલા દીવાન ખાનામાં તે વખતે તે જોયો હતો !" ઝોહરાને તે બદમાશ તરફ હવે એટલો ધીકકાર અને તીરસકાર છુટયો હતો કે તેનુ ન્હેરત નામ વટીક તેણી જબાન ઉપર લેવા ચાહતી ન હતી

"નહી, તેમને મે જોયા ન હતા"

"તે તેમને છેલ્લા કયારે જોયા હતા ?" અહીં ફીરોઝે સવાલ કીધો

"તેવણે મને બેગમ સાહેમને બોલાવવા મોકલી ત્યારે"

તે વીશે હુ પુછતી નથી" ઝોહરા બોલી "તે તો દોઢ–બે કલાક ઉપરની વાત છે, હુ જે પુછુ છુ તે એ પુછુ છુ કે હુ અહીં બેફામ પડી હતી, અને અહીં તુ અચબુચ આવી લાગી ત્યારે એ નાપક તારી નજરે પડયો હતો કે ?"

"નહીં !"

"તુ ઉપર આવી ત્યારે અહીંથી દાદર ઉતરીને નીચે જતુ કોઇ માણુસ તને મળ્યુ હતુ ?"

"નહી !"

"અફસોસ ! ત્યારે તે દસ્તાવેજનો ચોર એજ મુજી હોવો જોઇએ" તે દુખી અબળા ભારે ગમગીન થઇ બોલી પડી "એજ–એજ–અને ફક્ત એજ ! એ સીવાય એનો ચોર બીજો કોઇ હોય નહી હુ આગલા દીવાનખાનામાથી આ વીલની તપાસ કરવા સારૂ તીજોરીવાળા ઓરડામા ઉશ્કેરાયલી હાલતમા દોડી આવી તે વખતે આ પહેલા મજલા ઉપર અમો બે સીવાય બીજુ કોઇ ન હતુ દીવાનખાનાના તરફથી મને આ તીજોરીવાળા ઓરડા તરફ ધસી આવેતી જોઇ એ મુજી મારી પાછળ આવયો હશે, અને તીજોરી ઉઘાડી મે તે દસ્તાવેજ વાચવા માડયો તે વખતે આ ઓરડાની બાહેરના દરવાજા આગળ, તે દસ્તાવેજ વાચ્યાથી મારી ઉપર શુ અસર થાય છે તે જોવા માટે જરૂર છુપાઇને ઉભો રહયો હશે અને તે ટુકો દસ્તાવેજ વાચીને હુ બેફામ થયા બરાબર આ ઓરડામા ધસી આવી તે બદમાશ પોતેજ તે દસ્તાવેજ, જે મારા હાથમાથી મને મુરછા આવતાં સરી પડયો હતો, તે ઉચકી લઇ ઝટ પોબારા માપી ગયેલો હોવો જોઇએ હુ ખાત્રીથી માનુ છુ કે એ કામ એ બુરા વગર બીજા કોઇનુ હોય નહી એજ–એજ–અને બસ એજ એનો ચોર હોવો જોઇએ–બીજો કોઇ નહી ! એના ચાલી ગયાં પછી ઘણેવારે રઉનકનુ આવવુ થયુ હોય એ મનવાજોગ છે, અને તેથીજ

એ તેને આ ઓરડામા કે આગના દીવાનખાનામાં જોઇ શક નહી યા અલ્લાહ! શુ જમાનો આજે જુઠાઇનોજ છે? એ પાપીએ પોતાના મરનાર ભાઇને મરતી વખતે મોતના બીછાના ઉપર કેવો ઠગ્યો? કેવો વીશ્વાસઘાત કીધો? મા જણ્યા ભાઇને કેવો નીમકહરામ નીવડયો? અને! એ ભયકર કાવતરૂ રચીને એ અમો મા–દીકરાઓનો કેવો ઘાત કીધો? ઓ ખુદા! શુ આજે દુનીયામા પાપીઓનુજ રાજય છે? શુ આજે આલમમા બુરાઓનીજ બાદશાહી છે? આજે સરૂષ્ટીમા બદકારોનુજ તપે છે? અય રહેમાન પાક! તારી કુદરતનાં ગુપ્ત ભેદ ભ· મોને પીર પયગમબરો વટીક પુગ્યા નથી અને પુગવાના નથી, પણ આ ખાકી નજરે એવા દેખાવો કેવા ખોટા દેખાય છે? અફસોસ! સદ હજાર અફસોસ! તે બુરા બદમાશે અમારો કેવો ઘાત કીધો? આ દસ્તાવેજનો ચોરનાર એજ છે–વશીયત નો ચોર એજ છે! અરે બદનસીબ! એ શુ બન્યુ? એ દગાખોર દસ્તાવેજ એના હાથમા જવાથી એ હવે અમોને પુરેપુરા ચુરી નાખશે! ઓ વહાલા ખાવીંદ ખુશરો! જો મીનોઇ જહાનમાથી આ ખાકી જહાનમા તુ જોઇ શકતો હોય તો હુ તારી કમનસીબ—કમતાલે કમીની પરણેતરપર તારી જરા નજર નાખ! તારા ભુડા ભાઇ ઉપર તારા પવીત્ર રૂહ તરફનો કહેર વરસાવ! અને આ મુશ્કીલ વખતમા અમોન કાઇ આસાન મારગ બતાવ!"

"ઓ અમ્માજાન! આપ કેટલી હદ સુધી વીલાપ કરો છો? તમને આમ ગમગીન જોઇ મારૂ જીગર જલી જાય છે" બેટો ફીરોઝ માદરને ગળે વળગી કગળી પડયો "શુ મારા

પ્યારા પેદરનુ વીશીયત ચીયાએ ચોરયુ ? મને સમજ પડતી નથી "

"હા બેટા, તે દસ્તાવેજ ગુમ થયો છે, અને તેનો ચોર-નાર એ મીવાય બીજો કોઇ નહી "

"કાગળ ન્હાનુ હોય અને પવનથી બાહેર બગીચામાં ઉડી કા ન ગયુ હોય, માદર ?" તે નાહના અમીરે અટકળ ચલાવી

"તે બનવાજોગ છે, પણુ સજોગ તેવો નથી બાહેર આજે એટની બધી હવા ચાલતી નથી કે બારીની આટલી ઉચાઇએથી ઉડીને તે દસ્તાવેજ બાગમા પડે એ મુજી તે વખતે અહીં આ મજલાપરજ હતો હુ આ ઓરડામા આવી ત્યારે તે આમલા દીવાનખાનામાં બેઠેલો હતો મે તીજોરી ઉઘાડીને તે દગાખોર દસ્તાવેજ વાચ્યો અને તે વાચતાજ હુ બેફામ થઇ તેટલા તે કયા ઉડી જાય ? મને બેફામ પડેલી જોઇ તેજ અહીથી ઉઠાવી ગયલો હોવો જોઇયે-કારણકે તે દસ્તા-વેજ તેના હકમા લાભકારી થઇ પડે એવો છે "

"મારા પ્યારા પેદરનુ મરતી વખતનુ વસીયત તેને લાભ કરનારૂ કેવી રીતે હોય, માદર ? તમે કઇ ભુલ તો કરતાં નથી ?" તે ચચળ બેટાએ વાજબી અટકળ વાપરતા પુછયુ "ખરો વારસ તો હુ છુ-તે વશીયતમા જે કાંઇ લખ્યુ હશે તે મારેજ માટે લખ્યુ હશે "

"અહીંજ ભેદ છે, બેટા ! તારા મરહુમ પેદરે એ જુડા ભાઇપર આધળો વીશ્વાસ રાખી બે ત્રણુ લીટીનુ એક ટુકુ

વશીયત ઝટ લખી કાઢવા તેને ફરમાવ્યુ હતુ અને તેમા પોતાનુ જે કાંઇ છે તે "મારા બેટા ફીરોઝનુ છે" એમ લખવા કહયુ હતુ મરનારના તે શબ્દો મે કાનો કાન સાંભળ્યા હતા, કારણકે વખતે હુ તેજ ઓરડામા હાજર હતી તુ પોતે પણ મારી પાસે હતો, પણ તારૂ લક્ષ ખેચાયુ નહી હશે એ વીશ્વાસનો તે મુજીએ એવો ઘાત કીધો કે તારે બદલે પોતાનુ નામ તે ટુંક વશીયતમા પાડોશના ઓરડામાથી લખી લાવ્યો અને તે દગલબાજે દોડાદોડીમા પોતાના મરતા ભાઇને ઠગી તે ઉપર તેમની દસ્તખત કરાવી લીધી"

"યા અલ્લાહ! એ હુ શુ સાભળુ છુ? તે ખમીરે અમીર બેટો પોતાની માદરે કરેનો ખુલાસો સાભળી ગુસ્સાના ઝનુનથી ઘડીની વચ્ચે ગરમ થઇ ગયો "એને મારો કાકો કહુ કે કસાઇ કહુ? કયા છે તે મુજી?—જે થવાનુ હશે તે થશે પણ અમચડી જઇ હુ તેનો તોટો પીસુ!" અને અહીં ફીરોઝ એટલો ઉશ્કેરાઇ ગયો કે ઓરડાના દરવાજાની તરફ ધસ્યો, પણ ઝટ પાછળ દોડી પહોચી અમીરાએ તેને પકડી પાડી ઠંડો પાડયો કે "ફીરોઝ! ફીરોઝ! પાછો ફર! તે બદમાશ સાબુત દગો રમેલો છે, અને એમા આપણે ફાવી શકીશુ નહી આજનો જમાનોજ જુલમગારનો છે તુ જરા સબર પકડ, બેટા, એમ ઉશ્કેરાઇ જવામા ફાયદો નથી, તારા મરહુમ પેદરનુ રૂહ નારાજ થાય એવુ કામ આપણે કરવુ નહીં જોઇયે 'કરને જો' અહીંનુ અહીં છે એ કારસ્તાની કુત્રો પોતાની કરણીના ફળ ચાખ્યા વીના કદી રહેવાનો નથી મને લાગે છે કે એ આપણુ મકાન કયારનો તજી ગયો છે,

અને દસ્તાવેજ ઉડાવી જઇ મનમા મલકાતો પોતાને ત્યા બેઠો હશે તે ઘણો ઝનુની અને ઝાહેલ આદમી છે–હુ તને ત્યા જવા દેવાની નથી ”

“પણ ત્યારે એનો રસ્તો શુ ?” તે બાહોશ બેટાએ બાહોશીભરયો સવાલ કીધો.

“રસ્તો જે કુદરત આપણુને બતાવશે તે, મારા બેટા! જોઇયે હવે આગળ ઉપર શુ બને છે.”

દાસી રઉનક તે મા–બેટાને વાત કરતાં છોડી કયારની બગીચામાં ઉતરી પડી હતી ફીરોઝે તે દસ્તાવેજ બાગમા હવાથી ઉડી જવાની અટકળ કીધી તે તેણીએ સાંભળી હતી જો કે તે વખતે હવાનુ જોર જરાએ ન હતુ, તો પણ તે વફાદાર દાસી તપાસ કરવા ઉતરી પડી હતી ત્યા તેણીએ નોકર–ચાકરોમા બદમાશ બેહેરામ કયારે જતો રહયો તે કોઇ જાણે છે કે નહી તે બાબે તપાસ કરતા બાગના માળીથી ખબર મલી કે પાચ–સાહડા પાચને અમલે તેને ઝડપુ પગલે બગીચામાથી પસાર થતા મે મારી નજરે દીઠો હતો !

આ ઉપરથી રઉનક તે માળીને પોતાની અમીરા આગળ લઇ આવી કે આ માણુસ બેહેરાખાનના અહીથી ચાલી જવા વીશે જાણે છે.

બમીરાના પુછવાથી માળીએ જણાવ્યુ કે તમે તીજોરી વાળા ઓરડાની બારી ઉઘાડી તે ઉઘાડતા મે તમો બેગમ સાહેબને બાગના પાછના ફુવારા આગળથી જોયા હતા

"બરોબર છે—મે આ ઓરડામા આવથા બરાબર તીજોરી તરફની બારી ઉઘાડી હતી" અમીરાએ તેના બોલનાને ટેકો આપ્યો "વારૂ, પછી ?"

"એ વખતે હુ ફુવારાની હોજમાથી ઝારીમાં પાણી લઇ આગલી તરફના કુડાઓમા સીચવા લઇ જતો હતો"

"આગલી તરફના ફુવારાની હોજમા શુ પાણી નથી કે તુ પાછલી તરફ ગયો ?" અમીરાને તે ખરૂ બોલે છે કે ખોટુ તે બાબે કાઇક વેહેમ પડવાથી ખુનામો પુછ્યો કેટનાક નોકરો એવી વખતે શેઠ સાઇના વહાલા થવા માટે જુઠી વાતો જોડી કાહડે છે તેવુ ન થાય તેની સાહુચેતી તેણી રાખવા ઇચ્છતી હતી

"આગલા ફુવારાની હોજમા ભરપુર પાણી છે, બેગમ સાહેબ, પણ (ફીરોઝને દેખાડીને) આ નાના અમીર સાહેબે આગલી હોજમાનુ પાણી ઝાડાને સીપવામા નહી વાપરવાની મને ગઇ કાલેજ તાકીદ ફરમાવેલી હોવાથી હુ પાછલી હોજ માંથી ઝારીમા પાણી લાવી આગલી તરફના કુડાઓ સીંપતો હતો, આપ સાહેબને મે બારી ઉઘાડતા દીઠા તે વખતે હુ ઝારીમા પાણી ભરી આગની તરફ જવા સારૂ ચાલતો હતો હુ મહેલનો ચકરાવો લઇ આગલી બાજુએ જઇ પુગો તેટલા અમીરજાદા બેહેરામખાનને મે કાઇ ઉશ્કેરાયલે ચેહેરે ડઘાયલા દીલથી હોય તે રીતે ઝડપથી મેહેલમાંથી નીકળી ઉતાવળે પગલે બગીચો પસાર કરી જતાં જોયા હતા"

"બસ! હુ વધારે જાણુવા ઇચ્છતી નથી આ બાબદ

તજ સમો છે કે જે વખતે હુ બેફામ થઇ! એ દસ્તાવેજનો ચોર એજ દગાખોર છે—બીજુ કોઇ નહી!"

*　　　*　　　*

"યા ખુદા! પાપીઓ કેટની હદ સુધી ફાની શકે છે!" તેણી પહેલા મજલાનો દાદર ઉતરી હેઠલા ખડમા જતા મન સાથ પટપટી "તેનો એક દગો તો સાબુત ફતેમદ ઉતરયોજ હતો, પણ આ દસ્તાવેજ હાથ કરવાના બીજા દગામામી તે મુજી ફતેહ યામ્યો યા અલ્લાહ! હવે તે પોતાનું ચાહયુ-ચીત્યુ કરશે! એ બદમાશ મારી તરફ બદ નજર ધરાવતો હોવાથી આ વશીયત હાથ આવ્યાથી મને તાબે કરવાની તજ વીજ કરશે, પણ હુ ભુખે મરીશ-રસ્તે રસ્તે રખડીશ-ટુકડા ટુકડાને ટલવળીશે, પણ એ મહા બુરાની નાલાયક અને નીચ માગણીને શરણુ થઇ મારા જીન્નતનશીત ખાવીદને તેના મોત ના બીછાના પર મે આપેલા કોલને હુ હરગેઝ બેકોલ થવાની નથી!"

શાબાશ! ઓરત હોજોતો એની હાજો!

---

## પ્રકરણ ૨૦ મુ.

---

## ઝોહરા બેગમનુ ગુમ થવુ.

### (અબયાત.)

ચાલ ચલના ચાહીએ દુનીયાકા ચકકર દેખકર,
ખુદ કુવેમે કોઇ ગીર સકતા હય કયુ કર દેખકર?

ચાલ દુનીયામે ચલે બેહતરશે બેહતર દેખકર,
આદમી જો પાવ ફયનાયે તોચાદર દેખકર

× × ×

નામ કાહદુ કા ઉસકે ખજાનેશે હુવા,
ખુશ ફરીદુ કા લકબ દેને—દીલાનેશે હુવા,
કયા ફરીદુ લે ગયા? કાહરૂ કીશે કયા દે ગયા?
કાહરૂ કો લઆનત મીલી–નેકી ફરીદુ લે ગયા

(મુનશી "તાલીબ")

છેલ્લા પ્રકરણમા બનેલા બનાવ પછી એક બીજુ પખવાડીયુ પસાર થઇ ગયુ. આ અરસામા ઝોહરા બેગમ તરફ પેલા બદમાશ બેહેરામે ઝાખીને જોયુ નટીક નહી દગા ફટકાથી કરાવી લીધેલુ અમીર ખુશરોનુ પેનુ "છેલ્લુ વીલ" પોતાને હાથે આવી જવાથી તેની ખુશાલીનો પાર રહયો નહી

બીજી તરફ જયારે ઝાહરાએ જોયુ કે પોતાના મરનાર ખાવીદનો વીશ્વાસઘાત કરી તે મુજી આ રીતે ફાવી ગયો છે, ત્યારે કુદરતી રીતે તેણીનુ ધ્યાન અમીર ખુશરોએ કરેલા "પહેલા" વીલ ઉપર ખેચાયુ જોકે તેણી સારી રીતે જાણુતી હતી કે અમીર ખુશરોએ માંદગીના બીછાનાપરથી ઇસારો કરેલુ તેનુ પહેલુ વીલ, જે તેણે બેટા ફીરોઝના જનમ વખતે છેલ્લા દસ વરસપર કીધુ હતુ તે આ છેલ્લા ૯ મહીનાપર થયેલા બીજા વીલની હસ્તીને લીધે રદ બાતલ જેવુ હતુ, તો પણ

તે પુરાણો દસ્તાવેજ પોતાના હાથમાં આવે તો બદમાશ બેહેરામે છેલ્લી ઘડીએ કરેલા કાનતરા ખુલ્લા કરવામા તે ઘણો મદદગાર થઇ પડે એમ હતુ તેથી આખા મેહેલમા તેણીએ તે દસ્તાવેજની બહુ ચાપતી શોધખોળ ચલાવી દરેક કબાટ, દરેક પેટી, દરેક ખાના અને ખુણા તેણીએ ખોળી મારયા-દીનસો સુધી રાત દહાડો ભારે ઝેહમત ખેચીને આખા મેહેલમા ઉથલપાથલ કરી નાખી-પણ તેણીના મહાત પ્રયત્ન છતા તે આગનુ વસીયતનામુ તેણીને મળી શકયુ નહી!

"યા અલ્લાહ!" પોતાની તમામ કોશેશ કરી ચુકયા પછી બેગમે જયારે પોતાને અંતે નીશફળતા મળેલી જોઈ ત્યારે તેણીના દુખનો પાર રહયો નહી. તેણીને સાબુત વહેમ ઉપજયો કે તે પહેલુ વીલ પણ તે બુરા બદમાશે કયારનુ હાથ કરી લીધુ હશે તેણીના આ વહેમને એક બીજી બાબદે ટેકો આપ્યો એ બાબદ એ હતી કે તેણી જે જે પેટીઓ, ખાનાઓ અને કબાટો ખોળતી હતી, તે સઘળા તેણીની શોધખોળની આગમજના ખોળાઇ ચુથાઇને તળે-ઉપર થઇ રહેલા જણાતા હતા! છેલ્લા ૯ માસના અરસામા બદમાશ બેહેરામે બેગમનીજ માફક તે વીલની શોધ ચલાવી હતી અમીર ખુશરોનુ કામ પણ ચોકસ હતુ તે પોતાના અગતયના ઓચરચાઓ ઘણી ખતથી સલામત જગ્યા ઉપર સાચવતો હતો. બેગમ આ વાત જાણતી હતી, માટે જયારે પેટીઓ, ખાનાઓ અને કબાટો તેણીએ ચુથાયલી અને ખોળાયલી હાલતમા જોઇ ત્યારે કુદરતી રીતે તેણીને તે દગાખોર દીયર ઉપર શક ગયો કે એ વીલ પણ એણેજ હાથ કીધુ છે!

પણ ખરી વાત તો એ હતી કે બેગમને ઉપજેલો એ શક ખોટો હતો તે આમલુ "વીલ" પેલા બદમાશ બેહેરામને વટીક મળવા પામ્યુ ન હતુ નવ નવ મહીના સુધી તેણે જીવતોડ મેહમત ખેચીને મેહેલનુ ખુણે ખુણ ખોળી મારયા છતા બેટા ફીરોઝના જન્મ વખતે અમીર ખુશરોએ કીધેલુ પોતાનુ પહેલ્લુ વીલ તે મેળવી શકયો ન હતો

ત્યારે તે "વીલ" કયા ગયુ?—વાચનાર પુછશે કે "વીલ"નુ શુ થયુ? જો તે "વીલ" મેહેલમા ન હતુ તો કયા હતુ? કોણની પાસે હતુ? કોણના કબજામા હતુ? આ સવાલનો જબાબ હાલને તબકકે આપી શકાય એમ નથી ગોયા એ બાબત કુદરતે ભેદના પડદામા પોતાની રચના રમવા માટે ભેદભરેલી હદ સુધી છુપી રાખી હતી! તે જેમ બદમાશ બેહરામને મળ્યુ નહી તેમ ઝોહરા બેગમના હાથમા પણ જવા પામ્યુ નહી તે કાઇ નહી સમજ પડે એવી રીતે ગુમ થઇ ગયુ હતુ

મરનાર અમીર ખુશરોની છેલ્લી માદગી દરમ્યાન તેની અતની ઘડીએ જે બીજુ છેલ્લુ વીલ બનાવવામા આવ્યુ હતુ અને જે વીલ બનાવતા બદમાશ બેહેરામ પોતાના મા જણ્યા સગા ભાઇ જોડે એક મુજીમા મુજી માણસ પણ નહી હીમત કરી શકે એવો ઉઘાડો દગો રમ્યો હતો, તે વીલ, આપણે આગના પ્રકરણોમા જોયુ તેમ બેગમ ઝોહરાની બેહા રીનો લાભ લઇ તે દગાખોર દીયર હાથ કરી બેઠો હતો એ રીતે ગરીબ બીચારી ઝોહરા બેગમ બેઉ બાજુથી બતગ બની જવાથી હરણ ફાળ થઇ ગઇ આવતુ ભવીષ્ય તેણીને ભયભીત

જણાવા લાગ્યુ જે વખત જાય છે તેમા તે મુજી દીયર તેણીને બેટા ફીરોઝ જોડે મેહેલમાથી હાકી કાઢવાના જાલેમ પગલા લીધા વીના કદી રહેવાનો નથી એ વાત તે ચતુર અબળા કયારની ચેતી ચુકી હતી

તે બદમાશ, જે દીનસે પેલુ દગાખોર વીલ પોતાના કબજામા આવ્યુ તેજ દીનસથી ઝોહરા બેગમનો મેહેલ છોડી ગયો હતો તે એક પખવાડીયુ સુધી ચુપ બેઠો તેની આ ચુપ કાંઈ અરથ સુચક હતી કદાચ પોતાની નાચારેસ અને નીરાધાર સ્થીતી સમજી જઈ નીરૂપાય બનવાથી બેગમ ઝોહરા પોતાની આગલી મમ્મત મુકી દઈ તેની માગણી કબુલ કરશે એવી તેને હજી ઉમેદ હતી!

પણ એક આખુ પખવાડીયુ પસાર થઈ જવા છતા "ભાભીજી" તરફથી તેની કશીજ હીલચાલ નહી થવાથી હવે તે મુજી છેલ્લે પાટલે બેઠો એક સાજે તેણે પોતાના પાપી મીત્ર મુઝફ્ફરખાનને પુરેપુરા પાઠ ભણાવી અમીરાના મેહેલમા મોકલ્યો અને કહેવાડયુ કે "તમારે માટે હવે બેજ રસ્તા ખુલ્લા છે, એક તો મારી માગણી મજુર કરી સુખી થવુ, યા તો તમે અને તમારા બેટાએ એકદમ આ શહેર છોડી ગમે ત્યા ચાલી જવુ"

ઝોહરા બેગમ આ પેગામ સાભળી ફરી એકવાર છછણી પડી તેણીએ મુઝફ્ફરને સવાલ કીધો કે "ઓ મુજીઓ! દુનીયાનો નહી તો દાદારનોબી ખોફ કરો! મારા મરનાર ખાવીદનો હકદાર બેટો હઈયાત છે તે છતા તેની માલમીલકત અને દોલતનો વારસ એ બદમાશ કેવી રીતે કહેવાય?"

"બેગમ સાહેબ !" તે પેગામથી, જે પોતે પણ અમીર ખુશરોનુ છેલ્લુ દગાખોર વીલ કરનામા સામેલ હતો, તે નર માસથી બોલ્યો "અમીરજાદા બેહેરામખાને તમને કહેવા ફર માવેલુ છે કે મારા મરહુમ ભાઇની તમામ અસકયામત તેમનાં છેલ્લા વીલને આધારે મને મળેલી છે અને તે માલ-મીલકત ઉપર તમો મા-દીકરાનો એકુ ફુટી બદામ જેટલોમી હક પહોચતો નથી

મુઝફ્ફરખાનના આ શબ્દો ઝોહરા બેગમે કેવા કમકમાટ સાથ સભળ્યા અને જીગરના જોસથી કકળીને તેણીએ કેવુ કલ્પાન્ત કીધુ તેનો એક ઝાખો ખ્યાલ વટીક અહી આપી સકાય એમ નથી તેણી બેઅખ્તયાર રડીને બોલી કે "તે વીશ્વાસઘાત કરનારા મહા મુજીને કહેજે કે તારા મરનાર વડીલ ભાઇના મોતના બીછાનાપર જે જાલેમ દગો તુ તેની સાથ રમ્યો છે તેનો બદલો ચદ રોજમા પાક અલ્લાહ તને આપ્યા વીના રહેવાનો નથી, તે જીન્નતનશીન મરહુમના રૂહના પળેપળના શ્રાપ તુ મહા પાપી પર ઉતરજો ! પાક અલ્લાહના ૯૯ નામોમાં એક નામ જે 'કહહાર' (કહેર કરનાર) એવુ છે, તેનો તમામ કેહેર તારા આ નાલાયકને નીચ દગા ઉપર વરસજો ! જે ભલા ભાઇએ મરતી વખ્તે મોતના બીછાના ઉપરથી પોતાનુ કુટુબ તારા હવાલામા સોપયુ તે નીરદોશ જીવોને તારી બદ દયાનતથી દુનીયામા રખડતા કરી તુ મરતી વખને હાય-હાય કરીને મરશે ! યાદ રાખજે કે તારા બદ કરતુકોનો બદલો ઇનસાફી અલ્લાહ તને ચખાડયા વીના કદી રહેવાનો નથી તે બુરા બદમાસને કહેજે કે અમીર ખુશરો આ દુનીયા

માથી મરી ગયો છે, પણ તેનો ઉમેદ ભરયો આત્મા મરી ગયો નથી ખુદાની ખુ'ાઇમા તે ગુપ્ત રીતે સદા સજીવન છે તે આત્માના શ્રાપ તારા પાપી મન્ન ઉપર પડયા વીના રહેવાના નથી હુ રાડી રાડ વીધવા અને તેના નાવારેસ બાળકને સતાવી તુ કદી સુખી થશે નહી "ખુદાની લાકડીનો અવાજ નથી તારા આજના ચઢના સેતારા ઉપર તુ ફુલાતો ના—એજ મેતારો એક દહાડો તને પડતીના પહાડ ઉપર પટકી તારા ચુરેચુરા કરશે મારી અને મારા બચ્ચાની પળેપળની હાય તને નડશે જે નીચ માગણી તે મને મોકલી છે તેને શરણ થવા કરતા શેહર શેહેર ભીખ માગીને ભટકવાનુ અથવા કમોતથી કુત્રાને મોતે મરવાનુ હુ પસદ કરીશ, પણ તુ નીચ નજરના નાલાયકની રીહા શીકલપર હુ મરતા થુકવાની નથી જા, તે મઅલુગ ઇમલીસને જઇને કહે કે તારી પહેલી માગણીને હુ ઠોકરે મારૂ છુ અને બીજી માગણી કાઇબી શરત નગર સરોચશમથી મારે કબુલ છે હુ એક અડવાડીયામા અહીંથી ચાલી જઇશ, તારી આવી ધમકીથી હુ જરાએ ડરતી નથી, તારા મરનાર ભાઇના હકદાર ફરજદને દુન્યાની દયાપર દયાહીણ રીતે ડોલતુ નાખી તુ ભલે તેની દોલત તારી છાતી પર ઠોકજે, પણ તારી કાળા કરણીનો બદલો આ જીવતી દુનીયામા પુરેપુરો જોઇને જજે! તે કાળમુખાને કહેજે કે **એક નીરદોશ બચ્ચાની હાય અને રાંડી રાંડનાં શ્રાપ તુ પતાળમાં ભરાઇ બેસસે તોબી તને નડયા વીના રહેવાનાં નથી.** બસ નીકળ અહીંથા! હુ તારી સાથ વધુ વાત કરવા ઇચ્છતી નથી"

* * *

તે સાંજ તે દુખી બેગમે બહુ ગમગીન હાલતમાં ગુજારી આજનો બનાવ બન્યા પછી દુનીયામાં તેને ઉમેદ જેવુ કાંઇ રહ્યુ નહી પોતાના ધણીની બાદશાહી દોલત છતા એક દગા ખોર દીયરના દગા ફટકાથી તે બાપડી તદન લાચાર અને નાઇલાજ થઇ પડી ! તે દીવસે કોઇએ ખાધુ પીધુ નહી અને ઘરમાંના નોકર ચાકરો વડીક બેગમ ઝોહરાને બેચેન જોઇ દલગીર દીલે સુવા ગયા,

બીજી સવાર આગલી સવારને ચીસરતી આવી તે સવારે અમીર ખુશરોના મેહેલમા ઝોહરા બેગમ અને તેણીનાં બેટા અમીરજાદાની ફીરોઝની શોધાશોધ ચાલી રહી, સઉથી પહેલો ગભરાટ દાસી રઉનકે કરી મેલ્યો કે "બેગમ સાહેબ કયાં છે ?" મેહેલમાના તમામ નોકર–નફરો પોતાની માનીતી અમીરાને ગુમ થયની જાણી ફગળાઇને ફાટી રહયા ! તે નેક ખસલત નારી પોતાના નોકર–ચાકરોપર બહુજ માયાળુ નજર રાખનારી હતી દાસી રઉનકે તો રડારોળ કરી મેલી અને તેનુ જોઇ એકેએક જણની આંખોમા તડતડાટ પાણી આવી ગયા કોઇ દહાડે નહી અને આજે આમ બનવાનુ કારણ શુ તે તેઓ સમજી શકયા નહી બેગમ સાહેબની શોધમા આખો મેહેલ નીચેથી ઉપર સુધી તેઓ શોધી વળ્યા, પણ બેગમ કે તેણીનો બેટો હાથ લાગ્યાં નહી મેહેલના આગલા અને પાછલા ભાગોમા, આખા બગીચામા ત્રણે મજલાઓ ઉપર અને છેવટે અગાસી અને મેહેલના મીનારા સુધી ખુણે ખુણે ખોળ ચલાવવા છતા તેમનો કશો પત્તો મળ્યો નહી !

દાસી રઉનકે બીજા નોકર ચાકરોને ખબર આપી કે ગઇ કાલે સાંજે અમીરજાદા બેહેરામખાનનો દોસ્ત મુઝફ્ફરખાન અમીરાની મુલાકાતે આવ્યો હતો તેની જોડે અમીરા કાંઇ ભારે ઉશકેરાઇને બોલતા હતા, પણ શું બોલતા હતા તે હું દુર હોવાથી સાંભળી શકી ન હતી તે ગયા પછી બેગમ સાહેબ આખો વખત બીછાનાપર પડી રડયા કીધા હતા મે તેમને ઘણું ઘણું પુછયું, પણ મારી આગળ તેવણે કશો ખુલાસો કીધો નહી છેલ્લા પંદર દીવસથી એવણ હમેશ કરતા વધુ ગમગીન રહેતા હતાં અને ઓરડે ઓરડે બારણાં બંધ કરીને કાંઇ ગુમ થયલી વસ્તુની શોધ ચલાવતા હતા છેલ્લા બે ત્રણ દીવસથી એ કામ તેઓએ પડતું મેલ્યું હતું અને ઘણાજ ચીંતાતુર રહેતા હતા તે ઉપરથી હું અટકળ કરી શકું છું કે જે ચીજ તેવણ શોધતા હતા તે ચીજ તેવણને મળી ન હતી જો તે મળતે તો તેવણ એટલા ગમગીન રહતે નહી અમીરજાદો બેહેરામખાન, જે છેલ્લા નવ માસથી આ મેહેલમાં રહેતો હતો તેનું આ અચાનક આ ઘરમાંથી ચાલી જવું મને ઘણું ભેદ ભરયું લાગે છે પંદર દીવસની વાતપર જે સાંજે તે ચાલી ગયો તેજ સાંજે બેગમ સાહેબનો એક કીમતી દસતાવેજ ગુમ થવાની તેવણે ફરીયાદ કરી હતી તે દીવસ તમો સરવેને યાદ કેમ નથી? તેજ સાંજે બેગમ સાહેબ પહેલા મજલાના તીજોરીવાળા ઓરડામાં અચાનક બેભાન થઇ તુટી પડયા હતા અને મારૂં ત્યાં અચાનક જઇ લાગવું થવાથી મે તમો સરવેને બોલાવી આપણી ભલી બેદાણીને તેવણના બીછાનાપર લઇ જઇ મોટી મેહેનતે

હુશીયાર કીધા હતા એજ દિવસથી બેગમ વધુ ચીંતાતુર જણાતા હતા. રાતે બાર વાગે તો મે એમને એમના બીછાનામાં પોઢેલા જોયા હતા! તે વખતે અમીર-જાદા ફીરોઝ પણ પોતાના પલગ ઉપર પોઢેના હતા એ લોકો ગુમ થયા હોય તો બાર અને ચારની વચેનો આ બનાવ હોવો જોઇયે કે જે વખતે હુ ભર નીદરાવશ થયલી હોની જોઇયે! યા અલ્લાહ! એ કેવો ગજબ! જયા છે ત્યાં એ બદમાસ બેહેરામનુજ કાઇ કારસ્તાન છે મારી ફરેસ્તાઇ ખસલતની ભલી બાનુનુ એજ નાપાકે કાઇ અપમાન કીધેલુ લાગે છે જો આ વાત ખરી હેય તો એના જેવો બીજો મુજી દુનીયામા કોણ કહેવાય? જરા સબર કરો હુ પોતેજ ત્યા જાઉ છુ અને આ ખબર પહોચાડવાને બહાને ત્યાંનો રાહઘાટ શુ છે તે નજરે જોઇ આવુ છુ"

દાસી રઉનક તુરતજ બેચાર નોકરો લઇ બેહરામને મગલે ગઇ અને રડતી ચશમે તેને આ બનાવથી વાકેફ કીધો જો કે બેગમ સાહેબના ગુમ થવાની દુખદાયક ખબર આખા શહેરમા વીજળીને વેગે ફરી વળી હતી, પણ તે બુરો બદમ શ તે બીનાથી હજી અજાણ્યો હતો દાસી રઉનકથી આ સમાચાર સાભની તે જેમ અજબ થયો તેમ ખુશી પણ થયો તેણે તે વફાદાર ચાકરોને દીલાસો દેવાને બદલે બાપડાઓને સખત ધમકાવી કાઢયા "જેહાનમમા ગઇ તમારી ઝોહરા! એકદમ ચુપ થાઓ! સહવારના પ્રહરમા મારા ઘરમા એવી રડારોળ કરતા તમને શરમ નથી આવતી? તેણે કાળુ કીધુ હોય તો કરવા દો! મને અહીં તેની જોડે શી લેવા દેવા છે? મારા

મરહુમ ભાઈના છેલ્લા વશીયતની રૂહે હુ તેની તમામ દોલત અને અસકયામતનો એકલો માલેક છુ એ ખબર મે હમણા સુધી છુપાવી હતી, પણ કાલે સાંજે મારા દોસ્ત મુઝફ્ફરખાન મારફતે તેણીને કહી મોકલવાથી તે ચાલી ગઈ હશે મે કઈ તેને કહાડી મુકી નથી, પણ તે પોતેજ ગઈ છે તો હવે જવા દો !–મરવા દો ! બારણે બારણે ભીખ માગશે ત્યારે આપ મેળે મને પગે પડતી આવશે ! ચાલો, નીકળો અહીંથી તમે તમારૂ કામ કરો ! હુ સાંજે મેહેલનો કબજો લેવા આવીશ ”

અને એમ કહી તે બુરા બદમાશે તેમને હાંકી કાઢયાં !

---

## પ્રકરણ ૨૧ મુ.

---

### “દામ કરે કામ”—એક છુપયો સકેત.

(બયત.)

દીલે ફ્રાશેક જે ખુએ ઉ પયદા,
હાલે આશેક જે રૂએ ઉ પયદા
દીલે હરકસ જે ફ્એલે ઉ મીગીન,
બુગજર અજ કોલો રાહે ફ્એલ ગુજીન

(ભાવાર્થ)

(૧) ગુનેહગારનુ દીલ તેની બસલતથી જાહેર છે (૨)

આશકનો હાલ તેના મોહડાથી જાહેર છે (૩) હરકોઇનુ દીલ જોવુ હોય તો તેના ફએલથી જો! (૪) કોઇનાં કહેવાની રાહ ના જો, પણ (ફ઼દીઓના) ફએલુને સમજનારો થા!

[શાયર "વલી"]

રાત અંધારી હતી અગીયાર વાગ્યાનો અમલ હતો તાલેવત કેસ્ટલમા સઘળુ ચુપચાપ હતુ ફરદુનજી તાલેવત મેહેલના પહેલા મજલાના ઉતર તરફના ઓરડામાં પોઢેલા હતા તેજ મજલાની દક્ષીણે તેહમી પોતાના ઓરડામાં ક્યારની આરામ કરવા ગઇ હતી ફરદુનજી તાલેવતના ઓરડાની પડોશનો મેહેરબાઇ તાલેવતનો ઓરડો ખાલી હતો તેના બારણા બાહેરથી અલગા બંધ કીધેલા હતા નોકર-નફરો પોત-પોતાનુ કામ આટોપી તુરતનાજ નીદ્રાવશ થયલા હતા ટુંકમા, મેહેલમા વસનારા એકે એક જણુ ઉંઘમા પડેલા હતા

એવે શાન્ત સમયે તાલેવત કેસ્તલના પાછલા બગીચામાં મોટા ઝાડોના ઓથા હેઠળ બે આકારો ઉભેલા હતા તેમના વચ્ચે, એકેકના કાનપર પડીને કાંઇ છુપી ગુસપુસ ચાલતી હતી!

તે બન્ને ઓરતો હતી!

એકના હાથમા કાંઇ બંડલ જેવુ પકડેલુ હતુ અને બીજીના હાથ ખાલી હતા.

"મેં તુને અહીં શા સારૂ બોલાવીછ તે તુ જાણેછ, એનજેલીન?" પેલી બે ઓરતો માહેની એક બીજીના કાનપર પડીને ધીમેથી બોલી.

"નહી, બાઇ સાહેબ !"

"તુ પહેલા મને વચન આપ કે જે કામમાં હુ તારી મદદ ઇચ્છુ છ તે કામ તુ પુર દયાનતદારી અને વીશ્વાસથી બજા લાવશે"

"મારી દયાનતદારીને વાસ્તે તમોને કઇ શક છે કે બાઇ ?" તે દાયાએ ધીમા સાદે સવાલ કીધો

"નહી મને શક તો નથીજ, પણ વાત જરા ગભીર છે માટે જો તુ મારા પુર વીશ્વાસમા આવી શકતી હોય તો આએ પાચ હજાર રૂપીઆની કરનસી નોટોનુ બડલ તારૂ દળીદર હમેશનુ ફેડી નાખશે" અને તે બોલનારીએ તે બડલ તેણીના હાથ સાથ અડકાવ્યુ

ઓ પઇસા–પઇસા ! દુનીયામા એવા કયા સદગુણો છે કે જેને તુ તાબે લઇ નહી શકે ? પૃથ્વીના પેટામાં એવા કયા પાતકી કામો છે કે જેને તુ ઘડીની વચ્ચે દાબી નહી શકે ?"

"પાચ હજાર રૂપીઆની કરનસી નોટ !" આ શબ્દો પેલી દાયાના કાનમા રમી રહયા !

વાચનારને જણાવવાની જરૂર નથી કે આ છુપી વાત ચીત મેહેરબાઇ તાલેવત અને તેવણની હમેશની વીશ્વાસુ આયા એનજેલીન વચ્ચે ચાલતી હતી !

આ અચબુચ મામલો જોઇ એક પળ તે આયાની વાચાજ જાણે બધ થઇ ગઇ !

"એમ સાવજની માફક મુગી-મતર કેમ બની ગઇ, એનજેલીન ? મારા સવાલનો જવાબ આપ !" તેણીએ ફરીથી કાનપર પડી કાંઇક ચીચવાટથી કહયુ

"પણ એવુ તે શુ કામ છે બાઇ કે એટલી મોટી રકમ તુ મને—"

"ચુપ ! બકબક ના કર ! હુ જે કેહુ તે કરવુ પડશે. મારે એક તાગડો રચવોછ બોન, તેમાં તુ તન-મનથી મને મદદ કરશે ?"

"કઇ ખુન—બુનની વાત તો નથીની, બાઇ ?"

"મુગી મર રાન નાપાક ! સમજ્યા વગર બકબક ના કર !" તે કાવત્રાખોર સ્ત્રીએ પોતાની આયાને હરકાટી નાખી

"તેવુ કઇ નથી !"

"હુ સમજી ! તુ શુ કરવા માગેછ તે હુ સમજી ગઇ, મારી બાઇ !" તે પોહચેલ આયા પોતાની શેઠાણીનો ખારીલો ખવાસ અચ્છી રીતે પીછાનતી હોવાથી બોલી પડી

"તુ શુ સમજી ?"

"તુ તારી સાવકી દીકરીપર વેર લેવા માગેછ ! એજ કે કઇ બીજુ ?"

"રાન કાગડી ! તુ બડી ચતુર છે હ ?" મહેરબાઇને ગુસ્સો તો આવ્યો, પણ બાજી તપાસી લેવા સારૂ હસનો ચેહેરો રાખી બોલી, "હા, હુ કબુલ કરૂછ—તારી અટકળ

ખોટી નથી ! બોલ, તુ આજથી આએ કામમાં મારી મદદ ગાર થશે ?"

"તમે શુ કરવા ઇચ્છોછ તે મને કહો–તે જાણ્યા પછી હુ તમોને જે તે જવાબ આપીશ "

"હઅ ?–એટલુ બધુ છેની ? વારૂ, ઠીક છે, એનજેલીન, તારામાં એટલા બધા પાણી છે એમ હુ જાણતી નહીં હતી " ને દલદર દદા ચીચવાઇને બોની "મે આજ સુધી તુને પેટની દીકરીની માફક પાળી તેનો આએ બદલો દેખાડેછ કે ? મે તુને કેવા સુખમા રાખીછ તેનો જરા વીચાર કર, એનજેલીન !"

"હુ કયા ના કહુછ, બાઇ, કે તમે મને સુખમા નથી રાખી ?" તે લાલચુ દાસી ઝટ બોલી પડી "પણ તેમ મેબી તમારી તેવીજ સેવા બજાવીછ આએ મકાનના તમામ નોકર–ચાકરોમાજ નહી પણ તેહમીબાઇ અને ખુદ શેઠના મનથીબી હુ તમારે લીધે કેટલી અળખામણી પડીછ તે તમે જાણોછ કે ?" તે હાવરી આયાએ સામો જવાબ દીધો.

"તેજ સેવાનો આજે તને આએ બદલો મળેછ, આયા, ને યાદ રાખજે કે જો તુ મારી તરફ વફાદાર રહેશે તો હુ તુને નવાજીને નેહાલ કરસ" તે બદકારે હવે ચલાવ્યુ "જો સાભળ, જયા સુધી આએ ઘેરમા પેની દુકતી છે ત્યા સુધી હુ સુખી થવાનો નથી આજકાલ એ બેઉ બાપ–દીકરીની ગુજ ગુજ એક છે તે હુ જોઇ શકતી નથી એમા ભગાણુ પડાવવાની જરૂર છે હુ બેમાથી એકનો કાટો કાઢવા માગુછ"

"ઓ બાઇ-બાઇ! એ શુ બોલોછ? ખુદા ખાતર એવો અદેખાઇ નાં કરો! આએ મેહેલમા તમે રાજ કરતા રાણી જેવી સતા ને સાહેબી ભોગવોછ. તમોને શી કમી છે? હુ લાંબા વખતથી જોતી આવીછ કે તેહમીબાઇ તમારા ગુરામા નથી ઉલટાં તમેજ તેને સતાવોછ. વળી મારા ગરીબ ખવાસના શેઠનેબી તમેજ દુખી કરોછ હુ બોલતી નથી તો શુ થયુ, પણ પુરેપુરી ખાત્રી થઇછ કે એ બેઉને તમેજ—"

"નાપાક! એકદમ ચુપ થા! તુ શુ મને શીખામણ આપવા આવીછ કે? એમજ છે ત્યારે ઠીક છે—જા અહીંથી એકદમ તારૂ કાળુ કર! હુબી ખરી કે કાલને કાન તુને મારા ઘેરમાથી હાકી કહાડુછ તારી મકદુર શુ કે તુ એટલુ બધુ—"

"ઓ નહી, બાઇ સાહેબ, મને માફ કરો! મારી ઉપર એટલાં ગુસે ના થાઓ! તમે જેમ કહેશો તેમ કરશ!" તે લુચ્છી સ્ત્રીએ સુકો દમ કસનાર્યા આયા એનજેલીન ઠેકાણે આવી ગઇ પેલી "પાચ હજાર રૂપીઆની કરનસી નોટ"ની લાલચ તેના મગજમા હજી તાજી હતી!

"હવે કેવી ડાહી લાગેછ?" આયા એનજેલીન પોતાના મતને મળતી થવાથી મેહેરબાઇ ખુશી થઇ બોલી "પહેલાથીજ નકુફ વાપરતે તો આટલા સખુનો સાભળને?—પણ કઇ ફીકર નહી. અ તેબી તુ સમજી એ ગનીમત છે હુ જેબી ફરમાઉ તે તુને કરવુ પડશે. બોલ તુ રાજી છે!"

"હા, બાઇ તમે જે કહેશો તે કરશ ફકત—"

"ફકત શુ ? બોલી મર જલદી !"

"ખુ-ખુ-ખુ-ખુન સીવાય બીજુ ગમે તેવુ ગભીર કામ હૂ બજાવસ !"

"રાન મેટ ! ખુનના ધખારા તારા ભેજામાંજ કેમ આવી બેઠાછ તેની કાંઇ સમજ પડે ? હુ તુને કેવી રીતે સમજાઉ ? તેવુ કાંઇ નથી, પણ જરા પુરતી સાહુચેતીથી એક હીમત ભરેલુ ગભીર કામ કરવાનુ છે બોલ તુ તે બજાવશે !"

"હા, તે કીયુ કામ છે તે તો કહો ?"

"તે હાલ મારેથી કહેવાય નહી પ્રથમ તુ તારા ક્રાઇસ્ટના સોગદ ખા કે હુ તે કામ તન-મનથી બજાવસ અને ગળાપર છરી ફરે તોબી તે બાબે કોઇબી દહાડે કોઇ પાસે એક હરફબી બહાર પાડસ નહી ! ચાલ બોલી દે જલદી, આએ પાચ હજારનુ બડલ તારા હાથમાં પડવા કયારનુ તલપી રહયુછ !"

પૈસા-પૈસા ! દુનિયામા તારી મદદથી પાપી બદકારો મન ચાહયા કામો કરી શકે છે ! પાચ હજાર રૂપીયા ચાલી-ચલાવીને આવેલા આયા એનજેલીન કેમ જતા મુકે ? તેણી આખી જીદગી સુધી નોકરી કરે તોબી એવી મોટી રકમ એકઠી કરી શકે નહી, તે રકમ એકજ કામ બજાવી આપવાથી પોતાની થાય એ શુ નબળા નસીબની નીશાની હતી ?

"હુ મારા ક્રાઇસ્ટના કસમ લઇ કહુછ કે તમે જે કહેશો અને જે ફરમાવશો તે કામ કરવાને હુ આએ બોલ્યાથી તમોને બધાઉ છુ !"

"શાબાશ ! એનજેલીન, હુ તારી ઉપકારી છુ. આજથી

હુ તુને મારી દાસી નહી પણ એક બેહેન મીસાલ ગણુશ" મેહેરબાઇના હઇયા હરખાઇ ગયા "લે આએ બડલ, એમા પાચ હજારની નોટ છે, મારૂ કામ વફાદારીથી ને હીંમતથી બજા વશે તો હુ હજી તુને વધુ ખુશી કરીશ, આજે કાઇ કરવુ નથી જે કરવાનુ છે તે આવતી કાલની રાતે કરવાનુ છે, હાલ આપણે જઇને ગુપ ચુપ સુઇ જઇશુ જો સાભળ!" અને અહીં તે કાવત્રાખોર સ્ત્રીએ તેણીના કાન પર પડી પોતાનો છુપ્યો સકેત તેણીને પદર વીશ મીનીટ સુધી ધીરજથી સમજાવ્યો

"બહુ સારૂ, બાઇ, હુ સવારે ઉઠયા બરાબર તેહમીબાઇની ત્રણે આયાઓ સાથ તમારા કહેવા મુજબ બધી ગોઠવણુ કરીશ" તે રૂશ્વતખોર આયાએ જવાબ આપ્યો અને પેલુ નોટનુ બડલ પોતાની ઓટીમા ખોસી દીધુ

"કાલે આખો દહાડો હુ તુને રજા આપસ તેથી સહ વારથીજ તુ તે લોકો સાથે ખાવા-પીવા મડી જજે કે રાતે અચણુચ કોઇને વહેમ આવે નહી, સાજે દીવા બતીની બખતે મને મળજે"

"વારૂ જી"

અહી તે પાપી મુલાકાત પુરી થઇ તેઓ બન્ને એક પછી એક બગીચામાથી નીકળી પાછલે રસ્તે મેહેલમા દાખલ થયા અને પોતપોતાની જગ્યા પર જઇ સુઇ ગયા મધરાતની વખતે બનેલો આ બનાવ તાલેવત કેસ્ટનમા બીજા કોઇની જાણમા-ખુદા સીવાય-આવવા પામ્યો નહી!

---

# પ્રકરણ ૨૨ મું.

## આયા એનજેલીનની "માનતા"!

ભોળી સહુથી ભામીની,
કહે સકલ સંસાર,
ત્રીયા વીના તળીયુ નથી,
અચરત એજ અપાર!

[દાદી શતરાઇ]

જેમ એક વાઘ બકરાંપર ત્રાપ મારવાનો હોય ત્યારે નરમાશવાળો અને ગરીબ થઇ જાય છે તેમ મેહેરબાઇ તાલેવત છેલ્લા એક માસથી તાલેવત કેસ્ટલમા ક્યાં વસે છે તે કોઇ જાણતુ ન હતુ! ફરી એક વાર તેણીએ સાધુનો સાહયો ઓઢયો હતો અને પેલી ભયભીત આગના બનાવ પછીથી અજબ જેવી હદ સુધી તેણી નરમ પડી ગઇ હતી! કાવસા કારભારી સીવાય ઘરમાના નોકરો ચાકરો મહેરબાઇનો આ મુગી ચુપકીદીનો એવો અરથ કરતાં હતા કે મેહેલમા આગ નગાડવાના છેલ્લા બનાવ પછી દરેક જણુ તેણીની વીરૂધ ઉશ્કેરાઇ જવાથી તેણી હવે ડરતી હતી કે તેની એવી સરકગી ઝાઝો વખત નીભવાની નથી અને તેથી તેણી નરમ પડી ગઇ હતી! પણ કાવસો કારભારી આ દલીલોમાં માનવાવાળો નહી હતો પણ પોતાનો વીચાર કોઇને કહયો નહી પણ તે વફાદાર

ઘરડો કારભારી પોતાનાજાતી અનુભવની આખે જોઇ ચુકયો હતો કે વળી પાછી કાઇ નવી બાજી રચાતી હતી!

પઇસા ટકાનુ લાખ સુખ હોય, પણ જે આદમીને સસાર સુખી હોતો નથી તે આદમીને કદી આરામ મળતો નથી ગરીબ બચારા ફરદુનજી તાનેવત એક લખપતી શેઠીયા હતા પણ મેહેરબાઇ જેવી કલાટ બાયડીની તોક ગળે એળ ગાયાથી તેમને સુખ કેવુ હોય એનો તો સ્વપનોજ હતો! પેલુ બનાવટી વીલ કરાવી લેવાનુ તેણીએ કાવતરૂ રચ્યા પછી તેવણ બેવડા ચમકી ગયા હતા તેણી ઉપરનો તેવણનો કુદરતી પ્યાર તે પછીથી દર દહાડે વધુને વધુ ઓછો થતો જતો હતો જે દીવસે તેવણે પોતાનુ નવુ છેલ્લુ (ત્રીજુ) વીલ કીધુ અને તેહમીના હવાલામા સોપ્યુ, તે દીવસે મેહરબાઇએ મેહેલમા જગાડેલુ જગ હજી તેવણ વીસરયા નહી હતા ને તુફાની સ્ત્રી મેહેલમા આગ લગાડવા પણ ચુકી નહી એ જોઇ તેવણ તેણીથી બહુ ભડકી ગયા હતા તે બનાવ પછીનુ એક આખુ અઠવાડયુ ઘુરકાઘુરકીમા પસાર થયુ પણ તે પછી તેણીએ કાઇ નહી સમજ પડે એવી નરમાસ ધારણ કીધાથી તેમ કરવાનુ કારણ શુ હશે તે તેવણ સમજી શકયા ન હતા

એટલુ છતા, કજીયાનુ મોહડુ કાળુ થયલુ જોઇ તેવણ પોતાના મન સાથ રાજી થયા એમને એમ મામનો નીભે ત્યા સુધી નીભાવવા માટે તે અશરાફ શેઠીયો બની શકે તેટલી હદ સુધી તેણીને કાઇગી કારણ ન મળે તેની સભાળ રાખતો હતો તેવણે મેહેરબાઇ જોડે નરમાસથીજ વરતવા પી પોતાની

વ્હાલી બેટી તેહમીને પણ સલ્લાહ આપી હતી, જે સલ્લાહના રૂહે તેહમીએ પણ જરૂર પુરતીજ વાતચીતનો વેહવાર રાખ્યો હતો.

તે બાપ-બેટી હવે પુરતા સાહુચેત હતા

મેહેરબાઇ તાલેવંત હાલ તેઓ જોડે એટલી હદ સુધી મળી ગઇ હતી કે તેહમીને પોતાની સાથ દરરોજ સાંજે ગાડીમાં ફરવા નહીં લઇ જવાનો તેણીનો આગલો ઠરાવ અને નજીદાઇ ભરેલી જીદ તમામ નાબુદ થઇ ગયા હતા! તે ત્રણે જણા દરરોજ એકજ ગાડીમાં સાથે ફરવા જતા અને હવા ખાઇને ખુશ ખુશાલ પાછા ફરતા હતા. વળી મેહેરબાઇનો આગલો સીપલાટ પાછો શરૂ થઇ ચુકયો હતો અને જરા જરામાં તેણી પોતાના ખાવીંદને માટે તેમજ "વ્હાલી દીકરી તેહમી" (?) ને માટે અધીરી અધીરી પડી જતી હતી!

હવે દહાડે દહાડે ફ્રરદુનજીમાની તબીએતમાં લથડતી ચાલી હતી લથડે નહીં તો શું થાય? જરદારીનું ગમે એવું જોર છતાં જેને સંસારનું જરાએ સુખ ન હોય તેની તંદ રેસ્તી કયાં સુધી જવાબ દે? છુપા ચાલુ સંતાપને લીધે તેનણ અંદરને અંદર પજરયા કરતા હતા અને પોતાની આંખ સામે તેહમી કોઇ લાયક ઠેકાણે "ઠેકાણે પડી જાય" એજ તેમની મોટામાં મોટી મુરાદ હતી. તેનણ સારી પેઠે જાણતા હતા કે "મારી કજા બાદ એ મા-દીકરીમાં વધુ કુસેશ જાગ્યા વીના રહેવાની નથી માટે બેહતર એકે મારી નજરની સામે તેહમી કોઇ સારે ઠેકાણે પરણી જાય તો હું સુખથી મરૂં" પોતાનો આ વીચાર તેનણે તેહમીના કાનપર

અવારનવાર નાખ્યા કીધો હતો, પણ તે પીચારી શુ કરે ? તેણી જવાબમાં કહેતી કે "પપા ડીયર, તમે મારી ફીકર ના કરો! આપણુ ઇચ્છયુ કઇ થતુ નથી તે પાક દાદારનો જે કઇ હુકમ હશે તેજ થશે જ્યારે તે માલેકની મરજી હશે ત્યારે અણચીતવ્યુ બની જશે તમે તમારી તબીયેત સભાળો તમે દહાડે દહાડે ઘણા લથડતા જાવોછ જો તમોને સસારનુ સુખ હોય તો તમારી તબીએતપર એટલી અસર થાય નહીં, પણ આપણે એક એવા હેવાનને બસ પડયાંછ કે તેમા ઇન સાનીયતપણા જેવુ કશુજ નથી"

ખરી વાત તો એ હતી કે ફરદુનજીબાનુ હારટ અસલથીજ નબળુ હતુ. અને તેમાં ચાલુ સતાપથી વધારો થઇ દર દહાડે વધુ ને વધુ નબળુ પડતુ જતુ હતુ

* * *

તાલેવત કેસટલનાં બગીચામાં આયા એનજેલીન જોડે કીધેલા પેલા છુપા સકેતવાળી રાત પુરી થઇને બીજો દીવસ ઉરપા થયો અફસોસ ! કે તે નેહેસ્ત દહાડો ફરદુનજી તાલેવતની જીદગીનો સઉથી છેલ્લો દહાડો હતો ! તે પછીની આવતી કાલનો આફતાબ નજરે જોવાનુ તેવણના નસીબમા સરજાયલુ ન હતુ !

જે રાત્રે ઉપલુ કાવતરૂ રચાયુ તેની બહારવણે ફરદુનજી, મહેરબાઇ અને તેહમી નાસ્તાની ટેબલ ઉપર નાસનો લેતાં હતાં ત્યાં આયા એનજેલીન દાખલ થઇ

"કેમ એનજેલીન કોણને પુછેછ ?" મેહેરબાઇ જાણે કઇ જાણુતી નહી હોય તેમ ચીંગી થઇ પુછવા પડી.

"જી, બાઇ, હુ તમારી પાસે આવીછ"

"કાંય, કંઇ કેહવુછ ?"

"હાજી હુ આજનો દહાડો તમારી પાસે રજા માગુછ"

"રજા ? શાને વાસતે ?"

"બાઇ, તમે નાસ્તો જમી લેવો—પછી હુ વીગતે કહેવશ"

"પણ એમ કાંય ? ધીરજથીજ કહેવાની હતી તો પછી અહી શુ કામ આવી ? ચાલ બોલી દે શુ કહેવુછ તે—નખરા ના કર ! શેઠ ને તેહમીબાઇ મને કંઇ પારકા છે કે તુ શરમાઇ મરેછ ? ચાલ વેગી જા જલદી !"

"બાઇ, ઘણા વખતપર મે એક માનતા લીધી હતી અને તે માનતા ફેડવાનો દીવસ આજનો ઠરાવેલો હતો" તે બુઢ્ઢી આયાએ પોતાના કારસ્તાન ચનાવ્યા

"એ શુ બકી મરેછ ? શાની માનતા ?"

"મારે પેટે દીકરો થતો નહી હતો તેનો !"

ટેબલપર બેઠેલા ત્રણે જણા ખડખડ હસી પડયા

"અરે મરેરે ! આએ મુવા કૌતક તે કેમ કહાય ? એ જો રાન આજે પોતાના ડોળા બાળેછ તે !"

"નહીં બાઇ સાહેબ, ખરૂ બોલુછ વીસ વરસની વાત ઉપર હુ ગોવામા હતી ત્યારે એ માનતા મે લીધી હતી અને મારે ત્યાં તે પછી છોકરો અવતરયો હતો"

"વારૂ પણ તેનુ શુ કગવેછ ' મરેરે !'

"હુ તમારી પાસે કઇ કરાવવા માગતી નથી, બાઇ, પણ જરા મને સાભરી લેવો ! અમારા લોકમાં એવો રીવાજ છે કે દીલની કઇ ચોકકસ ઉમેદ પુરી પાડવી હોય ત્યારે જો તે ઉમેદ સફળ થાય તો અમુક મુદતમા અમુક કામ કરશુ એવી માનતા લેવાય છે મેબી એવી માનતા મારે પેટે એક દીકરો પેદા થાય એ ઉમેદથી લીધી હતી ખુદાની મહેરથી અને અમારા કાઇસ્ટની દુવાથી મારી તે મુરાદ સફળ થઇ હતી પણ હજી સુધી મે તે માનતા અદા કીધી નથી."

"એ 'માનતા'માં તે શુ માન્યુ હતુ ?' મહેરબાઇએ પુછયુ

"જી, મે એમ માન્યુ હતુ કે મારી ઉમેદ સફળ થાય તો તા૦ ૨૨ મી નવેમબર ૨૯—ના દીવસ સુધીની ૨૦ વરસની મુદતમા મારી જાતવાળી ત્રણ બાઇઓ સાથે એક આખો દીવસ હુ ખાઇ-પીને ચમનમા પસાર કરશુ, કમનસીબે એ ફરજ હુ આજ સુધી અદા કરી શકી નથી હુ તમારી નોકરીમા રહયા પછી એ વાત સદનતર વીસરી ગઇ હતી પણ ગઇ રાતે મને સ્વપનામા અમારા સેટ જેનીયરે આવી ચમકાવી કે 'અનજેલીન ! તે તારી ફરજ હજી અદા કીધી નથી હવે આવતી કાલનો એકજ દહાડો તારી માનતામા બાકી છે, માટે કાલને કાલ આપણી ત્રણ જાતવાળીઓને તારી માનતા મુજબ મોજ ચખાડ, નહીતો તારા દીકરાની જીદગી ટુકી જાણજે !

આએ સ્વપનો જોઇને હુ તુરતજ ભડકી ઉઠી, મે યાદ કોધી તો તે તારીખ બરાબર હતી આજે ૨૨ મી નવેબર છે અને તે મારી માનતાની મુદતનો છેલ્લો દહાડો છે ૨૦ વરસ આજે બરાબર પુરા થાય છે ઓ બાઇ, તમને પગે પડુ છ, મને આજનો દીવસ રજા આપો !"

"પણ એમા કાલાવાલા શાના કરી મરેછ ? મે કયારે ના કહયુ ? જા, એનજેલીન, ને સુખેથી તારી માનતા પુરી પાડ તુને કાઇ ખરચ સારૂ જોઇએ તો પાંચ-પચાસ રૂપીઆભી લેતી જજે."

"મને બાહેર નથી જવુ, બાઇ, જે કાઇ કરવુ છે તે હુ અહીં ધરમાજ કરવા માગુછ"

"એમ ?"

"હા."

"પણ તારી કોઇ ત્રણ જાતવાળીને તુ મોજ મજાહ ચખાડવા માંગેછેની ?"

"હાજી, જો એ કામ હુ આજને આજ નહી કરૂ તો મારા દીકરાની જીદગીને ધોકો પુગે એમ છે અમારા સેટ ઝેવીયર એમ ખાસ કહી ગયાછ તેથી હુ ધ્રુજી મરૂ છ."

"ધ્રુજવાનુ ને ધપકવાનુ કાઇ કારણ નથી, તારા દીલમા એવો વસવસો પેદા થયોછ તો તુ સુખેથી કામ કરીને કાઢી નાખ, પણ તારી એ જાતવાળી———"

"તેની ફીકર ના કરો, બાઇ સાહેબ, મારી જાતવાળી ઓને હુડવા બહાર જવાની કશી જરૂર નથી જેવી મેહેરબાની

તમે બતાવી તેવીજ જો આપણા તેહેમીબાઈ બતાવે તો આજે મારૂ ગરીબનુ કામ થઇ જાય !"

"મરે હુ શુ એમાં મેહેરબાની બતાવી શકુ, એનજેલીન ? તુ શુ બોલેછ તેની મને સમજ પડતી નથી." અહીં તેહમીએ એનેજેલીનને પુછ્યુ.

"એ મેહેરબાની એમ કે તમારી ત્રણે આયાને મારી ઉપર હેરાન કરીને આજનો દહાડો તમેથી રજા આપો કે મને બહાર બીજા કોઇને શોધવા જવુ પડે નહી !" તે મકકાર ઓરતે કારસ્તાન ચલાવ્યાં

"પછી મારૂ કામકાજ કોણ કરે એનજેલીન ?" તેહમીએ પુછ્યુ

"બાઇ સાહેબ, ફકત આજનો દહાડો મારે લીધે જરા અડચણ લઇ ચલાવશો કાલે સવારના પોહોરમાં તમારી આયાઓ તમારી સેવામા હાજર થશે" એનજેલીને કાલા-વાલા કીધા

તેહમી વીચારમા પડી.

તે દીલની દયાળુ હતી. ગરીબોને ચાહનારી હતી તેણી હજી વીચાર કરે છે તેટલા ફરદુનજીબા, જેવણ આટલો વખત ચુપ હતા, તેવણ બોલ્યા, "દીકરી, કોઇ ગરીબનુ કામ થતુ હોય તેમા આપણે મદદ કરવી એને નારાજ ના કર—આજનો દહાડો જરા ચલાવી લેજે"

"વારૂ પપાજી, હુ તમારા હુકમની બહાર નથી"

"મરૂ રે મરૂ ' ગમે તે કરો પણ અખઇ રહયા મારા

ખ્રસ્તી દીલના દયાળુ જો!" મેહેરબાઇ તાલેવતે અહી સીપલાટ કાપ્યો "દીકરી થતી ને કેવી સલ્લાહ આપી! ઘણા વરસ જીવજો! ને મારે માથે મારાં ઘરના તાજ તરીકે સદા કાયમ રહેજો!"

ઓ હમારી દુનીયા! તારી ઠગાઇની હદ કયા છે?

"ઠીક છે એનજેલીન, જા મારી આયાઓને લઇ જા- મારી ના નથી." તેહમીએ એનજેલીનને રજા આપી

તે લુચ્ચી દાસી જાણે કેવી એક હેરાનમદ થઇ હોય તેમ ખુશ ખુશ થઇ તેહેમીના ઓવારણા લેવા પડી તેણી જ્યા દુરથી ઉભી હતી ત્યાથીજ બલૈયા લઇ ઓરડો છોડી જાય છે તેટલા મેહેરબાઇએ પાછુ પુછ્યુ

"તુ ખાવા પીવાનુ કયા કરશે એનજેલીન?"

"મેહેલના પાછલી તરફના ઓરડામા"

"ઠીક છે, જા, પણ જોજે તપાસજે, એકદમ છાંટો પાણી લેતાં ના, નહી તો મુઇઓ એકેકના ચોટલા પીખશો!"

"અરે નહીરે બાઇ! પહેલા તો અમે નાહી ધોઈ 'ચરચ' મા જઇ આવશુ ને પછી આખો દહાડો ખાઇ-પીને મોજ મજાહ કરશુ"

"તુ ને ખાવા પીવાનો જે સરસામાન જોઇયે તે કાવસા કારભારી પાસેથી માગી લેજે" શેઠાણી મેહેરબાઇ એકદમ દુલ્લા થઇ ગયા

"નહી બાઇ સાહેબ, આજે જે કઇ કરવાનુ ને બધુ મારા પોતાના પઇસાથી કરવાનુ છે" આયા એનજેલીને

જવાબ આપ્યો "તમારી મેહેરબાની છે એ ઘણી છ, પણ આજે મારેથી તમારે ત્યાની કોઇબી આછતી ચીજ લેવાશે નહી"

"ઠીક છે, જા જેમ તુને ગમે તેમ કરજે"

તે આયા ખુશી થતી તે ઓરડો છોડી ગઇ અહી નાસ્તો પણ પુરો થવાથી ફરદુનજીબા, મેહેરબાઇ અને તેહેમી ટેબલપરથી ઉઠયા તેહમી તુરત આયાઓને હુકમ કરવા પોતાના ઓરડા તરફ ગઇ

મેહેરબાઇએ આયા એનજેલીનને ખરચ સારૂં રૂ ૫૦ની એક નોટ ફરદુનજીબાની નજરો નજર તેના પગાર પેટે આપી, જે લઇ શેઠ શેઠાણીને સેંકડો દુવા દેતી તે હલદર હાયા ત્યાથી સટકી ગઇ

તેહેમીના હુકમથી તેની ત્રણે આયાઓ આયા એનજેલીનની પરોણી તરીકે આજનો આખો દીવસ મોજ મારવા પડી ખાવા પીવા અને ચમન ઉરાડવા કોણને નહી ગમે? વળી આ માનતા એક "ધારમીક માનતા" હતી એટલે વહેમી ફરગણો તે ઉપર જીવ પટકી નાખે એમા નવાઇ નહી હતી

આયા એનજેલીન અને તેહેમીની ત્રણે આયાઓ નાહી ધોઇ સુદર વસ્ત્રો સજી પ્રથમ 'ચરચ'માં જઇ આવી તે પછી એનજેલીને પોતાને ખરચે બજાર મગાવ્યુ અને ચારે જણે સાથે મળી ભાતભાતના પકવાનો સવાર સાજ ખાવા માટે તઇયાર કીધા

તે આખો દીવસ મેહેલના પાછલા ભાગમા તેઓએ મોટી

મોજમા પસાર કીધો ઠાવકી એનજેલીને જાતજાતના ઉચા શરાબોથી તેમને તર કરવાની બાહોશી શરૂઆતથીજ વાપરેલી હોવાથી બચ્ચાના બાહારમા તે ચારે ફ્રરગણોએ નાચવા-કુદવામા, ધારમીક અને સસારી ગાયનો ગાવામા અને બીજી તરેહવાર મોજ મારવામા કોઇ રીતની કચાસ રાખી નહી

મેહેરબાઇ તાલેવત આખો દીવસ જાણે કાંઇજ જાણતી ન હોય તેમ તેઓથી અલગીને અલગીજ રહી તેહમીની આયાઓને કાઇ વહેમ ન પડે તેટલા માટે તેણી આખો દીવસ મેહેલના પાછલા ભાગમા જરાએ ફ્રટકી નહી આયા એનજેલીને તે ત્રણ આયાઓ ઉપરાત મેહેલમાંના બીજા નોકર નફ્રરોને પણ મીઠાઇ ખવડાની તથા દારૂ પાઇને સતોષ રાખેલા હોવાથી સરવે કોઇ આજે ખુબ ખુશીમા હતા માત્ર એકજ જીવ આ ધરપચસરપચથી નારાજ હતો અને તે મેહેલનો કારભારી કાવલો હતો ?

તેને આજની આ વીચીત્ર "મેજબાની" પસદ આવી નહી-બલકે આગળ વધીને કહીયે તો આજના બનાવ ઉપરથી તે પોહચેલ ધરડાને કાઇક વસવસો ઉપજયો તે એકદમ તેહમીના ઓરડામા ગયો

"તેહમીબાઇ, એ આજે નવો ફેહતો હુ છે ?" તેણે પુછયુ

"શાનો ફેસ્તો, કાવલા ?"

"એ આયાઓનો—બીજો હાનો ?"

"આજે મેહેરબાઇની આયા એનજેલીને મારી આયાઓને મેજબાની આપીછ"

"મેજબાની ? હાને હારૂ ?"

"એણે કઇ માનના લીધેલી કહેછ આજનો દહાડો એ બોકા મજાહમાં પસાર કરવાનાં છે"

"તમારી આયાઓને તમે રજા આપી, બાઇ ?"

"હા, કાવલા, પપાનાં કહેવાથી મે તે લોકોને તેમા સામેલ થવા કહયુ છ"

"જોજો–તપાહજો–તમે કેહા કે કાવલો વગી પાછી અદેખાઇ કરી મરે, પણ ઉ તો હારાંને હારૂ કેતો છઉ વળી કઇ નવી બાજી ની રચાય તની હભાળ રાખજો !"

"નહીં કાવલા, તેવુ કઇ નથી એમા બાજી શાની ને વાત શાની ? વીસ વરસની વાતપર એનજેલીને પોતાને ત્યાં દીકરો પેદા થાય તો એવી એક ઉજાણી પોતાની જાતવાળી ઓને આપવા સારૂ કઇ માની લીધેલુ લાગેછ ને તે ફરજ એ આજે અદા કરેછ કોઇ ગરીબનુ સારૂ થતુ હોય તેમા આપણે રાજી થવુ જોઇએ."

"લાખ રૂપીયાની વાત બોલ્યા, બાઇ, પણ માણહ જોઇ ને વાત કીધેલી હારી !"

"નહી, વ્હેમાયાનુ કઇ કારણ નથી નોકર નોકરો બાઇપી મજાહ કરે તેમા આપણુને શુ નુકશાન જવાનુ છે ? એ બીચારાં કયાં રોજ એવી મોજ કરેછ ?"

"ત્યારે તો ઠીક, આપણુ બોયલુ આપણી પાહે–પણ મને તો ઇમા કાંઇ ખતરો નજર આવતો છે પેલી તમારી

હાવકી મા થતી વળી મહીનો એક દહાડો થયો પાછી લટી ગયેલી છે, તેવારથી ઉ તો ફ્કરમા પડેલો છેઉ "

"નહી નહી, કાવલા તુ બે ફીકર રહે, હુ ને પપા પુરતાં સાહુચેત છઇયે "

"તમે જાણો બા ! આપણે તો આપણી ફરજ અદા કરતા છે." અને એમ કહી કાવલાએ ત્યાંથી રૂખશદ લીધી અને તેહમી એક ઇગ્રેજી નોવેલ વાંચવા પડી

તે સાંજે શેઠ, શેઠાણી અને તેહમી મામુલ મુજબ બાહેર ફ્રી આવ્યા અફ્સોસ ! ફરદુનજી તાલેવતનો તે છેલ્લોજ ફેરો હતો !

રાતના ખાણા ઉપર મેહેરબાઇ આજે બહુજ હસમુખી અને બોલકણી જણાઇ તેણી ઘડીકમા ફરદુનજી ઉપરથી અને ઘડીકમાં તેહમી ઉપરથી મરી મરી જતી હતી ! ભોળા ફરદુનજી અને ભલી તેહમી તેણીની પ્રપચી બાજી કમનમીબે સમજી શકયા નહી, જયારે કઇ બુરૂ બનવાનુ હોય ત્યારે કુદરતી રીતેજ આપણી બુધી ઓછી થઇ જાય છે તે કમતાલે બાપ બેટીનાં બાબમા પણ તેમજ બન્યુ

ખાણુ ખલાસ થવે તે ત્રણે જણા આગલા દીવાનખાનામા આવયા, જયા જરા વાર બેસીને મેહેરબાઇ કાઇ કામનુ બહાનુ કાઢી પોતાના ઓરડામા જતી રહી

ઓરડાના બારણા આગળથી રાખેલા સકેત મુજબ પેલી લુચ્ચી આયા એનજેલીન તેણીની રાહ જોતી ઉભી હતી

"કેમ એનજેલીન આવી કે ?"

"હા બાઇ સાહેબ, બોલો શું હુકમ છે?

"તમે લોકો જમ્યા કે?"

નહીંજી તમે મને ફરમાવ્યું હતું કે જમવા અગમચ નને મળજે તેથી હું ત્યારથી તમારે માટે અહીં ખોટી છું

"ઠીક છે અંદર આવ!"

તે કાવત્રા ખોર સ્ત્રી તે આયાને ઓરડામાં લઇ ગઇ અને પોતાની કબાટ ઉઘાડી તેમાથી એક નાની શીશી તેનાં હાથમા આપતા ધીમા સાદે કાનપર પડીને બોલી, "સાંભળ એનજેલીન આએ શીશીમાં કેફ આપવાની એક પ્રવાહી છે, એમાંના ચાર પાંચ ટીપાં દારૂની બાતલીમા નાખી તેહમીની આયાઓને પાજે કે અરધા કલાકમાં તેઓ મુડદા મીસાલ બેહોશ થઇ પડશે, સંભાળજે તે બાટલીમાનો દારૂ તારા પીધામાં આવે નહી"

"વારૂ જી"

એ ત્રણે જણી બે કામ પડયા બરાબર તું આપણા ઓરડામા આવજે તે પછી જે કાંઇ કરવાનું છે તે હું તુને ફરમાવશ" એટલું કહી આયાને ત્યાથી રવાના કરી મેહેરબાઇ તાલેવત પાછી આગલા દીવાનખાનામાં ગઇ અને જાણે કશામા નહી હોય તેમ તે બાપ-બેટી જોડે હસી બોલી તરેહવાર વાતોનાં તડાકા ચલાવવા પડી



## પ્રકરણ ૨૩ મું.

### એક ભયકર અખતરાનુ પ્રાણઘાતક પરીણામ!

મધરાતનો વખત હતો તાલેવત કેસ્ટલમા સઘળુ ચુપચાપ હતુ ફરદુનજી તાલેવત પોતાના ઓરડામાં ભરભુગ ઉંઘમા પડેલા હતા બીજી તરફ તેહમી તાલેવત પણ પોતાના ઓરડાનુ બારણુ રોજના રાબેતા મુજબ અળગુ બધ કરી કયારની પોઢી ગઇ હતી, આજે તેણી ઓરડામાં એકલીજ હતી કારણકે આયા એનજેલીને પોતાની "માનતા" ફેડવા માટે તેહમીની ત્રણે આયાઓને પોતાની પરોણી તરીકે નોતરેલી હોવાથી તેઓ ખાઇપીને મોડી રાત્રે ઓરડામા સુવા આવશે એવી ગણત્રીથી તેહમી એકલી આરામ કરવા ગઇ હતી. મેહેલના તમામ નોકર–ચાકરો પણ કયારના વગેસગે થઇ ગયા હતા

મધરાતે બરાબર બારને ટકોરે મેહેરબાઇ તાનેવતના બીછાના આગળ એક કાળો આકાર ઉભેલો જણાયો વાચનારને જણાવવાની જરૂર નથી કે ફરદુનજી તાનેવતના ઓરડાની જોડેજોડ મેહેરબાઇનો ઓરડો આવેલો હતો અને એક ઓરડામાથી બીજા ઓરડામા જવાનુ ઓરડાની વચ્ચે એક બારણુ હતુ, જે હમેશના રીવાજ મુજબ અળગુ બધ કરેલુ હતુ જે દીવસનો આ દેખાવ અત્રે રજુ થાય છે તે દીવસ મેહલમા મેહેરબાઇ અને તેવણના આયા એનજેલીન સીવાય બીજા દરેક જણ ઘાડી નીંદરામા પડેલાં હતા. તેમની વચ્ચે આજની રાત્રે જે જે ભાગ ભજવાના હતા તેની ગણગોઠવણ

આગમચથી થઇ ચુકેલી હતી અને સાંજે બતી વધારયા પછીથી તે ગોઠવેલુ "પ્રોગ્રામ" વખતસર અમલમાં આવવાનુ કામ કર્યાનુ શુરૂ થઇ ચુકયુ હતુ રાતના ખાણા પછી મેહેરબાઇએ આયા અનજેલીનને આપેલી પેલી કેફી પ્રવાહીની શીશી પોતાનુ કામ કયારની કરી ચુકી હતી અને લુચ્છી એનજેલીને તેહમીની ત્રણે આયાઓને ઠગાથી કેફ દારૂ પાઇ પોતાના પંજામાં લેવાને પુર ફતેહમંદ નીવડવા પામી હતી તેણીએ તે ત્રણે આયાઓને ખુબ ખવાડી-પાઇ એવી લેલે-ગુરગુર બનાવી દીધી કે તે બાપડીઓ પોતે કયા છે તેની વઠીક તેમને શુધ્ધી રહી નહી "મેહેલના જે પાછલા ઓરડામાં આયા એનજેલીન આજે ખાણી પીણી કીધી હતી તેજ ઓરડામા તે ત્રણે જણા દારૂમાં ભેળેલી પેલી કેફી અસરના કેફમા મુડદા મી લ બેફામ પડી હતી તે ત્રણેની તેવી સ્થીતી થયા પછીજ ઠાવકી એનજેલીન તે ઓરડાને તાળુ મારી પોતાની બાઇ પાસે આવી હતી

આ વખ્તે તેણીએ એક કાળો ઝભ્ભો આગપર ઓળવેલો હતો તેની કાવત્રાંખોર શેઠાણી પોતાના બીછાનામા જાગૃત પડી રહી તેણી કયારે આવે તેની રાહ જોતી તપ્યા કરતી હતી જયારે મધરાતે બરાબર બારને ટકોરે તેણીએ પોતાના ઓરડામા એક કાળો આકાર આવીને ઉભેલો જોયો, ત્યારે તેણી બીછાનામા ઉઠી બેઠી

તે દહાડે મેહેરબાઇએ જાણીજોઇને પોતાના ઓરડામા અંધારૂ કીધુ હતુ જેથી આયા એનજેલીન ત્યા આવી પહોચી તેવીજ તેણીએ તેના કાનમા ધીમેથી પુછયુ —

"કેમ બધુ ઓલરાઇટ છે ?"

"હાજી, ત્રણે જણી બેફામ પડીછ અને હુ ઓરડાને બાહેરથી તાળુ દઇ આવીછ"

"શાબાશ!" તેણી બીછાનાપરથી હેઠળ ઉતરી બોની "ઠીક બજાવી! હવે તું એક કામ કર! મારા ઓરડાની બાહેર બારણા આગળ ઉભી રહેજે અને મારા કે ફરદુનજીવાળા ઓરડામાં કોઇ આવવા નહી પામે તેની સાહુચેતી રાખજે"

"વારૂજી."

"તુ બાહેરની ચાલમાની બતી પ્રથમ ધીમી કરી અંધારામાં ઉભી રહેજે"

"તમે બેફીકર રહો." પેલી લુચ્ચી આયાએ જવાબ આપ્યો અને ઓરડામાથી બાહેર નીકળી.

તેણીનાં જવા પછી મેહેરબાઇએ પોતાની કબટ ધીમેથી ઉઘાડી તેણીએ પગમા સપાટ કે સ્લીપર વગેરે પેહેરેલી નહી હતી પમ પણ ઉઘાડાજ હતા પડોસનાં ફરદુનજીવાળા ઓરડામાં પોતે સજાગ્રત છે એવો જરાએ સસારો જણાવા નહી પામે એવી રીતે ધીમે પગલે અને ઉચા દમે તેણીએ કબટમાંથી એક ચોર ફાનસ બાહેર કાઢી સળગાવ્યુ અને બીજા હાથમા કાંઇ દવાની શીશી તથા એક નાની સફેદ ટોપી કહાડી! અફસોસ! તેણી પોતાના ધણીને કલોરોફોમ સુઘાડી બેફામ બનાવવા જતી હતી!

પ્રથમ તેણીએ પોતાના અને ફરદુનજીનાં ઓરડાની

વચ્ચેનુ અળગુ બારણુ ધીમેથી ઉત્રાડી પોતાનાજ ઓરડામા ઉભી રહીને તેવણ સુનેલા છે કે જાગે છે તે ખુબ બારીકાથી તપાસ્યુ તે ભોળો નીરદોશ ભરથાર ભર ઉઘમાં પડેલો હતો અને તેનો મોટેથી ઘોરવાનો ખુલ્લો સાદ આવતો હતો '

પોતાની પુરેપુરી ખાત્રી થતા પછી તેણી ફરદુનજીવાળા ઓરડામા દાખલ થઇ અને પેલુ ચોર ફાનસ તેવણના માથા તરફથી જમીનપર મુકી તે ઓરડામા બળતી બતીને એકદમ ઝાખી કરી નાખી અને તે ઝાખા પ્રકાશમા પેલી સીસીમાથી દવા કાઢી ટોપીમા નાખી તુરતજ તે ટોપી તેવણનાં નાક આગળ પકડી !

વચે અરધી સેકડ પસાર થઇ નહી તેટલા ફરદુનજી તાલેવતનો ઘોરવાનો અવાજ તુરત બધ થઇ ગયો પ્રથમ તેવણ ઉઘમા ગુગળાતા હોય તેમ જણાયા પણ તુરતજ તે ગુગળાવુ જોતાં જોતામા ખતમ થઇ ગયુ !

તેવણના ઘોરવાનો સાદ બધ થયા બરાબર તેણીએ તેવણના હાથપર હાથ મેલી નાડ તપાસી, ને નાડની હસ્તી વટીક તેણીને જણાઇ નહી !

આ વખ્તે તે કમબખ્ત કરપીણના ટેટા થરથર ધુજતા હતા અને છાતી એટલી બધી ધડક ધડક થતી હતી કે તેનો સાદ તે કુપાત્ર સ્ત્રી પોતાના કાનો કાન સાભળી શકતી હતી ! તેણીનુ મગજ તે ઓરડામા પગ મુકયા બરાબર અચબુચ એટલુ ઉશ્કેરાઇ ગયુ હતુ કે ગોયા તેણી પોતે પોતાની હસ્તી વટીક ભુલી ગઇ હતી '

નાડ તપાસી તે હાથ નહી લાગવાથી તેણીએ ધારી લીધુ કે કલોરોફોરમની અસર કયારની થઇ ચુકી હતી! તે કમબખતને પેલી ટોપી તેવણના નાક ઉપરથી ઉચકી લેવાનુ વટીક ત્યા ભાન રહયુ નહી તુરતજ ધભરાટમા તેણીએ તેવણના તકીયાની નીચેથી તેમની ચાવીનો ઝુમખો ખેચી કાઢયો અને ઝટ 'આલમાઇરા' ઉઘાડી તેના ખાનામા મુકેલી તીજોરીની કુચી તે દલદર દદાએ ખેચી કાઢી.

હવે તેણી તુરતજ તીજોરી તરફ ગઇ અને પેલા ચોર ફાનસની મદદથી તે ઉઘાડી તેમાના એકેએક દસ્તાવેજો તપાસ્યા, પણ ફરદુનજી તાલેવતનુ જે "વીલ" તેણી હાથ કરવા માગતી હતી તે તેણીને જડયુ નહી!

આ વખ્તે તેણીનો ચેહેરો જોવાજોગ થઇ પડયો હતો! જે નેમથી તેણીએ આ ભયકર કાવતરૂ માથે ઉઠાવ્યુ હતુ તે નેમ બર નહી આવે એવો મામલો જોઈ તેણી વધુ ઉશકે રાઇ ગઇ. તેણીના હાથ પગ અને હોઠ થરથર ધ્રુજવા લાગ્યા અને આખુ આગ પસીને ગરકાવ થઇ ગયુ

"અરે ખુદા! 'ચોરને પોટલે ધુળની ધુળ તે ખરૂ છે!" તેણી મન સાથ ચીચવાઇને પટપટી મે આજે મારા જીવપર કેવો જોખમ ખેડયો અને તેનુ પરીણામ કાઇજ નહી? એ તો 'મેહેનત બરબાદ ને ગુનાહ લાઝમ' જેવુ થયુ! વીલ અહી તીજોરીમાબી નથી! એ ઢાખરાએ તે કયા મુકયુ હશે? જો એની પાસે હતે તો તે આએજ તીજોરીમા હતે એવો કીમતી દસ્તાવેજ સાધારણ જગાપર મુકેજ કેમ? પણ સબર! મારી ધારતીને લીધે એ 'વીલ' પેની રાત ટુકતી થીના'

હવાલામાં તો સોપેલુ નહીં હોય? હા-હા-એ મુવા બુઢ્ઢાએ જોયુ કે તીજોરીમા મુકસ તો ત્યાંથી કોઇમી દહાડે હુ તફ્ડાવ્યાં વગર રહેવાની નથી, માટે જયાં છે ત્યા એ રાન ચચુરીનેજ સોપેલુ લાગેછ હવે તો એ તે એજ!-જે બને તે ખરી! પણ આજે હીંમત કીધીછ તો પુરી કરીને 'વીલ' હર સરતે હાથ કરવુ જોઇયે મને પહેલ્લાથીજ શક હતો કે બુઢાજી પોતાની તીજોરીમા વીલ રાખે એટલા ભોળા નથી મારો તે વ્હેમ આજે આબાદ ખરો પડયો! પણ ફીકર નહી તેહમી આજે ઓરડામા એખની છે મેબી આગમચથી પાપ ચેતીનેજ બધો તાગડો તઇયાર ધડી મુકયોછ આજે એનોબી એજ હાલ કરૂછ! વીલ હોય તો એની તીજોરીમાજ હોય!" અને એમ બોલી ઉશકેરાયથી હાલતમા તે દલદર દહાએ તે તીજોરી પાછી સભાળથી બધ કીધી અને તે કુચી આલ બાઇરાના ખાનામાં તેની અસલ જગામા મુકી કબટ બધ કરી ચાવીનો ઝુમખો ફરદુનજીના તકીયા તળે સેરવી દઇ ત્યાંથી ઝટ છટકી જવા ઇચ્છયુ, પણ નખ્ખોદ! તેટલાં તેણીની નજર ફરદુનજીના નાક ઉપર મુકેલી પેલી સફેદ ટોપી ઉપર પડી!

"ઓ માય! શુ કાચ્ચુ કાપ્યુ! ઓ ખુદા! હવે શુ કરૂ! આએ કલોરોફામની ટોપી મે તુરતજ ઉચકી લેવી જોઇતી હતી તે ઉચકતા તો હુ વીસરી ગઇ! ઓ મારા બાપ! હવે કાહ જાઉ!" તેણી ફગલાઇને ફાટી રહી "રખે એવણુના જીવની કાંઇ હાની થઇ હોય!"

તે મહા કરપીણ ઓીને ઉપલો વીચાર આવ્યા બરાબર

તેણીએ તે ટોપી ઝટ ઉચકી લીધી, પણ અફસોસ! હદ બહાર અસુર થઇ ગયુ હતુ તે કમનસીબ ગ્રહસ્થનો વાવલો તો ઉવમાં અને ઉધમા કયારનો ઉડી ગયો હતો!

તેણીએ ભારે ધભરાટમા ફરદુનજીનુ આંગ તપાસ્યુ તો આખુ બદન ઠઠ્ઠુ ગાર થઇ ગયલુ હતુ અને હાથ પગ અને કપાળની ઉપર પરસેવાના બરફ જેવાં ઠડા ઝરા ફુટી નીકળેલા હતા!

તેણી ચમકી!

પણ ચમકતા છતા ભયકર પરીણામ આવશે એવો ખ્યાલ તેણીને થયો નહીં "સહવાર થતા એની અસર આપ મેળે ઉતરી જશે" એવો મનને સધીયારો આપી ફગલાયલે ચેહેરે તે ફેરી ના ફરદુનજી.. ઓરડામાથી પોતાના ઓરડામા ગઇ–ત્યા એક પળ કાઇ વીચાર કીધો અને "હવે એ તે એજ–જે થવાનુ હશે તે થશે" નાં ઠરાવ સાથ બીજે બારણે બાહેર પડી

બારણાની બાહાર આયા એનજેલીન તેની રાહ જોતી ઉભેલીજ હતી "કેમ બધુ સમાધાન છે?" તેણીએ તેના કાનપર પડી ધીમેથી પુછ્યુ

"હાજી–અહીં કોઇ આવ્યુ ગયુ નથી" તે આયાએ જવાબ આપ્યો "પણ બાઇ, તમે એટલા બીધેલા કેમ લાગોછ? તમારા હાથને હોઠ થરથર ધ્રુજેછ કેમ?"

"અરે નહીંરે! એ નો આજે જરા ઠડક છે કેની, તેથી તુને એમ લાગેછ. "બીજુ કાઇ નથી." તે ઠાવકી સ્ત્રીએ તુરત

પાછી ફેરવી નાખી ફરદુનજીવાળા ઓરડામાં તો તેણીએ એકલીએ કામ બજાવ્યું હતું, પણ તેહમીના ઓરડામાં તેની મદદ લેવાની જરૂર હોવાથી રખે તે ફરંગણુ આયાને કાંઇ વહેમ પડે તે તેણીને સંભાળવાનું હતું !

"કંઇ જોખમ જેવું હોય તો, બાઇ પાછા ફરો !" આયા એનજેલીને તેણીને ચેતવણી આપી

"જોખમ ? શાનો જોખમ ? રાણુ તું મેટ તો નથી થઇ ? ચાલ ચાલ, એવું હીચકારાપણું છોડી દે અને મારી પાછળ આવ ?" એમ કહી મેહેરબાઇ નેહમીના ઓરડા તરફ ગઇ અને પેલી આયા તેની પાછળ ચાલી

"જો સાંભળ, આએ સફેદ ટોપીમાં હું કેરી દવા નાખું છ એ ટોપી જરા વાર પેલી દુકતીના નાક આગળ પકડી પાછી કાઢી નાખવાની એમ ઘડી ઘડી કરયા કરવાનું સમજી કે ?"

"એ કામ તમેજ કરો તો કેવું બાઇ ? વખતે મારાથી વધુ ઓછો વખત ટોપી નાક આગળ રખાઇ ગઇ તો—"

"મુંગી મર એકદમ ! એ કામ તારેજ બજાવવું પડશે એમ છેકજ ભાજીનું પાણી કેમ થઇ મરેછ ? તું ધારેછ તેટલી એ ઝેરી દવા નથી ફક્ત થોડો વખત બેફામીમાં નાખેછ" મેહેરબાઇ તેના કાનપર પડીને બોલી "લે પકડ એ કામ તેજ કરવું જોઇએ, કારણકે તું અને તપાસે તેટલા હું મારૂં ચાદ્દયું-ચીત્યું કરી લેઉ !"

આયા એનજેલીન પઇસાની ગમે એટલી લાલચુ હતી,

પણ કીમનમા કાચી હતી હજીમી તેણીએ ઇચ્છયુ કે તેની બાઇ આ કામ તેને નહી સોપે તો સારૂ, પણ પોતાના વીચારો તેણી હીમતથી જાહેર કરી શકી નહી પાચ હજારની લાલચ લેના લીધી તો ખરી, પણ આજનો આ ગભીર મામલો જોઇ તેણી ડચકી ગઇ।

"કેમ શુ વીચાર કરેછ ?" તે ઝેરી નાગણે કાઇક ચીચ વાટથી પુછયુ આ વખત તેણીએ પોતાની અરધી સુધ-બુધ ગોયા ખોહી દીધેલી હતી

"એમા વીચાર શાનો, બાઇ, હુ તમારા હુકમ મુજબ કરવાને તઇયાર છુ" તે ફ્સી પડેલી ફરગણે તેણીના ધાકથી ધ્રુજીને તેને રાજી કરનારો ફરજયાત જવાબ આપ્યો

"ઠીક છે ત્યારે, લે આએ ટોપી અને એકદમ આએ ઓરડામાં દાખલ થઇ તેના નાક આગળ પકડી પાડ।"

"પણ બાઇ, હુ એમ——"

"ચુઉઉઉપ! હુ અહી તારી કોઇ લતરાજી સાભળવા માગતી નથી ચાલ એકદમ ઓરડામા ધીમે પગલે દાખલ થા!" તે ઝેરી નાગણે ઇસારતથી ધમકાવી નાખતા ડોળા કકડાવી કહ્યુ અને આયા એનજેલીન ધડકતી છાતીએ નેહમીના ઓરડામા દાખલ થઇ.

તે ઝેરી નાગણ તેની પાછળ ગઇ આયા નેહમીના બીછાના તરફ જાય છે તેટલા મેહેરબાઇ ટેબલપર મુકેલા લેમ્પ તરફ ધસી ગઇ અને આયાએ તેહમીના નાક આગળ ટોપી પકડયા બરાબર બતીનો ઉજાસ ઝાખો કરી દઇ તેણી ઝટ

તેના બીછાના તરફ દોડી, તેણીના એક હાથમા પેલુ ચોર ફાનસ પકડેલુ હતુ.

આયા એનજેલીન જોકે બીધેલી હતી તે છતા સાવધ હતી તેણી પેલી ટોપી જરાવાર તેહમીના નાક આગળ પકડી પાછી ઝટ ખસેડી દેતી હતી અને એજ રીતે પુરતી સંભાળ થી પોતાને સોપવામા આવેલા કામપર તેણી સાવધગીરીથી મંડેલી હતી

બીજી તરફ મેહેરબાઇને તેહમી ની ચાવીનો ઝુમખો તેણી ધારતી હતી તેટલી સેહેલાઇથી જડયો નહી તેહમી તકીયાની તળે પોતાની ચાવી રાખતી ન હતી તે ચાવી તેણીના આ ગર્મા પહેરેલા બદીયાનનાં ગજવામાંજ હતી જે અધારામા ટટોસી ટટોસીને અતે તે કુપાત્ર સ્ત્રીએ શોધી કાઢયો

ચાવીનો ઝુમખો હાથ લાગ્યાથી તેને હીંમત આવી, હવે તે તેહમીની મોટી આલમાઇરા તરફ ગઇ અને ઝટ કુચી લગાડી અદરનુ ખાનુ ખોલ્યુ અહીંથી તીજોરીની કુચી તેણીને મળી આવી જેમ થતાજ, આલમાઇરાને ઉઘાડી પડતી મેલી ઓરડાની દક્ષીણે આવેલી તીજોરી તરફ તે દદા ઝડકુ પગલે દોડી ગઇ અને ચોર ફાનસની મદદથી તીજોરી ઉઘાડી પેલા "વીલ" ની શોધ કરવા લાગી

તે કુપાત્ર સ્ત્રીએ આખી તીજોરી તળે ઉપર કીધી પણ પ્રથમ તેણીનુ કાઇ વળ્યુ નહી. વીલ અહીંમી નથી!" તેણી મન સાથ બબડી "નફ્ખોદ ગીયાઓએ કોણ જાણે કયા દાબ્યુ છ હવે કેમ કરૂ ?" તેણી વીચારમા પડી આ વખતે તેની છાતીમા ચાલતો ધબરાટ એવો ભયભીત હતો કે જરા

જરા વારે તેણી નેહમીની તરફ ફરી ફરીને જોતી હતી કે રખે તેણીની આ ચોરી પકડાઇ જાય! એક પાપી હઇયુ હમેશા હીચકારૂ હોય છે. એજ રથીતી તે ઝેરી નાગ ખુની હતી!

તીજોરી માંહેથી એકેએક ચીજ તપાસવા છતા જયારે તે વસીયત તણીને મળ્યુ નહી ત્યારે તેની નાસીપાસીનો પાર રહયો નહી પણ તે પછી તુરત તેણીને ભાન આવી ગયુ કે તીજોરીનો ચોરવકોરો હજી તેણીએ તપાસ્યો નથી કમનસીબે એવીજ એક તીજોરી તે પોતે વાપરતી હોવાથી અને તે એઉ એકજ "મેકર"ની હોવાથી તે હલદર દહાને તેનો ચોર નકોરો ઉઘાડતા ઝાઝી મુશકેલી પડી નહી. ચોર વકોરો ઉઘાડયા બરાબર તેણીને એક લાંબો સુખડનો નકસીદાર દાબડો તેમાં મુકેલો દેખાયો, જે ઉઘાડી જોતા "મારૂ છેલ્લુ વીલ" એવા ફરદુનજી તાલેવતના જાણીતા હરફો તેની નજરે પડયા!

"શુકર ખુદાના! તે નાપાક પેલુ વશીયત પોતાના કબજામાં લેતાં હરખથી બબડી "અને મારી ઝેહમત ફતેહમદ થઇ!"

પેલો સુખડનો દાબડો એમનો એમ પાછો ખાનાંમાં મુકી દઇ વકોરો દાબી તીજોરી તુરત બંધ કરી તેની ચાવી પાછી આલમાઇરામા મુકી, આયા એનજેનીનને હાથની એક છુપી ઇસારતથી પોતાની પાછળ આવવાનુ કહી તે ભયભરેલી સ્ત્રી તેહમીની જરાએ તપાસ કીધા વીના તે ઓરડો છોડી ચાલી ગઇ.

"મુવા મુજીઓ! જુઓ—આખરે મારીજ ફતેહ થઇ કેની?" એમ મન સાથ વડાઇ લેતી મેહેરબાઇ પોતાના ઓરડામાં દોડી અને ચોર ફાનસની મદદથી ઝટ પેલા દસ્તાવેજનુ પરબીડુ ફાડી તે આખો હાંફળી-ફાંફળી સ્થીતીમા વાંચી ગઇ!

તે વસીયત છેલ્લા એક મહીનાની વાતપર ફરદુનજીબાએ પોતાનુ જે વીલ કીધુ હતુ તેજ હતુ! તેમા પોતાની તમામ જંગમ અને સ્થાવર મીલકતની એકલી માલેક પોતાની બેટી તેહમીને ઠરાવી હતી, જ્યારે મેહેરબાઇને માત્ર તેણીના લગન વખતે થયલા દાગીના સીવાય એક ફુટી બદામ આપેલી ન હતી!

"જોયા એ મુવા બેઉ બાપ દીકરીનાં કરતુક?" તેણી પાછી ધીમેથી મન સાત બખાળા કાઢના પડી "મે પેલા ડાગાથી કરાવી લીધેલાં વીલથી એ મુવો ચીમપાનજી વાદરો એ હીસાબે સજ્જડ ચમકેલો ખરો! મે ઘણુ ઘણુ પુછ્યુ, પણ 'ના'થી 'હા' કીધી નહી ઓ ખુદા! હુ જો ભરમમા રહેતે તો એ બેઉ મુજીઓ મને ઠાર મારી નાખને ને એ રાન દલદર ઢુકતી બધી દોલત—અસકયામતની પાચે દહાડે એકલી માલેક થઇ બેસતે! પણ હવે એ બેઉની મુડી મારા હાથમા આવીછ હુબી ખરી કે હમણા ને હમણા આએ નેહેસ્ત 'વીલ'નો નાશ કરૂ"

અને એટલુ બોલી તેણી ઓરડામાથી બાહેર નીકળી મેહેલના બાવરચીખાનામા ગઇ તે નાપાક મેહેલના રસોડામા છટ્ઠે છ માસે પણ પગ મુકતી નહીં હતી, પણ આજે પોતાની

ગરજે જવુ પડયુ ત્યાં જઇ ચુહલો ઉકેલી પેલુ વસીયતનામુ આખું ને આખુ મુકી દઇ એક કાડીની મદદથી તેને સળગાવી મેલ્યુ

ને આખો દસ્તાવેજ બળીને ભસ્મ થયો ત્યા સુધી તે નાપાક ત્યા દાતીયાં પીસતી અને પોતાની ફતેહપર ફુલાતી ઉભી રહી જ્યારે તેની તમામ ખાક થઇ ત્યારેજ–પુરેપુરી ખાત્રી કીધા પછી–તેણી પાછી પોતાના ઓરડામાં આવી

આરડામા આયા એનજેલીન આજના બનાવપર તરેહવાર ખ્યાલ કરતી ધ્રુજતી–ધપકતી ઉભેલી હતી તેણીએ પોતાની કાનત્રાખોર શેઠાણીના કામમા મદદ આપી ખરી, પણ અત્યારથીજ હવે તેણીને પસ્તાવો શુરૂ થયો હતો મરૂ પુછે તો પાંચ હજારની લાચ તેણીને ભારી પડી ગઇ હતી!

"એનજેલીન, હવે એક કામ કર" તે ઝેરી નાગણ વગીયતનો નાશ કરી આવ્યા પછી પેલી સફેદ ટોપી અને ચોર ફાનસ છુપાવી દીધા બાદ તેણીના કાનપર પડી ધીમેથી બોલી પેની દુકતીની ત્રણે આયાઓ જે ઓરડામા પડીછ, તેઓનો ઓરડો ઉઘાડી આન કદાચ હવે તેઓ સુધીમા આવશે તેટલું કામ કરી આવીને તુ ચુપચુપ સુઇ જા હવે આપણો પ્રયોગ ખુદાની મેહેરથી પુર ફતેહમદી સાથ પસાર થયોછ!

અફસોસ! જે પ્રયોગને તેણી "પુર ફતેહમદી સાથ પસાર" થયલો સમજતી હતી તે પ્રયોગે ફરદુનજીવાળા ઓરડામા કેવી ખાનેખરાબી ફેલાવી હતી તેનુ તે પાખડી સ્ત્રીને ભાન કયા હતુ!

એક તરફ આયા એનજેલીન ઉપલો હુકમ બજાવવા ગઇ અને બીજી તરફ તે લુચ્ચી ઓરત ફરી એકવાર બહુજ સભાળથી પગના અગુઠા ઉપર, દમ ઉચો રાખીને, ધીમેથી ચાલતી ફરદુનજીવાળા ઓરડામા ત્યાનો મામલો કેમ છે તે જોવા સારૂ–અદર આવી અહીં તેણીએ શુ જોયુ ? ફરદુનજી એક મુડદા મીસાલ બીછાનાપર ચત્તાપાટ પડેલા હતા અને જે સ્થીતીમા તેણી છેલ્લી તેવણુને જોઇ ગઇ હતી તે કરતા વધુ ભયભીત સ્થીતી તેવણુના ચેહરો રજુ કરી રહી હતા

તેણી જરા આગળ ગઇ અને તવણુના નાક આગળ સેહેજ દુરથી પોતાનો હાથ પકડી તેવણુ શ્વાસ ખેચે છે કે નહી તે તપાસ્યુ તે નાપાકે ભારી ધભરાટ સાથ જોઇ લીધુ કે તેવણુનો શ્વાસ સદતર બધ થઇ ગયો હતો ! ફરી ફરીથી તેણીએ તેવણુના નાક આગળ પોતાનો કાન લઇ જઇ તે બાબે બારીક તપાસ કીધી પણ જેમ જેમ તેણી તપાસતી ગઇ તેમ તેમ દર પળે તેણીની ચીંતા વધતી ચાલી હાથ પગ, માથુ, મોહડુ ગાલ, હોઠ, ટેટા, પેટ અને આખુ શરીર બરફ જેવુ ઠડુ થઇ જઇ આખુ બીછાનુ તેવણુના શરીર ઉપર ફુટેલા પરસેવાના ઠડા ઝરાથી તરબોળ થઇ ગયલુ હતુ !

"ઓ મારા બાપ! એ મે શુ કીધુ ! એવણુ હઇયાત હોય એમ લાગતુ નથી! ઓ માય! હવે કાહાં જાઉ ! હુ કરવા શુ ગઇ ને થઇ શુ ગયુ ?

હવેજ તેણીની શુધ ઉઘડી કે "લેને ગઇ પુત ઓર ખોહ આઇ ખસમ" જેવી વાત બની ગઇ હતી ! તેણીએ

ઝડપમા ઘડીઆળ જોયુ તો મધરાત પછીના બે વાગેલા હતા અસાધારણ ગભરાટ વચ્ચે તેણીને જે પેહેલ્લો ખ્યાલ આવ્યો તે એ હતો કે ડાક્ટરને તેડાવી ખરૂ શુ છે તે બાબે ખાત્રી કરૂ—પછીજ ઘરમાના માણસોને જગાડુ !"

તે નાપાક એટલી ગભરાઇ ગઇ હતી કે તેણીનુ એકેક પગલુ તેણી મહા મુશ્કેલીથી ઉચકી શકતી હતી જેમ એક વાઘને જોઇ સસલુ થરથર ધ્રુજે તેમ તે ચડાળ સ્ત્રી ફરદુન જીના બીછાના ઉપરનો દેખાવ જોઇ પોતાના તન-બદનથી ધ્રુજતી હતી ગોયા તેણીના સાધેસાંધા જડ થઇ ગયા હતા મોટી મુશ્કેલીથી તેણી ફરદુનજીવાળા ઓરડામાથી પોતાના ઓરડામા આવી અહીં આવતા આવતાં તે દલદર દદાનાં આગમાં ટાઢનુ એક જબરદસ્ત લખલખુ ચઢી આવ્યુ એમ છતા હવે વખત ખોહવામા સાર નથી એમ સમજી તેણી આયા એનજેલીનને બોલાવવા જતી હતી તેટલાં તે નીમક હરામ દાસી સામેજ મળી તેણી પેલી તેહમીવાળી આયાઓ-ના ઓરડાનુ તાળુ ઉઘાડી પાછી ફરતી હતી આયા એન-જલીન પોતાની શેઠાણીને જોતા વાર ફગલાઇને ફાટી રહી !

"ઓ બાઇ, શુ છે? તમે એટલા ધ્રુજોછ કાય !" તેણી ગભરાઇને પુછવા પડી

"એનજે-એનજે-એનજેલીન-ધધધધ-ધભરા ના ! મ-મ-મને ક-ક-કઇ નથી તુ એકદમ આપણી ગ-ગ-ગાડી જોડાવી આપ-આપ-આપ-આપણા ડા-ડા-ડા-ડાકટરને ત-ત-ત-તાકીદે મા-મા-મારતી ગાડીએ બોબો-બોલાવી લાવ !" મેહેરબાઇએ મોટી મુશકેલીથી આટલુ ફરમાવ્યુ

"કાય બાઇ સાહેબ, એવી મોડી રાતે ડાકટરનુ શુ કામ પડયુ ? કોણ સીક છે બાઇ ? કોણને માટે ડાકટર તેડોછ ?" ને કાચી હીમતની આયા ભાજીનુ પાણી થઇ જઇ રખે કોઇ નવી મુસીબત આવી પડે અને તેમનુ પાપ ખુલ્લુ થઇ જાય તેની ધાસ્તીનાં ધ્રુજરાથી ધ્રુજી કપી ને પુછવા પડી

"વળી સીક કોણ હોય ?–કોઇ નથી ! જરા શેઠની તબી યત કઇ બીગડી જેવી આવીછ તેથી હુ ડાકતરને ત્યા તાકીદે બોલાવવા મોકલુ છ" આયાએ ચલાવેલી ખણખોદ મેહેરબાઇને ગમી નહી તેથી તેણી ચીરડાઇને બોલી તેણી ચીરડાવાથી પ્રથમ જે અચકી અચકીને બોલતી હતી તેવુ બોલવુ ગુસ્સાની ગરમીમા આપમેળે નાબુદ થઈ ગયુ

પણ આટલુ છતા, તેણીની છાતીમા ઉઠેલો ધરતીકપ કઇ જેવો તેવો નહી હતો આવતી સવારનો સુરજ કોણ જાણે કેવી આફત લેતો આવે છે તે બાબે તેણી શકમદ મની હતી

"મરેરે ! એનજેલીન, ઉભી રહીને જોયા શુ કરેછ ? જા, એકદમ તબેલામાંથી આપણી ગાડી જોડાવી જલદીથી દોડી પહોંચ સાભળેછ કે હમણાં કોઇને કાઇ કહેવા મુક વાની જરૂર નથી, ચુપચુપ ડાકટરને મારતી ગાડીએ લાઇ આવ !"

તે આયા ગમે એવી લુચ્ચી હતી પણ હીમતમા કાચી હોવાથી ગભરાઇ ગઇ તેણીની સ્થીતી સુડી વચ્ચે સોપારી જેવી થઇ પડી નહી "ના" પડાય કે નહી "હા" પડાય એવી તગ સ્થીતીમા તેણી આવી પડી હતી, તો પણ, હવે જે કામ માથે ઉઠાવ્યુ તે બજાવ્યા સીવાય છુટકો નથી એમ વીચારી તેણી તુરત ડાકટરને બોલાવી લાવવા દોડી

"ઓ ખુદા ! આએ વખતે મારી લાજ રાખ !" ફરીથી કોઇ દહાડે એવુ ભયભીત પગલુ હુ પાછું ભરતા ભરવાની નથી !" આયા એનજેલીન જવા પછી તે ઝેરી નાગણુ હવે પુરા ગભરાટમાં પડી "હુ કરવા શુ ગઇ ને થઇ શુ ગયુ ? મારા બાપ ! હવે શુ કરૂ ? જો એવણુની દુશ્મનનાં જીવને કઇ હાણી પુગી તો હુ ખુનનાં વાકમાં આવી જવસ ! ઓ મારા પાક પરવરદેગાર ! ઓ પાક આતશબેહેરામ ! મને આ-એ વખતે મદદ કરો ! મારા ધણીને હઇયાતી બક્ષો ! રખે ડાકટર આવીને મારૂ પાપ પકડી આપે ! ઓ માવ ! હુ તેહમીને શુ જવાબ આપસ ! હવે કેમ કરૂ ?"

અસાધારણુ ધભરાટ વચે તેણીં પોતાના ઓરડામાંથી ફરદુનજીવાળા ઓરડામા ગઇ આ વખતે તેણીનાં સાધે સાધા ભારે હેમતથી ખેચાઇ તણાઇ જતા હતા એકેક ડગલુ તેણી મુશકેલીથી ભરી શકતી હતી !

"ઓ મારા ફરેસ્તાઇ ખસલતના ધણી ! મને નહીં લાગતુ કે તમે એમાથી ઉઠો ! અરે ! મે આંધળીએ એ શુ કીધુ ? મારી અકકલ કયા ચરવા ગઇ હતી ? અદેખાઇના અધાપામા મે મારૂજ નખોદ વાળ્યુ કે ? અરે ! હવે હુ એનો જવાબ શુ આપસ ? તેહમી તો મારો તોટો પકડશે અને મેહલમાના તમામ નોકર-ચાકરો ઉશકેરાઇ જઇ મારો જીવ લેશે ! વળી ડાકટરને શક પડયો તો પુરી કમબખ્તી થવાની ! રખે હુ ખુની ઠરૂ-રખે મારી ઉપર એવણુને જાણી જોઇને મારી નાખવાનો આરોપ આવે ! ઓ માય ! હવે કાહ જઇને મરૂ ? રખે મને પોલીસ પકડે ! ઓ મેહેરી,

મેહેરી, તુ નખ્ખોદ ગઇ દેખતી આખે કેમ આધળી થઇ ગઇ? પેલી કલોરોફ઼ામની ટોપીએ તો મારૂ નખ્ખોદ વાળ્યુ—! કીયે નેહેસ્ત ચોઘડીએ એ સીહા સેહતાનીયત મને સુજ પડી કે તેનુ એવુ ભયકર પરીણામ આવવા પામ્યુ! આખી દુનીયાનો ફીટકાર મારી ઉપર પડયા વગર હવે રહેવાનો નથી! અરે ખુદા! જોતા જોતામા તે મને દુનીયાની નામોશીમા કેમ લાવી નાખી! ઓ ફરદુનજી—ફરદુનજી! મારી ઉપર તમે એ શુ જુલમ કરોછ? ઓ માય! હજુર ડાકટર કયા રહયો! તેનુબી હજી ઠેકાણુ નથી! ઓ પાક પરવરદેગાર! મારો આટલો ગુનાહ તુ મને માફ કર—ફરીથી હુ એવુ પાપી પગલુ—"

અને હજી તો તે ચડાળ સ્ત્રી વધુ બોલવા જાય તેટલા આયા એનજેલીન એકદમ હાફતી હાફતી દોડી આવી બોલી

"બાઇ, ડાકટર આવ્યાછ! મોટા ડાકટર આજે શેરમા નથી તેથી હુ તેવણુના દીકરા—નાના ડાકટર—ને બોલાવી લાવીછ!"

આયા એનજેલીન હજી પોતાનુ બોલવુ પુરૂ કરે તેટલા એક પતલા બાધાનો જવાન પુરૂષ તે ઓરડામા દાખલ થયો અને એક બે કદમ ચાલ્યા બરાબર તે બધીયાર ઓરડાના હવામાં કાઇ ચોકકસ પ્રકારનો વાસ આવતો જોઇ પોતાનુ નાક પકડી તુર્ત ઉભો રહી ગયો!

"કલોરોફ઼ોમ!" તે એકદમ ચમકીને બોલી પડયો "અહી કલોરોફ઼ોમ કયાથી આવ્યુ! કેવુ અજબ જેવુ! અરે! ત્યારે તો અહીં કાંઇ ભેદ છે!"

હજી તો ડાક્ટર બરાબર અરધા ઓરડામાથી દાખલ થયો નથી તેટલા પોતાનુ પાપ પકડાઇ જવાથી તે ઝેરી નાગણના ગાત્રેગાત્ર ઢીલા થઇ ગયાં. તેણી પડોસના એક ગોફામા ગભરાટમા ફસડાઇ પડી !

પણ બીજીજ પળે જોશ વાપરી તેણી હીમતથી પાછી ઉઠી ઉભી થઇ અને ઉઘાડે પગે ડાક્ટર તરફ દોડી જતા પોતાના જમણા હાથની આગળી નાકપર મેલી તેને આગળ વધુ બોલતાં અટકાવવાની છુપી ઇશારત કીધી

"એટલે?" તે જવાન ડાક્ટર વધુ ચમકીને પુછવા લડયો "તમે કહેવા શુ માગોછ તેની મને સમજ પડતી નથી"

તે નાપાક આ વખતે એટલી હેબતી ગયલી હતી કે તેણીની વાચાજ ત્યા થોડો વખત બધ થઇ ગઇ,

તે એક જીવ સટોસટ પળ હતી ! નહી–તે એક હૃદય-ભેદક મુગો પેંટોમાઇમ હતો ! એક તરફ ઓરડાની અધ વચ્ચે ડાક્ટર, ડાકટરની પડોસમા તે ઝેરી નાગણ અને તે ઝેરી નાગણની પાછળ તે ગ્ની મદદકાર દાસીનો દેખાવ જાણે સગે મરમરમાથી કોરી કાઢેલા ત્રણ પુતળા ત્યા ઉભા રાખ્યા હોય એવો ચીત્તવેધક ચીતાર ત્યા રજુ કરતો હતો !



## પ્રકરણ ૨૪ મું

### " હાથનાં કીધાં હઇયે વાગે !"

[ ગજલ ]

રે ખોલ ભેદ બોલ જરા આસમાન તુ !
બેઢંગ તારા રંગથી છઉ અજાણ હુ !
નેકો હમેશ રંજ સહે, તુજ કહેરથી,
બદજાત કેમ રહેછ મગન તુજ મેહેરથી ?
બાતેન વાત તારી જાહિર ન કોઇને,
સબ્રો-શુકર કરૂ છ સિતમ આજ જોઇને.

[ કવિ ફિરોઝ ]

*　　*　　*

પણ બીજીજ પળે તે ચંડાળ સ્ત્રીએ પોતાની બંધ થઇ ગયલી વાચાને પાછી હીમતથી ખુલ્લી કીધી

" ડાકટર ! ડા-ડા-ડાકટર ! મે-મે-મેહેરબાની ક-ક-ક-કરી જ-જ-જઅરા આ-આ-આ-આ-આસ્તેથી બોલો !"

"આસ્તે બોલુ ? કાય, આસ્તે કાંય બોલુ ?" તે જવાન તબીબ વધુ વેહેમાઇને બોલ્યો. તે નાપાકના ફગલાઇને ફીકકા પડેલા ચેહેરાથી તથા તેણીની જબા લથડવાથી તેને શક પડે એ કુદરતી હતુ

"જી–જી–જુ–જુ–જુઓની, હુ–હુ–હુ–ત–ત–તમોને આ–આ–આસ્તે બો–બો–બોલવા કે–કે–કેહુ છ તે એ–એ–એટલાં માટે કે એવણુ પો–પો–પોઢેલા છે તે ક–ક–કદાચ ચ–ચ–ચમકી ઉઠશે!" તે નાપેકારે એક નવાઇ જેવો બચાવ કીધો!

"પેલા લેમ્પનો કાકડો જરા ચઢાવો—અહીં બરાબર દીસતુ નથી!" ડાકટરે શકાશીલ ઢપે હુકમ કીધો અને મેહેર બાઇ તેમ કરવા જાય તે આગમચ આયા એનજેલીન, જેણી તેની પાસેજ ઉભેલી હતી, તેણીએ ઝટ કાકડો ચઢાવી તે અંધારા ઓરડાને પહેલાના જેવો પાછો રોશન કીધો

ઓરડામાં રોશની થયા બરાબર ડાકટરની પહેલી નજર બીછાનામા પડેલા પેલા કમનસીબ દરદી ઉપર પડી તે જ્યા ઉભો હતો ત્યાથી એકદમ ધસારાબંધ આગળ વધી ફરદુનજી તાલેવતના ઢોલીયા તરફ ગયો અને તેવણુનો હાથ પકડી પ્રથમ નાડ તપાસવાની તજવીજ કીધી પણ નાડ હોય તો તેના હાથમા આવે કે? ઝરા ફુટેલા તે ઠ ડોગાર હાથ જોતાંજ તે ચમકયો અને ભવાંનો ચીલ્લો ચઢાવી કપાળ, પગ અને પેટપર ઝડપથી હાથ ફેરવી બીજીજ પળે મત આપ્યુ કે "ઓ મારા ખુદા! એવણુ તો હક થયલા છે!"

"ઓ ડાકટર! એ શુ બોલોછ?" મેહેરબાઇ તળીયેથી તે ટાળવે સુધી રગેરગ ધ્રુજીને બોલી "એમ ના બોલો! જરા ફરીથી તપાસ કરો!"

"તપાસ શુ કરાવોછ, બાઇ, ઓછામા ઓછા બે કલાક થયા એવણુ ગુજરેલા હોવા જોઇએ! એવણુનુ 'હારટ' એકદમ બેસી ગયુ છ, પણ તે કુદરતી રીતે બેઠેનુ જણાતુ નથી

અહીં આખા ઓરડામા કલોરોફામનો વાસ ફેલાઇ રહયોછ બોલો, મેહેરબાઇ એ શુ ભેદ છે? જ્યાં છે ત્યાં એવણુને કોઇએ—"

ડાકટર હજી વધુ બોલવા જાય છે તેટલા આયા એન જેલીન મેહેરબાઇની પીઠ પાછળ તમર બાઇને તુટી પડી! આ મામલો જોઇ તે તબીબ વધુ ચમકયો—વધુ વેહેમાયો!

તે ઝેરી નાગણુનો ગભરાટ હવે હદને દરજ્જે વધી ગયો!

"હુ ખાત્રીથી માનુછ કે એવણુને કોઇએ કલોરોફોમ આપ્યુછ!" તે નાપાકને છુટેલા ધાસ્તીના ધ્રુજરા જાણે હજી ઓછા હોય તેમ તે જવાન તબીબે આ વાકય ઉમેરી તેમા પુરો વધારો કીધો.

"ઓ નહી—નહી! તેવુ કઇ નથી! ઓ ડાકટર! તે—તે—તે—તેવુ કઇ નથી! ખુદા ખાતર એમ—એમ—એમ ના બોલો!"

"એમ નહી બોલુ? ત્યારે શુ બોલુ? આએ ઓરડામાં પગ મુકયા બરાબર મે પારખી કાઢયુ કે અહીં કલોરોફામનો વાસ આખા ઓરડામા ફેલાયલો છે જો તેમ નહી હોય તો અહીં આએ વાસ આવે કયાથી?" તે જવાન તબીબ બજીદ થઇ વધુ ને વધુ વેહમાઇને પુછવા પડયો.

"ઓ ડાકટર! મને બચાવો! મે એવણુને કલોરોફાન આપ્યુ નથી, પણ—"

"અરે પણ હુ કયા કહુછ કે તમે આપ્યુ? તમે

એટલા ઘભરાવોછો કાય ? મને જે વહેમ પડગોછો તે હુ તો કહુ છુ"

"નહી નહી, તેવુ કઇ નથી"

"કઇ નથી એટલે ?"

"એટલે એમ કે કલોરોફોમની તમારી અટકળ ખોટી છે"

"કઇ ખુદા ખુદા કરો, બાઇ ! શુ હુ ડાકટર છુ કે હજામ છુ ?" પેલો તબીબ ચીચવાઇને બોલ્યો" આએ આખો ઓરડો કલોરોફોમના વાસથી મઘમઘી રહયોછો, તે છતા તમે ના પાડોછો ? તમારી ખાત્રી થતી નહી હોય તો બોલાવો કોઇ બીજા ડાકટરને ! કોઇ આઘળો હશે તેબી કહેશે કે—"

"ઓ નહી ! તમે વધુ ના બોલો ! હુ તમારે પગે પડીને માગી લેઉછ કે તમે જરા આસ્તેથી બોલો !"

"કાય આસ્તેથી કાય બોલુ, કોઇની ચોરી છે ?" તે ડાકટરે પુછયુ.

"નહીં ચોરી કેઇની નથી મે કઇ એવણુને કલોરોફોમ આપ્યુ નથી પણ આએ ઘેરમા મારા સજોગો ઘણા ઉઘા છે કદાચ કોઇનાં સાભળવામા આવશે તો નાહક મારી ઉપર આરોપ આવી જશે !"

"તમારી ઉપર અરોપ આવે તેમા હુ શુ કરૂ ? મે કાઇ થોડુ એમ કહયુછ કે તમે એવણુને કલોરોફોમ આપ્યુ છ ? મારા કહેવાની મકસદ એ છે કે એવણુનુ મરણ કલોરોફોમની

અસરથી નીપજ્યુ છે કોઇ અણુઘડ હાથે બેવકુફી ભરેલુ કામ થવા પામ્યુ છે"

"પણ આએ ઘેરની રથીતી એવી છે, કે બધો ટોપલો મારી ઉપરજ આવશે!" તે દલદર દદા હાડે હાડ ધ્રુજીને બોલી

"પણ તમો એટલાં ડરોછો કાય? એથી તો ઉલટો મને તમારી ઉપર વહેમ જાએછે આએ આયા અહીં બેફામ થઇ પડીછે ત્યારથી મારો તે વહેમ મજબુત થયો છે મને તો લાગેછે, બાઇ,—મને માફ કરજો પણ હુ રોકડે રોકડુ બોલ નારો માણુસ છુ, કે તમોને આએ આયાએ સાથે મળી આ એ કામ કીધુ છે. ખરૂં બોલો! જો તમે મારી આગળ ખરો એકરાર કરશો તો હુ તમોને બચાવી લેવાની કોશેશ કરશ અને એમ ખોટી હુજત પકડી રાખશો તો—"

"ઓ ડાકટર! એટલા સખત ના થાઓ! જરા અહીં આવો! આએ ઓરડામા ઉભુ રહેવાની હવે મારામા હીંમત રહી નથી! તમે જરા પાસેના ઓરડામાં આવો! હુ તમારી સાથ કઇ વાત કરવા માગુ છે!" અને તે ડાકટર કાઇ જવાબ આપે તે આગમચ તે કરપીણુ બી તેનો હાથ પકડી તેને પોતાના ઓરડામાં ખેચી ગઇ!



## પ્રકરણ ૨૫ મું.

---

### લાખ રૂપીઆની "લાંચ."

[ અબયાત ]

જુવાની જુરીનો સરસ બ્હાર બળજો !
ભલે, સુમના લાખ ભડાર બળજો !
ખુની ને દગલબાજ દાતાર બળજો !
તજે જેહ ખાવિંદ તે નાર બળજો !

(કવી ફિરોઝ.)

(દોહરો.)

જોર પારકુ જગતમા, આપે લાભ ન લેશ,
બે દીનમા બદલાય છે, કલપ લગાડયા કેશ.

(તારાપોરવાળા.)

ઓરડામા દાખલ થયા બરાબર તે કુપાત્ર સ્ત્રીએ લેમ્પનો ડાકડો ચઢાવી બતી મોટી કીધી અને તુરત ગુઠણુમ ડીયે પડી, ડાકટર, જે હજીતો ઓરડાની અધવચમા ઉભેલોજ હતો, તેના કાલાવાલા કરવા મડી ગઇ

"ખુદા ખાતર મને બચાવો, ડાકટર ! હુ એક કમનસીબ અબળા તમારી દયા ઉપર લટકેલી છુ. મે એ ગુનોહ કીધો નથી, પણ આજના સજોગો એવા ઉભા છે કે મારી ઉપર નહી વાડનો વાક આવશે !" તે ચડાળ સ્ત્રીએ હજી

પોતાના ચરીત્ર ચલાવવા ચાલુ રાખ્યા તેણી મનમા તો સમજી ગઇ કે ડાકટર બધુ પામી ગયો છે અને તેનુ પાપ સાબુત પુટી ગયુ છે પણ હજી બની શકે ત્યા સુધી પોતે નીરદોસ છે એવુ તેના મગજ ઉપર ઠસાવવાની તે નાપેકારે ફ્રીફ્રીથી મીથ્યા કોશેશ કીધી

તે જવાન તબીબ એકકી ટગરે તેણીને ટીકતો ઉભો રહયો તે મનમા સમજી ગયો કે આ પાપી કરતુક એજ ઓરતને આભારી છે તેણીને ઉપજેલો અસાધારણ ધબરાટ પેલી આયાનુ અચણુચ એકાંમ પડવુ અને આખા ઓરડામા કેલોરાફોમનો ફેલાઇ રહેલો બેહેકાટ પોતેજ પુરવાગી આપતા હતા કે કાઇ પણ દગો રમાયો છે।

"હુ તમોને બચાઉ ? કેની રીતે બચાઉ ? એ મુવેલો માણુસ સજીવન થાય તોજ તમે બચી શકો।–એનો આત્મા તો કયારનો ઉડી ગયો છે અને મારા ધારવા મુજબ તેના ખુની તમે પોતે—"

"ઓ ડાકટર–ડાકટર એમ ના બોલો। હુ ખુની નથી–મે એવણુનુ ખુન કીધુ નથી ?" તેણી તે તબીબના બેઉ પગ પકડી અની ઘણી કાકલુદીથી બોલી.

"ત્યારે એવણુનુ મરણુ કેવી રીતે નીપજ્યુ ?"

"તે હુ શુ જાણુ, ડાકટર ?"

"તમે શુ જાણો ? બરાબર છે। એવણુનુ મરણુ કેમ નીપજ્યુ તે સહવાર પડતા આપમેળે તમે જાણી શકશો હુ ખાત્રીથી માનુ છ કે તમે સીધી રીતે કબુલ કરવાના નથી"

"પણ હુ કેવી રીતે કબુલ કરૂ ? શુ તમે એમ કહેવા માગોછો કે એ ખુન મે કીધુ ?"

"મને તમારી ઉપર મોટો શક છે. તમે જાણીજોઇને નહીં પણ અજાણ્ણા પણે ખુનજ—"

"ઓ મારા બાપ ! હવે કાહ જઇને મરૂ ? ડાકટર—ડાકટર દયા કરો ! તમે શુ જુલમ કરોછો ?" તે નાપેકર રગે રગ ધ્રુજીને બોલી

"જુલમ હું નથી કરતો પણ તમે કરોછો ! એવુ એક પાપી કામ કરી પકડાઇ જવા છતાં તમે મને સામો જુઠો પાડોછો એ જોઇ મને ઝાંઝ ચઢેછ, પણ એનુ પરીણામ શુ આવશે તે તમે જાણોછો કે ? તમે ને પેશી આયા એ બેઉનાં આવતી સહવારે મુસકાં તાટ થઇ—"

"ઓ દયા ! દયા ! ડાકટર, હુ તમારી પાસે દયા ઇચ્છુછ, એક કમનસીબ અબલાને બચાવી લેની એ એક પુરૂષ તરીકે તમારી ફરજ છે"

"પણ તે કયારે ? એવાં પ્રાણઘાતક જબુન કામમા નહી !" તે જવાન તબીબ બોલ્યો. "આ મકાનમાં દાખલ થયા બરાબર દર પળે મારો શક મજબુતજ થતો ગયોછ કે આજની સીહા રાત્રે અહીં કાઇ ભયકર કાવતરૂ રચાયલુ હોવુ જોઇયે. મેહેરબાઇ મને ખરૂ કહો—હવે વધુ એટ પકડવામા સાર નથી, જો તમે ખરેખરો ભેદ ખુલ્લો કરશો તો બનતાં સુધી હુ તમોને બચાવી લઇશ"

"તમે મને બચાવશો ?—ખરેખર બચાવશો ?"

"હા"

"પાછળથી કાંઇ દગો તો નહી કરો ?"

"નહી ?"

"મને વચન આપો ડાકટર !"

"વચન ? વચન શું ને વાત શું ? મારો બોલ એજ કોલ છે કહેવું હોય તો કહો નહી તો મારૂં તમારી ઉપર દબાણ નથી" તે જવાન તબીબે બેદરકાર રૂપે જવાબ આપ્યો.

તે ચદ્દાળે જોયુ કે હવે વધુ ટે–ડુ કરવામા ફાયદો નથી "જો આ બાજી હાથથી ગઇ તો મેહેરી તારી કમ બખ્તી આવેલી જાણજે !" એમ પોતાનાં મન સાથ વીચાર કરી તેણી જે હજી ગુઠણુમડીયેજ પડેલી હતી તે એકદમ ઉઠી ઉભી થઇ અને તે જવાન તબીબના બેઉ હાથ પકડી બોલી "સાભળો, ડાકટર કમબખ્તીની ઘેરેલીએ મે આએ કામ કીધુ છ એ વાત હુ હવે ના પાડતી નથી, પણ હુ જાણુતી નહી હતી કે તેમ કરવા જતા એવુ પ્રાણઘાતક પરીણામ આવશે. હુ પોતાને હવે તમારી દયાપર છોડુ છ"

"એમ નહી, શુ બન્યુ તે ખુલાસાથી કહો—મારે તે બધુ જાણવુ જોઇયે" ડાકટર બજીદ થયો

"ખુદા ખાતર એટલા સખત ના થાઓ ! તમોને હુ પગે પડુ છ" અને એમ બોલી તે નાપેકાર ઝટ વાકી વળી પોતાના દીકરા જેવા તે ડાકટરને પગે વટીક પડી ! "મારૂ ચીત હાલ ઠેકાણે નથી તમારી અટકળ ખોટી નથી, એટલા-માજ બસ તમે સમજી જાઓ !"

"નહી, તેમ બનશે નહી તમારૂ મગજ શાત નહી હોય એ કુદરતી છે, પણ મારેમી મારા સજોગો તપાસવા જોઇયે."

"ઓ ડાકટર ! તમે કેવા ભલા છો! તમો જે માગો તે રકમ આપવા હુ તઇયાર છુ પણ મને આએ ફાસમાંથી આજે છોડવો?" તે લુચ્છી સ્ત્રી હવે ડાકટરને "લાચ" આપવા પણ તઇયાર થઇ.

અફમોસ! તે જવાન ડાકટરની દયાનત પણ તેવીજ હતી! મેહેરબાઇ તાલેવતને તે વરસોથી પીછાનતો હતો અને એવુ એક "સધ્ધર બીલ્હુ" આજે હાથ લાગી જવાથી તેણીને બની શકે એટલી હદ સુધી નીચોવવાની તેની નીચ નેમ હતી!

**ઓ દુનીયાં-દુનીયાં! તુ કારસ્તાનથી કેવી ભરપુર છે! જગતમા જેમ પાપીઓનો તોટો નથી તેમ તે પાપીઓનાં પાપને ઢાંકનારા મુછી માનવીઓથી પણ ખલક ખાલી નથી। પઇસાદારા ચાહે તે કરી શકે છે પઇસાની પ્રબળતા કરપીણમાં કરપીણ કામોને ઘડીની વચ્ચે દુનીયામાં દાટી નાખે છે** કમનસીબે આ દાખલામા પણ તેમજ બન્યુ

તે નાપેકારે 'તમો જે માગો તે રકમ આપના હુ તઇયાર છુ" એમ કહવા બરાબર પેલો લાલચુ તબીબ અજાઇ ગયો કહો કે તે ચડાળ સ્ત્રીનાં હાથમા વેચાઇ ગયો!

"હુ એકદમ તમારી માગણી કબુલ કરી શકતો નથી" તે લુચ્છા તબીબે સેહેજ હરતો ચેહેરો કરી પ્રથમ ખરો મામલો શુ હતો તે જાણી લેવાની ચાલાકી વાપરતા ચલાવ્યુ.

"મારે તમોને બે ચાર સવાલ પુછવાછ એ સવાલના જવાબ તમે ખુલ્લાં દીલથી આપશો તો હુ તમોને બની શકતી દરેક મદદ કરીશ, પણુ તે વીશે હુ આગમચથી બધાતો નથી"

તે ચગારી સ્ત્રી તુરત ચેતી ગઇ કે તેણીએ દેખાડેલી લાલચની તે જવાન તબીબ પર ઘટતી અસર થઇ ચુકી હતી તેણીએ વીચારયુ કે "જો આ બાજી તપાસી લેવામાં હુ મેહેજબી મુરખાઇ કરશ તો બધુ પાપ ફુટયા વીના રહેવાનુ નથી, માટે, હવે તો ગમે તે ભોગે આ ડાકટરને પોતાના વીશ્વાસમા લઇ મોહડે માંગી રકમ આપીને એનુ મોહડુ સીવી લેવામાંજ સલામતી છે" એમ વીચારી ઝટ જવાબ આપ્યો—"ડાકટર, તમોને જે પુછવુ હોય તે સુખેથી પુછો મારી ગરદન હવે તમારા હાથમા છે

"મરનારને તમે કલોરોફારમ આપ્યુ હતુ એ વાત ખરી?" તેણે તુરતજ સવાલ કીધો "ખબરદાર ખોટુ બોલશો નહી!"

"હુ હવે તમારી પાસ કશુ છુપાવવાની નથી." તે ચડાળે ઝટ એકરાર કીધો "હા, મે આપ્યુ હતુ"

"શા માટે આપ્યુ?"

"એક ચોકસ દસ્તાવેજ એવણુ મને દેખાડતા નહી હતા તે જોવા માટે?"

"જોવા માટે કે હાથ કરવા માટે?"

"હાથ કરવા માટે!"

"તે દસ્તાવેજ તમોને મળ્યો ?"

"નહી–તે દસ્તાવેજતો મને નહી મળ્યો પણ સામી આએ મોહકાણુ નડી ! હુ નહી ધારતી હતી કે તેનુ પરીણામ એવુ પ્રાણઘાતક આવશે

"ખચીત તમારા જેવી બેઉકુફ બધરી દુનીયામા બીજી કોઇ હશે નહી" તે જવાન ડાકટર ગમે એવો લાગીયો હતો તે છતા, મેહેરબાઇનો ઉપનો એકરાર સાભળ્યા પછી તેનાથી બોલ્યા વીના રહેવાયુ નહીં "જે કામ કરતા ખુદ ડાકટરો પોતે વટીક ડરે તે કરવાની તમે બીન ધાકે અને બેડરપણે હીમત ચલાવી એને શુ નામ આપવુ તે હુ સમજી શકતો નથી નગર સકે તમે એક ભનભરેના ખાતુ છો"

"ઓ ડાકટર ! દયા કરો ! મારી એ મુગ્ધાઇને માટે હુ હવે પુરતી પશેમાન થઇછ"

"પશેમાન ? અરે પશેમાન થવાનો વખત તો હજી આગળ આવેછ બાઇ !" તે લુચ્છા ડાકટરે જોયુ કે હવે તેણી સાબુત પેચમા આવી છે માટે તેણી પાસેથી એક મોટી રકમ ઓકાવવા સારૂ બની શકે એટલી વધુ ઘભરાવવામાજ તેનો લાભ હતો "વારૂ, કછ ફીકર નહી હવે મને કહેશો કે મરનારની તબીયત છેલ્લા છ માસથી કેવી ચાલતી હતી ?"

"નબળી"

"શી બાબદમા ?"

"ઘડપણની વીકનેસમા તથા ખાસ કરીને દર દહાડે હારટ નબળુ પડતુ જવામા"

"એવણનુ હારટ નબળુ હતુ એ વાત તમે કેમ જાણી?"

"તમારા પપા, જેવણ અમારા ફેમીલી ડાકટર છે તેવણનુ પોતાનુ એ મત છે"

"તમે તે વીશે ખાત્રીપુરવક છો?"

"તદન ખાત્રીપુરવક."

"ત્યારે તો તમારો બચાવ સહેલાઇથી થઇ શકે એમ છે. જો એમજ હોય તો હુ તમારી આ મુરખાઇ ઢાંકી દેવાની મારેથી બનતી કોશેશ કરીશ" તે લુચ્ચાએ હવે તેણીને ઉમેદ આપતા કહયુ ' "ચાલો કહો, જો હુ એમ જાહેર કરૂ કે એવણ 'હારટ' અચબુચ ફેલ થવાથી મરણ પામ્યા છે તો તમે મને શુ ઇનામ આપશો?"

"હુ પચીસ હજાર રૂપીયા તમોને અબઘડી આપવા તઇયાર છુ!" તે ચડાળ સ્ત્રીએ પોતાનુ પાપ ઢાકવાની ઉમેદમા તુરત કહી દીધુ

"હુઉઉઉ! તમે લાખો રૂપીઆનો જીવ મારીને પચીસ હજાર રૂપરડીની ભીખ આપવા નાકળનાછ કે? જુઓ-જુઓ, બાઇ, જરા બોલતાબી શરમ પકડો! તમોને બચાવવા જતા હુ મારે માથે કેની મહાભારત 'રીસક' (જોખમદારી) ખેચી લેઉછ તેનો તો જરા વીચાર કરો! નહી બા, ત્યારે તો ગહુવા દો, હુ જે કાઇ ખરો પ્રકાર છે તેજ ખુલ્લો કરી દઇશ-મારેથી એ પચાતીમા પડાય નહી!" અને તે લુચ્ચે જાણે આ કામ કરવાને નારાજ હોય તેમ મોહડુ કુમળાવી ફેરફુનીચરવાળા ઓરડા તરફ જતો હોય તેમ આગળ વધ્યો

પણ એ તરફ તે ચપરખ ધી કાઇ કાચી ન હતી પોતાનો તમામ ભેદ તેની આગળ ખુલ્લો કરી દેવા પછી આ પાપી ગોઠવણ અધુરેથી પડતી મેલવા જેટલી તેણી મુરખ ન હતી તેણીએ એકદમ ધસી જઇ તેનો હાથ પકડી તેને આગળ વધતો અટકાવી પાડયો "દયા કરો ! ડાકટર, દયા કરો ! કોઇ તરફ નહી, તો એ મરનારની મોટી ઇજત-આબરૂ તરફ જુઓ ! એવા એક નામીચા શેઠીયાને તેની મોહોરદારે કલોરોફોમ સુધાડી દગાથી મારી નાખ્યો એવી નાલેશી જગતમાં ફેલાશે તો તેવણુની આબરૂને કેવો ધોકો પુગશે !"

"એ વીચાર તો તમેજ કરવો જોઇતો હતો, બાઇ, મને શુ કહોછ? એવુ પાપી પગલુ ભરતી વખતે તમારી શુધ કયા ફુટેલી હતી?

તે ઝેરી નાગણુ શરમથી ઝખાઇ ગઇ તે લુચ્ચા તબીબે મારેલો તાણો તેના તળીયાથી તે તાળવા સુધી ફુટી નીકળ્યો ! એક મીનીટ તેણી સાવજ જેવી ચુપ થઇ ગઇ

"ત્યારે તમે શુ ઇચ્છોછ ડાકટર? ગમે તો બેવડી રકમ લેવો પણ ખુદા ખાતર મારી ઇજત બચાવો !"

"શુ પચાસ હજાર રૂપરડી? નહી—એ રકમ મને મંજુર નથી!" તે લાલચુ ડાકટરે હજી વધુ લાંચ મેળવવાની તલપ કીધી

"પણ ત્યારે તમેજ બોલોની? તમોને શુ જોઇયે છે?"

"એક લાખ !"

"એક લાખ ! ઓ મારા બાપ ! એ હુ કયાથી લાઉ !"

તે ચડાળ આ આકડો સાભળી ફાટી રહી જો કે લાખ ને બદલે પાચ લાખ માગ્યા હતે તોબી તે નાપેકાર તે વખતે કબુલ કરયા વીના રહેતે નહી એટલી હદ સુધી તેણી ગભરાયલી હતી, પણ લાખનો આકડો સાભળી તે દલદર દદાએ પોતાના મનમા શુકરાના કીધા કે તે તેણી કેમની કરીને અદા કરે એમ હતુ "મારા બાપ! એ હુ કયાથી લાઉ ?" એમ બોલવુ તો માત્ર તે ડાકટર આગળ માત્ર તે ચરતખોર ઓીએ ચરીત્ર માત્ર લગાડયુ હતુ !

"મારૂ તમારી ઉપર કશુ દબાણુ નથી મેહેરબાઇ, લાખ રૂપીઆ તમોને ભારી લાગતા હોય તો મારો બોલ મારી પાસે રહયો હુ બધો ભેદ ફોડી મારીશ અને પાછળથી તમને પસ્તાવો થાય તો મારો વાક કાઢશો નહી"

અને તે લુચ્છાએ તહીંથી ચાલી જવાની વળી પાછી ખોટી ખોટી ધરપચ સરપચ કીધી.

"નહી સબર કરો, ડાકટર! હુ તમોને જવા દેવાની નથી" તે ચડાળ ફરી એક વાર તેનો હાથ પકડી પાડી બોલી. "ચાલો હુ એક લાખ રૂપીઆ અબઘડી તમોને આપવા તઇયાર છુ પણ શરત એ કે મારી તરફ કોઇથી આગળી બતાવી શકે નહી!"

તે કામ મારૂ છે, મેહેરબાઇ! તે વીશે તમે ચીતા કરવી નહી ચાલો, લાવો તે રકમ અને હમણાને હમણા મારે હવાલે કરો, વાયદાની વાત કરશો તો તે ચાલશે નહી"

"નહી, હુ વાયદો કરવા માગતીજ નથી. તમે જરા અહી બેસો—હુ અબઘડી આઉ છુ"

અને એમ બોલી તે નાલાયક ઓરત ફરદુનજીવાળા ઓરડામા ગઇ!

અફસોસ! ધણીનો જીવ લીધા પછીમી તેણી પાછી પોતાના ધણીનીજ તીજોરી ફાડતી હતી!

પેલો લુચ્છો ડાકટર પોતાનુ હથીઆર બનવાથી હવે તેણીને હીંમત આવી હતી તેણી ફરદુનજીવાળા ઓરડામાં ગઇ અને પોતાના મુવેલા ધણીના તકીયા તળેથી પેલોજ ચાવીનો ઝુમખો ખેચી કાઢી તીજોરીની કુચી મેળવી તીજોરી ઉઘાડી

"ઓ પરવરદેગાર! તારો આભાર કેમ માનુ!" તે નાપેકાર મન સાથ પટપટી, "સારૂ થયુ કે ત્રણુ ચાર દહાડાની વાત ઉપર બેંકમાથી વ્યાજનો દોઢ લાખ રૂપીઓ ઘેરમા આવેલો હતો અને તે હજી સુધી પાછો બેંકમા જમા થયેલો નહી હતો જો એ રકમ આજે ઘેરમા નહી હતે તો હુ શુ કરતે? ઓ ફરદુનજી-ફરદુનજી મને માફ કરજો, મારા ધણી! મે તમોને વગર મોતે મારી નાખ્યા! મુઇ હુ મારા મા-બાપને પેટે પેદા પડતી! આજે આએ તમારેજ પઇસે મારી ઇજતનો બચાવ થાયછ! ઓ કીસમત! કીસમત! તે આજે મને દેખતી આંખે આંધળી કેમ કીધી? પેલી કલોરોફોમની ટોપી તરત ઉચકી લેવાનો સુધલો વાપરયો હતે તો આજે આએ આપદામાં હુ આવી પડતે નહી

દોઢ લાખનો તે અવેજ તીજોરીમાં કયાં મુકયો હતો તે તેણીને અજાણ્યો નહી હતો. છેલ્લા બે-અઢી કલાકની વાતપર હજાર હજારની ૧૫૦ નોટોનુ તે બંડલ તેણીને હાથ

લાગ્યુ હતુ. તેનુ આટલુ જલ્દી કામ પડશે એમ તે નાપાકને સ્વપને ખ્યાલ નહતો !

**જે કામ શાંત સ્થીતીમાં થતાં પંદર મીનીટ લાગે છે તે કામ ઉશ્કેરાયલી સ્થીતીમાં પાચ મીનીટમાં બની જાય છે.** હજાર હજારની એકસો નોટ અસાધારણ ઝડપથી ગણી કાઢી તે દલદર દદ્દાએ તીજોરી પાછી બંધ કીધી અને ચાવીનો ઝુમખો પાછો મરનારના તકીયા તળે મેલ્વી તેજ પળે તે પોતાના ઓરડામા સટકી ગઇ !

---

## પ્રકરણ ૨૯ મુ.

---

### પઈસાથી દટાયલુ એક પાપ.

(કુંડળીયો)

ડરતા ના ઇનસાન તુ, દેખી આફત રંજ,
ચુસ્ત નેમપર રેહજે, અંતે મળશે ગંજ,
અંતે મળશે ગંજ, રંજનો બદલો રૂડો,
ડગમગ થઇ દુ ખ જોઇ, કબુ ના બનતો ભુડો,
સાભળ ઓ ઇનસાન, વગર મહાતે ના મરતો,
દરીયા તરી અથાગ, જોઇ ખાડી ના ડરતો.

(કવી ફીરોઝ.)

"લેવો ડાકટર! મારી ઇજત બચાવવા માટેનુ આ અદના ઇનામ કબુલ રાખી મને આભારી બનાવો!" લાખ રૂપીઆની તે પાદશાહી રકમને એક 'અદના ઇનામ'ની હલકી સ્થીતીએ ઉતારી પાડી તે હલકી ઓરતે ઓરડામા દાખલ થતાજ હાથ લાંબો કરતાં કહ્યુ

"થે કયુ!" તે લાચ્રીયો તબીબ પોતાના ઓવરકોટના મોટાં ખીસાંઓમા તે નોટના ચોડા ઝડપથી નાખી દેતા બોલ્યો 'મેહેરબાઇ, હવે તમોને ગભરાવાનુ કાઇ કારણ નથી મરનાર પોતાનુ હારટ ઉપમા અચણુચ ફેન થવાથી મરણ પામ્યા છે એવો અભીપ્રાય આપી હુ તમારી ઉપરની તમામ બળા ટાળી નાખીશ, પણ તે પહેલા તમે એક કામ કરો આ ઓરડાની એકેએક બારી ઉઘાડી નાખો!"

"કાય, ડાકટર એમ કાય?"

"એ તમારાજ લાભનુ છે અહી કલોરોફોમની હવા એટલી બધી ઘેરાઇ રહીછ કે બાહરની ખુલ્લી હવામાથી આવનાર અભણમા અભણ માણસનુબી તે ધ્યાન ખેચી શકે એમ છે" તે જવાન તબીબ બોલ્યો અને મેહેરબાઇ જોડે પોતે પણ બારી બારણા ખુલ્લા કરવા પડયો

તે કીધા પછી તેની નજર પેલી બેફામ પડેલી આયા એનજેલીન ઉપર પડી તે ઝટ તેની પાસે જઇ તેણીનાં આગ-પર ત્રાકો વળી તેની નાડ તપાસવા લાગ્યો

"મરવા દેવો એ રાનને એમજ! એને હુશીયાર કીધેથી આપણા ફાયદાની નથી" ડાકટરે આયા એનજેલીન પર ધ્યાન આ'યુ તે મેહેરબાઇને નહી રૂચવાથી તેને તેમ કરતો અટકા

વીને બોલી તે દલદર દદદા ચેતી ગઇ હતી કે આયા એન-જેલીન હીમતની કાચી હતી અને હાલના જીવ સટોસટ મામલામાં તેને પાછી હુશીયાર કરવામા આવશે તો ધભરાટની મારી નાહક કાંઇ છમરડો કરી મુકશે

"શુ એને હુશીયાર કીધેલી આપણા ફાયદાની નથી ?" તે ડાકટરે તે નાપેકારનાજ શબ્દોમા ઝટ ઉભો થઇ સવાલ કીધો

"નહી!"

"તેનુ કારણ ?"

"તદન ભાજીનુ પાણી છે!" મેહેરબાઇએ જવાબ આપ્યો

"એવુ હતુ તેથીજ તમે તેને વીશ્વાસમા લીધી કે ?" ડાકટર તાણો મારી પુછવા પડયો

"હુ પહેલા એમ નહી ધારતી હતી, ડાકટર, કે એ એટલી બધી પોચી છે હુ તો એને મારી માફક ખાટ હઇયાંની ધારતી હતી, પણ મારી તે ધારણામા હુ ઠગાઇછ"

અહીં તે ડાકટરને એક વ્હેમ પડયો તે મેહેરબાઇની છેક લગોલગ આવી કાનપર પડી પુછવા લાગ્યો "ખરૂ કહો, તમારાં આજના કરતુકથી આ આયા વાકેફગાર છે ?"

"નહી, બધી બાબદમા નહી."

"હુ બધી બાબદ વીશે પુછતો નથી" તે જવાન તબીબ લગાર ચીચવાઇને બોલ્યો "તમારા ધણીને તમે કલોરોફોમ આપ્યુ તે વખતે એ હાજર હતી ?"

"નહી"

"ખરૂ કેહજો—મારેથી છુપાવતા ના!"

"નહી, ખરી ખાત્રીથી કહુ છ કે તે વખતે અહીં હાજર નહી હતી અને એ દેખાવ એણે જોયો ન હતો"

"તે વખતે એ કયા હતી?"

"તે વખતે મે એને વીશ્વાસમા લઇ કોઇ આવવા-જવા પામે નહી તેની તકેદારી સારૂ બારણાની બાહેર ઉભી રાખેલી હતી"

"એ તમારી વીશવાસુ આયા છે?"

"હાજી"

"સુધીમા આવ્યા પછી અને ફરદુનજી શેઠનુ મોત નીપજેલુ જાણ્યા પછી ઘભરાટમાં કાઇ આટો બાફે એવુ તો નથીની?"

"એ એટલી બધી કાચી નથી."

"તમે જાણો! બાઇ, આ ફરગણથી તમે ખુબ ચોકેલા રહજો જો આ ફરગણ ફુટી તો તમારૂ ને મારૂ આવી બન્યુ એમજ સમજજો" તેણે તે નાપાકને ભડકાવી

"તમે ફીકર ના કરો, ડાકટર, હુ તેની પુરતી સભાળ લઇશ"

"ઠીક છે પણ એને હવે અહીંથી ખસેડવી જોઇયે" તે લાચીયો તમીબ પુછવા પડયો "એ રાતે દરરોજ કયા સુવે છે?"

"મારાજ ઓરડામા"

"ત્યારે ચાલો આપણે એને ઉચકીને ત્યા લઇ જઇયે"

તુરતજ તે બન્ને જણ મળી તે બેફામ પડેલી ફરગણને ધોબીનો ગાસડો ઘસડે તેમ મેહેરબાઇવાળા ઓરડામા ઘસડી લઇ ગયા

"આએ ખુણામા એનુ બીછાનુ છે" મેહેરબાઇ બોલી

"નહી, એને બીછાનાપર નાખવાની જરૂર નથી એના ટોનીયાની પાસેજ એને ભોયપર પડેલી રહેવા દો અને કોઇ પુછે તો કહેવુ કે ગઇ રાતે પુષ્કળ છાકની થયની હોવાથી તેની કેફમા પડેલી છે."

"અને ખરેખર એ બહાનુજ ઠીક થઇ પડશે ગઇ કાલે આખો દહાડો એણે રજા લઇને ખુબ મોજ મારી હતી અને મોડી રાત્રે અહીં સુવા આવી હતી એટલે કોઇને વહેમ જશે નહી. વારૂ એની નાડ કેમ છે?

"છે રફ્તે રફ્તે સુધ્ધીમા આવતી જણાય છે" તે લુચ્છા તબીબે જવાબ આપ્યો

"ખુદા કરેને સહવાર સુધી એ એમજ પડી રહે તો સારૂ!" તે કદરવત શેઠાણીએ દુવા ચાહી!

"એતો બધુ થયુ, પણ હવે તમે મેહેલમાના માણસોને કયાં સુધી અજાણા રાખવા માગોછ?" પેલો લાચીઓ ડાકટર પોતાનુ ઘડીઆળ જોઇ બોલ્યો. પોણાચાર થયા છે

અને હવે વધુ વખત આ બીના છુપાવવી સારી નથી ઘરમા તમારા સગાંઓમા કોણ કોણ છે ?"

"ફકત એક મારી સાવકી દીકરી–બીજુ કોઇ નહી !"

"ઠીક, પણ તેણીને તમે બોલાવો તો સારૂ."

"ઓ માય ! એને તેડવા કોણને મોકલુ ? આયા એન જેલીન તો બેફામ પડીછ !" તે નાપેકારે ઘભરાટ બતાવ્યો

"તમે પોતે જાઓ !"

"ખચીત, મારેજ જવુ પડશે. ડાકટર તમે અહીંજ રહેજો બધુ વહીવટે ત્યા સુધી હુ તમોને જવા દેવાની નથી ! મેહરબાઇ બોલી અને ઓરડામાથી બહાર પડી

પોતે કેટની જોખમમાં હતી તે તે ચડાળ સ્ત્રી હજી જાણતી ન હતી ડાકટરને વશ કરી લેવાથી જાણે બનેલો બનાવ "નજીવો" હોય તેમ તેણી હવે કાઇક નભરવસ બની હતી, પણ અત કરણનો છુપો ડખ થોડે થોડે વારે તેણીને જે ડખ મારતો હતો તે એવો જાલેમ હતો કે તેનુ બ્યાન કરવુ મુશ્કેલ છે

તેણી ફરદુનજીવાળા ઓરડામાંથી હીંમતથી બાહેર પડી ખરી, પણ ઓરડાની બાહેર ગયા બરાબર ટાઢનું એક બીજુ લખલખુ' તેણીને ચઢી આવ્યુ વળી તેહમીને જાણે તેણી અચ-બુચ ઉડાડવા જતી હોય એવો દેખાવ કરવાની પણ જરૂર હોવાથી તે લખલખા એ તે ચડાળ સ્ત્રીને આડકત્રી મદદ કરી આપી !

પણ તેજ પળે તેણીને એક બીજો હેબતનાક ખ્યાલ

આવ્યો ! જે સ્થીતી ફરદુનજીની થઇ હતી તેજ સ્થીતી તેહમીની થઇ કાં ન હોય ? આ ખ્યાલ ઉપજતાજ તે નાપાકના દીલમાંથી ધાસ્તીની એક એવી કાનેલ કપારી પસાર થઇ ગઇ કે જેણે તેના હાડેહાડમા પેવસ થઇ તેણીના હાથ પગ જાણે સીવી નાખ્યા !

તેને ઉતર તરફના ઓરડામાથી દક્ષીણ તરફ આવેના તેહમીના ઓરડા તરફ જવાનુ હતુ આ છેટુ કાઇ ઘણુ નહી હતુ, પણ તે જીવસટોસટ પળે તેટલો પલ્લવ પસાર કરતાં તેણીને જીવપર આવ્યુ જાણે ફરદુનજી તાલેવતના ઓરડાથી તેહમી તાલેવતનો ઓરડો માઇલોના તફાવત ઉપર આવેલો હોય એમ તેને લાગ્યુ તેણીના ટેગાં થરથર ધ્રુજતાં હતા અને તેમા કયારનાં ગાઠ બધાઇ ચુકયા હતા ! તે રસ્તો કાપતો તેને એવો ભારી થઇ પડયો કે વચ્ચે બે ત્રણ ઠેકાણે ફસડાઇને તેણી બેસી પડી—બે ત્રણ ઠેકાણે ભીંતનો ટેકો લઇ અટકી જવા વીના તેને ચાલ્યુ નહી એ રીતે મોટી મુશ્કેલીથી લગભગ દશ મીનીટે તેણી તેહમીનાં ઓરડા આગળ જઇ પુગી

"ઓ ખુદા ! મારી લાજ રાખ ! જો તેહમી દુકનીબી એમજ પોહતી થઇ ગઇ હશે તો મારી કમબખ્તી પુરી જાગવાની !" એવી એવી દેહેશત વચ્ચે તે નાપાક ઓરડામાં દાખલ થઇ અને દમ ઉચો કરી ધીમે પગલે આગળ વધી, પ્રથમ તેણી કેવી સ્થીતીમાં છે તે જોઇને ખાત્રી કરવા સારૂ તેના માથા તરફ ગુપચુપ જઇ ઉભી !

આ વખતે તે નાપેકારની છાતીમા ગોયા હથોડાના

જાલેમ થોકા વાગતા હતા અને તેના ધડક ધડક ધડક થતા અવાજ તે ચડાળ સ્ત્રી પોતે પોતાના કાનોકાન સાંભળતી હતી!

તેજ પળે તેહમી પોતાને આપનામા આવેલા કલોરો-ફોર્મની અસરમાંથી પહેલવહેલીજ સુધીમા આવી બીછાનામાં કોર વળી માથામાં થતા સખ્ત દુખાવાને લીધે તે નીરદોષ કુમારીકાએ બને હાથે પોતાનુ માથુ દાબીને પકડયુ હતુ! હજી તેણી બધ આખ્યોએ બીછાનામાં પડેલીજ હતી

તેણીને હીલચાલ કરતી જોઇ તે નાપાકને જરા હીમત આવી

"એ જીવેછ? શુકર છે ખુદાનો કે એ જીવેછ—એ મરી નથી ગઇ!" તે ઝેરી નાગણ, જેણી તેના માથા તરફથી ગુચ્યુક ઉભી હતી, તેણી મન સાથ બબડી "હકતાનાનુ હેરાન સમજુછ કે એ દુકનીને કાઇ અકસ્ર પુગી નથી! હવે હુ પાછી બહાર જાઉ અને ત્યાથી એકદમ અહીં દોડી આઉ!"

તે પાછી ઓરડાની બાહેર આવી અને જાણે પોતાના ઓરડા તરફથી ધભરાટમા અચબુચ દોડી આવતી હોય તેમ "ઓ તેહમી!—તેહમી!—ઉઠ, જલદી ઉઠ! તારા પગાએ તો આપણુ નખ્ખોદ વળ્યુ!" એવા ગજબનાક મોટા પોકારો કરી છાતી કુટી નાખી!

આ અચબુચ બુમરાણથી તેહમી એકદમ એક ભયકર ચીસ પાડી ભડકી ઉઠી!

"ઓ! એ કોણ મેહેરબાઇ? શુ છે?—શુ છે? શુ

મેહેલમા આગ લાગી?" તેણી એકદમ ધસારાબંધ ગીછાનાપરથી નીચે કુદી પડી મેહેરબાઇ તરફ ધસી જઇ પુછવા પડી તેણી ઉંઘમાંથી આગનુ અનુમાન લઇ ઉઠી હતી "આગ લાગી? પપાના ઓરડામા કે? ઓ ખુદા! હવે શુ કરૂ! અરે મારા પપાને કોઇ બચાવો—બચાવો!" અને એટલુ બોની મેહેરબાઇ કાંઈ ખુલાસો કરે તે આગમજ એકદમ દોડ મારતી અને બુમો પાડતી તેહમી ફરદુનજી તાલેવતનાળા ઓરડા તરફ દોડી!

આખા મેહેલમા હોહાકાર થઇ રહયો!

નોકર-નફરો તેહમીના પોકારો સાભળી ભારે ગભરાટમા દોડી આવ્યા અને "શુ છે-શુ છે?"-"કયા આગ લાગી?" વગેરેના તરેહવાર સવાલો કરતા એકમેક સાથ અથડી પડયા!

તેહમીની પુઠે પેની નાપેકાર દોડી, પણ તેહમી તેના હાથમા આવી નહી તેહમી આગનુ ખોટુ અનુમાન લઇ દોડવાથી મેહેરબાઇએ ઘણુ ઇચ્છયુ કે અરધે રસ્તે તેણીને પકડી પાડી ખરો ખુલાસો કરે, પણ તે ઘભરાટમા એવા જોશથી દોડી હતી કે તે ઝેરી નાગણુ પાછળ પડી ગઇ! તેહમીને પકડી પાડવા તે નાપેકારે એક જીવતોડ કોશેશ કીધી, પણ પોતાના કીધાં કરતુકની અસરથી હાથ-પગ અકડી ગયલા હોવાથી તેનો મુરાદબર આવી નહી

તેહમી ઓરડામા ધસારાબંધ દાખલ થતાજ ત્યા આગનાં ભભુકા જોવાને બદલે એક જવાન તવીબને પપાના ગીછાના આગળ ઉભો રહલો જોઇ ફગલાઇને ફાટી રહી! તેણી ઓરડાની અધવચ્ચેજ એક પુતળાં પેરે સ્તબ્ધ થઇ ઉભી રહી ગઇ!

"ઓ! ડાકટર! તમે અહીં કયાથી? ઓ માય! મારા પપાને શુ છે?—અરે બોલો જલદી! પપા—પપા—મારા વ્હાલા પપા!—ઓ કોઇ આવોરે! અરે એવણુના દીનપર તો બધાં ઠંડા ઝરા છુટાછ! ઓ પપા, તમે બોલતા કેમ નથી? ડાકટર—ડાકટર—તમે કયારે આયા?—કયાથી આયા? એવણુને શુ છે? એવણુ ગુમ કેમ પડયાછ?—એવણુને શુ છે?—એવણુની તબીયત કયારથી બગડીછ? ઓ! હું તો અત્યાર સુધી કઇજ જાણુતી નથી અરે! અમે રાતે ૧૦ વાગે હસી બોલીને સુવા ગયાં ત્યાં સુધી તો એવણુના તખતે કશુ દુખ નહી હતું ને આએ એકાએક શુ થયુ? એવણુનો ચેહેરો એટલો ફીકકો કેમ દીસે છે? કયા છે મેહેરબાઇ?—અરે કોઇ મને ખુલાસો કરોની!"

તેહમીએ ઉપરાસાપરી સખ્યાબધ સવાનો એવા ઉપર ને ઉપર કીધા કે ડાકટરને જવાબ આપવાની તક મળીજ નહી.

"તમે ગભરાટ ના કરો, બાનુ! હુ તમોને બધુ સમજ પાડીને કહુછ" તે લાચીયો લુચ્ચો તબીબ પણુ તેહમીને જોઇ ગભરાઇ ગયો પણુ સમયસુચકતા વાપરી જેમ તેમ બોલી શકયો 'હુ તમોને બધુ કહુછ"

"પણુ કયારે કહેશો? જલદી બોલોની? કહુછ-કહુછ ને જયાના ત્યા!" તેહમી ઉશ્કેરાઇ ગઇ "અરે પણુ મેહેરબાઇ કયા છે?"

"અરે આવી-આવી-મારી માય! હવે મેહેરબાઇની જુતી મર! તેને શુ સેકો તાણુછ!" તે દલદર દદા મહા

મુશ્કેલીથી ધ્રુજતી-કાંપતી તે મોતવાળા ઓરડામાં દાખલ થતાં ચરત કરીને બોલી "ઓ દીકરી-દીકરી! તારા બાપ થનાએ તો આપણને અચણચ દગો દીધો જો? સાન્જ સમા રાતે પોઢવા સધાવ્યા ત્યાં સુધી કઇ નહી ને પાછલી રાતે ઉઠીને જોઉ છ તો એવણ તો કેથા ઉધમાજ ઉનાઇ રહેલા!—મે જાણ્યુ કે જરા એવણની દુશમેનનો જીવ-ગીવ ફરી આવ્યો હશે કરી મારતી ગાડીએ ડાકટરને બોલાવ્યા પણ ડાકટરે આવી ને મારા બાણ બેસાડી મુકયા "

"એ તમે શુ બકોછ મેહેરબાઇ? મારા પપાને એટલો બધો ગભરાટ થયો ને ડાકટરને બોલાવવાની જરૂર જણાઇ તે છતાં તમે મને કે મેહેનમાનાં કોઇ નોકર ચાકરનેમી ઉઠાડયા નહીં? અરે! હવે તમોને શુ કેહુ? વારૂ પછી—પછી—પછી શુ? મારા પપા હઇયાત તો છેની? એવણને કઇ અનવલ તો આવી નથીની?"

"એનો જવાબ હુ આપુ છ, બાનુ, હવે તમોને વધુ વખત ભરમમાં રાખવામાં ફાયદો નથી" પેલો બદમાશ લાચીગો અહીં વચે પુરયો "મીસ તાલેવત, હુ કહેવાને ઘણો દલગીર અને દુખી છુ કે તમારા પપાનુ હારટ ફેલ' થયુ છ અને મરણ પામ્યા છ!"

"મરણ પામ્યા! ઓ!—" અને એક ઘુમરી ખાઇ તેહમી—કમનસીબ તેહમી—ત્યાજ પછડાઇ પડી બફામ થઇ ગઇ!

તે મેહેલમા ચાલેલી માહેતમપોશીનુ બ્યાન કરવું મુશકેલ છે-અચણચ આવી પડેલી આ પહાડ જેવી ગજબનાક

આફ્તથી સરવે નોકર ચાકરો ડઘાઇ ગયા! તેમના કલ્પાન્તનો પાર રહયો નહીં એકેએક જણને ત્યાં કાંઇ ને કાંઇ વહેમ ઉપજ્યો કે ગઇ રાતે ફરદુનજી શેઠ પોઢવા ગયા ત્યાં સુધી સાજા સામા હતા અને આજે અચણુચ એમ બનવાનુ કારણ શુ? પેલી ઝેરી નાગણના ચરીત્રનો પાર હતો નહી તેણીએ ફરદુનજીના પ્રેતપર પોતાનો જીવ ઝુકાડી નાખ્યો અને લોકોને દેખાડવા માટે કલ્પાન્ત કરવામા કાઇ બાકી રાખ્યુ નહીં

પેલી તરફ તેહમીની આયાઓ જે આ ગડબડ સાંભળી પેલા પાછલા ઓરડામાથી દોડી આવી હતી તેઓ તેહમીને તેણીના ઓરડામા લઇ ગઇ અને પેલાજ ધોતાલ તબીબ સાહેબે તેણીને હુશીયાર કરવાના વણા વણા ફાંફા મારયા, પણ તેનુ કાંઇ વળયુ નહીં તેણીની છાતી આ અચણુચ કાતેલ ફટકાથી કાઇ એવી કબજ થઇ ગઇ હતી કે તેણી જીવતી હતી કે મરણ પામી છે, તે વટીક કલ્પી શકાયુ નહી

તેણી ગુમ પડી હતી બીજા બે ડાકટરોને બોલાવવામાં આવયા અને નોકર-ચાકરોએ તેણીને હુશીયાર કરવા માટે તરેહવાર ઉપાયો લેવાડયા, પણ તેહમી શુધીમા આવી નહીં! તેણીની નાડ હાથ લાગતી ન હતી ને ઘણે ઘણે વારે એકાદ ઠપકારો જણાતો હતો!

વાચનાર સવાલ કરશે કે આ ગભરાટ દરમ્યાન મેહેલનો કારભારી કાવસો કયા હતો? અહીં તેનો ખુલાસો કરવાની જરૂર છે

જયારે કાંઇ બુરૂ બનવાનુ હોય છે ત્યારે બધાજ

સજોગે ઉધા આવતા જાય છે આગથી રાતે ખાણુ ખલાસ થવા પછી થોડો વખત દીવાનખાનામા બેસી ફરદુનજી શેઠ પોતાના ઓરડામા પોઢવા સીધાર્યા બાદ કાવલો કારભારી સુવા જવાની તઇયારીમાં હતો તેટલાં તેનાં કોઇ અતલસના બેશીની અચબુચ ભયભરી હાલત થઇ પડવાની નાખુશ ખબર આવ્યાથી તે તેહમીની રજા લઇ ઝટ ત્યાં દોડી પહોચ્યો હતો અને સહ વાર સુધી ત્યાજ રોકાઇ રહેવાથી તાલેવત કાસ્ટલમા તે રાત્રે શુ બન્યુ તે બીનાથી તે તમામ બેખબર હતો જ્યારે બામ દાદે પાચ વાગે ફરદુનજી શેઠના અચબુચ ગુજરવા પામવાની બુમ પડી ત્યારે એક નોકર મારતી ગાડીએ તે દુખદાયક સમાચાર કાવલાને પુગાડવા દોડયો, કારણકે એવી વખતે મેહેલમા તેની હાજરીની ખાસ જરૂર હતી મેહેરમાઇનો ઢોગી દેખાવ કરી ફરદુનજીવાળા ઓરડામા કલ્પાન્ત કરતી બેડી હતી અને તેહમી પોતાના ઓરડામા ગુમ પડેલી હતી ત્રણ ડાકટરો તેણીને શુધીમા લાવવાને નાના પ્રકારના પ્રયત્નો કરતા હતા, પણ તેણીના બેફામી હજી મચક આપતી ન હતી, તેણીને કાઇ એવો જાલેમ ફટકો બેઠો હતો કે ઘણા ઘણા ઇલાજો લેવા છતાં તેણી શુધ્ધીમાં આવતી ન હતી

અવા ભયભીત વખતે કાવલા કારભારીની હાજરી વગર શકે ત્યા જરૂરની હતી તેને બોલાવવા ગયલો નોકર બીજા અરધા કલાકમા તેને લઇને જીવ નાખતો મેહેલમાં આવી પુગયો

કાનલો આ શોકજનક સમાચાર સાભળતાજ ફગલાઇને ફાટી રહયો તેણે તરતજ મત આપી દીધુ કે "હાય હાય!

શ્વાન ધાલી! એ હેતાનની જણીએ આખરે મારા અમીરી ખહલતના હેઠ થતાનો જીવ લીધો! ઉ કેતોજ આવેલોરે!–ને અતે તેજ થીયુ!"

ગાડીમાથી ઉતરયા બરાબર કાવલો દોડ મારેલો ફરદુનજી શેઠવાળા ઓરડા તરફ ધસ્યો તે રગેરગથી ઉશ્કેરાઇ ગયેલો હતો અને તેની આંખ્યોમાથી બેઅખત્યાર આસુઓ વહેતા હતા!

"ઓ મારા બાપ! કોઇ આવોરે! ઓ ફરદુનજી હેઠ ફરદુનજી હેઠ! એ તમે હુ ગજબ કીધેરોરે!" કાવલાએ ઓરડમા પગ મેલતાજ ભારે કલ્પાન્ત કરી મેલ્યુ "અરે ગઇ રાતના તો મે મારા હેઠને હાજા તાજા દીઠેલારે! ને આટલા આ આફત હી વરહેલી!" તે બાપડાએ માથુ–મોહડુ કુટી નાખ્યુ

"ઓ કાવલા–કાવલા! મારા ફરદુનજીએ તો મને દગો દીધો જો!" કાવલાને જોયા બરાબર તેનાપેકારના ટેટા પાછા થરથર ધ્રુજવા લાગ્યા, પણ ચરીત્ર વાપરી તે મકારે ઓરતે મકકર ચલાવ્યા એવણુને તારા જેવો નીમકહલાલ નોકર નહી મળવાનો, ને તુને એવણુ જેવો અમીરી શેઠબી નહી મળવાનો જો!" તે મકકરબાજ સ્ત્રીએ કાવલાની વખાણુ કરી તેને વધુ તોફાન કરતો દાબી દેવાની સીફત વાપરતા કહયુ

પણુ આ તરફ કાવલો બ દો બારે ગાઠ પુરો હતો

"ઓ? એ એટલી કળકળથી કોણુ કલ્પાત કરતુ છે? હેઠાણી મેહેરબાઇ કે?" કાવલો તેણી તરફ ઝનુનથી ધસી જઇ ઉશ્કેરાઇને બોલ્યો "ઓ હેતાનની જણેલી! તારા ડોળા ફાડીને જો કે એ તુ એહુ કીધેલુ? ઓ કારહતાનની કુત્રી! તુ હજાર

ચરીત્ર લગાડહુ તેથી હુ થીઉ ? એ કઇ તારાજ કરતુક છે-તારૂજ કાળુ ધોળુ છ-તુએજ કઇ હકેત રચીને મારા ઉમરાવ હેડને મારી લાખેલા ! મને પહલેથીજ તારી ઉપ વેહેમ ઉતો-આજ મહીનો ગહીનો થીયો તુ પાછી નહી ગીએલી તેવારથી મારા કાન ટણુકેલા કે એ વળી પાછી કઇ કરતુક કરવાની ! ઓ મકકરગાજ ! રાતમા ને રાતમા મારો હેડ મરી કેમ ગયો ?"

"ઓ કાવલા-કાવલા ! તુ દાનવ આદમી થઇને મારી ઉપર નાહક વેહેમ કાય લઇ જાએછ ?" જો કોઇબીજી વખતે કાવલો આટલુ સખત બોલતે તો મેહેરબાઇ તેને ફાડી ખાતે, પણ નોકર-ચાકરોની સામે ખુલ્લા શબ્દોમા તોહમત મુકવા છતા તે ઠગારી ઓરત જાણે કઇ જાણતી નહીં હોય તેમ નરમાશથી પણ શુમસ દેખાવે બોલી "હુ ગમે તેવી ભુડી હતી પણ એવણુના દુશ્મનના જીવની તરસી નહીં હતી એવણુનુ તો અચણુચ હારટ બેસી ગયુ છ-તારી ખાત્રી નહીં થતી હોય તો ડાકટરને પુછ"

"અરે હારે હા—તુ કાચી પડી કેની તે એવુ કરીને ડાકટરને આગમચથી હાથમા લીધા વગર બેસી રહેલી ઓહે ! ઉ બધુ જાણુ-ઉ બધુ હમજુ-તુને ના ઓળખે તેજ તારા ચરીત્રપર ભોળવાઇ જાય-અઇ કાવલો કઇ કાચો નીં મળે રાત હુધી હાજા તાજા ઉતા ને હવાર પડતાજ એમ કેમ બની ગીએલુ ? ઉ તારી ફેટ પકડા ! જા હુધી ઇનો પાકો પુરાવો નિ મળે તા હુધી મારા હેટની લાહને હાતની લગાડવા દેઉ, આત ! તુ હુ હમજે ! એ કઇ તારાજ કરતુક છે !"

"ઓ માય ! હવે કાંહ જાઉ ? મુવુ એક દુ ખ ને ઉપરથી ડહામ ? મારો પાદશાહી ખાવીદ પોપટ ઉડે તેમ બોલ બોલતા ઉડી ગયો ને હુ હરણફાળ થઇ ગઇછ તેનુ તો આએ કાર ભારી થતાને કઇ દુ ખ દરદ લાગતુજ નહી ને સામો—

હજી તો તેણી વધુ બોલવા જાય છે નેટલા પેલો લાચીયો તબીબ તેહમીવાળા ઓરડામાથી ફરદુનજીવાળા ઓરડામા આવી લાગ્યો તે તેહમીને હુશીયાર કરવા ગયો ખરો પણુ તેનુ બધુ ધ્યાન ફરદુનજીના ઓરડામા હતુ પેલા બીજા બે ડાકટરોને "હમણુા આઉ છ" કહી તેણે આ તરફ હેરીયુ લીધુ હતુ નોકર ચાકરોમા શુ ચકચારા ચાલે છે તે જાણુવાને તે અધીરો પડેલો હતો તેણે ઓરડામા દાખલ થતાજ જોઇ લીધુ કે મેહેલમાના તમામ નોકર ચાકરોનુ (તેહમીની ત્રણુ આયાઓ સીવાય) ત્યા મેજરૂ મળેલુ હતુ અને મેહેરબાઇ કોઇ સાથે તકરાર કરતી હતી

"શુ છે ? તમે અહીં નકામા ગડબડ–ઘોઘાટ કાય કરોછ ?" તેણે ઓરડામા દાખલ થઇ ઠસ્સાવી પુછ્યુ શુ કોઇને મરનારનાં મરણુ વીશે કાઇ શક છે કે ?"

"હા–હા–મને હખ છે !" કાવલો સામો આવી બોલ્યો

"ઓ ડાકટર–ડાકટર ! જુઓ આએ મારી ઉપર કેવો સીતમ ગુજરી રહયોછ ! સારૂ થયુ કે તમે અહીં આવી લાગા" ડાકટર કાવલાને કાઇ જવાબ આપે તે આગમજ મેહેરબાઇએ રડીને ગોધીયારૂ કરી મેલ્યુ "હવે હુ એ ભસ્તે ગીયાઓની ખાત્રી કેમ કરૂ ? મને બળેલીને પુરી બાળી

મારેછ ! આએ અમારા કારભારી મારી ઉપર બોહતાન જોડેછ એ કહેછ કે આએ આફતમા મારા કાઇ હાથ છે,"

"તોબાહ ! તોબાહ ? કોણને એવી મુરખાઇ સુઝેછ ?" તે લાચીયો તબીબ કારભારી તરફ ફરીને બોલ્યો, "મરનારને મે પોતે તપાસ્યાછ હુ ખાત્રીથી કહુછુ કે ફરદુનજી શેઠનુ હારટ ઉધમાજ આપમેળે ઓચીંતુ ફેલ થયુછ તે વીશે હુ લેખી સરટીફીકેટ આપી સરવે જોખમદારી મારે માથે લેવા માગુછ બોલો હવે કોઇને શક છે ?"

"ના બા, આપડા કાન ની વાગતા ! એ હરટીફીકેટને બરટીફીકેટમા આપણે ની હમજીયે." કાવલાએ રોકડુ પરખાવ્યુ "એ નાટલા ડાકટરને હુ કામ બોલાવેલા ? ઇઓણના બાપ મોટા ડાકટર મારટીન હાએમ ખાત્રી આપે તો ઉ માનુ !"

"કમનસીબ તેવણ મુબઇમા હાજર નથી !" પેલા નાના ડાકટરે ઝટ જવાબ આપ્યો "તેવણ ત્રણ દીવસ થયા અમદાવાદ સીધારેલા છે"

"અમદાવાદ ઓય કે મેમદાવાદ ઓય—તાર કરીને તેડાવતા હુ છે ?" કાવલાએ પ્રોટેસ્ટ કીધો

"ત્યારે શુ હુ કહુછ તે ખોટુ છે મી૰ કારભારી તમે મને અપમાન કરોછ" તે ડાકટરે કાઇક દમથી અને કાઇક નરમાસથી સવાલ કીધો "હુ બી મારટીન સાહેબનોજ દીકરો છુ !"

"કોણ કમબખ્ત કીયે કે તમે મારટીન હાએમના દીકરા ની ?—હાત પાણીએ ધોયલા દીકરા—પણ તે ઘરડા ને વીહવાહુ મનીખની વાતજ જુદી !"

"ખુબખ ! એકદમ બાહેર જા !" પેલો જવાન તબીબ અહીં ચીરડાઇ ગયો 'જે તબીબી પદવીઓ મારા પીતાજી ધરાવેછ તેટલીજ હુબી ધરાઉછ હુ છાતી ઠોકીને કહુછ કે ફરદુનજી શેઠનુ મરણ અચાનચ હારટ ફેલ થવાથીજ નીપજયુછ—એમા બીજો કમો વ્હેમ લાવવાની જરૂર નથી" અને અહીં તે દમામદાર ઢબે મેહેરબાઇ તરફ ફરીને બોલ્યો "બાનુ આએ નોકરો મારૂ ને તમારૂ અપમાન કરેછ પણ એ બાબતને તમોએ જરાબી લેખામા લેવી નહી લેવો હુ અબ ઘડી ખરી ખાત્રીની તમોને લેખી સરટીફીકેટ ચીત્રી આપુછ ?" અને એમ બોલી તે લુચ્ચો ફરદુનજીની લખવાની ટેબલ આ ગળ એક ખુરશીપર દમમા ને દમમા બેસી ગયો અને મરનારનુ મરણ હારટ ફેલ થવાથીજ નીપજયુ છે અને તે બનાવ બનતાજ મે તેવણને તુરતા તુરત તપારયા છે એવી મતલબની એક લેખી સરટીફીકેટ લખી કાઢી તે ઝેરી નાગણને ઝટ સ્વાધીન કીધી !

તે લુચ્છાએ બતાવેલા આ ઠસ્સાની ત્યા હાજર રહેલાઓ ઉપર જબરી અસર થઇ કાવલો પણ ઠે થઇ ગયો તેને શક ઞમે એટલો હતો પણ તે શકને પુરવાર કરવા માટે પુરાવા કયા હતા !

"એકએક જણ અહીંથી બાહેર જાઓ ! મારા ફુટેલા ભાએગપર મને હવે એકાંતમા રડના દો !" ડાકટરે આપેલી લેખી સરટીફીકેટથી મેહેરબાઇને હીમત આવવાથી તેણીએ ચીચવાઇને હુકમ કીધો.

કાવલો અને બીજા સરવે નોકર—નફરો ત્યાથી ચાલી

ગયા, પણ કાવલાના અને કેટલાક નોકરોના મનમા ઉપજેલો શક ગયો નહી ગરીબ બીચારા! તેઓ કરી કરીને શુ કરી સકવાના હતાં? જ્યા ડાકટર પોતેજ તેણીની કુમક કરતો હતો ત્યાં બીજાઓનુ શુ ચાલી શકે? વળી ચાલીબી શકતુ હોય, પણ સાબુત પુરાવાઓ વગર એવો ગભીર ગુનાહ તેઓ પુરવાર કેવી રીતે કરી શકે?

આટલો વખત કાવસો એટલો ઉશ્કેરાએલો હતો કે તેહમીની હસતી તો તે ભુલીજ ગયો હતો, પણ ફરદુનજીવાળા ઓરડામાથી બાહેર પડતાજ તેને યાદ આવવાથી તેણે તેણી વીશે પુછપરછ કરી

પેલા નોકરોએ તેહમી બેફામ થઇને ગુમ પડવાની ખબર આપ્વાથી "આ મારી તેહમીબાઇ, ખદાવજી તુને સુખી રાખે રે!" કરતો તે તેણીના ઓરડા તરફ દોડયો

હજી તેહમી તેજ સ્થીતીમા હતી પેલા બે ડાકટરોના તરેહવાર પ્રયત્નો ચાલુજ હતા પણ તે કમનસીબ કુમારીકા હજી શુધ્ધી ધરતી ન હતી!

કાવસાએ રડારોલ કરી મેલવાથી ડાકટરોએ તેને અને બીજા દરેક નોકરોને ત્યાથી બાહેર કાઢયા માત્ર તેહમીની સેવામાં તેની એકજ માનોતી દાસી કેથેરાઇન ખડે પગે ઉભી હતી! ગરીબ બીચારી! તે પણ આજે ઓચીંતી આવી પડેલી આ આફતથી ફાટી રહી હતી! તેની આખમાથી આસુની ધારાઓ એકસરખી ચાલી રહી હતી!

પેની તરફ કાવસો અને બીજા નોકરો ફરદુનજીવાળો ઓરડો છોડી ગયા બરાબર પેલા લુચ્ચા તબીબે મેહરબાઇના

કાનપર પડી કહ્યુ "બાનુ, હવે ઉઠો અને જેમ બને તેમ એનણને ઠેકાણે પાડવાની કોશેશ કરો—એનણની લાશ જેટલો વધુ વખત ઘરમાં રહેશે તેટલી વધુ મુશકેલી ઉભી થશે ચાલો હવે હુ જાઉ છુ પણ સાંભળોછ કે? પેલી આયાથી બહુ બાહુચેત રહેજો હુ હમણ'જ તેને તપાસી આવોછ જે વખત જાએછ તેમાં તે હુશીયાર થશે જો એ ફરગણે કઇ આટો વાફ્યો તો એમજ જાણજો કે તમે ને હુ મુવા છુટા"

"તેને હુ સભાળી લઇશ, પણ પેલીનુ કેમ છે?"

"પેલી કોણ?"

"મારી સાવકી દીકરી"

"તે હજી ગુમ પડેલી છે!—ત્યા ડાકટરો તના સારવારમા છે પણ હજી તે સાવધ થતીં નથી!"

"ઓ માય! એ આફત મારેથી કેમ ખમાશે? તમે તેને હુશીયાર કરી જેમ આએ નોકરોના ખાત્રી કીધી તમ કરીને જાઓ, ડાકટર મરી જાઉ, ઉપકાર કીધો તો પુરો કરો!"

"નહી—નહી! હાલ એ છોકરી ગુમ પડેલીજ તમારા લાભનો છે" તે લુચ્ચા તબાએ તેણીના કાનપર પડીને કહ્યુ "હુ ઇચ્છુછ કે એ હમણા હુશીયાર નહી થાય પેલા નોકરો તો ધાક-ધમકીથી દબી ગયા, પણ એ છોકરી જો શુધીમા આવીને છેડાઇ તો તેને શાત કરવાનુ બહુ મુશકીલ થઇ પડશે તે પડેલી છે તેટલાજ તમે હવે બનતી તાકીદે મરનારની વ્યવસ્થા કરી નાખો!"

આટલા શબ્દો મેહેરબાઇ જેવી પાહવરદી અને પાખડી

ઓને સાહુચેત કરવાને પુરતા હતા એક યુરોપીયન એમ ડી ની સતાદાર સરટીફીકેટ તેણીના હાથમા હતી તો પછી ડરવાનુ શુ હતુ ?,

દરદીને ભાવતુ હતુ તેજ વઇદે ફરમાવવા જેવુ થયુ ડાકટરની પીઠ ફરતાજ મેહેરબાઇએ દોડાદોડ કરી મેલી તેણે નોકરો દોડાવી ઘટને ઠેકાણે ખબર આપી અને તાકીદ કરાવી કે સહવારનીજ વખતે સચકાર તથા પાયદસ્ત .ક્રિયા કરવી છે માટે જલદી આવવુ ફરદુનજી તાલેવત જેવા એક લક્ષાધીશ શેઠીયાને ત્યાંનુ કામ એટલે ખોટી કોણુની હોય ? આજુ બાજુમા વીજળીને વેગે ખબર ફેલાઇ ગયલી હોવાથી તાલેવત કાસ્તલ જોતા જોતામા ભરાઇ ગયો અને ગરીબ બીચારી તેહમી ગુમ પડેલી છે તેટલા, તેમજ મરનારના દોસ્ત આશ્નાઓ કે બાહેરના ખેશીઓ આવી પહોચે તે આગમજ, મેહેલના તમામ નોકર ચાકરોની ભારે રડારોળ અને માહુનમપેશી વચ્ચે ફરદુનજી શેઠની પાયદસ્ત નીકળી, ત્યા હાજર થનારાઓ અજબ થયા કે આટલી દોડાદોડી કરવાની જરૂર શી છે, પણ મોટે ખાચરેનો બનાવ એટલે મકદુર કોણુની કે કોઇ ચુ કે ચા કરી શકે ? અલબતા, પાયદસ્ત નીકળતી વેળા તે ઝેરી નાગણે દુનોયાને દેખાડવા સારૂ એક ભારે જીવતોડ કલ્પાન્ત કીધુ !

અફસોસ ! ગરીબ બીચારી કમતાને તેહમી ફરદુનજી તાલેવતનુ "છેલ્લુ મેહાડુ" વટીક જોવ પામી નહીં !



## પ્રકરણ ૨૭ મું

### "મને મારા પપા સાથ મેળવો."

[છપ્પય.]

કુટુંબ કેરો કલેશ, દુખ દારૂણ ઉપજાવે,
કુટુંબ કેરો કલેશ, વેર વીખવાદ વસાવે,
કુટુંબ કેરો કલેશ, સુખ-સંપત વણસાવે,
કુટુંબ કેરો કલેશ, જીવ અધ્ધર લટકાવે,
રે! કુટુંબના કલેશે કરી, કઉરવ-કુળ નીરમુળ થયું,
વળી સેવક સુત યાદવ તણું, રમણ ભગ્મણ પણ થઇ ગયુ
(છોટાલાલ સેવકરામ.)

એક ભયભીત અખ્તરો પાછળથી કેવો ભારી પડે છે અને કેટલીકવાર તેનુ પરીણામ કેવુ પ્રાણઘાતક નીવડે છે તે આપણે ગયા પ્રકરણમા જોયુ તે મકાર ઓરતની નેમ કાંઇ જાણી જોઇને પોતાના ખાવીંદની જીંદગીને જોખમ પહોચાડવાના નહી હતી, પણ તેણીની બેવકુફીથી પેલી કલોરોફોમની ટોપી ઝટ ઉચકી લેવાનો સુધલો નહી રાખવાથી એવુ દુખ દાયક પરીણામ આવવા પામ્યુ હતુ

તેણીનુ આ પાપ પેલા જવાન તબીબે ઝટ પકડી કાઢયુ પણ પાછળથી તેણીએ તેને મોટી રકમની લાંચ આપીને પોતાના હાથમાં લઇ લેવાથી તે ચડાળે તેણીને બચાની લીધી

અરે ! એવી રીતે દુનીયામા થતા કેટલા પાપો પઇસાના પ્રબળથી ઢંકાઇ જઇ તે પાપ કરનારા પાપીઓ કરારને જીવે ફરતા હશે ! તે કમીની ઓરત પણ તેજ પ્રકારની એક ફતેહ પામી

પણ તેણીને મળેલી આ ફતેહ ફરદુનજી તાલેનતનો વડો ફેમીલી ડાકટર પોતે આવ્યો હતે તો મળવી મુશકેલ હતી કારણકે તે એક ઘણોજ પ્રમાણીક, સાચો સ્વતંત્ર ખત્રા સનો અને મેહેરબાઇ તાલેવતનેતેરગેરગ ઓળખનારો પાકકો ગુઝરગ ગ્રહસ્થ હતો ફરદુનજી તાલેવત જોડે મેહેરબાઇ પરણી આવ્યા પછી કેની ખરાબ રીતે વરતતી હતી તેનો ખરો જાણકાર જો કોઇ હોય તો તે આ તબીબ હતો કમનસીબ જે દીવસે આ બનાવ બન્યો તેની ત્રણ દહાડા આગમચ તેનુ અમદાવાદ જવુ થયલુ હોવાથી મેહેરબાઇ ફાવી ગઇ હતી. તે બાપ બેટા બન્ને વીલાયતના એમ ડી હતા, પણ બુઢો બહુ કાબેલ, અનુભવી અને સુધો ગ્રહસ્થ હતો જ્યારે પેલો લાંચીયો તબીબ દુન્યાદારીના અનુભવમા કેવળ કાચો, બીન અનુભવી, ઉડાઉ અને લાચ્યો હતો તે તેનો એકપુરો દીકરો હતો. તેની ચાલચલણ તેના બાપથી તદ્દન જુદીજ હોવાથી તે ઘરડા તબીબને તેને માટે મનમા ઘણો છુપો બળાપો થતો હતો, પણ એક પુરૂ બચ્ચુ હોવાથી અને પોતે ઇઝતદાર હોવાથી મુગે મોઢે લઇ ચલાવતો હતો તેઓ સાથે એકજ બગલામા રહેતા હતા બુઢો ડાકટર સર ચારલ્સ મારટીન મુબઇ શહેરમા એક પંકાયલો તબીબ હતો દરદીને શુ દરદ છે તે આબાદ પારખી લેવામાં તે બડો બાહોશ હતો તેનો બેટો (પેલો લાચ્યો) ડા૦ હેનરી મારટીન તેટલો બાહોશ

ન હતો તે એક ઉડાઉ અને મોજીલો જવાન હતો તેને ઘોડદોડની શરતોનો જબરો લખ હતો અને ઘોડાની શરતોનો સટો કરવા પાછળ તે દર અઠવાડયે હજારો રૂપીઆ ખુહાર કરતો હતો તેની આ ટેવ છોડાવવા માટે બુઢા ડા સર ચારલ્સ મારટીને પુષ્કળ પ્રયત્નો કીધા હતા, પણ તેની કશી અસર તે અવીચારી જવાન ઉપર થવા પામી ન હતી ફરદુનજી તાલેવતનુ જે દીને અજાણપણામા મેહેરબાઇએ ખુન કીધુ તે દીવસે તેનો બુઝરગ પીતા કમનસીબે મુબઇમા ગેર હાજર હોવાથી આ લુચ્ચો ફાની ગયો હતો હાલ તેને માથે કરજનો મોટો બોજો ચઢેલો હતો અને માગનારાઓના તકાજા તેની પાછળ ચાલુ હતા તેવા વખતમા મેહેરબાઇ તાલેવત જેવી એક માતબર સ્ત્રી પોતાની મુરખાઇથી તેનાં પજામા ફસી પડવાથી તે કરજદારીમાથી મોકલો થવા માટે તેણે આ અછી તક સાધી લીધી હતી !

દુન્યામા કોણુને પાપે કોણુ ડુબે છે અને કોણુ તરી નીકળે છે તે ઉપલા ચીત્ર ઉપરથી આપણુને શીખવાનુ છે

પેલી તરફ ફરદુનજી તાલેવતની પાયદસ્ત નીકળ્યા પછી વચ્ચે એકાદ કલાક પસાર નહીં થયો તેટલા તેહમી પોતાને લાગુ પડેલી ભયભીત બેહોશીમાથી અચણુચ સુધીમા આવી તેણીને સાહુચેત થયા બરાબર છેટ્ના બનાવોની યાદ થઇ.

"પપા–મારા વ્હાલા પપા કયા છે ? અરે ! મને તેવણુ પાસે લઇ જાવો !"

પેલા બન્ને ડાકટરો અને આયા કેથેરાઇન જાણુતા હતા કે ફરદુનજી તાલેવતની અવલમજલની છેલ્લી ક્રીયા

નો કયારની થઇ ચુકી હતી અને એ કમનસીબ બેટી પોતાન કમતાલે પીતાને ભેટવા માગતી હતી !

"તમે જરા શાંત થાઓ, 'બાનુ' લાંબી બેહામીમાંથી તમે હમણાજ સુધીમા આવ્યા છો એના વખતમા તમોએ અતરાફના બીન કશા ખ્યાલો કરવા નહી જોઇયે" એક ડાકટરે જેમ તેમ ધીમે સાદે કહ્યું

"નહી, ડાકટર, હવે મને કાઇ નથી" તેહમીએ ઝટ જવાબ આપ્યો "હવે હુ પુરતી હુશીયારીમા છુ મેહેરબાની કરી મને મારા પપા સાથ મેળવો !"

ગરીબ બીચારી તેહમી! જે "પપા ડીયર"ને તેણી મળવા માગતી હતી, તેવણની લાશ તો કયારની ડુંગરવાડી પહોચી ચુકી હતી! ડાકટરો ચીંતામા પડયા કે એ ભેદ તુરત વેળા તેણી કને ખુલ્લો કરવો કે નહી? ખુલ્લો કરે તો કદાચ તેણી પાછી પટકાઇ પડે એમ હતુ અને ખુલ્લો નહી કરે તો ઉમેદમા ને ઉમેદમા તેણી એજ "ટાહી" પકડી રાખશે, માટે હવે કરવુ શુ? આયા કેથેરાઇન પણ તેણીના બીછાના આગળ રડમસ ચેહરે ધ્રુજતી ઉભી રહી હતી

"તમે હમણા જરા શાતજ રહો, મીસ તાલેવત !" પેલા મોટા ડાકટરે જવાબ આપ્યો "તમે બહુ નબળા પડી ગયા છો અને તેવા વખતમાં—"

"હુ હવે તમારૂ કાઇ સાભળવાની નથી, ડાકટર !" તેહમી જોર કરી બીછાનામા ઉઠી બેઠી અને આયા ઉપર નજર પડતાજ બોલી 'ચાલ કેથેરાઇન, મને પપાવાળા ઓરડામા લઇ જા !" અને એટલુ કહી તેણી એકદમ ઉઠી ઉભી થઇ.

હવે ડાકટરોએ વધુ અટકાવ કરવામા સાર જોયો નહી આ બનાવ તેણી જ્યારેમી જાણશે ત્યારે તેણીને દુઃખ તો થવાનુજ, માટે હવે વધુ વખત તેણીને ટવળાવવામા ફાયદો નથી એમ ધારી ડાકટરો કંઇ બોલ્યાં નહી અને તેહમીન આમલે ઓરડે લઇ જવાની આયા કેથેરાઇનને ઇસારત કરવાથી તે આયા તેણીનો હાથ પકડી મોટી મુશ્કેલીથી ફરદુનજી વાળા ઓરડામા લઇ ગઇ

તેણીને તે તરફ જતી જોઇ પોતાની ફરજ પુરી થયલી જાણી તે બેઉ તબીબો ત્યાથી એકદમ વીદાય થયા

## પ્રકરણ ૨૮ મું.

### "મારા પપા ડીયર કુદરતી મોતે મુવા નથી!"

(દોહરો.)

હોય કદર નવ કૂરને, કાયરને નવ શુર,
હોય ન મુહરત મોતને, નીચ તણો નહી નુર.

[દાદી શતસાઇ]

જે ભયભીત દેખાવ તેણીએ છેલ્લો જોયો હતો તેજ દુઃખદાયક દેખાવ ફરીથી નજર પડવાનાં ખ્યાલમા તેહમી ફરદુનજીવાળા ઓરડામા દાખલ થઇ, પણ ત્યા તેણીએ શુ જોયુ? જે જગ્યાપર તેણીના "પપા ડીયર"નો દેહ હતો તે જગ્યા તમામ ખાલી હતી! ત્યાંનો પલંગ ઉચકી લેવાયો

આવ્યો હતો અને પલગને બદલે ત્યા આતશનાં એક મોટા ઓફ્રગાન્યાં આગળ એક મોબેદ મરનારને નામની "રવાનની પતેત" ભણતો બેઠો હતો!

"ઓ મારા બાપ! એ હુ શુ જોઉછ? મારા પપા કાહ છે?" તેહમીએ ઓરડામા દાખલ થતાજ એક જબર દસ્ત પોકાર પાડી ઘભરાટથી સવાલ કીધો

"ઓ દીકરી–દીકરી! જરા શાત થા! તારા પપા થતા તો આપણને બેઉને રડાવીને સદા શાતીમા જઇ સુતાછ" ઓરડાના એક ખુણામા મેહેરબાઇ એક ખુરસીપર બેઠેલી હતી ત્યાથી ઉઠીને તેહમીની આગળ આવતાં બોલી "બેહેસ્તીની પાયદસ્ત તો ક્યારની રવાનામી થઇ ચુકી!"

"ઓ મેહેરબાઇ! તમે એ શુ બકોછ? મારા પપા શુ ગુજરી ગીયા? ને તેનણુની પાયદસ્તબી તમે આટલા વારમા કહાડી, ચુકાં? ઓ ગજબ—ગજબ! જરૂર એમા કાઇ ભેદ છે!"

"ખચીત–ખચીત–મારી નાનકડી હેઠાણી! ઉ તમારા મતને મલતો છેઉ" મેહેરબાઇ કાઇ જવાબ આપે તે આગમચ કાવલો કારભારી, જે તેહમીને ફરદુનજી શેઠવાળા ઓરડામાં ગએલી જાણી પાછલ દોડી આવ્યો હતો, તેણે તેહમીના છેલ્લા વાકયને ટેકો આપતા કહયુ. "એ કારહતાનની કુત્રાનીજ એ કઇ કારહતાન છે ગઇ રાતે ઓરડામા પોઢવા હધાવ્યા ત્યા હુધી તો ફરદુનજી હેઠ હાજા–તાજા ઉતા–તીઓણુના નખને દુ ખ ની ઉતુ ને હવાર પડતાજ એ કેમ બએતુ? ઉબી પુછી પુછીને એજ પુછનો છેઉ"

"મુવા ઢોર ! ડાકટર મારટીને ફરદુનજીનુ હારટ ઉંઘમા અચબુચ ફેલ થવાથી મરણ નીપજ્યુ છ એવુ મત તારા કાને કાન જાહેર કીધુ તે શુ તે નથી સાભળ્યુ ! તુ અને દરેક નોકર ચાકરો તે વખતે અહીં હાજર હતા ને હવે એમ કેમ ભકી મરેછ ? મેળી એ વીશે તેની સતાદાર સરટીફીકેટ મેળ વેલી છે લે આએ રેહી તે મારા ગજવામાજ છે !" અને એમ બોલી તેહમીની ખાત્રી કરવા સારૂ તે મકારે ઓરને તે બનાવટી ચીથડુ ખીસામાથી ખેચી કહ્યુ, ફરદુનજીને હારટ ડીઝીઝનુ દરદ હતુ તે કોણ નથી જાણતુ ? મોટા ડાકટરેગા છ મહીનાની વાત ઉપર તે વીશે ધારતી બતાવી હતી તે તુ ને કે તેહમીને શુ ખબર નથી ? મુના તરકડા ! ખબરદાર મને અપમાન કરનારા ફાટાફાટા સખુનો બોલ્યોછ તો તારી વાત તે જાણી ! અહીંથી લાત મારીને મુવા નીમકહરામને હાંકી કહડાવશ !"

આ કડક અપમાનનો કાવલો કઇ જવાબ આપવા જાય તેટલા તેહમીનુ ઝનુન તપી આવ્યુ "સબર કરો મેહેરબાઇ ! તમારી એવી ધાક-ધમકીથી અહીં કોઇ ડરી જવાનુ નથી મારા પપા કેવી રીતે મરણ પામ્યા તે જાણવા મને દરેક હક છે એને એજ રીતે આપણા નોકર-ચાકરો પણ પોતાના શેઠનુ મરણ અચબુચ કેવી રીતે થવા પામ્યુ તે પુછવાની દરેક સતા ધરાવે છે તમે કાવલાને ધમકી આપી આડકત્રી રીતે મને દબડવવા ઇચ્છતા હાતો તે હવે ચાલવાનુ નથી-હુ એવો ભીતમ ચાલવા દેવાની નથી મને કહો, મારા પપા કયારે મરણ પામ્યા ?

"તે હુ શુ જાણુ ? હુ તો મારા ઓરડામાં સુતેલી હતી "

"એટલે ? એ તે કાઇ જવાબ આપવાની રીત છે ? તમે રાતે સુવા ગયા ત્યારે એવણુના નખને દુ ખ નહી હતુ અને આજે આએ આફત અચણુચ કેમ આવીને ઉભી રહી ?"

"ડાકટર કહેછ કે ઉનમા એવણુનુ હારટ એકાએક બધ થઇ ગયુ !"

"કીયો ડાકટર કહેછ ?"

"ડાકટર મારટીન "

"અરે તેહમીબાઇ—એ દગાખોર બઇરીનુ તમે માનતા ના ! એ ચરત—મકકરની ભરેલી છે ! એ નાપાકનાજ કઇ કારહતાનથી ફરદુનજી હેઠનો તાજો–તડફડનો જીવ કમોતે મારયો ગીઓલો ! મારી ખાત્રી છે કે એ દદાએ તીઓણુને કાઇ ડોહ દીને પાઇ દઇ ઠાર મારી વાખેલા !"

"એકદમ ચુપ થા—મુવા નાપાક !—યાદ રાખજે કે તુ જે કઇ બકેછ તેની જોખમદારીને જવાબદારી તારે માથે રહશે "

"હા—હા—તેની જોખમદારી ને જવાબદારી મારે માથે લેવા ઉ તઇયાર છેઉ—ને મરનારનુ મે બચપણુથી નીમક ખાધેલુ, તેને હારૂ મારો જાન જાય તો તેની હી પરવા છે ? તેથી હુ તારે જેવી ઠગારીને અમે પુછયે ની કે ? તારો વીહ-વાહ કોણુ કરે ?—ઉ તો મરતા ની કરૂ !

"કાવલા જરા સબર કર !" અહીં તેહમીએ પોતાની પુછપરછ કરવા માટે કાવલાને ચુપ કરવા ચાહયો ખુદા ખબર

કે ગઇ રાતે અહીં શુ શુ કાળા-ધોળા થયાછ-પણ મારે થોડોક ખુલાસો મેળવવો છે" અહીં તેહમીએ મેહેરબાઇ તરફ ફરીને પુછ્યુ "તમે કહોછ કે એવણુ હારટ ફેલ થવાથી મરણ પામ્યાછ, તો મને જરા કહેશો કે એ બનાવ કેટલે વાગે બન્યો ?"

'તે હુ શુ જાણુ ? મરેરે! આએ દુકતી થની તો જાણે કોરટમા તપાસ લેતી હોય તેના ચીપીચીપીને સવાલ કરેછ."

તેહમીને આ વખતે તળેને ઉપર જતા હતા, પણ મગજ પર કાબુ રાખી તેણીએ અજબ જેવી ધીરજ ધારણ કીધી હતી

"તમે આડા-આડા જવાબ ના આપો, મેહેરબાઇ! હુ પુછુછ તેના સીધા જવાબ દેવો!" તેહમીએ લગાર ઉશ્કેરાઇને ચીચવાટથી કહ્યુ "એ બનાવ પહેલ વહેલો તમારી જાણમા કયારે આવયો ? તે વખતે કેટલા વાગેના હતા ?"

વળી વાગે કેટલા ?-પાછલી રાતે ચાર વાગે એવણુને મુશ્કેલીથી દમ લેતા સાભળી હુ મારા ઓરડામાંથી અહીં દોડી આવીને પુછ્યુ કે ફરદુનજી શુ છે ? એમ કાંય કરોછ ? તો કહેજે મારી છાતીમા દુખારો થઇ આયોછ માટે તુરત ડાકટરને બોલાવ! તેજ વખતે મે ડાકટરને તેડવા મોકલ્યો

"ડાકટરને તેડવા કોણુ ગયુ હતુ ?" તેહમીએ એક પેચદાર સવાલ કીધો આ સવાલ કરવામાં તેણીની મકસદ એ હતી કે તે વખતે કોણુ કોણુ જાગતુ હતુ તે જાણવાની તક મળે અને તેઓમા પરપુછ કરવા કામ લાગે

"તેની સાથ તુને શુ કામ છે?" અહીં તે દલદર દદા તતપપ થઇ ગઇ, "ડ-ડ-ડાકટરને મે તેડાવ્યા"

"પણ કાણુને મોકલીને તેડાવ્યો? શુ તમે પોતે ગયા હતા?"

મેહેરબાઇથી એમ તો કહેવાયજ નહીં કે તેણી પોતે ગઇ હતી! તેહમીના આ સવાલથી તેણી વધુ ગભરાટમા પડી, આયા એનજેલીનનુ નામ વાપરવા તેણી ઇચ્છતી ન હતી

"બસ મે ડાકટરને તેડાવ્યો-કાણુ-કાણુ-કાણુ-કાણુની સાથ તેડાવ્યો તે મને પુછનાર-પુછનાર તુ કાણુ?" તે લુચ્ચી સ્ત્રીએ અહી લડચીપર આવી ગઇ

"અહીંજ કાઇ ભેદ છે! મહેરબાઇ જો તમે સાહુ છો, તો ડાકટરને તેડવા જનારનુ નામ જણાવતા અચકાઓછ શુ કામ?"

"ચાલ રાન કુતરી? તુ કાણુ મને પુછનાર!" જ્યારે સીધો જવાબ આપવાની જગ્યા રહી નહી ત્યારે તે નાપાક ઓરતે મીજાજ ફેરવી ધમકાવીને કામ લેવાની બાજી હાથ કીધી

"તારૂ ગલીચ મોહોડુ એકદમ બધ કર, નાપાક! તારા દબડાવ્યાથી હુ હરગેજ દબી જવાની નથી" તેહેમી અહીં ભારે ઉશકેરાઇને ગુસ્સાના ઝનુનથી બોલી "તુ જો નીરદોશ છે તો ખરો ખુલાસો કરતા ડરેછ શુ કામ? તારા હાથ-પગ થરથર ધ્રુજેછ કેમ? એજ દેખાડેછ કે બાતેનમાં કાંઇ કાળુ-ધોળુ સમાયલુ છે

"તેવુ કશુ નથી-હુ તારાથી કે કાઇથી એક રતી ભારબી ડરતી નથી!" તે દદાએ વળતુ ઝનુન દેખાડતા જવાબ

આપ્યો "હુ જે કઇ જાણુછ તે બસ એટલુજ છે કે બેહે-સ્તીના હોકમથી મે ડાકટરને બોલાવ્યો અને ડાકટર આવે તેટલા તેવણનુ હારટ ફેલ થયુ "

"કબુલ કીધુ પણ ડાકટરને બોલાવવા જનાર કોણ હતુ ? એ ખુલાસો તે મને આપવોજ પડશે—નહીં તો એ બાબદ હુ પોલીસને એકદમ જાહેર કરશ મને મારા પપાનાં અચણુચ નીપજેલાં મોત વીશે મોટો વહેમ પડયોછ તેવણ એટલા જલદી મરી જાય એવા હતાજ નહી " તેહમી ગુસ્સાથી બોલી "ડાકટરને બોલાવવા જનાર કોણ હતુ તે તુ છુપાવેછ શુ કામ ? ઓરબી મારો વ્હેમ તેથી મજબુત થાયછ."

"તે હુ નથી કહેવાની !—જા તારેથી થાય તે કર !" તે દગલબાજ દદાએ ઝનુનથી જવાબ આપ્યો

"ઠીક છે—મેહેરબાઇ—તારા આએ સખુનો તુ યાદ રાખજે તુ મને નહી કહેશે પણ ઇનસાફની ચુગાલમા મર-નારનો ખુની તરીકે સપડાયા પછી એ એકરાર તને હવે પછી કરવોજ પડશે વારૂ, એક બીજો સવાલ—મારા પપાને એવો જીન સટોસટ ગભરાત થયો તે છતા મને કાવલા કાર ભારીને કે ઘેરમાના નોકરનફરોને તે જગાડયા નહી તેનુ કારણ શુ ?"

"તે મારી મરજીનો સવાલ છે !" તે નફ્ટ નારીએ નફ્ટાઇ ભરેલો જવાબ આપ્યો "રાન દદા ! તુ આવીને શુ તારા બાપ થતામાં તારો જીવ મુકવાની હતી કે ? ચાલ નીકલ અહીંથી, હુ તારી સાથ વધુ વાત કરવા ઇચ્છતી નથી "

"વધુ વાત કરવા ઇચ્છતી નથી? કાય? તારૂ પપ ઢાકવા કે?" હવે તેહમી છેડાઇ પડી "તારા કાળા-કરતુકોને ઢાંકણુ વાળવા કે? તારા પાપી પ્રપચોપર પડદો તાણવા કે?- ઓ દગાખોર! તુ હવે મારા પજામાથી સેહેનથી છટકવાની નથી. મારા બાપનુ ખુન તેજ કીધુછ અને યાદ રાખજે કે તુ પાતાળના પેટામા છુપાશે ત્યાથીબી તુને શોધી કાઢયા વગર હુ રહેવાની નથી હવે મને દુનીયા અકારી ને ઝેરી થઇ પડીછ. મારા પપાને તેજ જાનથી મારયાછ એમ હુ ખાત્રીથી માનુછ આએ મકાનમા વસ્તુ એકેએક આદમી તારી તરફ શકની નજરથી જોએછ તેનો જરા ખ્યાન કર! વારૂ, બીજી બધી વાત જાહનમમા ગઇ-એક અગતનો ખોલાસો હુ તુને પુછવા ઇચ્છુછ તુ સાહુ હતી-તુ નીરદોશજ હતી-તુ નેકજ હતી તો મારા પપાની પાયદસ્ત કીયા એટલી દોડાદોડીથી કરવાની શી જરૂર હતી? અરે! મારા મુવા બાપનુ "છેલ્લુ મોહડુ"બી તે મને જોવા દીધુ નહી! મારા મુવા બાપનો "છેલ્લો સેઝદો"બી તે મને કરવા દીધો નહી! તુ સાહુ, સતી ને સાચી હતી તો તેવણુની પાયદસ્ત કીયા તેવણુના મરણને ત્રણ ચાર કલાક નહી થયા તેટલાં દોડાદોડીથી કરી નાખવાનુ કારણ શુ? હુ બેફામ પડી હતી તો મને જરા સાવધ થવા દઇ મારા મુવા બાપને મળવાની એક છેલ્લી તક આપવી હતી! એક મુવેલા કુત્રાને ઘસડી નાખે તેમ મારા પપાની લાશ ત્રણ ચાર કલાકમા દોખમે ચઢાવી દીધી? અરે! તારા આએ ઘાટકીને જુલમગાર પગલાથી મારા તન-બદનમા કેવી આગ-અગાર છુટેછ તેનો તુ ખુની-દોજખી ઓરતને

કઇ ખ્યાલ છે? દુનીયાનો નહી તો નહી પણ દાદારનોબી તે ડર કીધો નહી? ઓ કમઅસીલ કમજાત બઇરી! તે આજે મારૂ કેવુ નખ્ખોદ વાળ્યુ! એ સત્યાનાશી તુને ક્યાંથી સુઝી! એ ખાનાખરાબીનો પાયો તે હાથે કરી કાય ખોદયો? એક બાદશાહી ઉમરાવ ધણીનો જીવ જાણી જોઇને લેતા તુને કશીજ આચકી લાગી નહી? કાંઇજ દયા ઉપજી નહી? કાંઇજ કદર આવી નહી? તુ ઇનસાન હતી કે ઢોર હતી? તુ બઇરી હતી કે ખવીસ હતી? આએ કાવલો કારભારી મને હમેશા કહેતો હતો કે તુ દલદર દદા કોઇબી દહાડે દગો દીધા વગર રહેવાની નથી તેજ આગાહી તે આજે ખરી પાડી આપી કે? મારા પપાને આટલો ગભરાટ થયો તો તેજ વખ્તે ઘરમાંના દરેક જણને જગાડયા કાય નહી? બધાની ભેગી મદદથી આપણે હજાર જાતના ઇલાજ ઉપાય કરતે! ડાકટરને તુરતા તુરત બોલાના જેટલો મામલો ગભીર નોબતે પુગેલો તે છતાં અમો સરવેને આફતથી બેખબર રાખવાનુ કારણુ શુ? એનો અરથ તો એજ થાય કે તારા કાઇ કાળા કરતુક પર ઢાકણુ વાળવા માટે તુ અધીરી પડી હતી અને પ્રથમ ડાકટરને બોલાવી તેને હાથમા લઇ પછીજ તે અમોને જાણુ કરવાનો પકકો ઠરાવ કીધો હતો મેહરબાઇ-મેહેરબાઇ! એ તે શુ કીધુ? ડાકટરનો એક સરટીફીકેટના ચીથડા ઉપર તુ ફુકરાતી ના! તારૂ પાપ આજે ભલે બોલશે નહી, પણ પાચે દહાડેમા તને બોલ્યા વીના રહેવાનુ નથી. યાદ રાખજે ઓ મેહેરબાઇ! કે તારૂ આએ કાળુ કરમ, જેણે અમારૂ સત્યાનાશ વાળ્યુ છે, તે કીધા કરતુકનો બદલો તારી જીવતી જીદગીમા તુ જોશે ને ફગ જોશે! અમે તો એ બધુ

સાંખીશુ, પણ તે ગેબી બાપ કદી સાખવાનો નથી એક દહાડો એવો આવશે કે તુ તોબાહ તોબાહ કરીને મરશે"

અને એટલુ બોલી તેહમી તે ઓરડો છોડી ગઇ, હવે તેણીને દુન્યા અકારી ઝેર જેવી થઇ પડી હતી. જે માયાળુ મુરબ્બીનો મીઠો છાંયો છેલ્લા ૨૪ કલાકપર તેણી ધરાવતી હતી તે હવે સદાનો ગુમ થયો હતો, ગુમ થયો તો થયો પણ ઘણા દુખદાયક અને શકમદ સજોગો વચ્ચે તે ગુમ થયો હતો! તેણીને જે લાગતુ હતુ તે એજ હતુ કે "મારા પપાની કજા કોઇ દહાડે આવતે તો ખરીજ, પણ એવા દગાબાજ કમોતે તેવણ મારવા જશે એમ હુ જાણતી નહી હતી"

તેણી તુરત પોતાના ઓરડામાં ગઇ અને પોતા પાછળ ચાલી આવેલા કાવલા કારભારીને રડતી ચશમે પુછ્યુ — કાવલા પપાનાં કમોતે તો મારી પુરી કમબખ્તી કીધીછ એવણના મરણ વીશે અમારાં સગાં વહાલાઓ કે દોસ્ત અસ્નાવોને ખબર કરવામા આવીછ કે નહી? બાહેરગામ વસનારાઓને કોઇએ તાર–બાર કીધાછ કે નહીં?"

"ઓ તેહમીબાઇ–તાર કયાના ને વાત કયાની? એ રાડ નાપાકની જણીએ વખતજ કયો આપેલો કે તાર કરે? વળી ઉ હુ જાણુ કે કોણને ખબર કરવાનો? ઉ તો આજનો ગજબ જેઇને ફાટીજ રીએલો એ વખતે તમે કલાકો હુધી બેફામ પડેલા એટલે હુધબુધ કોણને રીએ?"

"અફસોસ! મારા ઉમરાવ પપાનુ મોત કેવુ એક કુતરા કરતાબી નપેતર ગણવામા આવ્યુ છ!" તેહમી રગેરગથી કકળીને રડવા પડી "કોણ બાદશાહી ધણી ને કેવા ડેસમાર

થયા ! અરે ! એ રાંન ચંડાળ બહરીને પોતાના ધણીની જરાબી કદર નહીં આવી ?"

"કદર ? અહ !–કદર જેવું એ ઢોર જેવા ઢોરમાં કંઇ હતે તો એવે પાટલે વાત ઉતરતે, મારી બાઇ ! પણ બીજુ બધું જાહનમમાં ગયું–આજના બનાવપરથી તમે હું ધારયું બાઇ ? હું ફરદુનજી હેઠ કુદરતી મોતે મુવેલા ?"

"પરવરદેગાર જાણે, કાવલા, પણ મને શક છે કે એવણ કુદરતી મોતે ગુજરયા નથી કંઇબી કાળુ ધોળુ થયું'છ" તેહમી રડમસ ચેહેરે બોલી.

"જીવતા રહો બાઇ, ઉબી એજ કહેવા માગતો છેઉં. જો તેમજ બોતે તો એણે આપણુને તુરતા તુરત જગાડયા કેમની ? ડાકટરને તેડવા કોણ ગયનું તે બોલની કેમની ? પાયદહની દોડાદોડી કરી મેલી તમે પેટના દીકરી જેવા દીકરીને છેહ્લુ મોહડું જોવાનીબી તક આપી કેમની ? એ બધું હું દેખાડે ? ઉ તો ખાત્રીપુરવક કહેતો છું કે બાઇ એણે પેલા લુચ્ચા ડાકટર થર્તાના ગજવા ખુબ તરેહથી ભરેલા ને તેને હાથમાં લઇ લીધેલો કોઇ એની વખતે ઘરમાના માણુહોને જગાડે કે ચેહેલા ડાકટરને તેડવાની દોડાદોડી કરે ? એણે જે ડાકટરને તેડવાની દોડાદોડી કીધેલી તેજ દેખાડી આપે કે એ રાડ ખવીહ બહરીના પાણી કાઇબી મુવેલા ખરા ! ઓ બાઇ, તમે હવે બેહી મોરીઓ–તમે એકદમ પોલીહને ખબર આપો કે એ રાડ ગુનેહગારની ચાપતી તપાહ ચાલે ને તેમાથી એનુંજ કંઇ પાપ બોહે તે ફુટી આવહે."

"સબર કર કાવલા, મારા મરનાર પપાનું મને જેટનું

નાગેછ તેટલુ કોઇને લાગવાનુ નથી, તુ કહેછ તે સઘ્રુ ખરૂ છે—પણ આપણી પાસે એને એના પાપની સજાએ પુગાડવાના પુરાવાજ કયા છે? આપણે ફકત શક ધરાવીએછ-નજરે જોનારો તો નહી પણ કાને સાભળનારો એકમી સાક્ષી આપણી પાસે નથી વળી મારી બેફીમીનો લાભ લઇ એણે દોડાદોડીથી એવણના રવાનને અસલમજલ પહોચાડી દેવાનો ઉતાવળ કીધી અને તેમા એ ફાની ગઇછ એટલે હવે આપણી તમામ તજવીજ ફોકટ છે અરે કાવલા, તેમી જરા વીચાર નહી કીધો? હુ હુશીયારીમા આઉ તેટલા પાયદસ્ત નહી કહાડના દેવાની બજીદાઇ તે લીધી હતે તો મારા મુના બાપતુ મોહડુ જોવાને જનમે જનમનો ઓરતો મને રહી નહી જતે! જો તેમ થતે તો હુ જરૂર લાશને ચીરાવીને પરીક્ષા કરાવતે! હવે તો બાજી આપણી હાથમાથી સદાની ગઇ!" અને અહીં તેહમી પાછી એક બચ્ચાં પેરે ધસાધસ રડવા પડી

"ઓ બાઇ, તમે મને બદનામ મો કરો! મે ઘણુ માથુ ઝીંકેલુ—પણ એ ઘેડાની જણીએ મારૂ ચાલવા ની દીધેલુ" કાવલો કકળીને બોલ્યો

"તકદીર મારા! જયારે આડુ બનવાનુ હોય છે ત્યારે બધાજ સજોગો આડા આવે છે" તેહમી અફસોસ કરતા બોલી

"પણ ત્યારે એ નાપાકના પાપપર એમજ ઢાકણ ઢકાવાનુ કે? ઓ મારા પાક પરવરદેગાર! હુ દુનીયામાં આજે બદકારોનુજ રાજ ચાલી રીએલુ છે કે હુ?"

"એમજ છે, કાવલા, આજે નેકી ડુબેછ અને બદી

તરી નીકળેછ હુ અમ વડી પોલીસના હવાલામા આએ સામદ આપના તઇયાર છુ, પણ આપણી પાસે તેના સાક્ષી-પુરાવા કયા છે? એમ થવાથી તો ઉલટી આપણી હસી થશે ને મારા મુઆ બાપના હાડ નાહક ધ્રુજશે! નહી, હવે તો સબુરી વગર બીજો કશો છુટકો નથી એ એના પાપે પડશે એની કાળી સુરત ખુદા હવે મને નહી બતાવે!"

"અરે તેહમી બાઇ, એ આજે ફાવી તો પછી જોજો કે તમુને ને હદાને લોહડાના ચણા ચવડાવહે એ આપુણને અહી હખે રેહવા નો દેવાની અવે ઇને જે હતા ને હાએલી જોઇતી ઉતી તેજ મળેલી! બેહેનીના વખતમે એ તમારી હાને હીદી ચાલી ની મુએલી તે અવે હુ ચાલવાની ઉની?"

"જે કઇ મારા લલાટમા લખેલુ હશે તે બનશે, કાવસા, ફીકર કરવાથી શુ થવાનુ છે? મને કઇ જોઇતુ નથી–એની છાતીપર એ બધુ ઠોકે કાય નહી?–મને હવે દુનીયા ઝેર જેવી થઇ પડીછ પણ સબર!" અહીં તેહમીને એકાએક યાદ આવી જવાથી બોલી "એ કમબખતે મારા પપાના મરણની લાગતાં વળગતાઓને કોઇને ખબર કીધી નથી અહીંના પેપરોમા તો હજુર આવતી કાલે એ મરણ છપાસે, માટે બે–ચાર ઠેકાણે તાર કરવા જોઇએ મારા પપાના જીવે-જાન દોસ્ત પુનાવાલા સરદાર સોરાબશાહ સુબેદાર ઉપર ને બીજાઓપર એ ગમગીન ખબર મે તુરત મોકલવી જોઇયે, નહીં તો તે લોકોનો મને ઠપકો સાભળવો પડશે"

આટલુ બોલી તેહમી તુરત પોતાની ટેબલ આગળ ગઇ અને ત્રણ ચાર તાર લખી કાઢયા

એમાનો એક તાર સરદાર મોહરાબશાહ સુબેદાર ઉપર હતો તેહમીએ તેમા પોતાના વહાલા પીનાના અચણુચ મરણની દુ ખદાયક ખબર આપી તેનણુને તાકીદે આવી પહોચનાનુ તેડુ કીધુ હતુ તેણીએ તે તાર લખી કાનનાને સ્વાધીન કીધા અને તાકીદે રવાના કરવાનો હુકમ આપ્યો

આટલુ કીધા પછી તેણી પોતાની બીછાનાપર જઇ ઉધે મસ્તકે પટકાઇ પડી તેણીની છાતીમા દુ ખના પહાડ ફાટી જતા હતા જે મેહેરબાન અને માયાળુ મુરબ્બીના મીનળ છાયાં હેઠળ પોતાની પીતરાઇ માતાના ગમે એવા દુ ખ છતા તેણી સુખી હતી, તે સુખી છાયડો આજે એકાએક ખોહી બેસવાના ભયભીત ખ્યાલે તેણીના મગજપર અધકારનો જે ઉડો છાપ પાડયો હતો તેનુ બ્યાન કરવુ બેજા છે. ગરીબ બીચારી! એક માતબર બાપની બેટી હોવા છતા તેણીને તેના મોટા દુ ખમા દીલાસો દેનાર આજે ત્યા કોઇ હતુ નહી! જે દીવસથી મેહરબાઇ જેવી મહા વીશારી મતરાઇ માનુ નેહેસ્ત પગનુ તાલેનત કાસ્ટલમા દાખલ થયુ તે દીવસથી તેણીએ એકબી દીનસ સુખનો જોયો ન હતો, તેણીને જે એકજ સધી યારો દીલાસારૂપ હતો તે તેનાં વ્હાલા પપાનો માયાળુ છાયો હતો, તે છાયા પણ આજે અણધારયો ઉડી જવાથી તે કમ નસીબ કુમારીકા ફગલાઇ ને ફાટી રહી હતી!

તે ગજબનાક આફતથી તેણી એટલી ગભરાઇ ગઇ હતી કે તેણીને કશુ સુજ પડતુ નહતુ સાજ પડતા તેણીના આગમા બોખાર ચઢી આની અને તે જોત–જોતામા વધી ગઇ! કાવસો કારભારી અને આયા કેથેરાઇન ગભરાઇ ગયા તેઓએ ડાક

ની દોડાદોડી કરી મેલી તાલેવત ફેમેલીનો વડો બુઝરગ તબીબ તેજ સાજે મુબઈમાં આવી પુગવાની ખબર મલવાથી ડાવલાએ મારતી ગાડીએ તેને તેડાવી મગાવ્યો બુઝરગ ડા૦ સર ચાર્લસ મારટીન, જેની થોડાજ કલાકની ગેરહાજરીનો લાભ લઇ પેલી નાપેકાર પોતાના કાળાં કરતુકમા ફાવી જવા પામી હતી, તેણે ફરદુનજી શેઠનાં અચણુચ નીપજેલા મરણની ખબર ઘણા દુખ સાથ સાંભળી તે ભલો તબીબ પણ આ અણધારેલા બનાવથી ઘણો ગમગીન અને અજબ બન્યો, કારણકે છેલ્લા ૫–૬ દીવસની વાત ઉપર તો તેણે મરનારને તપાસ્યા હતા અને તે વખતે તેવણ તેને પુરતા તન્દરોસ્ત તેમજ સુખી જણાયા હતા!

"એમ બનેજ કેમ?" તે પહોચેલ ડાકટર પણ પોતાના મન સાથ વહેમમાં પડયો

"છેલ્લી મુલાકાત દરમ્યાન મે એમનુ 'હારટ' ખાસ કાળજીથી તપાસ્યુ હતુ અને તેમા મને પુશકળ સુધારો થયલો જણાયો હતો"

તેહમી તેને જોતાંજ એક બાપને જોઇ બચ્ચુ રડી પડે તેમ રડી પડી "ઓ ડાકટર–ડાકટર! તમે ક્યાં હતા? આજે સવારે તમે મુબઇમા હતે તો મારી સ્થીતી એવી નહી થતે અને મારાં કમનસીબે કદાચ થતેગી, તો તે શા કારણસર થવા પામી તે ભેદ સદાના અધકારમા દટાવા પામતે નહી! મને મજબુત શક છે કે મારા પપાનુ જાણી જોઇને ખુન કરવામા આવ્યુ છ—મારા પપા ડીયર કુદરતી મોતે મુવા નથા!

"એ શુ બોલેછ, મીસ તાલેવત?" ડા૦ સર મારટી-

નને પોતાને શક ઉપજવા છતા તેણે વધુ જાણવાની આશામા પુછ્યુ.

અહીં લબાણ કરવાની જરૂર નથી તેહમીએ ગઇ કાલ તથા આજના તમામ બનાવો વીસ્તારીને તે બુઝરગ તબીબ આગળ બ્યાન કરયા અને તેનશુનાજ બેટાએ પોતાની બદકર મત્રાઇનુ પાપ ઢાકવામા આપેલી નારવા કુમક બાહીમત જાહેર કરી

"અફ્સોસ!"તે બુઝોરગ તબીબ બોલ્યો" પણ તેના તમારી કને કાઇ પુરાવા છે?"

"નહી—પુરાવા કશા નથી"

"ત્યારે એવી ગભીર બાબદને ઉકેલવામા સાર નથી કુદરતને પોતાનો રસ્તો લેવા દો, પાપી હશે તે આપમેલે પોતાને પાપે પડશે મીસ તાલેવત, તમે એક ભણેલા લેડી છો એવી વખતે તમે તમારા મગજપર કાબુ રાખવો જોઇયે. દુખ ઇનસાનપર આવે છે ત્યારે સામટુ આવે છે કોઇનો નહી તો તમારા પપાની મોટી ઇજતનો ખ્યાલ પહેલો રાખજો, તમે મોટામા મોટી ભુલ એ કરી કે મરનારની લાશ રાખવી હતી હવે તમારા શક કાઇ કામ લાગવાના નથી"

આ વખતે સાજે ૭ વાગ્યા હતા આ વાતચીત ચાલે છે તેટલા પુનેથી મરનારના મીત્ર સરદાર સોરાબશાહ સુબેદાર આવી લાગ્યા, તેહમી તેમને એક પીતાના વ્હાલથી વળગી પડી અને તેણીના છાતીમા દુખનો એવો જોશ ચહડી આવ્યો કે તેજ પળે, તેજ સ્થીતીમા બેભાન થઇ ગઇ!



## પ્રકરણ ૨૯ મું.

---

### સરદારે સોહરાબશાહ સુબેદાર.

(મનહર)

જનો એવા કરો કામ,
જેથી ન રખાય નામ,
નખે ખાડો ખોદો તો
તે કહોની ખણાશે કે?
જેમાં નહીં હોય સાર,
તજીયે તેનો વીચાર,
પ્રેત પડયુ પછી જીવ
પાછો ત્યાં જણાશે કે?
કડવુ જે કરેલુ તે
મીઠુ કદી થાય નહીં,
વળ વીના કહો કદી
દોરડુ વણાશે કે?
દાદી ઘણા દાખલા છે,
દુનીયામા દેખવાના,
તાડ નીચે પીધું પાણી,
પાણી તે ગણાશે કે?

(તારાપોરવાળા.)

ફરદુનજી તાલેવંતનું ભેદભરેલું મરણ આખરે ભેદમાંજ રહી ગયું જોકે તેમની જીંદગીનો ઉતાવળો અંત લાવવામાં તેઓની મુજી મોહોરદાર મેહેરબાઇનો હાથ અવશ્ય હતો એમ સરવ કોઇ માનતા હતાં, પણ તે કાળા કરતુકોને નજરે જોનારો સાક્ષી કે પુરવાર કરનારા કોઇ સંગીન પુરાવાઓ નહી હોવાથી કોઇથી કાંઇ બની શકયું નહી ડા૦ સર મારટીન અને સરદાર સોહરાબશાહે આ બાબતમાં તેહમીના એકાંત ઓરડામાં એક લંબાણ મસલત કીધી, પણ તેના પરીણામમાં તે બન્ને અનુ ભવી ગ્રહસ્થો એકમતે એજ ઠરાવ ઉપર આવ્યા કે "હવે એ બાબતની ચુનોચરા કરવી નકામી છે જો લાશ ઉંચકાવાની આગમચ તે વીશે સવાલ ઉઠાવવામાં આવતે, તો તેમાથી થોડો ઘણો ભેદબી મળી શકતે હવે અસાધારણ અસુરૂં છે અને આપણે માટે શક કે સવાલ ઉઠાવવાની જરાએ જગ્યા રહી નથી"

કમનસીબ તેહમી! પોતાના મરનાર પીતાના આ બે વીશવાશુ મીત્રોની એકમતી જોઇ પોતાની સરજતને ઝટ શરણ થઇ! સોહરાબશાહ સુબેદાર આવી પહોચ્યા પછીથી કંઇબી ઉમેદનો નવો મારગ તેવણ દેખાડશે એવી તેને આશા હતી પણ તે બે મીત્રો વચ્ચે ચાલેલી મસલત દરમ્યાન તેણી ત્યાં હાજર હોવાથી તેઓ વચ્ચે થયલી વાતચીત કાનોકાન સાભળ્યા પછી તે છેલ્લી ઉમેદ ઉપરબી પુરો મેલ્યા વીના તેણીને ચાલ્યું નહીં

'અફસોસ!" તેણીએ પરીયારો કીધો "મારા પપાના નસીબમાં સુખ હતે તો તેવણ જીવીનેજ નહીં જોતે? ઓ

સોહરાબશાહ, આએ છાતીમા જે અગાર ઉઠેછ તેને હુ કેની રીતે હોલવુ ? શુ મારા પપાના કમોત ઉપર ત્યારે સદાનો પડદો પડયો કે ?"

"દીકરી, જયા સજોગ પોતેજ ઉધા છે, ત્યા આપણે શુ કરીશુ ?" તે ભલા ગ્રહસ્થ તેહમીને પોતાના પાસામા દાબી એક મુરગી તોરનો દીનાસો દેતા બોલ્યા "જયા સુધી કુદરત પોતેજ કાઇ મદદ કરે નહી અને જે પાપીઓ કાઈ પ્રપચ રમ્યા હોય તે પાપ જયા સુધી ફુટે નહીં ત્યાસુધી ચુપકીદી અને સબર એખત્યાર કીધા સીવાય બીજો કાઇ રસ્તો નથી તેહમી દીકરી, તુ જો કલાકો સુધી મેહોશ થઇને પડતે નહી, તો અલગતા એટની તગ સ્થીતીમા આપણે આવી જતે નહીં તે અચબુચ આફત જોઇ તુ કેવી હેબતી ગઇ હશે તેનો એ ઉપરથી અમોને ખ્યાલ મળેછ જે કાઇ બન્યુ તે આપણા નસીબે બન્યુ છે, માટે હવે, દીકરી, એ દુખદાયક બનાવનો બોજો તારા મગજ ઉપરથી જલદી નીકળી જવો જોઇયે"

"કેમ નીકળે ?—કેવી રીતે નીકળે ?—તે કોઇ કાળે નીકળવાનો નથી એ મોરાબશાહ—મારા મુરબ્બી—મારી હઇયાતીના છેડા સુધી એ વતવનો હુ છોડી શકનાની નથી" તેહમી બેઅખત્યાર રડીને બોલી બરે! રાતે ૧૦ વાગે હમે ખાઇ-પી હસી-મોલી પોતપોતાના ઓરડામા સુવા ગયા ત્યા સુધી મારા પપાના નખનેબી દુખ નહી હતુ છેલ્લા એક પખ વાડયાથી તો ઓર મને એવણુ વધુ તનદરોસ્ત ને સુખી જણાતા હતા. ૫-૬ દીવસની વાતપર તો ડા૦ સર મારટીને

પોતે એવણને તપાસ્યા હતા પુછો એવણને કે એ વાત ખરી છે કે નહી? અમો બાપ-બેટીને એવણ ઉપર પુરનો વીશ્વાસ હતો જો તેવુ કાંઇ હતે તો મારા પપાને નહી તો મને ગી ખાનગીમા કહયા કે ચેતવ્યા વીના એવણ રહેતે નહી"

"ખરી વાત છે" ડા૦ મર માગ્ટીન જેવણ હજી ત્યાજ હતા, તેનણે તેહમીના બોલવાને તુરત ટેકો આપ્યો "હુ પોતે પણ એમના અચણુચ મરણથી ઓછો અજબ થયો નથી"

"એમ છે ખરૂ કે, ડાકટર? ત્યારે હવે તમે પોતેજ કહો કે મને ધીરજ અને શાન્તી કેમ રહે?"

"રાખ્યા વીના છુટકોજ નથી, મીસ તાલેવત, તમોને યાદ હશે કે સરદાર સોરાબશાહ જોડે તો મે હમણા મસલત ચલાવી, પણ એ ગ્રહસ્થ આ મેહેલમા આવી પુગવાની આગમજ મે એ બાબે શુ મત આપ્યુ હતુ? એજ કે એવી ગભીર બાબદને હવે વધુ ઉકેનવામા સાર નથી પાપી હશે તે આપ મેળે પોતાના પાપે પડશે" યાદ રાખજો મીસ તેહમી કે જો આજે સહવારે હુ અત્રે હાજર હતે તો મારો બેટો તો શુ પણ મારો સગો બાપ હતે તો તેનીમી રૂખ હુ રાખતે નહીં મરનારના અચણુચ મરણથી હુ ઓછો દુખી થયો નથી પણ હવે અસાધારણ અસુર થયુ છે"

તેહમી કાંઇ બોલી નહીં તેણીની એકલવાઇ સ્થીતીમા તેણી જે હરણફાળ થઇ ગઇ હતી, તે સ્થીતી આ બે માયાળુ મેહેરબાનોના દીલસોજ દીલાસાથી ઘણેક દરજ્જે શાન્તી મેળવવા પામી, તો જો કે તેણીના જીગરમા પડેલો તાજો ઘા તો જેવોને તેવો તાજોજ હતો।

સરદાર સોરાબશાહ પુના શહેરનાં "પહેલા વરગના સરદાર" ની પદવી પાસેલા એક ઇઝતદાર ગ્રહસ્થ હતા સર-કાર–દરબારમાં તેમનો વગ–વસીલો મોટો હતો અને પુનાની જરથોસ્તી અનજુમનના તેઓ વડા અકાબર હતા તેહમીનાં મરહુમ પીતા શેઠ ફરદુનજી તાલેવત જોડે તેમને ભારી મીત્રાચારી હતી અને એ બેઉ વડીલોની અગીત દોસ્તીનો વારસો ગોયા તેમની બેટીઓમા ઉતરયો હતો સરદાર સોરાબ-શાહને એક બેટો અને એક બેટી એમ બે ફરજંદો હતા. બેટો હાલ વીલાયત ખાતે બેરીસ્ટર થવા ગયલો હતો અને બેટી તેમની જોડે પુનામાં વસ્તી હતી તેણી તેહમીની માફક એક કુમારીકા હતી તેહમી અને ગુલ વચ્ચે ઘણુ સહીયારૂ હતુ તેહમીની આજની આફતની ખબર થતાજ ગુલ પોતાના પીતા જોડે પુનેથી મુબઇ આવ્યા વીના રહેતે નહીં, પણ હાલ તેણી પુના ખાતે ન હતી છેલ્લા છ માસની વાત ઉપર તેણી એક સખ્ત માંદગીમાથી મરતી મરતી બચવા પામી હતી, જેથી હાલ તેણીને ડાકટરોએ હવા ફેર સારૂ મહાબળેશ્વર મોકલેલી હતી

સરદાર સોરાબશાહ તાલેવત કાસ્ઠલમા આવ્યા બરાબર કાવલો તેવણુને ડહાપણુ વાપરી પ્રથમ તેહમીના ઓરડા તરફજ તેડી લાવ્યો હતો. આમ થવાથી બે ફાયદા થયા એક તો એ કે ત્યા ડા૦ સર ચારલસ મારટીન જોડે મુલાકાત અને મસલત કરવાનો ચાન્સ મળ્યો અને બીજુ એ કે પેલી કમીની ઓરત તેવણુને કાઇ જુઠઠી સાચ્ચી બનાવટોથી એક તરફ ફેરવી લેવામા ફાવી શકી નહી. સરદાર સોરાબશાહ મેહેલમા આવી પુગવાની વાત મેહેરબાઇને કાને કયારની જઇ ચુકી

હતી અને તેથી તેણી ઘણી વામાટામામાં પડી હતી તેણી નોકરો પર ચીરડાઇ ગઇ કે તેવણ આવ્યા બરાબર પેહેલા મારી પાસે કેમ લાવ્યા નહીં? મેહેરબાઇને સઉથી મોટી બીહીક એ સોરાબશાહ સુબેદારની હતી, કારણ કે તેવણ મરનાર શેઠ ફરદુનજી તાલેવતના જીગેરજાન અંગીત દોસ્ત હતા અને સરકાર-દરબારમા મોટો લાગવગ ધરાવનારા ગ્રહસ્થ હતા એજ રીતે તેણી ફેમીલીના વડા ડાકટર સર ચારલસ મારટીનથી પણ ડરતી હતી આ બે ગ્રહસ્થો તેણીને "કવાબમા હાડકા" સમાન લાગતા હતા

તેહમી જોડેની મસલત પુરી થવા પછી સરદાર સોરાબ શાહ અને ડાકટર સર મારટીન મેહેરબાઇને મળવા ગયા તે બને ગ્રહસ્થોને તે દલદર દગા તરફ ભારે તીરસ્કાર છુટતો હતો, પણ "મરનારની શરમને લીધે" તેણી કને જવાનો તેઓએ ફરજ વીચારી વળી ત્યા પગપુછમા કાઇ જાણવાજોગ મળી આવે એ પણ તેમની આ મુલાકાતનો એક હેતુ હતો

તે બન્ને ગ્રહસ્થોને પોતાના ઓરડામા દાખલ થયલા જોઇ મેહેરબાઇએ એક જબરદસ્ત કલ્પાન્ત કરી મેલ્યુ ફરદુનજી તાલેવતના અચણુચ મરણથી પોતા ઉપર પહાડ તુટી પડયો હોય અને હવે તેણીની જીંદગી તમામ નકામી અને ઝેર જેવી થઇ પડી હોય તેવુ ડોળ ઘાલી તેમની દયા અને દીનસોજી પોતા ઉપર ખેચવામા તેણીએ કોઇ રીતની કસર રાખી નહી નઝદીક એક અરધો કલાક સુધી તેણીએ તેજ રદન-રોટયો ચલાવ્યો, જે તે બેઉ ગ્રહસ્થોએ વચ્ચે એકબી બોલ બોલ્યા વીના ચુપચુપ સાભળ્યા કીધો જયારે તેણીએ

જોયુ કે દીલાસાનો એકબી સખુન તેઓ તેણીને કહેતા નથી ત્યારે આસ્તે આસ્તે પોતેજ શાંત થઇ બોલી "ઓ સોરાબ-શાહ, તમે ચુપ કેમ બેઠાછ? મારા ફરદુનજી તો મરી નહી ગયા પણ અમોને મારી ગયા જો!"

"મરી જવાનો સવાલ બાજુએ મુકો, મેહેરબાઇ, પણ ફરદુનજી મરી કેમ ગયા તેજ સવાલ આજે બહુ ગંભીર થઇ પડયોછ" સરદાર સોરાબશાહ જેવણ એક મજબુત વીચારના ઠરેલ અને હીંમતવાન ગ્રહસ્થ હતા તેવણે ધીમા પણ થથરાવી નાખનારા સાદથી સામો સવાલ કીધો. તેહમીથી તેવણ પુરતી રીતે વાકેફ થઇ ચુકયા હતા. અને તેવણનો જીવ કયારથી તે નાપાક ઓરતની ઉનટપાલટ તપાસ લેવાને તનપી રહયો હતો

"મારા બેહેસ્તી મરી કેમ ગયા તે પુછોછ?—અમારા નસીબ ફુટેલા તેથી તેવણનુ અચણુચ મોત આવ્યુ ને મરી ગયા! એથી વધારે ખુનાસો હુ શુ આપી શકુ બાવા?" તે મકારે ઓરત બહુજ નરમાશથી બોલી અને પોતાની આંખ-માંથી સરી પડતા બોર બોર જેવા આંસુઓ રૂમાલ વડે લુછવા લાગી

"મોત આવે ત્યારે તો બધા મરે, પણ હુ જે કઇ સાંભળુ છ તે ઉપરથી તો એમ જણાએછ કે મારા માનવંત મીત્ર કુદરતી મોતે મુવા નથી."

"ત્યારે કેવા મોતે મુવા?" તે નફટ નારીએ સવાલ કીધો

"કમોતથી-અકુદરતી મોતથી મુવાછ—!"

"એમ કોણ કહેછ ?"

"મહેલમાના દરેક જણ !"

"કુવાને મોહડે ઢાકનુ છે, કઇ દુનીયાને મોહડે ઢાકણુ છે ? દુનીયા ગમે તે બોલે તેની મને દરકાર નથી મારી ઉપર આજે કેવો ગજબનાક પહાડ ફાટોછ તે હુ જ જાણુ છ, મુવા મારા વેરીઓ મને મારા દુખમા દીલાસો આપવાને બદલે સતાવતા બેઠાછ ત્યા મારો ઇલાજ શુ ? ઇનસાનપર દુખ આવે છે ત્યારે સામટુ ચો તરફથી આવેછ દુનીયામા બધાનો ઇલાજ થાય પણ વહેમનો ઇલાજ નહી થાય, બાવા, બીજુ વધારે શુ બોલુ ?"

જો કોઇ બીજુ હતે તો મેહેરબાઇ તેને ફાડી ખાતે પણ મરનારના આ બે અગીત દોસ્તની હાજરીમાં તે પાપી સ્ત્રી વધુ ટે ટુ કરી શકી નહીં તેણી સારી પેઠે સમજતી હતી કે અહી ધાક-ધમકી ચાલવાની નથી માટે નરમાસ ભરેલા જવાબો આપી પોતાનો બની શકતો બચાવ કરવાની તે લુચ્ચી સ્ત્રી પેરવી કરતી હતી !

"વેહેમ કાંઇ અમથો ઉપજે નહીં, મેહેરબાઇ તે વેહેમને જનમ મળવાના કાઇ કારણો હોવા જોઇયે" સરદાર મોહરાબશાહે હવે હળવે હળવે ચપકા આપવા શરૂ કીના

"પણ તમે પોતે શુ ધારોછ ? શુ મારા ખાવીંદને મેજ મારી નાખ્યા ?" સોરાબશાહના સીધા સવાલનો જવાબ આપી નહી શકાયો ત્યારે વાત ઉડાવી તે નાપેકારે એક નફટાઇ ભરેલો સામો સવાલ કીધો

"એનો જવાબ મારા જેવા એક ત્રાહેતને પુછવા કરતાં તમે તમારા હઇયાનેજ પુછવો જોઇયે," તે ઠાવકા શ્રહસ્થે તુરત જવાબ આપ્યો.

"કાય મારા હઇયાને કાય પુછુ ?"

"કારણ કે મરનાર કયારે અને કેવી રીતે મરણ પામ્યા તે બાબે મરનારની પોતાની સગી દીકરીએ તમોને પુછેલા ચોકસ સાવાલોના જવાબ આપવાની તમે ના પાડી છે કહો એ વાત ખરી છે કે નહી ?

"મને યાદ નથી"

"યાદ નથી ? તમોને યાદ નથી ?"

"હુ આજે સહવારથી મારા દુખથી એવી ઘેલી થઇ ગઇછ કે મને કોઇ ચીજનુ ભાન રહેતુ નથી"

"તમોને ભાન નહી રહે એ કુદરતી છે જયા ભાન ભુલવા જેવા બનાવો બને ત્યા ભાન જતુ રહે એમા નવાઇ નથી પણ તમો ભાન-ભુલા બનો તેથી બીજાઓએ શુ કરવુ ? મરનાર કેટલે વાગે મરણ પામ્યા-તેવણ શાથી મરણ પામ્યા એ બાબદમા તમે જોઇતા ખુલાસા આપવાની જયારે ધસીને-કહો કે ધમકાથી-ના પાડી ત્યારે ઉપરના માણસોને વહેમ નહીં ઉપજે તો શુ ઉપજે ?"

"પણ ડાકટરની સરટીફીકેટ મારી પાસે છે તે જોસો કે એમજ બોલશો ?"

"તે કગાળ ચીથડા ઉપર અમોને વીશ્વાસ નથી-ને બનાવટી કા નહી હોય ?"

"અરે સોહરાબશાહ—સોહરાબશાહ! એ તમે શુ બોલોછો એ સરટીફીકેટ વીલાયતના એક એમ ડી એ આપેલી છે તે તમે જાણોછો કે?"

"હા હુ બધુ જાણુછ અને તે ડાકટર સાહેબનેબી હુ સારી પેઠે ઓળખુછ, તેવણ મારી પાસે બેઠેલા મારા બુઝરગ મીત્ર ડા૦ સર ચારલસ મારટીનના સાહેબજાદા થાય છે, ખરૂ કે? પણ બેટાને માટે બાપનુ મત શુ છે તે તમે જાણોછો કે? મરનાર શેઠ ફરદુનજીનુ અચાનક મરણ બીજાઓ જોડે ખુદ આએ બુઝરગ ડાકટર સાહેબને પોતાને પણ ભારે અચબા ભરેલુ થઇ પડયુછ તે તમોને ખબર છે કે?"

"તેનુ કઇ કારણ?"

"કારણ એ કે મરનારને એવણે પોતે પાંચ છ દીવસની વાત ઉપર બારીકીથી તપાસ્યા હતા અને તે તપાસ દરમ્યાન તેવણ એટલા જલદી મરી જશે એવુ એવણે કદીબી ધારયુ નહીં હતુ

"બોટટી વાત છે—એક પખવાડીયુ થયુ એવણે તાલેવત કાસ્ટલમા પગલુ મેલ્યુ હોય તો આજેજ છે!"

"શરમ છે, મીસીસ ફરદુનજી, મારા મોહડાપર એવુ હડહડતુ જુઠ્ઠુ બોલવા માટે તમે શરમાવુ જોઇએ પાચ છ દીવસની વાતપર હુ અહીં આવ્યો હતો અને તમારી અને મીસ તાલેવતની હાજરીમા આએજ ઓરડામાં મે મરનારને ખાસ્સા એક કલાક સુધી પુરતી ધીરજથી તપાસ્યા હતા અને તે તપાસનુ પરીણામ જાણી તમો અને મીસ તેહમી ખુશી થયા હતા

"મને યાદ નથી!"

"ત્યારે એમ કહો! "ખોટી વાત છે" એમ કેમ કહોછ!"

"કેમ હવે શુ કહોછ? કેમીલીના ડાકટરથી જુઠા કે? ઓ મેહેરબાઇ મેહેરબાઇ! જરા વીચાર રાખીને વાત કરો! તમે ડગલે ડગલે ને પગને પગલે જુઠુ બોલોછ એમ હવે મારી ખાત્રી થાયછ" સરદાર સોરાબશાહ હવે છેડાઇ ને બોલ્યા "જરા સાવળો, બીજી બધી વાત જાહાનમમા ગઇ મરનારના અંગીત મીત્રો તરીકે અમે તમોને પુછવાનો દરેક હક ધરાવીયેછ, તમે સાચા ને નીરદોશ છો તો અમારા સવાલના જવાબો ઉડાવોછ કાય?"

"મે તમારા જવાબ કયારે ઉડાવ્યા? પણ તમે તો ચીપી ચીપીને એકનુ એકજ પુછોછ તે?"

"જે વાત મુદાની હોય તેજ પુછાય, તમોને તે ભલે એકનુ એક લાગતુ હોય પણ એ એકના એકમાજ એક ભેદ સમાયલો છે તે તમે ખુલ્લો નહી કરો તો કોણ કરે?"

"અરેરે! એમા ભેદ શાનો બલ્યોછ! ત્યારે એમજ કહેવોની કે પેની રાન વ્હાલા મુઇ દુકતીની માફક તમેબી મને મરનારની ખુની ધારોછ?"

"અમે ધારીયેછ કે નથી ધારતા તે અમારૂ જીગર જાણેછ પણ તમે નારેદોશ છો તો ખરો ખુલાસો આપવા અડચણ શાની છે?"

"મને અડચણ કશી નથી, પણ એ મુના મારી તરફ વેહમાઇને મને જાણે કોરટમા ઉલટપાલટ તપાસતા હોય તેમ કરવા માગેછ તેની મને ઘણી ચીડ ચહડેછ"

"જુઓની મેહેરબાઇ, કોઇ સાધારણ વાત હને ને તમે એમ ચીરડાતે તો તે ચાલી જતે પણ આએ તો એક લગભગ ખુનના જેવો મહાન ગભીર સવાલ છે એટલે ત્યાં તમોને દશ લાખધણી ચીડબી ચહડે તો તે કોઇ ચાલવા દેવાનુ નથી–બીજા બધાં ને પડતાં મુકો–મરહુમના એક અંગત મીત્ર તરીકે હુ પોતે તમોને ચોકસ સવાલો મારા મનની પતીજને સારૂ કરવાછ તેના જવાબ આપવાને તમે રાજી છો કે નહી?" સરદાર સોરાબશાહે લગાર ચીચવાઇને પુછ્યુ

તે નાપાકથી ના કેમ કહેવાય?

"પુછો–પુછો–તમોને જે કઇ પુછવુ હોય તે સુખેથી પુછો. હુબી મારી અકકલ મુજબ જવાબ આપસ, બાવા"

"બહુ સારૂ–એમ સીધા જવાબ આપશો તો કડવુ પીરસવાનુ કોઇને કારણ રહેશે નહી" સોરાબશાહ પોતાની ખુરસીપર તડા થતા બોલ્યા "ગઇ કાલે રાતે ૧૦ વાગે ફરદુનજી શેઠની તબીયેત કેવી હતી?"

"સારી હતી"

"તેનણુ ખુશીમા હતા?"

"હાજી"

"તેવણે ગઇ કાલે પરમ દહાડે કે ચોથે દહાડે પોતાની તબીયેત વીશે કાંઇ ફરીયાદ કરી હતી?"

"નહીંજી."

"કાંઇ છાતી દુખવાની ફરીયાદ કરી હતી?"

"નહીંજી."

કાંઇ એચેની ઉપજવા નીશે બોલ્યા હતા?"

"નહીંજી"

છેલ્લા ત્રણ ચાર દીવસમા એવણુને માટે ડાકટર બોલાવવાની કઈ જરૂર જણાઇ હતી?"

"નહીંજી"

"ત્યારે કાલે રાતે ૧૦ વાગે એવણુ પુર તન્દરોસ્તી સાથ બીછાને ગયા હતા?

"હાજી—હસી બોલીને."

"પછી એવણુ સીક કયારે થયા?

"તે હુ શુ જાણુ? હુ હમેશાં પાસેના ઓરડામાં સુવુ છ."

"ભલે તમે પાસેના ઓરડામા સુતા હોય પણુ એવણુ સીક થઇ ગયા તેની પહેલી ખબર તમોને કયારે મળી?"

"ખબર કોણુ આપે જો? મેજ એવણુને બીછાનાપર કરાંજતા ને મુશ્કેલીથી દમ લેતાં સાભળ્યા તેથી હુ પોતેજ દોડી આવી"

"તે વખતે કેટલા વાગેલા હતા?"

"એકુ વાગેલો હશે!" મેહેરબાઇથી ગભરાટમાં બોલાઇ ગયુ, વાચનારને યાદ હશે કે તેહમીને તેણીએ પાછલી રાતે ચાર વાગાનો વખત જણુાવ્યો હતો!

"મધરાતે એક વાગે! શુ મરનારને ગભરાટ થયેલો તમે પહેલવહેલો જાણુયો ત્યારે મધરાતે એક વાગેલો હતો?"

"તે વખતના ગભરાટમા જોવા કોણુ ગયુ, પણુ એક અન્દાજે કહુંછ"

"પણ તમારો અંદાજ એકજ વાગાપર બેસેછ તેનુ કારણ શુ ? શુ તે રાતે તમે આખી રાત જાગ્યા હતાં ?"

"હા—અરે નહી રે મારો સુધરો બળે !—નહીંરે બાવા, હુ શુ કામ જાગુંજો ? હુ મારા ઓરડામાં મારા બીછાનાપર—"

"તમે નકામુ ટાહેલુ ના કરો, મેહેરબાઇ, મેહેરબાનો કરી હુ પુછુછ તેનોજ જવાબ આપો. તમે બીજી બીજી બાબદો ઉપર ઉતરી ના પડો તમે ખાત્રીથી કહોછ કે તે વખતે એક વાગાનો અમલ હતો ?

"હા—હા—ખાત્રીથી "

"કદાચ બાર વાગાનો વખત તો નહી હોય ? કદાચ બે વાગાનો અમલ તો નહી હોય ?"

"અરે નહીંરે બા નહીં, હુ જાગતી'તી કેની—અરે હુ તો સુતેલી હતીરે—પણ તેટલા બેહેસ્તીની છાતી મચી બોલવા લા—'

"સબર કરો !" સોરાબશાહ અહીં ચીરડાઇને બોલ્યા "મે કેટલી વખત કહયુ કે તમે વચ્ચે બીજી બીજી બકબક ના કરો ? શુ તમે એમ કહેવા માગોછ કે ગઇ રાતે એક વાગા સુધી તમે જાગતાતા તેટલા ફરદુનજી શેઠની તબીયત બીગડી આવ વાથી તમારા ઓરડામાથી આએ ઓરડામા દોડી આવ્યા ?" છેલ્લો વાકય પુછનારે ઘણો ઝડપમા પુછયો.

"હાજી—એમજ !" મેહેરબાઇથી બોલી દેવાયુ

વાચનારે સરદાર સોરાબશાહનો છેલ્લો વાકય અહીં ફરીથી વાચવો તેમાં તેવણે સીફતથી પેચદાર પ્રશ્નમા તેણી કને આડકતરૂ કબુલાવ્યુ કે મધરાતે એક વાગે ફરદુનજીને ગભ

રાટ થયો તે વખતે તેણી "જાગતી" હતી ! તે નાપાક આ વખતે એટલી ગભરાયલી હતી કે સોરાબશાહ શુ પુછતા હતા તેનુ વગીક તેને ભાન નહી હતુ !

ત્યારે તમે ૧૦ વાગે સુવા ગયા પછીથી સુતાંજ નહીં કે ?"

"નહીંજી—અરે ચપો, મરેરે ! શુ બોલવા જતાં શુ બોલાએછ હુ તો કેની બાવા, બસ ગઇ રાતે બીછાને ગઇ ને બસ પોઢીજ ગઇ !—એહેરનીને ૧ વાગે ધબરાટ થયો ત્યાં સુધી ઉઉઉઉઉઉડી ઇઇઇજ નહીં !" "ઉડીજ નહીં" શબ્દપર ખાસ ભાર મેલીને તે મકારે ઓરતે સોરાબશાહ સુબેદારને સમજાવવા ચાહયા !

તે મકકરબાજ ઓીને આમ મકકર કરતી જોઇ તે પારસી સરદારના ગુસ્સાનો પાર રહયો નહીં. તો પણ તેઓ તુરત વેળા ખામોશ રહી પુછવા પડયા, "તમે હમણા બોલ્યા કે ૧ વાગા સુધી તમે જાગતા'તા અને હવે એમ કેમ બોલોછ મેહેરબાઇ ?"

"અરે મરેરે ! કોણે કહયુ કે હુ એક વાગા સુધી જાગતી હતી ?"

"તમે પોતે, સરદાર સોરાબશાહના જવાબમાં હમણાંજ બોલ્યા !" સરદાર સાહેબ કાંઇ જવાબ કરે તેટલા ડાકટર સર મારટીન, જેવણ આટલો વખત ચુપ બેસીને સઘળી તકરાર સાભળતા હતા, તેવણ ઝટ બોલી ઉઠયા

"નહીં—નહીં, હુ તેમ બોલીજ નથી—મે તેમ કહયુજ નથી !" તે લુચ્છી ઓી પતરી ગઇ !

"કેમ ડાકટર સાહેબ ? તમે મારા સાક્ષી છો" સરદાર

સોરાબશાહે ડોકટરને પુછયુ "એવણુને મે પુછયુ હતુ કે 'શુ તમે એમ કહેવા માગોછ કે ગઇ રાતે એક વાગતા સુધી તમે જાગતાતા તેટલા ફરદુનજી શેઠની તમીયેત બીગડી આનનાથી તમારા ઓરડામાથી તમે આએ ઓરડામા દોડી આવ્યા ?' તેના જવાબમા એવણે 'હાજી–એમજ !' એમ શુ નહી કહયુ હતુ ?

"કહયુ હતુ" ડા૦ સર મારટીન જોશથી બોલ્યા. "તે મે મારા કાનોકાન સાભળ્યુ છ"

"જુઠી વાત છે! તમે લોકો મારી ઉપર તરકટ રચોછ"

"ખબરદાર! મેહેરબાઇ—તમારી જબાન તમે કાબુમા રાખજો! તમે બધાને એક લાકડીએ હાંકવાની હેમાકાત કરતા ના—નહી તો તેનુ પરીણામ મહા બુરૂ આવશે. હુ મગરૂરીથી નથી બોલતો, પણ તમે જાણોછ કે ગઇ રાતે આએ મકાનમા શુ શુ કાળાં ધોળાં થયાછ તેનો ભેદ મેળવવા ચાહુ તો પાનને ચુનો લગાડે તેટલી વાર લાગવાની નથી! સરકાર–દરબારમા મારો કેટલો લાગવગ છે તેનો તમોને ખ્યાલ છે? અમે હજી બી ચુપ બેઠા છે, તે મરનારનીજ શરમને લીધે–નહી કે તમારી! પણ તમે જો તેણુ ફેરવી વાત કરશો તો આએ તરફ હુ ગી સોરાબશાહ સુબેદાર છેઉ તમારી ઇજતની ધુળધાણી કરવી હોય અને જીદગીથી ઉખડી જવુ હોય તોજ બીજાઓને ધમકી આપીને ફાવી ગયાછ તેવુ અમારી સાથ કરવા આવજો જો તમે પાધરા જવાબ આપશો નહી તો હુ અબઘડી તમારૂ પાખડુ પોલીસના હાથમા આપવાને કયારનો તઇયાર થઇ રહેલો છુ"

સુબેદાર સાહેબે આપેલો આ જમાનગોટાનો જોલાબ

એવો કારગાહ થયો કે તે નાપેકાર ધ્રુજી વપકીને થથરી રહી તેણી તેહમી અને કાવના ઉપરજ દમ કસીને ફાની ગઇ હતી, પણ અહીં એક લુહારનો જબરદસ્ત હથોડો હતો અને એરણ પરે પડતા તેના ઘા તે કુપાત્ર સ્ત્રીનુ કલેજુ છુંદી નાખતા હતા!

"ઓ નહીંરે મારા બાપ, હુ તમારા હુકમની બહાર કહા ગઇછ કે તમે જીભરાયા મારી ઉપર એટલા બધા ખફા થાવોછ? પુછોની બાવા, પુછો મરૂ! બોલતી ઓરવાઇ જાઉ તે તમોને રજીસ કરવામા મને ફાયદો શુ, મરૂ!"

તે ચરતખોર સ્ત્રી માખણ જેવી નરમ થઇ ગઇ!

"ઓ નાપાક! હવે કેમ નરમ–મોમ થઇ ગઇ!" ફરદુનજીવાળા ઓરડાની બાહેરની ચાલમા ઓરડામા શુ શુ વાત ચીત થાય છે તે સાભળતી એક બારીને ઓથે તેહમી ઘણી વારની રડમશ ચેહેરે ઉભી તેણી પોતાના મન સાથ પટપટી "ગઇ રાતે એ આખી રાત જાગતી હતી તે કેની સપડાઇ ગઇ? ઓ ખુદા! એ કેની ધભરાટમા પડીછ! એ ધભરાટમા ને ધભરાટમા પોતાનુ પાપ કબુલી દે તો કેવુ સારૂ!"

"ચાલો, તે વાત જના દો," સોરાબશાહ સુબેદાર ઓરડામાં બોલતા સભળાયા "તમે ગઇ રાતે એક વાગા સુધી જાગનાતા કે સુતેલા હતા તેનો નીરણય કયારનો આવી ગયોછ હવે મને કહો કે ફરદુનજીને મુસ્કેનીથી દમ લેના સાભગીને તમો ઓરડામા દોડી આવ્યા પછી શુ કીધુ?"

"વળી શુ કરે? મે બેહેસ્નીને પરપુછ કીધી કે જીભરૂ એમ કાય કરોછ? તેના જવાબમા એવણે કહયુ કે માગી

છાતીમાં કંઇ અચણુચ દુખી આવ્યું છે તેથી, મેહેરી, તું એકદમ ડાકટરને બોલાવ”

“વારૂ પછી તમે શું કીધું?”

“તમે તો કંઇ ચીપીચીપીને પુછોછો સોરાબશાહજી? એમ બાઇરાં માણસને એવી રીતે ધભરાવોછો શાનાં? હું આએ ઘેરની સતાદાર શેઠાણી છેઉ–હું કંઇ રાખેલી રાખ કે ઘેરની ગુલામડી નથી તમે આજે મારી સાથ ઘણા સખતાઇથી વરતોછો એવાય! એ તે શું કહેવાય?”

એ હવે ગમે તે કહેવાય? તમે મારા સવાલોનાં પાધરા જવાબ આપવાછો કે નહી! નહી આપવા હોય તો મને સાફ નાં કહેવો કે અહીંનો નીકળેલો લાગલો ગવરનરને બંગલે જઇ ત્યાથી પોલીસ કમીશનરને ટેલીફોનથી બોલાની આજે રાતમાં ને રાતમા તમોને પોલીસના સ્વાધીનમાં—” અને એમ કહી સરદાર સોરાબશાહ ગુસ્સાના ઝનુનથી એવા દમામદાર દેખાવે ઉઠી ઉભા થયા કે તે દલદાર દદાનાં બાણુ બેસી ગયા!

“ઓ નહી! ખુદા ખાતર મને ના ધુજાવો! હું દુખીની કોઇ દયા કરો!” તે હાથ જોડી કગળીને બોલી

“તમોને દયા ઘટતીજ નથી–દયાને લાયક તમે છોજ નહી?” સરદાર સાહેબે ઝટ જવાબ વાળયો “દયા–દયા શાના કરોછો? તમોને બીજાઓની દયા લાગતી હતે તો તમે એમ જીદ પકડી બેસતેજ નહી જો તમોને બીજાઓની લાગણી માટે દયા નથી તો તેઓની દયા ઇચ્છવાનો તમોને હક નથી” સોરાબશાહ પાછી ખુરસી લેતા બોલ્યા, “એક દુખ ને બીજો ડહામ તે એનુ નામ! ચાલો હજીબી હું નાખતી કરૂ છ

બોલો મરનારે તમોને ડાકટર બોલાવવા કહયા પછી તમે શુ કીધુ ?"

"મે ડાકટરને બોલાવ્યો."

"ડાકટરને બોલાવવા કોણ ગયુ હતુ ?" સોરાબશાહે ઠસ્સાથી પુછયુ

"હુ પોતે!" તે નાપેકારે અહીં હાજર જવાબી વાપરી તેણીએ જોયુ કે આ સવાલનો જવાબ ઉડાવી શકાય એમ તો હતુજ નહી, ત્યારે આયા એનજેલીનને બદલે પોતાનુજ નામ અડાવી દીધુ!

"તમે પોતે? એ શુ બોલોછ? મેહેરબાઇ!"

"હુ પોતે!"

"આ વાત કેમ મનાય? મેહેનમા આટલા બધા નોકર-નફરો છતા તમે પોતે ડાકટરને બોલાવવા ગયા એ કેમ માની શકાય?"

"માનો કે ના માનો-પણ હુ પોતે ગઇ હતી!" તે બોલે બોલ જુઠ્ઠી સ્ત્રીએ હજી પોતાની જીદ છોડી નહીં

તમોને જવાનુ કારણ શુ?"

"વળી કારણ શુ હોય?-મને લાગ્યુ કે મારા જવાથી ડાકટર જલદી આવશે અને તેથી હુ પોતેજ ગઇ!"

"ગાડીમા ગયા હતા કે ચાલતા!"

અહીં તે લુચ્ચી સ્ત્રીનુ ગાડુ અટકી ગયુ આયા એન-જેલીનનુ નામ છુપાવવા માટે પોતાનુ નામ અડાવી દઇ તેણી

એમ સમજતી હતી કે વાત અહીંજ બંધ પડશે, પણ દાવકા સરદાર સાહેબે તો તેણીને એક બીજા સાબુત પેચમાં પકડી

"તમે જવાબ કેમ નથી આપતા, મેહેરબાઇ? તમે ગાડીમાં ગયા હતા કે ચાલતા?"

હુ ગાડીમાં—અરે નહી—હું ચાલતી ગઇ હતી!" તે ઘબ-રાયલી સ્ત્રીએ ગભરાટમાં ધામટ કરી મેલ્યુ!

"મેહેરબાઇ—મેહેરબાઇ? એક માણસ જુઠ્ઠુ બોલે તેની બી હદ હોવી જોઇયે" સોરાબશાહ ચીરડાઇને પુછવા પડયા "તમે ઘડીમાં કહોછો કે ગાડીમાં ને ઘડીમાં કહોછો કે ચાલતા એ ઉપરથી અમે શું સમજવું? સબર કરો! તે વખતે તમે ઘભરાયલાં હતા કે નહી?"

"મારા બાદશાહી ધણી જેવા ધણીને છેલ્લી ઘડીનું દુખે ને હું ઘભરાઉં નહી એમ હોય વારૂ, બાવા સોરાબશાહ?"

"હું તેજ જાણવા માગુછ ને તેથી પુછુછ કે તેવા ઘભરાતની વખતે તમે ઇચ્છી ઇચ્છીને એમજ ઇચ્છયુ હશેની કે જેમ બને તેમ ડાકટર જલદી આવે?"

"હારે બાવા હા, એમજ તો, મરૂ!"

"ત્યારે તો તમારા જવાબ ઉપરથીજ તમે જુઠ્ઠા ઠરોછ જો જીવ સટોસટનો વખત હતો તો તે વખતે તમે છતા ગાડી—ઘોડા મુકીને પગે ચાલતા ડાકટરને બોલાવવા કાં ગયાં? ગાડીથી જલદી પહોંચાય કે પગથી? વળી મધરાતે એક વાગે તમારે જેવા એક શ્રીમંત શેઠાણી, જે ધોળે દીવસે પોતાના બગીચાની બહાર ૫–૧૦ કદમ ચાલવામાં પોતાના દરજ્જાથી

હલકુ વીચારે, તે મધરાતની વખતે અને તેમી રાતનાં અંધારામા ડાકટરના ઘર સુધી પગે ચાલતાં એકલાં તેને તેડવા જાય એ વાત શુ માનવા જોગ છે? ઓ મેડેરબાઇ, તમે જુઠ્ઠા છો!"

"આવા મારૂ ભેજુ ઠેકાણે નથી કદાચ ગાડીમામી ગઇ હોઉ!"

"જોયુ હવે? તમારા બોલવાના ઢગજ કર્યા છે? વારૂ, કબુલ કીધુ કે તમે ગાડીમા ગયાં તો તે ગાડી હાકનાર કોણ હતો?"

અહીં તે નાપેકાર પાછી ફગલાઇ ગઇ! તેણી જેમ જેમ જુઠ્ઠુ બોલતી હતી, તેમ તેમ વધુ ને વધુ ફસતી જતી હતી!

## પ્રકરણુ ૩૦ મું.

### સકજામાં આવેલી એક શેઠાણી!

[છપય.]

કહો કરે શુ બોધ?
સુણે નવ બોધ લગારે,
કહો કરે શુ બોધ?
ગણે નવ ગુણ હજારે,
કહો કરે શુ બોધ?
આપ ડા'પણુમાં ડાહ્યા,

કહો કરે શુ બોધ ?
મુખૅમા જેહ મનાયા,
જે શીખ હજારો આપતાં,
અહેપથ નર પાંસરો,
રે ! સેવક-સુત એ શેઠ તણો,
કાઢી નાખો કાંકરો

(છોટાલાલ સેવકરામ.)

મહેરબાઇનાં કહેવા મુજબ તેણી ડાકટરને બોલાવવા જે ગાડીમાં ગઇ તે ગાડીનો કોચમેન કોણ હતો એ છેડના પ્રક રણમા સરદાર સોહરાબશાહે પુછેલો સવાલ હતો આ સવાલથી તેણી એવડી ધભરાટમા પડી જેમ તેમ આયા એનજેનીનને બચાવી લઇ પોતાનુ નામ અડાવ્યુ, ત્યારે સોહરાબશાહે તેણી "ગાડીમા ગઇ હતી કે ચાલતી" તે બાબે પરપુછ કરી પ્રથમ તેણીએ ગાડીમા જવાનો એકરાર ધબરાટમા કરી લઇ તુરતજ તે પાછો ફેરવી નાખ્યો કે ગાડીમા નહી પણ પગે ચાલતી ગઇ હતી ! એમ કરવાનુ કારણ એ હતુ કે ગાડીમા ગઇ એમ કહે તો ગાડીવાળો કોણ હતો તેની તપાસ થાય અને ગાડીવાળાને પુછે તો આયા એનજેતીન પકડાઇ જાય ! પણ પોહચેલ સોહરાબશાહ કાંઇ કાચા ન હતા તેવણે તેવા દોડા દોડીના જીવ સટોસટ વખતે પગે ચાલીને જવાની વાત માન વાને જ્યારે ધસીને નાજ પાડી, ત્યારે તે નાપેકાર આપમેળે ગાડીમા જવાના આગલા એકરાર પર પાછી આવી ! તેજ

વખ્તે તેવણે ઘોડાવાળાનુ નામ માગ્યુ, કે જે આપતા તેણી ફગલાઇ ગઇ!

"એ નામ તમે આપવુજ પડશે." સોહરાબશાહ ડોળા કકડાવીને બોલ્યા

"કયાથી આપુ? કેવી રીતે આપુ? તેવા ઘભરાટમાં હુ તેને ખાસ જોવા કર્યા બેઠી હતી! સોહરાબશાહ! જાબા, મારી સાથે એમ ના કરો! હુ બળેલી ને વધારે નાં બાળો! તે ગાડી હાકનાર કોણ હતો તે હું શુ જાણુ? અમારે ત્યાં કઇ થોડો એકજ ગાડીઘોડો છે?"

"નહીંજી—જાણુ છ કે ઘણા ગાડી-ઘોડા છે, પણ તેથી એમ નથી ઠરતુ કે તમે આએ મકાનના શેઠાણી તમારા ઘોડાવાળા કે કોચમેનને પીછાની નહી શકો? વારૂ, ડાકટરને ત્યા જવા સારૂ ગાડી બોલાવવાનો હુકમ તમે કોણુને આપ્યો હતો?"

"તેનો મને હમણાં કશો સુધનો નથી–ને વખતે હુ ઘભરાટમા હતી"

"તમે તમારી આયા એનજેલીનને ગાડી બોલાવવા કહયુ હતુ કે"

"એનજેલીન"નુ નામ સાભળતાંજ મેહેરબાઇ ચમકી! અને ફગતાઇને ફીકફી મારી ગઇ! સરદાર સોહરાબશાહે તે બરાબર 'મારક' કીધુ અને તુરતજ ડા૦ સર ચારલસ મારટીન તરફ ફરી તેવણે એક છુપી ઇશારતથી તે ઉપર તેવણનુ ધ્યાન ખેચ્યુ. ડાકટર પોતે પણ તે મામલો સમજી ગયા.

"અરે નહીંરે બા, ખુદા ખાતર મારી એનજેલીનને આએ બાબતમા વચ્ચે ના લાવો !"

"એટલે ? એમ બોલવાનુ કારણ શુ ? તમારા આએ સખુનથી તો ઓરબી અમોને એની ઉપર વધારે વેહેમ જાએછ ગઇ રાતે એનજેલીન કયા હતી ?"

"હ, એનજેલીન કે ? કયાં હતી ? ગઇ રાતે ?—અ, તમે શુ પુછોછ ? મકુજે એનજેલીન-ગ-ગ-ગઇ રાતે-ક-ક-કયાં હતી તે પુ-પુ-પુછોછ કેમ-મ-મરૂ ?" મેહેરબાઇ ત-ત પ-પ થઇ જઇને શુ જવાબ આપવો તેના વીચારમા પડી-તેણીથી આગળ વધી સકાયુ નહીં

"હા હા, એમ ત-ત પ-પ કેમ થઇ જાવોછ ? તમારા કઇ પાણી મુવેલા છે કે શુ ? બોની દો જલદી !—ગઇ રાતે એનજેલીન કયા હતી ?"

"ગ-ગ-ગઇ રાતે ? અરે નહીંરે બા, મારી એનજેનીન તો ચાર દહાડા આગમચની રજા લઇને ગયલી આજે સહવારે આવી, ગઇ રાતે તે અહીં હતીજ કયાજે, હુ હા કહુ ?"

"જુઠ્ઠુ ! જુઠ્ઠુ ! હરડતુ જુઠ્ઠુ એ નાપાક બોનેમોત્ર જુઠુ બોલતી છે !" તેજ પળે કાનલો કારભારી, જે ફ્રેદુનજી-વાળા ઓરડાની બાહેર દરવાજા આગળ ઉભો રહી અદર ચાલતી તકરાર ઘણી ઇનતેજારી સાથ સાભળતો હતો, તે એકદમ ઉસ્કેરાઇને ઓરડામાં ધસી આવી બોલ્યો "હોરામહાહ હેઠ—એ દદા તમુને ખોટુ હમજાવતી છે ઇની આયા એન-જેલીનને ચાર દહાડા રજા આપેલી એ વાત હદનતર ઉપજાવી કાઢેલી છે. ઇની તે માનીતી ફ્રેરગણુ અહી આ મેહેનમાજ

છે—એ ખુની અહતરી તમુને ખોટુ હમજાવે તેવારે મને હતાપ થઇ આવે ! પુછો ઇને મારાં મોહડા પર !"

"કાવલા ! જરા સબર કર !" સોહરાબશાહ સુબેદારે એક જડજને છાજતી ગભીર અદાથી ધીમા સાદે તે વફાદાર કારભારીને ઠંડો પાડવા ઇચ્છયો. "તેહમી દીકરીએ મને દરેક બીનાથી પુરેપુરો માહીતગાર કીધેલો છે ગઇ કાલે સહવારે નાસ્તાની ટેબલ પર આયા એનજેલીનને પોતાની માનતા ઉતારવા બાબે માંગેલી રજાથી તે રાતે ૧૦ વાગે સુવા ગયા ત્યા સુધી શુ શુ બન્યુ હતુ તે હુ જાણુ છુ આ આ બોલેબોલ જુહટી છે એમ મારી ખાત્રી હવે પુરેપુરી થઇ ચુકીછ કેમ મેહેરબાઇ, આ વાત ખરી છેની કે ગઇ કાલે સહવારે તમારી આયા એનજેલીને નાસ્તાની ટેબલપર તમારી રજા લઇ તમારાજ મેહેલમા તેહમીની ત્રણ આયાઓને મેજબાની આપી હતી ?"

"અરે હા બાવા હા, મારો સુઘલો બળે ! બેહેસ્તીના મોતે તો મને ઘેલી દીવાની બનાવી મુકીછ આએ અચબુચ આફતથી હુ તો એક જગલમાનુ જનાવર જેવુ જનાવર બની ગઇછ" તે મકારે ઓરત પકડાઇ જવાથી મકકરથી નરમાશ ધારણ કરતા બોલી "મારી એનજેલીન અહીંજ હતી, પણ ગઇ રાતે તો એ રાનને શુધ બુધ કયા હતી ? તેહમીની આયાઓ સાથ પીપનુ લઇ એક મુવેલા ઢોરની માફક આખી રાત બેફામ પડેલી હતી, તે સહવારે આએ ગોધીયારૂ થવા પછીજ ઉઠી મુઇતો !"

"હ હ ? એટનુ બધુ ? ત્યારે તમારા કહેનાપરથી

આએ વાત તો નકી થાએછ કે આયા એનજેલીન આખી રાત બેફામ પડી હતી તેને તમે આખી રાત જાગતા હોવા વગર જોઇ શકો નહીં ? કેમ ખરૂ કે ?"

"તમે જે અરથ કરો તે બાવા—હું તો મારા બેહેસ્તી ફરદુનજીની જુદાઇથી હવે જુહરાપા ને બળાપા—"

"બસ બસ—પટપટ ના કરો ! બેહેસ્તી ઉપર તમારૂ કેટલુ હેત હતું તે આખી દુનીયા જાણે છે. બેહેસ્તીને તમે કેટલા ચાહતા હતાં તે આએ મકાનમાં કોઇને અજાણ્યુ નથી" સોરાબશાહ ચીચવાઇ ઉઠયા.

સાહેબ, મકાનની બાહેરનાઓને પણ અજાણ્યુ નથી !" અહીં ડા૦ સર મારટીન ઉમેરી આપ્યુ. "હુ કાંઇ આ મકાનનો વસનારો નથી, પણ એવણના ફેમેલી—ડાકટર તરીકે મે જે કાઇ જાણ્યુ છ અને જોયુ છ તેજ એવુ ત્રાસદાયક છે કે આપણા મરનાર મીત્રનો પરણ્યો સસાર કેટલે દરજજે સુખી હતો તે તપાસવાની જરૂરજ નથી મરહુમ ઇઝતદાર અને કાકવાળા હતા તેથી પોતાની ઇઝતને ડરીને અપમાનો મુગે મોહડે સહન કરતા હતા"

"મારા પરવરદેગાર ! એ હુ શુ સાભળુ છ ?" સરદાર સોહરાબશાહે અફસોસ કીધો મરનાર જોડે મને એટલો અગત ધાડો સબધ હતો પણ કોઇગી દહાડે પોતાના દુખી સસારનો એક હરફ વટીક મારી જાણમા આવવા દીધો ન હતો મરનાર ડાહયા ને પાકા પુરૂષ હતા, પણ તેમનુ અમીરી અતકરણ દયાળુ ને નરમ હતુ તે નરમ દીલનોજ આએ ઓરત લાભ લઇ ગઇછ અરે ! જો મરનારે મને એ વીશે જરાબી ચેતાવયો હતે, તો

તેજ ઘડીએ આએ નાપાકનું પાખડુ મેહેલની બાહેર હુ નહી કહડાવતે તો મારૂ નામ સોરાબશાહ સુબેદાર નહીં! પણ હવે બાજી હાથમાંથી ગઇ! કાંઈ ફીકર નહીં–હવે હુ એને સેહેલાઇથી જતી મુકવાનો નથી જરા સબર કરો!" અને અહીં સરદાર શોહરાબશાહ તે દલહર દદા તરફ ફરીને બોલ્યા "મેહેરબાઇ! ઘોડાવાળાનુ નામ કે તેને બોલાવવા જનારનુ નામ તો તમને યાદ નથી–કારણકે હાલ તમે ઘણા ઘભરાટમા છો એ દેખઇતુ છે–પણ મને એમ કહેશો કે બેહેસ્તીને આટલો ગભરાટ થવા છતા તમે તેવણને તેવી હાલતમાં નાખીને પોતે ડાકટરને ત્યા દોડયા તેમ કરવામા તમારી મતલબ શુ હતી? શુ તમારે ત્યા નોકર નફરો નહીં હતા? શુ તમારે ત્યા ચાકરોનો તોટો હતો? બસ–મારી ખાત્રી થઇ ચુકી કે તમે જુઠ્ઠુ બોલોછો–ડાકટરને તેડવા તમે પોતે ગયા હતાજ નહીં–બોલો ખરૂ કે ખોટુ?"

મેહેરબાઇએ કાંઇ જવાબ આપ્યો નહી આ વખતે તેણીના હાડેહાડ ધ્રુજી રહયા હતાં!

"વારૂ બેહેસ્તીને એટનો જીવ સટોસટ ગભરાટ થયો તો તેહમીને તમે તેજ ઘડીએ ઉઠાડી કા નહી? તે પેટની દીકરી હતી કે કોઇ પારકી હતી સરદાર સોરાબશાહ હવે એક પછી એક સવાલ મુકતાજ ગયા "તેહમીને જગાડયાથી તો ઓરબી તમોને કુમક થતે તેમ તમે કાય નહી કીધુ?"

"બાવા, આય ખ્યાલથી નહીં કીધુ કે છોભરૂ એ જવાન જમાન ઉધરતુ બચ્ચુ બાપ થતાની એવી ઘડીપલ હાલત જોઇ હેબતી જાય ને રખે કઇ ઓરનુ ડોર કરી નાખે તો

એક સતાપમા બીજો સતાપ કયા ઉમેરૂ ! એજ ખ્યાલથી મે એને નહી ઉઠાડી !"

"શાબાશ ! શુ તોફો દલીલ દેખાડો છો ! અરે મેહેરબાઇ મેહેરબાઇ, એમ ઠીગળાં મારયાથી તે તમારો બચાવ થનાર છે ? કેવુ શરમ ભરેલુ જુઠ્ઠુ તમે જોડો છો ? વારૂ, તેહમીને તે ખ્યાલથી નહીં ઉઠાડી–ને ઘરના કારભારીને, મેહેલના બીજા નોકર નફરોને કા નહીં જગાડયા ? શુ તેઓબી હબતી જવાનાં હતા કે ?"

"સુધલો નહીં રહયોરે, બાવા, મને સુધલો નહીં રહયો."

"ત્યારે બેહેસ્તીની પાયદસ્ત દોડાદોડીથી કાહડવાનો સુધલો કેમ રહયો ? હે, બોલોની ? તે વખતે તમારી અકકલ કાંહ ગઇ હતી કે પેટની દીકરી જેવી દીકરીનેબી છેલ્લો સેઝદો કરવાની તમે તક આપી નહીં ? શુ તમારે મનથી કુતરૂ ઘસડી નાખ્યુ હતુ કે ? અરે કોઇ સગાવાહલાઓને આવવા દેતે–કોઇ દોસ્ત આસનાઓને ખબર આપતે–બેફામ પડેની પેટની દીકરીને સુધીમા આવવા દઇ સાંજે પાયદસ્ત કાઢને તો તમારૂ શુ નખ્ખોદ વળી જવાનુ હતુ ? એટલી દોડાદોડી કરવાનુ કારણ શુ હતુ ? એટલી દોડધામથી મરનારને અવલમ જલ પુગાડી દેવાનો સબબ શુ હતો ? તમારૂ એ પગલુ પોતેજ પુરવાર કરેછ કે તમારા પાણી કાઇબી મુવેલા હતાં–તમે અસાધારણ હદ સુધી ગભરાટમાં હતા–અને તેથીજ કાવલા કારભારીએ તેહમી હુશીયાર થાય તેટલા થોભી જવાની તમોને કીધેલી કાકલુદી ભરેલી અરજનેબી તમે ગણકારી નહીં બોલો એ વાત

ખરી છે કે ખોટી? કાવલાએ ફરદુનજીશેઠના રૂવાનને દોડાદોડીથી કહાડવા માટે પોતાનો અણગમો જાહેર કીધો હતો કે નહીં?"

"મને યાદ નથી નથી–હું દુખથી ઘેરાઇ ગયલી હતી."

"લ્યાનત છે તું દલદર દદાપર!" કાવલાનું ઉભાઇ આવવાથી બોલી પડયો "અરે હોરામહા હેઠ, મે ઇના મર વાને જેવા કાલાવાલા કીધેલા કે બાઇ ચપો–ધીરા થાઓ–તેહમીમાઇને ઉહીયાર થવા દીયો–ગીજા હગા વહાલાઓને આવવા દીયો ને પછી ધીરે હાહને કરો–પણ એ બદી એકની બે થાયેલી ની! અઉવે!"

"હું બધું જાણુંછ–કાવલા–તું જરા સમર કર! મે આએ સવાલ મનપરજ લીધોછ તો હવે હું બરાબર એનો પીછો પકડી ખરી હકીકત શું છે તે શોધી કાઢયા વગર રહેવાનો નથી હવે કરડા ઇલાજો લીધા વગર છુટકો નથી તારી શેઠાણીના ખુલાસાથી હું જરાબી સંતોષ પામ્યો નથી. મારે પોલીસની મદદ મેળવવીજ પડશે તારી બાઈ કહેછ કે બેહેસ્તીની પાયદસ્ત દોડાદોડીથી કહાડવા બાબે તે દેખાડેલો અણગમો એને યાદ નથી, કારણ કે તે વખતે દુખથી તે ઘેરાઇ ગયલી હતી તારો વાધો તો એને યાદ નહીંજ રહયો, પણ પોતાની ફરજ શું હતી તે ઈ યાદ નહીં રહી! પેટની દીકરીનેબી મુવા બાપનો છેલ્લો સેજદો કરવા નહીં દેવા જેટલી એ ભાનભુલી મને એમાં નવાઇ નથી, કારણ કે એને એના કીધા કરતુકોપર ઢાકણું વાળવાનું હતું"

"અઉવે? મારા હરદાર! ઉઓ એજ કેતો ઉતો! જીવતા રેહજો ને ઘણું હુખ જોજો! તમે હુખેથી પોલીહને

ખબર આપો—અમે બધા નોકર—ચાકર હાખકી આપના તઇયાર છીએ"

"મારા હેઠ થતા એ કપાતર અહતરીએ હુ હૂ દૂખ દેખાડેલુ તે અમે કા ની જાણતા?"

"સાભળો—મેહેરબાઇ! તમારા નોકરો વટીક તમારે માટે કેવુ ઉમદા મત ધરાવેછ તે કાનોકાન સાભળો!" સરદાર સોહરાબશાહે પ્રસગોપાત ફટકો મારયો

"એ મુવો વેગરેટ વાહરો તો હમેશનો મારા પાપનો તરસોજ છે—હુ અહીં આની ને આવીજ એની આખમા ખુતીછ એ ભરતે ગીયો હમેશા મારી ખુનસ કરેછ તેમ આજે કરે તેમા નવાઇ શુ? બધા નોકર—ચાકરોની મને એ ધમકી આપેછ પણ એ એકલા સીવાય બીજો કોઇ નોકર મારી તરફ વેહેમ ધરાવતો નથી."

"હુજમા રેહે હુજમા! હોરાબહા હેઠ, ઇને જરા હરખી રીતે કાઓ કે એમ ફુકરાઇ ની મરે! આ મકાનમાં ઇની એક માનીતી આયા ઓવી એનજેનીન હીવાય એકેએક નોકર—ચાકર મારી તેહમીબાઇના મતને મળતા છે કે અમારા હેઠ હાથે કઇબી દગોજ રમાયયો—નીતો ફરદુનજી હેઠ એટના જલદી મરી ની જાય—અઉવે! બીજા નોકરો વીહે ખાત્રી થતી ની ઓય તો આ ઘડીએ હદા અહીં હાજર કરૂ—બોલો હાઉ?"

"તેમ કરવાની હાલ કાઇજ જરૂર નથી, કાવસા, એને એની ગુમરાહીમાજ રહેવા દે એનુ પાપ હવે ટકોટક ભરાઇ રહયુ છ અને જે વખત જાયછ તેમા આપમેળે ફુટવાની અણી

ઉપર છે ચાલો ડાકટર સાહેબ, ઉઠો—અહીં વધુ વખત ખોહવામા હવે સાર નથી આએ ઓરતે આપણુને એકમી સવાલનો સંતોષકારક ને સાચો જવાબ આપેલો લાગતો નથી માટે હવે આપણે આપણુ સુજ્યુ કરવામાંજ લાભ છે."

અને અહીં સરદાર સોરાબશાહ અને ડા૦ સર મારટીન તે દલદર દદાની જરાએ દરકાર કીધા વીના અતીશય દુખા મલા દીલ સાથ તે ઓરડો છોડી ગયા!



## પ્રકરણ ૩૧ મુ.



## એક લાંચીયા તબીબની તપાસ.

(દોહરો.)

પાપી જન! તુજ પાપનો, રજ રજ કરતાં રોજ,<br>
વજન વધે છે વીશ્વમા, એ હલકો કર બોજ!

(તારાપોરવાળા.)

"ચાલો, ડાકટર સાહેબ, હવે વખત ખોહવામા સાર નથી" સોરાબશા ઓરડાની બાહાર નીકળ્યા બરાબર બોલ્યા. "સઉથી પહેલા આપણે તમેલા તરફ જઇયે અને ગઇ રાતે ડાકટરને બોલાવવા કોણુ ગયુ હતુ તેની તપાસ કરીયે."

"હુ પણ એજ કહેવા ઇચ્છતો હતો" ડા૦ સર માર-

ટીને જવાબ આપ્યો અને તે બન્ને ગ્રહસ્થો, તેહમી તથા કાવલો કારટલના પાછલા ભાગ તરફ ગયા ત્યાં તપાસ કરતા મકન ઘોડાવાળાએ તુરત કહી દીધુ કે "છામ, રાતે ૧ એક વાગે છેટની એક ઘોડાની છીગરામ ઉએ જોડેલી"

"તને કહેવા કોણુ આવ્યુ હતુ ?"

"આયા એનજેલીન !"

"અને ડાકટરને ત્યા ગાડીમાં કોઇ ગયુ હતુ કે ?"

"હાજતો છામ-આયા એનજેનીનજ આવેની ! ઉ તીને મારતી ગાડીએ લઇ ગીએલો ને તાથી નાના ડાકટર છામ અમારી છાને આવેના !"

"થઇ ખાતરી ?" સોહરાબશાહે ડા૦ સર મારટીન તરફ ફરીને પુછ્યુ 'એ દગા બોનેમેન કેટની જુઠડી છે તે જુઓ ! હવે કયા ગઇ એની ખુ કરાજી કે હુ પોતેજ ગઇ હતી ?—જારૂ, મકન, આયા એનજેનીનને મહવે ગાઇ પોતે ડાકટરને ત્યા તારી ગાડીમા આયા હતા એ વાત ખરી છે કે ?

"કોણે કીએનુ છામ ? વગી રાતની વખતે બાઇ ફીયે દારે બહાર નીકળે કે આજે નોકળનાની ? બઇઓણુને તો એક ઘોડાની ગાડીમા બેછતા છરમ લાગી જાય ! બાઇને રાતે દીઠેલી કોણે ? મારી હાતે એનજેલીન આવેલી ને ફેર આવેલી !"

સરદાર મોહરાબશાહ તબેલામાથી ઝટ પાછા ફરયા અને મહેલમા આની બોલ્યા "ડાકટર સાહેબ, હુ તમારી ગાડીમા તમારે ત્યાં આવના ઇચ્છુછ મારે છોટા ડાકટર સાહેબને ચોકકસ સવાલ પુછવાછ."

તે ભલા તણીમે ખુશીથી "હા" કહી અને તેહમીને "હુ જરા જઇ આઉ છ" કહી સરદાર સોરાબશાહ ડાકટરને બગલે ગયા

પેલા નેકનામ ત્યાં હાજરજ હતા તેવણુને સાજની ખબર પડી ચુકી હતી કે મોટા ડાકટર સાહેબ ફ્રરદુનજી શેઠનુ મરણુ સાંભળીને ઘણા દુ:ખી થયા હતા અને ત્યાજ જવાની તઇયારીમા હતા તેટલા મીસ તાલેવતને લીધે માણુસ ખાસ બોલાવવા આવવાથી ત્યા ગયા છે આ ઉપરથી તે લુચ્ચો પોતાના પીનાની બેતેજારીથી રાહ જેતો હતો "આજના બનાવ ઉપર પપાનુ મત શુ છે" તે જાણુવાને અધીરો બન્યો હતો

ડા૦ સર મારટીન જોડે સરદાર સોરાબશાહને રાતની વખતે પોતાને બગલે આવેલા જોઇ તેમના અમીર દેખાવ-પરથી છોટા ડાકટર સાહેબના લખ્પા લેવાયા વીના રહયા નહી, જો કે તે સરદાર સાહેબને પીછાનતો ન હતો પણુ તેણે ઝટ અટકળ કરી કે આ ગ્રહસ્થ તેના પીતા જોડે તાલેવત કારટમા થીજ આવેલા હોવા જોઇયે

મોટા ડાકટરનો ઉશ્કેરાયલો ચેહેરો જોઇ તે પામી ગયો કે મામલો કાંઇક ગભીર છે. બાપે પોતાના બેટાનો સરદાર સોરાબશાહ જોડે "ઇનટ્રોડયુસ" કીધો અને તે ત્રણે જણુા આગલા દીવાનખાનાની અધવચ્ચે એક ગોળ ટેબલ આગળ વાતે બેઠા

"આજના ગભીર બનાવ વીશે આ માનવત ગ્રહસ્થ

તમોથી કેટલોક ખુલાસો જાણવા ઇચ્છે છે" બુઝરગ ડાકટરે શરૂ કરી આપ્યુ

"મોટી ખુશીથી હુ ઘટતો ખુલાસો કરીશ, પપા ડીયર !"

"મારે હાલ કાંઇ વધુ પુછપરછ કરવી નથી, માત્ર થોડાક સવાલોનાં તમો તરફથી હુ જવાબ ઇચ્છુ છુ,"

"બહુ સારૂ."

"મીસીસ ફરદુનજીને આજે સરટીફીકેટ તમે લખી આપી છે ?"

"હાજી"

"આ સરટીફીકેટ શાને લગતી છે ?

"મી૦ ફરદુનજીના અકસ્માતીક નીપજેલાં મરણને લગતી"

"શુ મરનારને કાંઇ અકસ્સમાત થયો હતો ?"

"નહી, તેવણુ અચાનચ મરણ પામ્યા હતા

"ત્યારે તમે એ મરણને અકસ્માતીક મરણનુ નામ કાં આપો છો ?"

"મારેથી ભુલમા બોલાઇ ગયુ—તે એક અચાનચ મરણ હતુ."

"એમ બનવાનુ કારણ શુ ?"

"તેવણનુ હારટ ફેલ થવાથી"

"મરનાર તમારાં ત્રીટમેન્ટમાં હતા ?"

"નહીંજી—મારા પપાના."

"તમે કોઇવાર મરનારને દવા આપી હતી ?"

"નહી–કદી નહી."

"તમોને ગઇ રાતે બોલાવવા કોણ આવ્યુ હતું ?"

"મને ?–મને કે ? તમે શુ પુછ્યુ, સાહેબ ?–રાતે મને કોણ બોલાવવા આવ્યુ હતુ એમ પુછોછો કે ?" તે લુચ્ચાને આ અચણુચ સવાલનો જવાબ શુ આપવો તે નહી સુજવાથી વીચાર કરવાનો વખત લેવા માટે ભનતુ ભલતુ પુછવા પડયો તેને ઝટ રાતનો બનાવ યાદ આવી ગયો કે આયા એનજેનીનને મેહેરબાઇએ "પોચી છાતીની" જણાવી હતી માટે તે જો તેનુ નામ કહે તો વખતે બાજી બગડી જાય પણ બીજીજ પળે તેને વીચાર આવ્યો કે મેહેરબાઇ પોતે આવ્યા હતા એમ કહેલુ કદી સ્વીકારવામા આવશે નહી માટે કોઇ ત્રીજુ નામ અડાવેલુ ઠીક થઇ પડશે એમ ધારી બોલ્યો–મધરાતનો બનાવ હોવાથી અને હુ ઉંઘમાથી ઉઠેલો હોવાથી તેમજ તદ્દુ તાકીદનુ હોવાથી મે ખાસ ધ્યાન આપ્યું ન હતુ"

"એમ કાઇ બને ? તમે કયા જતા હતા તે જેટલુ ચોકકસ જાણુતા હતા તેટલુજ તમોને તેડવા કોણુ આવ્યુ હતુ તે પણુ તમે જાણુતુ જોઇયે—તમારો આ જવાબ ઉડાવનારો છે—ડાકટર સાહેબ—એકસકયુઝ મી—પણુ તમે તે નામ અહીં યાદ કરવુજ પડશે"

"હુ તાલેવત કેસ્ટલના નોકર ચાકરોને ઓળખતો નથી"

"ભલે ઓળખતા નહીં હો–પણુ એમ નો કહેશો કે ની કે તે કોઇ નોકર હતો કે શેઠ હતો ?—સ્ત્રી હતી કે પુરૂષ હતો ?

"હુ ધારૂ છુ કે કોઇ પુરૂષ હતો"

"પુરૂષ હતો ?"—સરદાર સોરાબશાહે ચકીત થઇ પુછયું "જરા ફરીથી યાદ કરો, ડાકટર સાહેબ, હું ધારૂં છું કે તમોને બોલાવવા આવનાર કોઇ પુરૂષ નહી હતો"

"નહી સાહેબ, પુરૂષજ હતો" તે બુઢ્ઢાએ જીદ લીધી અને એક સાબુન જુઠું અડાવ્યું.

"વારૂં' તેનું કઇ નામ ?"

"નામ હું જાણુતો નથી પણ સબર કરો-હા હા, હવે મને યાદ આવેછ તે મરનારના મેહેલનો કારભારી હતો !"

"શું મી૦ કાવસજી કારભારી તમોને ગઇ રાતે ગાડી લઇને તાકીદે બોલાવવા આવ્યા હતા ?" સોહરાબશાહે ભારે અચરતીથી પુછયું

"હાજી"

"વારૂ તેવણ કહેવા છે ? જરા તેવણુની કાંઇ ઓળખ નીશાન આપશો ?"

"તેવણ ઘરડા છે-બાલ પાકેલા છે-મોટા ગુચ્છા રાખેલા છે અને મોટી ઉમર છતા લાલ બોકનડા જેવા છે."

"તમે હાલ નીશાની આપેલા ગ્રહસ્થ ગઇ રાતે તમોને તેડવા આવ્યા હતા ?"

"હાજી"

"ડાકટર સાહેબ, જરા ફરીથી વીચાર કરો ! તમે કાંઇ ભુલ કરતા હશો"

"ના-હું જરાએ ભુલ કરતો નથી."

"એકસકયુઝ મી० ડાકટર, હુ તમોને માની શકતો નથી કેવુ અજબ જેવુ છે કે જે કાવલા કારભારીને તમે ગઇ રાતે તમોને બોલાવવા આવેલો જણાવો છો તે આદમી ગઇ રાતે ૧૦ થી તે સવારે ૭ વાગ્યા સુધી 'તાલેવંત કાસટલ' માંજ હાજર નહી હતો, તો તમોને બોલાવવા આવેજ કયાંથી? એ વાત મનાયજ કેમ?"

ડાકટર મારટીનનો ચેહેરો ફગલાઇ ગયો! તેણે ધારયુ હતુ કે કાવલા કારભારીનુ નામ અડાવવાથી બધી બલા દુર થઇ જશે, પણ ગઇ રાતે આખી રાત કાવલો કેસટલમા નહી હતો એ વાત તે શુ જાણે? તે આ રીતે પકડાઇ જવાથી બહુ ખશીયાણો પડી ગયો અને બીચારા ગુઝરગ ડા० સર મારટીનને તે મામલો જોઇ બરડે પાણી ઉતરયુ તે ધરડો ગ્રહસ્થ મનમા ચેતી ગયો કે "જયા છે ત્યા દીકરાજીના પાણી કાંઇબી મુવેલાં છે અને મેહેરબાઇએ સોનાની ચાવીથી તેનુ મોહડુ બંધ કરેલુ છે"

તમારો આ ખુલાસો અમને ભારે વેહેમમા નાંખનારો છે" હવે તે ભલો પીતા પોતાના પુત્ર ઉપર ઉખડયો. તે એક સત્યવકતા ગ્રહસ્થ હતો. દીકરાને લીધે પોતાની આબરૂને પણ ધોકો પહોચતો જોઇ તેનુ દીલ ઘણુ દુખાયુ હતુ. "સરદાર સોહરાબશાહ શુ કહે છે તે તમે સાંભળ્યુ? એવણ કહે છે કે મેહેલનો કારભારી તમોને બોલાવવા આવ્યો હતો એ વાત ખોટી છે"

બાપના આ તરારાથી બેટાને વધુ ભારી પડી ગયુ.

"જરા વીચાર કરો, જો કારભારી પોતે તમોને બોલાવવા

આવ્યો હોય તો તે આજે ના શા માટે પાડે ? સાભળવા મુજબ તેણે તો તમારી જોડે સહવારે તકરાર કીધી હતી અને તેને તમે સજ્જડ ડમડાવી આવ્યા હતા, એ વાત ખરી કે ?" સોહરાબશાહ સુબેદારે ઉમેરયુ

"ખોટટી વાત છે ! મે તેને ડમડાવ્યોજ નથી"

"તેણે પોતાની શેઠાણીપર શક બતાવ્યો હતો એ વાત ખરી કે ?" સરદારે તેના બીજા કાઇપણ બોલવાનાનો દરકાર કીધા વગર ફરીથી પેચમા લઇ પુછ્યુ

"હા"

"અને તે શકનુ ખડણુ કરવા માટે તમે તેજ ઘડીએ એક સરટીફીકેટ લખી આપી મીસીસ ફરદુનજીના હાથ મજબુત કરી આપ્યા હતા એ વાતબી ખરી છેનો ?"

"મરનાર હાર્ટ ડીઝીઝથી મરણ પામ્યા હતા એ ઉપરથા મે તે લખી આપી હતી હુ તે ના પાડતો નથી"

"પણ સરટીફીકેટ કાઇ મીસીસ ફરદુનજીએ પોતે ઇચ્છી નહી હતી-તે તો તમે તમારી રાજીખુશીથો તેવણુની ફરમાસ વગર એકદમ ત્યાને ત્યા ચીતરી આપી હતી—તેમ કરવાનુ કારણ શુ ?"

આ અચણુચ સવાલથી ડા૦ મારટીન ઘભરાટમા પડયો- શુ જવાબ આપવો તે તેને સુઝયો નહી

"જ્યારે બધા નોકર ચાકરોને પોતાની શેઠાણી વીરૂધ્ધ શકમદ થયલા મે જોયા ત્યારે તે નીરદોષ બાનુના બચાવને

માટે મને તેમ કરવાની જરૂર જણાઇ" તે ઘણેવારે વીચાર કરીને બોલ્યો

"ત્યારે બધા નોકર–ચાકરોને શેઠાણી વીરૂધ્ધ શક ઉત્પન્ન થયો હતો ખરો કે?" સરદાર સોહરાબશાહે ઝટ તેનોજ જવાબ પકડી પાડયો અને બુઝરગ ડાકટર તરફ ફરીને કહયુ "જોયુ સાહેબ? મેહેરબાઇએ હમણાજ આપને કહયુ હતુ કે તેનણુના સાનકી દીકરી અને મેહેલનાં કારભારી સીવાય ઘરમાનાં તમામ નોકર–ચાકરો તેવણુની તરફેણુમાં હતા અને તમારા બેટા કહે છે કે બધા નોકર નકરોને શક પડવાથી બાઇના બચાવને માટે એવણે સરટીફીકેટ આપી હતી!"

"અફસોસ! હુ ઇચ્છુછ કે મારે પેટ એવો કપુત જનમ્યો નહી હતે" તે ઘરડા તમીબે પોતાના મન સાથ ભારે અફસોસ કીધો "એના એકેક ખુલાસાથી મારો વેહેમ વધુ ને વધુ વધતોજ જાય છે અરે! હુ કમબખ્ત કયાનો કયા અમદાવાદ ગયો! ગઇ કાલે અને આજે મારી હાજરીની અત્રે કેવી જરૂર હતી! રખે તે નાપાક સ્ત્રીએ એને હાથમા લઇ મરનારનો કાટો કાઢી નાખ્યો હોય! મને તો તેમજ લાગેછ! ઓ ખુદા! જનમોજનમ વાંઝીયાં રાખજે પણ કોઇને પેટે કપુત ફરજંદો પેદા થતાં ના! ખુદા જાણે એનુ પરીણામ શુ આવશે" અને અહીં તે પોતાના બેટા તરફ ફરીને બોલ્યો

"વારૂ તમે કેસટલમાં કોણુની ગાડીમા ગયા હતા?"

"મરનારની પોતાની–તે મને ખાસ લેવા આવી હતી"

"તે કેટલા ઘોડાની ગાડી હતી?"

"એક ઘોડાની "

"તમારી સાથે ગાડીમા કોઇ બેઠુ હતુ ?"

"નહીં "

"તમોને તેડવા આવનાર સ્ત્રી કયા બેઠી હતી ?

"ગાડીના કોચબોક્ષ પર !" ડાકટર મારટીનથી ઝટ બોલાઇ ગયુ

"તમે હમણાજ આ ગ્રહસ્થને કહયુ કે તમોને બોલાવવા આવનાર એક સ્રી નહીં પણ પુરૂષ હતો અને તે મેહેલનો કારભારી હતો ત્યારે હવે એમ કેમ કહો છો કે તેણી એક સ્રી હતી ?"

"મે એમ કયારે કહયુ ?"

"હમણા !"

"હુ તેનો સાક્ષી છુ " સરદાર સોહરાબશાહે ઝટ કહી દીધુ. "તમારા પીતાજીએ પુછ્યુ કે 'તમને તેડવા આવનાર સ્રી કયા બેઠી હતી ?' તેના જવાબમા અતર ઘડી તમે બોલ્યા કે 'ગાડીનાં કોચબોક્ષપર !' હવે તમારેથી તે ના પડાશે નહીં "

"જો મે એમ કહયુ હોય તો ખરો સવાલ સમજયા વગર કહયુ હશે" તે લુચ્છો અહીં પતરી ગયો.

"કાઇ ફીકર નહી—આગળ ચાલો !" ડા૦ સર મારટીન બોલ્યા "તમે મેહેલમા ગયા ત્યારે તમોને મી૦ ફરદુનજીવાળા ઓરડામાં કોણ લઇ ગયુ હતુ ?"

"તે મારા ખ્યાલમાં નથી "

"વારૂ, તમે ઓરડામા દાખન થયા તે વખતે ત્યાં કોણ કોણ હતુ ?"

"મીસીસ ફરદુનજી એકલાજ હતા"

"તેવણુ શુ કરતા હતા ?"

"તેવણુ મરનારના બીછાના આગળ ઉભાં રહી રડતાં હતા"

"તે વખતે તે ઓરડામા કોઇ બીજુ હતુ ?"

"તે મને યાદ નથી"

"મરનારની દીકરી મીસ તાલેવત ત્યા હાજર હતી ?"

"નહીં"

"મેહેલનો કારભારી કે નોકર ચાકર હાજર હતા ?"

"નહીંજી"

"એમ કેમ ? તમે કહોછો કે મેહેલનો કારભારી તમોને બોલાવવા આવ્યો હતો ત્યારે આ વાત બનવાજોગ છે કે તે એવી ગભીર વખતમાં તમને બોલાવી લાવી પોતે સાથે ઓરડામાં નહીં આવે અને ગમે ત્યાં ચાલી જાય ?" તે ઠાવકા બાપે ફરી એકવાર કાવલા કારભારી માટેના તેના જુઠઠા બાહાનાને સાબુત તોડી નાખવા સારૂ ચીચવાઇને સવાલ મુકયો.

ડા૦ મારટીન સમજી ગયો કે તેના બાપને પણ વ્હેમ ઉપજયો છે તેણે ભાગાતુટા જવાબમા એટલોજ બચાવ કીધો કે "તે વખતે મને જે 'પેશટ' તપાસવાના હતા તેઓ ઉપરજ મારૂ ધ્યાન રોકાયલુ હોવાથી હુ તમારા સવાલનો જવાબ આપી શકતો નથી"

"તમે ગયા ત્યારે મરનાર હઇયાત હતા કે ?"

"નહીં તેવણુ તુરતનાજ મરણુ પામેલા હતા"

"તે વખતે કેટના વાગેલા હતા ?"

"દોઢ અને બેની વચ્ચેનો અમલ હોવો જોઇએ એમ હુ ધાૠ છુ."

"મીસીસ ફરદુનજી તો કહે છે કે ડાકટર પાછલી રાતે ૪ વાગે આવ્યા હતા ?"

"કદાચ દુખનાં બોજા અને ધભરાટમાં તેવણે એમ કહ્યુ હશે" તે લુચ્છાએ મેહરબાઇ તાલેવંતનો બચાવ કીધો

"તે પછી તમે શુ કીધુ ?"

"મે મીસીસ ફરદુનજીને જાહેર કીધુ કે મરનારનુ હારટ ફેલ થવાથી તેવણુ ઉંઘમાંજ દબાઇ ગયા છે"

"અને પછી ?"

"પછી શુ ? તે સાભળી તેવણુ રડના લાગ્યાં"

"એમાં તમે નવુ શુ કહો છો ' મારા પુછવાની મકસદ એ છે કે મીસીસ ફરદુનજીએ મરણુ નીપજેલુ જાણ્યા પછીબી પોતાની સાવકી દીકરીને જાણુ કરી કે નહીં ?–નોકરોને ઉઠાડયા કે નહી ?"

"તે હુ જાણુતો નથી–તે કાંઇ મારૂ કામ નહી હતુ"

"વારૂ, તમે ત્યાં કેટલો વખત થોભ્યા હતા ?

આ અચણુચ સવાલે તે લુચ્છા તબીબને વળી પાછો ચમકાવ્યો ? વાચનાર જાણે છે કે તે બદમાશ સહવારે સાહડા ૭ વાગ્યા સુધી–મેહેરબાઇનાં આગ્રહને લીધે–ત્યાં થોભ્યો હતો

અને કાનલા કારભારીએ શકનો સવાલ ઉઠાવ્યાથી સરટીફીકેટ આપ્યા પછીજ ત્યાથી વટી ગયો હતો !

"હુ કે ? ત્યા કેટલોક વખત થોભ્યો હતો એમ ?–નહી નહી–હુ ત્યા ભાગ્યે વી–ની–નીસેક મીનીટ થોભ્યો હોઇશ બધુ વહી ચુકેલુ હોવાથી મને ત્યા વધુ વખત થોભવાનુ કારણ શુ હોય ?"

"હુ હવે હીંમતથી કહુ છુ કે તમે જુઠ્ઠા છો !" તે આબરૂદાર બાપે તે લુચ્ચા બેટાને એકદમ ધમકાવી નાખ્યો "મીસ તાલેવતને ઉઠાડવા મીસીસ ફરદુનજી ગયા ત્યારે છેક પાચ વાગેલા હતા અને મીસ તાલેવત પોતાના ઓરડામાંથી પીતાના ઓરડામા દોડી આવ્યાં ત્યારે તો તમે ત્યા હાજર હતા !"

ડા૦ મારટીન ફગલાઇ ગયો ! તે પામી ગયો કે કેરટલમા બનેલા દરેક દરેક બનાવથી તે બન્ને ગ્રહસ્થો પુરતા માહીતગાર થઇને તેની તપાસ કરવા આવ્યા હતા !

---

## પ્રકરણ ૩૨ મુ.

---

### આયા એનજેલીને પોબારા ગણયા !

(છપય)

લોભીની મતિ નેટ, નિત્ય નાણામા ભમતી,
વિષયી જનની તેમ, નિત્ય રામામા રમતી,

સજજનની મતિ સત્ય, સદા સત્સંગે ઠરતી,
દુરિજનની મતિ દુષ્ટ, અધમ આચારે ફરતી,
છે જેની જેવી મતી ગતી, કરણી તેની આદરે,
તે સેવક–સુત દુઃખ તણો, નર ભોકતા નીશ્ચય ઠરે.

(કવી છોટાલાલ સેવકરામ.)

"એકસકયુઝ મી–પપા–હું કબુલ કરૂછ કે મારી ભુલ થઇ. હવે મને યાદ આવેછ કે હું ત્યાં માત્ર વીસેક મીનીટ નહી પણ છેક સહવાર સુધી હતો" તે લુચ્ચા તમીએ જ્યારે પોતાને ચારે બાજુથી જકડાયલો જોયો, ત્યારે ખરો એકરાર કીધા વીના તેને ચાલ્યું નહી

"સહવાર સુધી ત્યાં રહેવાને તમુને શું કારણ હતું ?" બાપે બેટાને ખુલ્લે ખુલ્લા ચીચવાટ સહીત પુછ્યું

"મને મીસીસ ફરદુનજીએ ત્યાં ખાસ ખોટી કીધો હતો."

"તેનું કારણ ?"

"કારણ એ કે એ બનાવ અચબુચ બનવા પામ્યો હતો અને મીસીસ ફરદુનજીને ડર હતો કે તેમ બનવાથી કદાચ તેવણ ઉપર ઘરનાં માણસો કાંઇ તવાઇ લાવશે"

"એમ તેવણે તમોને કહયું હતું ?"

"હા"

"હું ફરીથી પુછું છું કે તેવણે પોતાનો એવો ભય બતાવયો હતો ?"

"હાજી"

અહી ડા૦ સર મારટીન અને સરદાર સોહરાબશાહની નજર એક થઇ અને તે બને ગ્રહસ્થોએ અજાયબીના ચીલ્લા ચહડાવેલા જણાયા.

"તેવણુના કહેવાથી તમે તેવણુનો બચાવ કરવા રહયા એમજ કે ?"

"હાજી"

"તમે તેવણુનો શુ બચાવ કીધો ?"

"કારભારી અને બીજા નોકરો શેઠના મરણુ બાબે શક-મદ બન્યા હતા તેમને મરણુનુ ખરૂ કારણુ કહી સભળાવ્યુ"

"કાઇ બીજુ ?

"બીજુ કાંઇ નહીં"

"માત્ર એક સેકડમા કહી શકાય એટલી બીના કહેવા માટે મધરાતે દોઢ વાગ્યાથી તે સહવારે ૬॥ સુધી તમોને રોકાવુ પડયું કે ? શુ આ બધા કનાકો તેમની સમજુત કાઢવામાંજ ગયા કે ?"

"નહીં—નહીં, તેમ નહી."

"ત્યારે કેમ ?"

"તેઓને આવતા વખત થયો તેટલા મને ત્યાં થોભવુ પડયુ"

"કોણુને આવતા ?"

"કારભારી તથા નોકરોને"

"કા, થોભવુ કાં પડયુ ? તમે મરનારને દોઢ વાગે તપા

સીને તેવણ મરણ પામ્યાછ એવુ મત આપ્યા પછી મીસીસ ફરદુનજીએ શુ તુરત ઘરમાના સરવે માણસોને જગાડયા નહી?–મીસ તાલેવતને તે આફત ચેતારી નહીં?–નોકરોને ઉઠાડયા નહીં? એમ કરવાનુ કારણ શુ? ત્યારે તો અહીં કાઇ ભેદ છે! તમે પોતે ત્યા હાજર હતા એટલે તમોને તે રોશન હોવોજ જોઇયે!"

"નહીં!–ભેદ જેવુ કાંઇ નથી!"

"કાંઇ નથી ત્યારે દોઢ વાગાનો બનાવ છેક પાચ વાગે મીસ તેહમીની જાણમા આવ્યો તેનુ કારણ શુ?"

"તેનો જવાબ હુ શુ આપી શકુ?"

"તમેજ હમણા એકરાર કીધો છે કે ૨॥ વાગેથી સહવારે ૬॥ વાગ્યા સુધી તમે ત્યા હતા, ત્યારે તમે નહીં જાણો એમ હોય? દોઢ વાગે તમે મી૦ ફરદુનજીને મરણ પામેલા જાહેર કીધા પછી પાચ વાગા સુધી મેહેરબાઇએ શુ કીધુ એ એક અગત્યનો સવાલ છે આ પાચ કલાકોમાજ કાંઇ ભેદ છે એ પાચ કલાક સુધી તમે ત્યા રહયા તેનુ કારણ શુ? તમો જણાવો છો તે કારણ એક મુરખમા મુરખ માણસ પણ માને નહીં. કદાચ તેમ કબુલની કરીયે, પણ મરણ જાહેર થના પછી મેહલમાના ગીસ્તાઓથી પાચ કલાક સુધી તે છુપુ રાખવામા આવ્યુ તેનુ કારણ શુ? એટલો વખત તમે કેવી રીતે પસાર કીધો?"

"પપા–હવે મારી ધીરજ ઉઠી ગઇછ મને થોડાક સવાલો પુછવાની માગણી કરી મારી એક ઉલટપાલટ બારીક તપાસ ચાલતી હોય તે રીતે મને તમો બે શહરથોબ તપાસ્યોછ,

પણ હવે હુ તમારા કોઇપણ સવાલોના જવાબ આપવાને ના પાડુ છ" ને લુચ્છાને જયારે સાણુત પેચમા પકડયો ત્યારે જવાબ આપવામાથી છટકી જવા સારૂ "તરીયા પાત્ર" ઉપર આવી ગયો

તે બન્ને ગ્રહસ્થો પણ હવે ધરાઇ ગયા હતા તેઓનાં વ્હેમ સામા વધ્યા હતા ગઇ રાતનાં બનાવમા કાંઇપણ ભયભીત ભેદ સમાયલો છે એમ તેઓએ હવે ખાત્રીથી માન્યુ

"તમે અમારા વધુ સવાલોના જવાબો આપવાને ભલે ના પાડો-તેની ચીંતા નથી ડાકટર મારટીન, પણ તમે જે અગત્યના મુદાપર આવી પતરી ગયા છો તે અને તમે આપેલા બીજા જવાબો અમારા શકને સામો વધુ ને વધુ મજબુત બનાવે છે મને ઘણી દલગીરી સાથે કહેવુ પડે છે કે જે વખત જાય છે તેમા મીસ તાલેવન આ બીના પોલીસના હાથમા વગર દીધે મુકશે" સરદાર સોહરાબશાહ દમામદાર રૂપે આટલુ બોલ્યા અને ઝટ ઉઠી ઉભા થઇ, ડા૦ સર માર-ટીનથી રજા ચાહી પેલા લુચ્છાની જરાએ દરકાર કીધા વગર-ત્યાથી ચાલી ગયા મોટા ડાકટરે તેમને પોતાની ગાડીમા રવાના કીધા

* * *

પેલી તરફ આયા એનજેલીનને પાછલી રાતે મેહેરબાઇ અને ડા૦ મારટીન ધોબીના ગાંસડાની માફક ફરદુનજીવાળા ઓરડામાંથી મેહેરબાઇના ઓરડા તરફ બેભાન અવસ્થામા ખેચી ગયા પછી તેણીનુ શુ થયુ તે આપણે જાણતા નથી. આ નેકનામ આયા જોડે આપણને આગળ ઉપર ઘણુ કામ

હોવાથી તેણીને લગતા દરેક બનાવથી આપણે વાકેફ રહેવાની જરૂર છે

વાંચનાર જાણે છે કે તે લુચ્છા તબીબે શેઠ ફરદુનજી તાલેવંતને મરણ પામેલા જાહેર કીધા બરાબર આયા એનજેલીન ગભરાટથી બેભાન થઇ ગઇ હતી તેણી કેટલોક વખત સુધી ત્યાં એમની એમ પડી રહી હતી, પણ જયારે ડાકટર મારટીનને મેહેરબાઇએ હાથમા લીધા પછી તે લુચ્છાનુ તે ઉપર ધ્યાન ખેચાયુ, ત્યારે વાચનાર યાદ કરશે કે તેણીને તેજ સ્થીતીમા પડી રહેવા દેવાને તે નાપાક ઓરતે ખાસ ઇચ્છા દેખાડી હતી અને તેથીજ તેઓ તેને ફરદુનજીવાળા ઓરડામાથી મેહેરબાઇના ઓરડા તરફ ઘસડી જઇ એક મુડદા મીસાલ નાખી આવ્યા હતા.

આ હાલતમા તેણી સહવારે ૬॥ વાગ્યા સુધી રહી તેહમી પોતા ઉપર આવી પડેલી અચબુચ આફતથી બેફામ બની અને તેણીને તેણીના ઓરડામાં લઇ જવામાં આવી તે પછી આયા એનજેલીન આપમેળે સુધીમા આવી, પણ સુધીમા આવતા વાર ફરદુનજી શેઠનુ મરણ તેણીને પાછુ યાદ આવવાથી તેણી ડોળા ફાડીને અહીંથી તહીં જોવા પડી!

સારે નસીબે મેહેરબાઇવાળા ઓરડામાં તે વખતે કોઇ હતુ નહી તે નાપેકાર ફરદુનજીવાળા ઓરડામાથી ઘડી ઘડી પોતાનાં ઓરડામા જઇ આયા એનજેલીન હુશીયાર થઇ કે નહી તે જોયા કરતી હતી જેવી તે હુશીયાર થઇ તેવીજ મેહેરબાઇ તેણીની પાસે દોડી ગઇ

"ઓ બાઇ! એ શુ બન્યુ? શેઠ ખરેખર મરણ

પામ્યાછ કે ? તમારે હાથે શેઠનુ અજાણતા ખુનજ થઇ ગયુ કે ?" તેણી મેહેરબાઇને જોયા બરાબર તરેહવાર સવાલો કરવા પડી

'ચુપ—ચુઉપ—રાન મેટ ! એ શુ બકેછ ? ખુન કેવુ ને વાત કેવી ? એતો શેઠને હારટ ડીઝીઝ હતુ તેથી તેવણુનુ હારટ બેસી ગયુ "

"હા રે હા—પણ તમે પેલી દવા જે આપણે તેહમી બાઇને સુધાડી હતી તે સુધાડયાથીજ એમ બન્યુ કેની ? ઓ ! ત્યારે તો તમે ખુની ઠરયા !"

"ઓ ખુદા ! હવે શુ કરૂ ? એ રાન મગજની ધસેલીને હુ કેમ સમજાઉ ? મેહેરબાઇ ગભરાઇને બોલી" "એનજેલીન, તુ શુ કાલનો દુકાળ આજે પાડવા બેઠીછ કે ? શેઠનુ ખુન શુ ને વાત શુ ? એ બાચારા તો સદાના દરદી હતા તે અચણુચ મરી ગયા "

"પણ તમે કાઇ ઝેરી દવા પાઇ અથવા સુધાડી તેથીજ તેવણુની છાતી દબાઇ ગઇ કેની ? અરે ! જો એ બનાવ પોલીસની જાણમા આવ્યો તો તમુને ને મને ફાસી જવુ પડશે "

"મરેરે ! મરેરે ! એ મુઇ હીચકારી સાથે મે કાહનુ કાહ કામ પાડયુ " મેહેરબાઇ થરથર ધ્રુજતા મનમા બોલી, 'એનજેલીન, તારૂ ભેજુ ધસ્યુ તો નથી ? એવા વાહીયાત ખ્યાલો તુ શુ કામ કરેછ ? ડાકટર મારટીને મને લેખી સરટીફીકેટ આપીછ–જો આએ રહી તે ! તારી ખાત્રી થતી

નહીં હોય તો વાચી જો ! તુ જરા જરા ઇંગ્રેજી જાણે છ વાસ્તે સહેલાઇથી વાચી શકશે"

"ડાકટરની સરટીફીકેટ કોણ માનવાનુ છે, બાઇ, ગઇ રાતે ફરદુનજી શેઠ સાજા તાજા બીછાને ગયા હતા તે મેહેલમાના દરેક જણે જોયલુ છે"

"અરે હારે હા—જોયલુ છે તે ના કોણ પાડે છે ? પણ મેહેરનીને દુ ખજ એવુ કફોડુ હતુ તેને કોઇ શુ કરે ? જે દવા મે તારી મારફતે તેહમીને સુ ઘડાવી તેથી તેહમી તો નહીં મરી ગઇ ?—ત્યારે શેઠ તે દવાથી કેમ મરે ? તારા ભેજા-માથી એવા ખોટા ધખારા કહાડી નાખ કોઇને કાઇ વેહેમ પડયો નથી"

"નહીં—બાઇ નહીં—એ પાપ ફુટયા વગર રહેવાનુ નથી ફરદુનજી શેઠનુ અચણુચ મરણ પેહેલા તો તેહમીબાઇ પોતેજ કબુલ કરવાની નથી ઓ માય ? હવે શુ કરૂ ? તમારી સાથે પોલીસ મને પકડશે તો મારી હીંમત રહેવાની નથી"

"ચુપ—ચુપ—રાન ચાકલેટ ! છેકજ ભાજીનુ પાણી ના થઇજા ! તારી હીમતમાં હુ કેવી છેઉ ? હુ આએ ઘેરની રાજ કરતી રાણી છેઉ ? કોણુની મકદુર છે કે મારી તરફ કોઇ એક તુકારોબી કહાડે ?"

"બધુ ખરૂ, પણ ખુન જેવી ગભીર બાબતમાં પોલીસ ભલા ધનેતરને છોડતી નથી તમે મને ખોટી હીમત આપોછ પણ મારા હાથ પગ તો ધ્રુજી રહયાછ હુ કયાને કયા તમારા ફાંદામાં ફસી—ઓ બાઇ—તે મને ગરીબને એવા પાપી

કામમા શુ કામ ફસાવી ? ખુદા તારૂ હવે કદી ભલુ કરવાનો નથી મને જો પોલીસ પકડશે તો હુ તો તરત બધો ભેદ ભરમ ખુલ્લો કરસ—મને તારા પાચ હજાર રૂપીઆ નથી જોઇતા એવા પાપી પઇસા મને કદી પચવાના નથી મારા એકપુરા બચ્ચાપર કુદરતનો શ્રાપ ઉતરશે તુ એટલી ખુની છે એમ જો હુ આગમજથી જાણુતે તો તારા ફદામા હુ કદી ફસતે નહી"

"એનજેલીન—એનજેલીન ! ઘણી ડાહી ના થા ! પેલી ડુકતી થતી તો બાપને મરણ પામેલો જોઇ કયારની બેશુધ પડીછ અને તે તમ પડેલી છે તેટલા હુ બેહેરતીની લાશને ઠેકાણે પડાવી દેવા ઇચ્છુછ તુ એમ ભાજીનુ પાણી થશે તો મને હીંમત કેમ રહેશે તારે પગે પડુ—એનજેલીન—જરા હીમત રાખ ! આપણી પાસે મોટી પદવીવાળા ડાકટરની સર-ટીફીકેટ છે એટલે કોઇથી કાઇ થવાનુ નથી કદાચ પ્રથમ એ લોકો ધરપચ સરપચ ઘણીબી કરશે, પણ એ મુવાઓનુ કઇ વળવાનુ નથી આપણે શેઠને મારી નાખ્યા તેનો એ લોકો પાસે પુરાવોજ કયા છે ? પુરાવા વગર પોલીસ શુ કરી શકવાની છે ? આએ વખતે તે ને મે છાતી ધીટ રાખવાની છે તુ એમ કરશે તો આપણે નહીં સપડાતાં હોઇશુ તેમા સપડાઇ જઇશુ જા, જરા બ્રેન્ડીનો એક ડોઝ લે કે તુને હીંમત આવે જે વખત જાએછ તેમા લોકો આવી લાગશે તુ હાલ તુરત કોઇમા નોકર—ચાકરને મળની ના, કોઇ કાઇ પુછે તો સાફ કાન પર હાથ મુકજે કે ગઇ રાતે શુ બન્યુ તે હુ કઇજ જાણુતી નથી જરા કાઇ કાઇ પુછે તો લાગલી છેડાઇજ પડજે કે પછી કોઇ તારી પાસે આવશે નહીં તારી

આએ વફાદાર સેવાનો બાદશાહી બદલો હુ વાળી આપીશ ગઇ કાલે જે ઓરડામા તે તેહમીની આયાએ સાથ મેજબાની કીધી હતી ત્યા જઇ ગુપચુપ સુઇ જા હુ અહીં બધુ સભાળી લેવસ કદાચ હવે પછી કઇ આફતબી આવે તો તે હુ મારાં આગપર લઇ લેવસ-પછી કઇ છે ? જો સાભળ—સારી યાદ આવી તુને કોઇ પુછે કે રાતે ડાકટરને બોલાવવા કોણુ ગયુ હતુ તો સાફ કાનપર હાથ મુકજે કે હુ કઇજ જાણુતી નથી—હુ તો આખી રાત દારૂની કેફમા છાકટી થઇને ઢોરની માફક બેફામ પડેલી હતી એમ કહેજે "

એ રીતે મોટી મુશ્કેલીથી આયા એનજેલીનને સમજાવવામાં તે નાપાક ઓરત અતે ફતેહ પામી તેણીએ તુરતજ પોતાને હાથે અરધા ટબલર જેટલો કાચો બ્રેન્ડી તેણીને પાયો અને તે પીધા પછી એનજેલીન મેહેલના પાછલા ઓરડામા સુવા ગઇ

* * *

સરદાર સોહરાબશાહ સુબેદારે ચલાવેલી બારીક પુછપરછથી મેહેરબાઇના ગભરાટનો પાર રહયો નહીં. ફરદુનજી શેઠની લાશને તાકીદે અવલમ જલ પુગાડી દેવામા તેણી ફાવી ગઇ ખરી, પણુ તે તાકીદના પગલાએ ઉત્પન્ન કીધેલો વેહેમ તેટલીજ સેહેલાઇથી તેણી ભાજી શકી નહી સરદાર સાહેબે ચલાવેલી તેણીની ઉલટપાલટ તપાસમા તે નાપેકાર ટકી નહી શકવાથી તેને ગભરાટ ઉપજે એ કુદરતી હતુ તે દલદર દદા પામી ગઇ કે જેવી રીતે સરદારે તેણીને તપાસી હતી તેવીજ બારીક પુછપરછ આયા એનજેલીનની થયા વીના રહેવાની

નથી આયા એનજેલીન હીમતમા કેટલી કાચી હતી તે મેહેરબાઇને અણજાણ્યુ ન હતુ. તેથી સરદાર સોહરાબશાહ તથા બુઝરગ ડા૦ સર મારટીન તેણીનો ઓરડો છોડી ગયા બરાબર આયા એનજેલીન પાસે દોડી ગઇ તે નાપાકને લાગ્યુ કે આયા એનજેલીનને વધુ વખત મેહેનમા રાખેલી જોખમ ભરેલી છે તેથી રાતોરાત તેને વજો મપાવવામાંજ સનામતી સમાયલી છે

"એનજેલીન, અહીં આવ," એનજેલીનને પોતાના ઓરડામાં બોલાવી મેહેરબાઇ બોલી "ફ્રરદુનજી શેઠનાં દોસ્તદાર સોહરાબશાહ સુબેદાર આજે સાજે પુનેથી અહીં આવી પુગાછ એ આદમી ઘણો જોખમભરેલો છે એને શેઠના મરણ વીશે મોટો શક ઉપજયો છે, હમણાજ એ મારા ઓરડામા આવ્યો હતો અને મને તરેહવાર સવાલો કીધા, પણ એ મુવાને મે કશી મચક આપી નથી. એ હમણા આપણા તબેલા તરફ ગયોછ અને ગઇ રાતે ડા૦ મારટીનને બોલાવવા સારૂ કયો ઘોડાવાળો ગાડી લઇને ગયો હતો તેની ખણખોધમાં પડયોછ અને કોઇએ એવી ખબર આપીછ કે ડાકટરને બોલાવવા તુ ગઇ હતી એ વીશે એણે મનેબી પુછયુ હતુ પણ મે તારૂ નામ છુપાવી ડાકટરને બોલાવવા હુ પોતે ગઇ હતી એમ જણાવ્યુ છે એ વાત તેના ધ્યાનમા ઉતરતી નથી મને લાગેછ કે મકન ઘોડાવાળો એ ભેદ ફોડી આપશે અને તેમ થશે તો તે મુવો તારી પુઠ પકડશે માટે બહેતર રસ્તો એ છે કે તુ આજનીજ રાતે અહીંથી તારે ગામ ચાલી જા. જો તુ આવતી કાલ સુધી અહીં રહેવા પામશે તો આપણે મોટી

આફતમાં આવી પડશુ. તારા જેવી વફાદાર ને વીશવાશુ આયાને છોડતા મને ઘણુ લાગેછ પણ મારી વહાલી એનજેલીન હાલના સજોગો ઘણા દુખદાયક હોવાથી તે રાતમા ને રાતમા અહીંથી દુર થવુ, આપણા બેઉના હકમા ફાયદા ભરેલુ છે મને તારે વીશે પુછવામા આવશે તો હુ કહીશ કે તુ સીક થઇ જવાથી રજા લઇને ગામ ગઇછ જો સાભળ, મુબઇમા તુ હરગેજ રહેતી ના, મે તને પુરતી રકમ બક્ષેલી છે, તે ઉપરાંત આય બીજા પાનસો રૂપીયા આપુછ તે લઇ હમણાને હમણા ગાસડા પોટલા બાંધી વજો માપી જા બે ચાર મહીના પસાર થના પછી અત્રેનો મામલો સમાધાન થયલો જોઇ હુ તને પાછી બોલાવશ ત્યારે આવજે" એમ કહી મેહેરબાઇએ સો સો રૂપીઆની કરનસી નોટના પાંચ કકડા આયા એનજેલીનનાં હાથમા મુકયા

તે હીચકારી આયાને પણ એટલુ જોઇતુ હતુ તે આખો દીવસ તેણીએ ભારે ગભરાટમાં પસાર કીધો હતો અને છેલ્લા અરધા કલાકની વાત ઉપર સરદાર સોહરાબશાહ જોડે મેહેરબાઇને થયલી તકરાર પડોશના ઓરડામાથી કાનોકાન સાભળ્યા પછી તેણીએ પોતાના મન સાથ એવો મનસુબો કીધો હતો કે ખુદ પોતાની શેઠાણી વડીકને ખબર આપ્યા વીના આજની રાતે અહીંથી ગુપચુપ નાશી જવુ પણ તેટલા જે ખ્યાલમાં તેણી હતી તેજ ખ્યાલને તેની શેઠાણીએ પોતે થઇને ઉતેજન આપ્યાથી તે બીહકણ ફરગન બેવડી રાજી થઇ વળી પાનસો રૂપીઆની એક નાદર રકમ તેને વંધુ મલવાથી તેની ખુશીનો પાર રહયો નહી તેથી તુરતજ તે માગણી તેણીએ 'બાપજી' કીધી.

"ઓ, બાઇ, હુ બી તમુને એજ કહેવાની હતી એવા ધડકધુજારામા મારેથી રહેવાય નહી, અને રહેવા ઇચ્છુ તોબી મારી હીમત ચાલે નહી, વાસ્તે તમારો હુકમ હુ મોટા આભાર સાથે માથે ચઢાઉછુ હુ અરધા કલાકમા અહીંથી અગીયારા ગણુ છ"

"એટલી બધી દોડાદોડીની શુ જરૂર છે? બધા નોકર ચાકરો વગેસગે થયા પછી જરા મોડેથી તુ અહીથી ચાલી જજે જા, હવે તુ તારી તઇયારી કર ને જલદી જમી લે."

"નહી, બાઇ, મારે જમવુ બી નથી ને ખાવુ બી નથી મારી ધીરજ રહેતી નથી હુ તો હમણાજ જાઉ છ

"અરે પણ તુ કાઇ મેટ તો નથી થઇ? હમણા તુને જતી જોઇ નોકર ચાકરોમા નહી વહેમનો વહેમ ઉપજશે" મેહેરબાઇએ વાંધો લીધો

"નહી, તમે બેફીકર રહો, હુ મેહેલને પાછલે રસ્તેથી ગુપચુપ પસાર થઇ જવસ તમારે કરતા મને મારા જીવની કાળજી વધુ છે."

"જા ફોડ તારૂ માથુ!" મહેરબાઇ ઝનુનથી બોલી અને તે ઓરડો ધસારાબધ છોડી ગઇ

આયા એનજેલીન એટલી બધી ગભરાયલી હની કે જમવા ખાવા વટીક રહી નહીં. મહેલનાં નોકર નફરો મહેલના આગલા ભાગ તરફ આજના ગભીર બનાવ વીશે તરેહવાર અટકળો ચલાવતા એકઠા મળેલા હતા, તે તકનો લાભ લઇ તે ચડાળ દાસી ઉપલી વાતચીત પછી માત્ર પદર મીનીટ

પસાર થઇ નહી તેટલા મહેલના પાછલા બગીચાને રસ્તે ચુપ ચુપ વજો માપી ગઇ!

આ વખતે સરદાર સોહરાબશાહ પેલા લાચયા ડા૦ મારટીનની મુલાકાતે ગયા હતા આયા ઍનજેલીન તાલેવંત કેસ્ટલ છોડી જવા પછી બીજો અરધો કલાક પસાર થવા બાદ તેવણુ પાછા મહેલમા આવ્યા બરાબર કાવલા કારભારીને હુકમ કીધો કે આયા ઍનજેલીનને બોલાવવી તે હુકમ મુજબ કાવલો તેણીને બોલાવવા ગયો પણ આખો મહેલ શોધી વળવા છતાં ઍનજેલીનનો પત્તો મળ્યો નહી આ મામલો જોઇ વફાદાર કારભારી ચમકી ગયો!

"ઓત્તારી એ હહરીનીએ વજો માપેલો કે હુ? જાહ છે તાહ મને તો એવુજ કંઇ લાગે!" તે મન સાથ બબડયો અને ઝટ જઇ સરદાર સાહેબને ખબર કીધી કે આયા ઍન જેલીન મહેલમા નથી

"ત્યારે કાહ ગઇ?" સોહરાબશાહે સવાલ કીધો

"ઉ, હુ, જાણુ મારા નામદાર, કે એ કાહ મુવેલી, મને તો લાગે કે એગા પેલી કારહતાનની કુતરીનાજ કરતુક છે એના પાપનો પુરાવો નાહબુત કરવા એ ચડાળે તેને નહાડી મુકેલી મને બહુ અજબ લાગે કે આપ હાએબએ નાપાકના ઓરડામા પુછવા ગીએલા તે વખતે તો એ તેની માનીતી ફરગનને ઉએ નજરો નજર જોયલી, તો એ એટલા વારમાજ કાહ અલોપ થઇ ગયલી?"

"અજબ જેવી બાત છે, કાવલા, ફરીથી મહેલના નોકર

નફરોમા હમણા તપાસ કર" સરદાર સોહરાબશાહે હુકમ કીધો "સાજ સુ'ધી અત્રે હતી તો એ જાય કયા? અને ગઇ હોય તો જવાનો સબબ શુ? એ તો વહેમની વાત થઇ?"

"વેહેમ જેવો વેહેમ? હરદાર હાએબ, તમે એ હેતાનની જણીને ની ઓળખો? ની ઓળખો. ઇના કરતુક તો એજ જાણે!" એમ બોલી કારનો નોકરોમાં ફરીથી તપાસ કરવા ગયો પણ તે પાચ મીનીટમા પાછો ફરયો કે બધા નોકરોની એગી મદદથી મેહેલનુ ખુણે ખુણુ શોધી વળતા છતાં આયા એનજેલીન મળતી નથી

"એ વીશે તમે મેહેરબાઇને પુછયુ?" સોહરાબશાહે કાવસાને સવાલ કીધો

"ની હાએબ, ખોટુ ની બોલુ, મે તીને ની પુછેલુ"

"જા મારે નામે પુછો કે આયા એનજેલીન કયાં છે?"

"તીની કાલી હુરત જોવાને હુ રાજી નથી, પણ તમારો હુકમજ છે તો હુ જઇને પુછી આઉ"

તે વફાદાર કારભારી પેલી દલદર દદાના ઓરડામાં ગયો અને બે મીનીટમા જબાબ લાવ્યો કે એનજેલીનની તબીયત ઠીક નહી હોવાથી તે રજા લઇ ને પોતાને ગામ ગઇછ!

"ગામ ગઇ? કયારે ગઇ? ત્યારે તો આપણો વહેમ મજબુત થાયછ. અરે–અરે, મે કેવી ભુલ કીધી એ નાપાકને એણે જાણીજોઇ નસાડી મુકેલી લાગેછ મે મોટી ભુલ કીધી કે તબેલામા મકન ઘોડાવાળાની તપાસ લીધા પછી તુરતજ મે એને તપાસવી હતી હુ ડા૦ મારટીનને મલવા ગયો

તેટલાં એ નાપાક મેહેરબાઇએ એને નસાડી મુકેલી લાગેછ, અફસોસ! ગઇ–બાજી હાથથી ગઇ! એ આયા કાંઇ આટો બાપી દેસે એવી ધાસ્તીથી એણે તેને વજો મપાવ્યો તુ શુ ધારેછ દીકરી તેહમી?"

"હુ બી એમજ ધારૂ છ સોહરાબશાહ, તમારી પરપુછથી એ ગભરાટમાં પડીછ ને પોતાના પાપનો પુરાવો નાસાબુત કરવા તેને મોકલી દીધેલી લાગેછ અફસોસ–અફસોસ! આજ કાલ કુદરત એ નાપાકને કાંઇ અજબ મદદ કરી રહીછ મરજી ખુદાની"

મધરાતે એક વાગ્યા સુધી આજનાં દુખદાયક બનાવ ઉપર મસલહત કરતાં સોરાબશાહને તેહમી બેઠા તાલેવત કાસ્ટલમાં આજના જેવો નેહેસ્ત દાહડો કોઇ દીવસ પસાર થયો ન હતો ગરીબ બીચારી તેહમીએ આખો દીવસ અના જનો કતરો વટીક મોંહ ઉપર મુકયો ન હતો સરદાર સોરાબશાહે તે રાતે તેણીને ખવાડવા માટે પુષ્કળ પ્રયત્ન કીધા પણ તેહમી એકની બે થઇ નહી. તેનો કકળાટ છાતી ફાડી નાખે એવો હતો તેણી આખો દીવસ એક બચ્ચા મીસાલ રડયા કરતી હતી અને પોતાના વહાલા મુરબીનો માયાળુ છાંયો અચણુચ ખોહી બેસવા પછી "હવે મારૂ શુ થશે?" એવી ચાલુ ફીકરથી હરણફાલ બની રહી. તેણી ગોયા ઘેલી દીવાની થઇ હતી, તેણીએ ખાણુ લેવાની તો ધસીને સાફ નાજ પાડી પણ સોરાબશાહના ઘણા આગ્રહથી કોકોનુ એક કપ અને બે બીસ્કીટ મોટી મુસ્કેલીથી કબુલ રાખ્યુ. સરદાર સોહરાબશાહને પણ ખાવા ગમ્યુ નહી તેથી તેવણે પણ તે રાત

કોરડીજ કાઢી તેજ રીતે ઘરમાના નોકર નફરો વડીક જમ્યા નહી ! પણ પેલી દલદર દદા મેહેરબાઇ ઘણીના વીલાપમા એટલી બધી ઝુરી મરતી હતી કે પોતાના ઓરડામાં બંધ બારણે રાતનુ ખાણુ પેટ ભરીને ચાપી ઉઠી.

ઓ દુનીયા—દુનીયા ! તારા પેટામા કેવી રકમ રકમની રચના સમાયલી છે ! કેવા વીચીત્ર પાત્રો તારી પીઠ ઉપર હસ્તી ભોગવે છે ! જેમ તારી કુદરતમાં નેક નરનારીઓની નવાઇ નથી તેમ બુરા બદકારોનોબી ટોટો નથી !

---

## પ્રકરણ ૩૩ મું

### ડીટેકટીવ મુરારીરાવ.

(દોહરો.)

ભેદ-ભરમ આ ભુવનમા
    જડે ન બુજને ભાઇ !
કળી શકાઇ ન કોઇથી,
    રચના તેની રાઇ

(તારાપોરવાળા.)

ફરદુનજી તાલેવ તની પાયદસ્ત ક્રીયા અસાધારણ દોડા-દોડી વચ્ચે થવાથી તેમને અવલમ જલ પહોચાડતી વેળા મળેલી મીજલસ ગણુત્રીના માણસોની હતી, પણ બહારવણે તેમનુ

મરણુ જાહેર છાપા મારફતે ચોતરફ આશકારા થવાથી તેમના ઉઠીઆણાની મીજલસ બહુ ગજાવર મળવા પામી તેમના અચણુચ મરણથી આખુ શહેર ચ‌ીત થઇ ગયુ અને મુબઇના દરેક આગેવાન શેઠીયાઓ તે ગભીર મીજલસમા મરહુમના મરણુ માટે ભારે શોક દેખાડતા સામેલ થયા

દરેક જણુ જુદી જુદી તરક કરતુ હતુ તેમની માદગીના કશા સમાચાર મળ્યા વીના આ બનાવ અણુધારેલો બન્નાથી સઉ કોઇ અજબ થતા હતાં તે મીજલશમા તરેહવાર અટકળો ચાલી રહી ખરો ભેદ શુ હતો તે કોઇ કહી કે કલ્પી શકતુ ન હતુ

આજે બાનુઓની હાજરી પણ પુશકળ હતી આગલે દીવસે તો મેહેરબાઇએ દરવાજા ઉપર ખાસ માણસો ઉભા રાખી આવનારાઓને અદર દાખલ થવાની મનાઇ ફરમાવી હતી, પણ આજે તેવુ કશુ ન હતુ મરદો અને બાનુઓમા એ વીશે તરેહવાર અનુમાનો બધાતા હતા, પણ કોઇને ખરો ભેદ જણાતો ન હતો. જેઓ મેહેરબાઇને ઓળખતા હતા તેઓ તેણી તરફ ધીકકાર દેખાડતા હતા પણ નહી ઓળખનારાઓ તેવણુની સામી દયા ખાતા હતાં.

બા, દુનીયા એવીજ છે આજે બુરાઓની કદર બુજાય છે, અને નીરદોશો વગર લેવે દેવે ઠેસમાર થાય છે.

આ ગભીર મીજલસ દરમ્યાન તે લુચ્ચી સ્ત્રીએ જાણે દુનીયાં પોતાને કેવી એક કડવી ઝેર જેવી થઇ પડી હોય તેવો જુઠ્ઠો દેખાવ કરવામા કોઇ રીતની બાકી રાખી નહીં. તેણીએ

"બેહેસ્તીની યાદમા" જાત જાતના કલ્પાન્ત કરી બતાવી હાજર રહેલા લોકોની દીલસોજી ખેચવાના પુષ્કળ પ્રયત્નો કીધા. જાણે બેહેસ્તી ફરદુનજી તાલેવંત વગર તેણી જીવી શકવાની નહીંજ હોય અને મરીજ જવાની હોય તેવો દેખાવ કરવામાં તેણીએ કોઇ રીતની કચાસ રાખી નહીં

આ વખતે એકજ જીવ મુગી ચુપકીદી પકડી બેઠો હતો અને તે કોઇજ નહીં, પણ આપણી ભલી તેહમી તાલેવંત હતી જે પહાડ જેવી આફત તેણી ઉપર અચણુચ આવી પડી હતી, તે, તે સહનશીળ સુંદરી મુગે મોહડે ખમતી હતી તે નીચી નજરે બેસીને છુપ્યા આંસુઓ ખેરવતી હતી જેઓ મેહેરબાઇનાં કલાટ ખવાસથી જાણીતા હતાં તેઓ તેહમીને દીલાસો દઇ તેની દવા ખાતા હતા, પણ જેઓ મેહેરબાઇને ઝાઝા ઓળખતા ન હતા તેઓ તેહમી તેની સાવકી માય આટલુ બધુ કલ્પાન્ત કરતી હતી તે છતા તેણી તેની પાસે ગઇ નહી તે વીશે તરેહવાર ટીકા કરતાં હતા!

કુવાને મોહડે તાળુ છે—કાઇ જગને મોહડે તાળુ છે? આજે દુનીવાજ બુરાંઓની છે-ભલાઓ મુગે મોહડે ગમે એટલુ ખમતાં હોય તેની કદર કે કીંમત કોણ કરે છે?

તે લુચ્ચી સ્ત્રી પોતે કરેલા પાપના ધભરાટમાં એટલી બધી ગીરફતાર હતી કે મરહુમની પાછળ તેમનાં પુનને સારૂ ઉઠમણાની મીજલસમા તેમના નામ-કામને જેબ દે એવી એક બાદશાહી રકમ જાહેર કરવા જેટલો સુધલો પણ તેણીને રહયો ન હતો, પણ સરદાર સોહરાબશાહ અને મરનારની બેટી તેહમી તાલેવંતે આગમચથી દુરબ દેશી પહોચાડી મરનારની

નઇયતે જાહેર સખાવત ખાતે રૂપીયા ત્રણ લાખની તદરોસ્તી પઢાવી. આ સખાવત જાહેર થતાં લોકો તો એમજ સમજ્યા કે મા–બેટીની ભેગી મસલતે આ કામ થયુ હશે, પણ ખરી વાત તો એ હતી કે તે હલદર દદાને તે બાબે છેલ્લી ઘડી સુધી સુધલો ન હતો !

"બેહેસ્તીનુ કઇ વીલ–બીલ છે કે, દીકરી તેહમી," ચાહરમને દીવસે સરદાર સોહરાબશાહે તે દુખી દીકરીને પુછ્યુ

"હાજી, બેહેસ્તી પપાએ પોતાનુ છેલ્લુ વીલ છેલ્લા બે માસની વાત ઉપર કીધેલુ છે" તેહમીએ જવાબ આપ્યો

તેણીએ કરેલા આ ખુલાસાથી સોહરાબશાહ અચરત થયલા જણાયા

"દીકરી, તુ કઇ ભુલ તો નથી કરતી ? હુ તારા પપાના વશીયત વીશે પુછુ છ."

"મે બરાબર સાંભળ્યુ છ, સોહરાબશાહ, હુ બી પપાના વીલ વીશેજ વાત કરૂછ" તેહમીએ તુરત જવાબ આપ્યો

"શુ મરનારે છેલ્લા બે માસપર નવુ વીલ કીધુ હતુ ?"

"હાજી, કાય, તમે અચરત કાય થાવોછ, સોહરાબશાહ?"

"તેમ થવાનુ મારી પાસ ઘણુ સગીન કારણ છે, દીકરી"

"અને તે શુ ?"

"તે એ કે બેહેસ્તીએ તારી સાવકી માય સાથ ફરીથી

લગન કીધાં ત્યારે પોતાનુ વીલ બનાવી મારા કબજામા મને રાખવા આપેલુ છે"

"કેવુ અજબ જેવુ! હુ એ વીશે કશુ જાણતી નથી મારી પાસે પપાએ એ વાત કદી કીધી નહી હતી"

"બનવાજોગ છે, પણ મને અચરત એ લાગેછ કે તેવુ એક આગલુ વીલ હસ્તીમાં હોવા છતાં આએ નવુ વીલ કરવાની મરનારને શુ જરૂર પડી તે હુ સમજી શકતો નથી"

"ઓ સોહરાબશાહ, ત્યારે શુ તમે જાણીતા નથી કે મારી મતરાઇ આએ વીલની બાબતમા બેહેરની સાથ કેવો દગો રમી હતી તે?"

"ખચીત નહીં, હુ એવી કશી બીના જાણતો નથી એ કયારની વાત છે?

"છેલ્લા બે માસપર બનેલી"

"ત્યારે હુ કયાંથી જાણી શકુ દીકરી?"

"મે ધારયુ કે કદાચ પપાએ તમોને લખ્યુ હોય"

"નહીં, એ વીશે મરનારે મને એક હરફ્બી જણાવ્યો ન હતો"

"મારા ગરીબ પપા! ખરેખર, તમોને કયાંથી લખે? એ બીચારાને કેવા ઠગવામા આવ્યા હતા?" તેહમી તે દુખ-દાયક દહાડો યાદ કરતા આખમાં આંસુ લાવી બોલી "એ નાપાક તેવણ સાથ એક ઘણો જાલેમ દગો રમી હતી"

"દીકરી, મને એકદમ ખુલાસો કર કે તે બનાવ કેવી

રીતે બનવા પામ્યો હતો?" સરદાર સોહરાબશાહ આ નવી બીના જાણી ઇનતેજાર બન્યાથી પુછવા પડયા

તેહમીએ તે બધી વાત રડતે ચેહેરે માંડીને કહી કેવા સંજોગો વચ્ચે તે લુચ્ચી મતરાઇએ મરનારને એક રાત્રે ઠગીને તે વીલ જોર જુલમથી કરાવી લીધુ હતુ તે અને તે વીલ થયા પછી બીજે દીને મરનાર તે ઠગાઇ ચેતી જવા પડી નવુ વીલ ગુપચુપ કરી લાવ્યાં હતા તે, વગેરે, સરવ હકીકત વીગત વાર બ્યાન કીધી તે લુચ્ચી સ્ત્રીનુ આ નવુ તરકત જાણી સરદાર સોહરાબશાહનાં ચીચવાટનો પાર રહયો નહી તે સદાના શાંતી સ્વભાવના ગ્રહસ્થને પણ એટલો ગુસ્સો ઉપજયો કે તેવણને ઠંડા પાડતા તેહમીને કાઇક મુશકેલી પડી

'દીકરી, તુ મને શાંત થવા કહેછ, પણ એ નાપાકપર મને એવુ ઝનુન છુટેછ કે જાણે હમણાજ જઇને એ કરપીણ સ્ત્રીની નડડી દાબી દેઉ" સોહરાબશાહ એક હાથ મારી બોલ્યા,

"નહી શાંત થાઓ, મારા મુરબ્બી એ પાપી ઓરત પોતાના પાપે મરશે એના પાપનો ઘડો હજી ભરાયો નથી"

"ઓ દીકરી મારા મરનાર દોસ્તના કમોતથી હુ કેવો દુખી છુ તે મને એ દગાબોર અતથી કેવી દાજ બળેછ તેનો ખ્યાલ તુને કેમ આપુ? મારા ફરેસ્તાઇ ખસલતના અમીર રફીકને એવી બદકાર ઓરત મળવી જોઇતી ન હતી" તે દુખી દોસ્તે દુખાયલી લાગણીથી જવાબ આપ્યો અરે-અરે હુ શુ જાણુ કે એ ઉમરાવ દોસ્તના છેલ્લા દીવસો એવા દુખ ભરયા ગુજરવાના છે જો હુ તેમ જાણતે તો તેવણને

પુને લઇ મારે ત્યા રાખતે દીકરી, દીકરી, તે મરનારેતો નહી પણ તેથી મારૂ ધ્યાન ખેચ્યુ નહી"

"હુ શુ ધ્યાન ખેચુ, મારા મુરબ્બી, અમારી ઉપર એ નાપેકારે જે જે દુખ પાડયુ તે અમે મુગે મોહડે અમારી ઇજ્જતને ડરીને સહન કીધુ છ હવે એ વાતપર પુરો મુકો સોહરાબશાહ આપણે પેલા વીલની વાત કરતા હતા, બેહેસ્તીએ પોતાનુ છેલ્લુ વીલ મારા કબજામા આપેલુ છે"

"તે કયા છે' આજે તે આપણને તપાસવુ પડશે"

"તે મારી તીજોરીમા છે"

"તે લઇ આવ, દીકરા, તેમા શુ લખ્યુ છે તે આપણે હવે વાચવુ જોઇયે"

"ઠીક છે કાકાજી, હુ લઇ આઉછ"

ગરીબ તેહમી ! તે બાપડી કયા જાણતી હતી કે તેની સાવકી માતા તે દગાખોર રાતે તેણીની તીજોરી ફાડવામાંથી ચુકી ન હતી !

તેણી હોશ ભેર પોતાના ઓરડામા જઇ અને આલમાઇ રામાંથી કુચી કાઢી તીજોરી ઉઘાડી તીજોરી ઉઘાડતાજ તેણી ચમકી !

"ઓ માય ! આએ તીજોરીતો કોઇએ ઉઘાડેલી લાગેછ ?" તેણી એકદમ હેબતાઇ જઇ વમાસવા પડી "મારી ગોઠવેલી ચાજો બધી તળે-ઉપર કોણે કીધી ! ઓ ખુદા ! હવે શુ કરૂ ? રખે મારૂ ઝવેરાત ચોરાયુ હોય ?"

તેણી ફગનાયલે ચેહેરે વાકી વળી ઝડપથી તપાસના

લાગી દાગીના અને ઝવેરાતના દાબડાઓ જેવાને તેવા સલામત હતા હવે તેણીએ રોકડ અવેજ અને નોટો ઉપર ધ્યાન આપ્યુ

"નહી, એબી બરાબર છે પણ એમ છે ત્યારે તીજોરી ખોળાયલી કેમ છે? એ બધુ તળે—ઉપર કેમ થયુ? હુ હમેશાં દરેક ચીજ તેની ચોકકસ જગ્યા પર મુકુછ મે કોઇબી દહાડે ઉતાવળમાં કાંઇ કાઢયુ નથી, ત્યારે એ બધુ વેર–વીખેર કેમ થયુ છ?" તેણી પટપટી "પણ હુ તો વીલ લેવા આવીછ કે મે અદરના ચોર વકોરામા મુકેલુ છે" અને એમ બબડી તેણીએ તે ચોર વખોરો ઉઘાડયો. "આએ રહયો તે દાબડો–પણ ઓ! મારા ખોદા! વીલ કયાં છે? વીલ એમાં નથી? ઓ આફત! એ શુ થયુ? વીલ કયા ગયુ? ઓ માય, રખેને તે દલદર દદા મારી તીજોરી સુધી પહોચી વળી હોય? અહી બધુ જેમનુ તેમ સલામત છે અને વીલજ નથી તો તે કયાં ગયુ? ઓ નખ્ખોદ! એ દગાખોરનુજ કઇ કાવતરૂ જણાય છે એ કોઇ જાણુ ભેદુનુજ કામ છે પેલી નાપેકારનુજ કઇ કારસ્તાન છે ઓ માય, હવે શુ કરૂ? એ વીલ મારા હાથમાંથી ગયુ તો હુ બાપલા વગરની થઇ જવાની કયાં ગઇ આયા?—આયા—ઓ આયા?—અને અહીં તેણીએ ભારે ગભરાટમાં ટેબલ આગળ જઇ ચગ વજાડયો.

તુરત આયા કેથેરાઇન દાખલ થઇ

એકદમ સોહરાબશાહ શેઠને બોલાવી લાવ! જા જલદી! અને એમ કહી તે કમનસીબ કુમારીકાએ પોતાનુ કપાળ કુટયુ

તેણી પાછી ફગલાયલે ચેહેરે તીજોરી તરફ ગઇ અને

ફરી ફરીથી તે કીમતી દસ્તાવેજ શોધ્યો પણ તે તેણીને જડયો નહી !

"ઓ સોહરાબશાહ, આવો—અહીંતો મારૂ નખ્ખોદ વળી ગયુ છ" બીજીજ પળે સરદાર સોહરાબશાહ ઓરડામા દાખલ થયા. તેવણુને જોઇને તેહમી લગભગ રડી દઇને ગુગ ળાતા અવાજે બોલી

"શુ છે ?—શુ છે ? દીકરી, એટલી ઘભરાએછ કાય ?"

"ઘભરાઉ નહી તો શુ કરૂ, કાકાજી, અહીં તો કોઇ મારૂ પુરેપુરૂ કાટલુ કાહડી ગયુ છ તીજોરીમાં વીલ નથી—વીલ ગુમ થયુ છ"

"શુ બોલી ? વીલ ગુમ થયુ ? કયા ગુમ થયુ ? કેમ ગુમ થયુ ? તેહમી દીકરી, જરા ધીરજથી તપાસ કર. કદાચ ઉતાવળમાં કોઇ બીજા ખાનામાં મુકાઇ ગયુ હશે." સોહરાબશાહ સુબેદાર ભારે અચરત થતા બોલ્યા

"નહીં, કાકાજી, હુ આખી તીજારી તપાસી વળીછ—એમા વીલ છેજ નહીં" તેહમી ફગલાયલે ચેહેરે બોલી આ વખતે તેણીનાં હાથ અને હોઠ થરથર ધ્રુજતા હતા

સરદાર સોહરાબશાહ તેણીને ઘભરાયલી જાઇ પોતે પણ ચીતાતુર થયા

"એ બનેજ કેમ તેહમી દીકરી ? શુ તીજોરી ઉઘાડી હતી ?"

"નહીં, તીજોરી ઉઘાડી નહી હતી એ તો જેવીને તેવી બધ હતી."

"કેવુ અજબ જેવુ ! વારૂ, એમાંથી બીજુ કંઇ ગયુ છે ?"

"નહીંજી, એમાંના મારો તમામ અવેજ તેમજ દર-દાગીના જેમના તેમ સલામત છે"

"ત્યારે શુ ફક્ત વીલજ ગુમ થયુ છે ?" સરદાર સોહનાબ ગાહને શકા ઉપજવાથી બહુ ચમકીને બોલ્યા

"હા."

"દીકરી, એ વીલ તે અહીંજ મુકયુ હતુ એવી તારી ખાત્રી છે ? કોઇ બીજે ઠેકાણે તો નથી મુકયુ ?

"નહીં, કદી નહીં, કાકાજી, જેટલી હુ મારે પોતાને માટે ચોક્સ છુ તેટલીજ આએ વીલને માટે છુ વળી એ તીજોરીના ચોર વકોરામાં મુકેલું હતુ એ ચોર વકોરો સાધારણ માણસથી ખોલાય એવો નથી."

"તીજોરીની કુચી કયાં હતી ?"

"તે મારી આલમાબરાનાં અદરના ખાનામા જયા હુ હમેશ મુકુ છ ત્યાં હતી.

"ત્યારે તીજોરી ઉઘડે કેમ ? તેહેમી–તેહેમી, મને શક–મજબુત શક–જાએછ કે એમા ઘેરનાંજ કોઇ જાણુભેદુનો હાથ છે ચાર દીવસપર જે બનાવ બની ગયોછ તે ઉપરથી પેલી નાપાકનુ તો એ કારસ્તાન નહી હોય ?"

"મનેબી તેજ શક જાયછ, કાકાજી અને તેનાં મારી પાસ કારણો છે મેહેલમાના કોઇ નોકર ચાકરનુ એ કામ હતે તો મારો રોકડ અવેજ અને દાગીના સલામત રહેતે નહી એ તો ખાસ વીલનેજ માટે તીજોરી ઉઘાડેશી લાગેછ

બધુ એમનુ એમ રહે ને વીલ પોતેજ કેમ ગુમ થાય? એ નાપેકાર મારા પપાનો જીવ લેવા ચુકી નહી તો એમાં કેમ ચુકે?"

સરદાર સોહરાબશાહને લાગ્યુ કે તેહેમીની તરફો બોલે બોલ ખરી હતી

"વળી તીજોરીનો ચોર વકારો કોઇ જાણભેદુ સીવાય બીજાથી ઉઘડી શકે એમ નથી" તેહમીએ પાછુ ચલાવ્યુ "એ વીલ મે ચોર વકોરામાં મુકયુ હતુ ચોરી કેવાં પકકા- પણાથી કરવામા આવીછ તે આપણે એટલાં ઉપરથી સમજ વાનુ છે કે ચોરી કરનાર જરૂરજ ઘેરમાનુજ કોઇ હોવુ જોઇયે, કારણ કે તીજોરી પાછી બધ કરી તેની કુચી તેની અસલ જગાપર મુકેલી હતી."

"તારી કોઇ આયાનુ તો કામ નહી હોય?"

"નહી, સોહરાબશાહ, તેમ હોય એમ હુ માની શકતી નથી, કારણકે પેહેલી વાત તો એ છે કે તીજોરીની ચાવી હુ મારી 'આલમાઇરા'મા કયાં મુકની હતી તે મારી ત્રણે આયાઓ જાણતી નથી વળી આપણે જે ખાસ ધ્યાન પુગા ડવાનુ છે તે એ છે કે જો આયાઓમાથી કોઇ ચોરી કરે તો તે રોકડ અવેજ કે ઝવેરાત ચોરે—આયા વીલ લઇને શુ કરે?"

"તારૂ કહેવુ બરાબર છે, દીકરા, છેલ્લા ચાર દીવસ પર જે બનાવ બન્યોછ તેના સાથે આએ વીલનેજ સબધ છ અને હવે મજબુત શક જાએછ કે એ કરપીણ કરમ એ ગુનેહગારનુજ છે ઓ ખુદા! હવે તો હદ થઇ! જો એ

વીલનો એ નાપેકારે નાશ કીધો હશે તો તેહેમી દીકરી તુ સદાની રડી રહેવાની !"

હજી તો સોહરાબશાહ સુબેદાર આટલુ બોલે છે તેટલા કાવલો કારભારી ઓરડામા આવ્યો તે બન્નેને ત્યા વાત કરતા જોઇ કાવલો પાછો ફરતો હતો પણ તેહમીએ તેને રોકયો "કાવલા, અહીં આવ, તે એક નવી આફત જાણી કે?"

"નહીં, બાઇ હાએમ, જલદી બોલી દેવો–હુ છે?"

"મારી તીજોરીમાથી બેહેસ્તીનુ છેલ્લુ વીલ ગુમ થયુછ, તે જડતું નથી"

"હાય હાય! હત્યાનાહ વાળેલુ !" તે ઘરડો કારભારી આ આફતના સમાચાર સમજી ફાટીજ રહયો! "એ કેવા રેકતુ ચોરાયલુ જે?"

"હુ શુ જાણુ, કાવલા!–મને તો કશી સમજ પડતી નથી" તેહમી રડમસ ચેહેરે બોલી

"અરે ઇમા હમજવાનુ હુ બાકી રીએલુ જે? એ હત્યાનાહની ગીએલી તમારી મતરાઇ થતીનુજ કારહતાન–બીજુ કોઇ ઓયની તો!" અને અહીં તે એક સેકડ થોભીને ઝટ બોલી પડયો "લીયો, તારે તો ઇનો ભેદ કેથો એ દેખુ—અવે મને હદી હમજ પડેલી! મારા હેઠ થતાનુએ નાપાકે કાટલુ કાડેલુ તે એ વીલ ચોરવાનેજ હારૂ! અવે તમે હજાર ના કેહો તે ઉ મરતા માનવાનો ની! ઓ તેહમીબાઇ જરા વીચાર કરો–આજથી ચોથે દહાડે રાને આયા એનજે-લીને તમારી ત્રણુ આયાઓને પેલી માનતા ફેડવા હારૂ ખાણી પીણી કીધેલી તે યાદ છે? એ માનતાઓ ની ને ફાનતાઓ

ની એ કઇ તમારી મતરાઇ થતીએ તે રાડ એનજેલીનને લાચ આપીને કાવતરૂ રચેલુ, કાવતરૂ ! હમજ્યા? તમુને યાદ છે? તમે તમારી આયાઓને રજા આપી તે વખતે મે હુ કીએલુ? મે કીએલુ કે એ કારહતાનની કુતરી વળી પાછો કઇ નવો ફેદો ની રમે તે તપાહજો-તમે તે વખતે મારૂ માનેલુ ની, પણ અવે ખાતરી થઇ?

તેહમી ચમકી !

તે વફાદાર કારભારી જે કાઇ કહેતો હતો તે બોલે બોલ ખરૂ હતુ

"એ આયાઓનો ઘોટાળો શુ છે દીકરા?" સોહરાબ શાએ પુછ્યુ

"તેહમીએ તે હકીકત બુઝરગ ગ્રહસ્થને વીગતથી કહી તે હકીકત જાણ્યા બરાબર સરદાર સાહેબ તુરત બોલી પડયા કે "કાવલો કારભારી અનુમાન કરેછ તે ખરાં છે. આયા એનજેલીનને તારી મતરાઇએ નહસાડી મુકીછ તે ઉપરથી મનેબી હવે લાગેછ કે તેજ રાતે વીલ ચોરાયલુ હોવુ જોઇએ અને તે કામમાં એ આયાનીબી શામેલગીરી હોવી જોઇએ બસ ! હવે મારી ખાતરી પુરેપુરી થઇ ચુકીછ કે એ વીલ હાથ કરવા સારૂજ મરનારનો જીવ લેવાનુ કાંઇ કાવતરૂ રચવામા આવ્યુ છે"

સરદાર સોહરાબશાહને એમ બોલતા સાભળી તેહમી અને કાવસા કારભારીને મરહુમની યાદ નવેસરથી તાજી થઇ તે બનેની આખમાં આંસુ આવી ગયા.

"ઓ કાકાજી! હવે નો કઈભી કરો ને એ નાપેગારનુ પાપ ઉઘાડુ' પડે એવા કાયદાસરના ઇલાજ લેવો–એ વીલ પાછુ આપણા હાથમાં આવવુજ જોઇયે "

"તેહમી દીકરી તુ કેટલી ભોળી છે! શુ તુ એમ ધારેછ કે જો તારી મત્રાઇએ તે વીલ ચોરયુ જ હશે તો તે હજી સુધી સલામત હશે?–અરે નહી! એની વીરૂધ જનારા તે વીલની હાલ હસ્તી હશેજ નહીં હુ ખાત્રીથી માનુછ કે તેનો તે નાપાકે નાશ કીધોજ હશે તેમ કરવામા તો તેની સલામતી છે, કારણ કે તુજ કહેછ તેમ તે વીલની આગ મચની રાત્રે તેણીએ એક જુદુ ખાસ વીલ પોતાના લાભમા મરનાર પાસ કરાવી લીધુ હતુ ઓ નખ્ખોદ! જો તેમજ હશે તો તારી પાસના વીનની ગેરહાજરીમા તે નાપાકને હસ્તકનુ વીલ મરનારનુ છેલ્લુ ને સત્તાદાર વશયતનામુ ગણાશે અને એ ગુનેહગાર ઓરત તારી ઉપર જરૂર ફાવી જશે પણ સબર! હુ એને સેહેલાઇથી ફાવવા દેનાર નથી આએ બાબદમા તો પોલીસને ખબર આપવીજ જોઇયે "

અને એટલુ બોલી સરદાર સોહરાબશાહે રડતી તેહમીને દીલાસો આપી પાચ મીનીટ કાંઇ વીચાર કીધો અને તે પછી તુરતજ તેહમીની ટેબલ આગળ જઇ એક એકસપ્રેસ તાર લખી કાઢી કાવલાને સ્વાધીન કીધો કે હમણાને હમણા તે રવાના કરી દેવો

"દીકરી તેહમી, નીરાશ થવાનુ કઇ કારણ નથી, પણ આપણી જે સ્થીતી બની હોય તે ઉપર ખુલ્લા મનથી ખ્યાલ કરવાથી આપણને ખરો રસ્તો સુજ પડે છે

નેત્રણ બોનથા "એ ચડાળે ઘણીજ માહોશીથી કામ લીધેલુ નાગેછ અને તેનુ કડવુ પરીણામ તુ વ્હાલી દીકરીને વેઠવુ જ પડવાનુ જેમ મરનારના શકમદ મરણ બાબે આપણે કાંઇ કરી શકતા નથી તેમ આ વીલ વીશે પણ કાઇ વળવાનુ નથી સજોગો એટલા વીરૂધ્ધ છે કે વીલ એજ નાપાકે ચોરયુ ને સાબેત કરનારા આપણી પાસે કશા સાક્ષી-પુરાવા નથી. તો પણ મે પુનાના બાહોશ ડીટેકટીવ રાવબહાદુર મોરારીરાવને અરજન્ટ તાર કરી બોલાવ્યોછ તે આજે સાજે અહીં આવી પુગશે એ એક ઘણો બાહોશ અને નામીચો ડીટેકટીવ છે તે હાલ રીટાયરડ થયલો અમલદાર છે પણ મારી સાથ ઘાડી મોત્રાચારી હોવાથી તાર મળ્યા બરાબર આવ્યા વીના રહેનાના નથી સરકાર દરબારમા માન ચાદ મેળવીને હાલ તે આસા યશ ભોગવે છે પણ આપણા કામને માટે તે ના પાડશે નહી પ્રથમ હુ તેની મારફતે ખાનગી રીતે આએ ચોરીની તપાસ કરાવવા ચાહુ છ અને તેમા જો આપણે થોડા ઘણાંમી ફાવીગે તોજ જાહેર રીતે પોલીસને ખબર આપવામા શોભા છે— નહી તો———"

"નહી તો શુ? કાકાજી, તમારો વાકય અધુરો ના મુકો" ગરીબ બીચારી તેહતી રડમસ દેખાવે પુછવા પડી

"નહી તો ભરી આબરૂમા ચુપ બેસવામાં સાર છે" સરદાર સોહરાબશાહે જવાબ આપ્યો

"ઓ સોહરાબશાહ, તમે નાહીમત કેમ થાઓછ? ત્યારે શુ એ ગુનેહગાર આએ બીજા પ્રપચમાબી ફાવી જાય કે? આખરે હુ તો રડીજ રહુ કે?"

"હુ નાહીમતી નથી થતો, દીકરી, પણ બીજો ઇલાજ નથી પહેલાથીજ સજોગો ઉભા થતા આવ્યાછ આપણે નજરો નજર જોઇએછ કે ગુનાહો દેખઇતા ઘડાયછ, પણ તે કાયદાથી પુરવાર કરવા માટે આપણી પાસે કશા સાધનો નથી તારે માટે હુ અતકરણથી દુખી છુ દીકરી, પણ કોઇની નજરે જોનાર કે પુરાવો આપનાર સાક્ષી વગર આપણે તે સાબેત કેમ કરી શકીયે? તુજ બોલ!"

"ઓ નખ્ખોદ!—મારૂ નખ્ખોદ વળી ગયુ!" અને એમ બોલી તે કમનસીબ કુમારીકા પાસેના એક સોફાકોચપર નીસોસ થઇ ફસડાઇ પડી, બેફામ થઇ ગઇ।

* * *

તેજ સાંજે પુનાનો પ્રસીધ્ધ ડીટેકટીવ મુરારીરાવ "તાલેવત કેસ્ટલ"માં આવી પહોચ્યો તે એક વૃત્ત પણ પાણી-દાર પુરૂષ હતો ૬૫ વરસની ઉમર છતાં તેના મોહડાપર સેહજ પણ કરચલી વળેલી ન હતી તેની આંખ્યો કાચના જેવી તીક્ષણ હતી તેનો રોબદાર દેખાવજ સામાં માણસપર પહેલીજ નજરે છાપ પાડવાને પુરતો હતો ભવાનો ચીલ્લો ચઢાવી તેણે ને સરદાર સોહરાબશાહે એક કલાક સુધી કહેલી સઘળી વીગતો, વચ્ચે એક બોલ પણ બોલ્યા વીના, શાત મનથી સાંભળી લીધી. સોહરાબશાહે છેલ્લા ચાર દીવસપર બનેલી તમામ હકીકતો તેને બોલે બોલ બ્યાન કરીને કહી

"બસ, સરદાર સાહેબ, હુ બધો મામલો સમજી ગયો" સોહરાબશાહથી સરવે વીગતની વાકેફી મેળવી રહેતા તે તુરત બોલી ઉઠયો "હવે મને કશા વધુ ખુલાસાની જરૂર નથી"

તે એકદમ ઉઠયો

પ્રથમ તેણે તેહમીવાળી તીજોરી જોવા ચાહી સરદાર સાહેબના ફરમાવવાથી તેહમીએ તરત તીજોરી ખોલી તેને તેની અંદરની તમામ રચના દેખાડી

"એનો ચોર વકોરો મને બતાવો"

તેહમીએ તે ચોર વકોરો બતાવ્યો

એ પછી તીજોરી બંધ કરવા ફરમાવી તેણે તેહમીથી જાણવા ચાહયું કે તે તીજોરીની ચાવી તેણી કયાં મેલતી હતી તેહમીએ પોતાની આલમાઇરા ઉત્રાડી જમણી તરફનું ખાનું બતાવ્યું

"જેવી તમારી તીજોરી છે તેવીજ આએ મેહેલમાં બીજી તીજોરી કોઇ પાસે છે?"

"હાજી એવીજ એક તીજોરી મારા પપાના ઓરડામાં છે"

"તેની ચાવીઓ એકમેકને લાગે એવી છે?"

"નહીંજી, ચાવી અને તીજોરીઓનો ધાટઘમટ એકમેકને તદ્દન મળતો છે, પણ હું જાણું છું ત્યાં સુધી એકની ચાવી બીજીને લાગે એમ નથી"

"એમ તમે શા ઉપરથી કહો છો? શું તમે તે તીજોરીને તમારી તીજોરીની ચાવી લગાડી જોઇ છે?"

"નહીંજી, તેમ નથી, પણ મારા પપાએ એ બેઉ તીજોરીઓ એકજ વખતે સાથે ખરીદી હતી અને તેમાની એક મને આપી બીજી પોતે રાખી હતી એ વખતે તેવણે મને કહયું હતું કે એકની ચાવી બીજીને લાગતી નથી"

"અનવાજોગ છે એકજ મેકરની એકજ સાઇઝ કે વાંટ વટમની તીજોરીઓ હોવા છતા તેના બનાવનારાઓ તેની ચાવીમા એક સરખાપણુ રાખતા નથી વારૂ, તે બીજી તીજોરી કયાં છે?"

"તે હાલ મારી મત્રાઇના કબ્જામા છે"

"સરદાર સાહેબ, એ તીજોરી મારે તપાસવી પડશે" ડીટેકટીવ મુરારીરાવ અહીં સોહરાબશાહ તરફ ફરીને બોલ્યો

"આ વીલ ચોરાયુ છે એ વાતમા જરાએ શક નથી તે ઘરનાજ કોઇ જાણુભેદુનુ કામ છે એમ પણુ હુ માનુ છુ, પણુ તે કોણુ માણુસ છે તે નકી કરવા માટે મારે આ તીજોરીની જોડની બીજી તીજોરી તપાસવી છે મારાં અનુમાનો હુ બાંધી ચુકયો છુ, પણુ તે બાબે ફાઇનલ જવાબ હુ હવે પછી આપીશ મારે પ્રથમ તે તીજોરી તપાસવી છે"

"ઠીક છે ત્યારે, આવો મારી સાથે હુ તમોને મીસીસ ફરદુનજીનાં ઓરડામાં લઇ જાઉ છુ પણુ રાવબહાદુર સાહેબ, તમોને યાદ આપવાની જરૂર નથી કે જે માણુસ જોડે તમોને એ કામ પડયુ છે તે એક ઇનસાનનુ નહી પણુ હેવાનનુ હઇયુ ધરાવે છે તમે કરડે ડોળે કામ રાખશો તોજ તમારૂ વળશે"

ડીટેકટીવ મુરારીરાવને બે વાર કહેવુ પડે એમ ન હતુ

"તેની ચીતા કરશો નહી, સરદાર સાહેબ, ૪૦–૪૦ વરસો સુધી હુ આ ધધામા અથડાયલો આદમી છુ. કઇક અફલાતુન આદમીઓને બદાએ ડોળાના દાબથી થથરાવેલા

કે તો એક ઓરતમાથી હુ જાઇશ કે ? તે કામ મારૂં છે સન્જોગ તપાસીને કામ લેવાની સીફત ન હોય તો ડીટેકટીવ કહેવાયજ શેનો ?" મુરારીરાવે મુછપર તાવ દઇ જવાબ આપ્યો અને પછી તેહમી તરફ ફરીને કહ્યુ. "તમારી તીજોરીની ચાવી જરા મને આપશો ?"

"હાજી-મોટી ખુશીથી "

તેહમીએ આપેલી તીજોરીની ચાવી ગુપચુપ પોતાના ખીસામાં સેરવી તે બહાદુર મરાઠો સરદાર સોહરાબશાહ જોડે મેહેરબાઇના ઓરડા તરફ ગયો તેહમી ગમગીન ચેહેરે પોતાના ઓરડામાજ બેસી રહી.

"મીસીસ મેહેરબાઇ ફરદુનજી તાલેવત તમે છો ?" તેણે ઓરડામા દાખલ થયા બરાબર એક ખવીસને જેવો વીકાળ ચેહેરો કરી ડોળા કકડાવતાં પુછ્યુ

"ઓ માયરે! એ કોણ ?———"

"પોલીસ !-પોલીસ !-પોલીસનુ બોસ્યુ ? જ્યાં ધોળે દીવસે નીરદોશોના ખુન થાય અને વસીયતો ચોરાય ત્યા વળી બીજા કોણના પગલાં હોય ?" તે હાવકા ડીટેકટીવે થથરાવી નાખનારા અવાજે લગભગ એક ડખાર મેલી કહ્યુ

"ખુન ?-વસીયત ?-ઓ મારા ખોદાય ! કોણનુ ખુન ?-કોણનુ વસીયત ?"

"તમારા મરનાર ધણી શેઠ ફરદુનજી તાલેવતનુ !" તે હાજર જવાબી પુરૂષે આગલાજ ઠસ્સાથી જવાબ આપ્યો.

"હે ? એ શુ બોલોછ ? બાવા, મને તો કઇ સમજ પડતી નથી."

"નથી સમજ પડતી તો હમણા આપોઆપ પડી જશે" અને એમ બોલ્યા બરાબર ડીટેકટીવ મુરારીરાવ, જેણે પોતાના બંને હાથ ગજવામા ખોસેલા હતા તેમાં લોખંડી કલ્લા ખણખણવાના ખડખડાટ સભળાયો !

તે નાપાક તરત ચેતીને ચમકી ઉઠી !

---

## પ્રકરણ ૩૪ મું.

---

### "તારૂં પાપ પકડી કહાડું તોજ હુ મારા બાપનો બેટા. !"

ગનીસે છુટેગી–ગદાસે છુટેગી,

અરે પાપ કર કયા ખુદાસે છુટેગી ?

(શાયર મરજા)

તે નાપાક તરત ચેતીને ચમકી ઉઠી !

એમ છતા તે ખાટ સ્ત્રીએ પોતાને અંદરખાને ઉપજેલો ગભરાટ જાહેરમા જણાવા દીધો નહી

"આવો, તમે કોણ છેવો ?" તેણીએ શાંત દેખાવે સવાલ કરયો "ઓવાય ! સોહરાબશાહ તમેબી જીભરૂ ત્યારના હંડ કનેજે ઉભા રહી જોયા શુ કરોછ જો ? જરા બાઇ મનીખને ધીરજથી—"

"બંધ કરો તમારી બકબક ! સરકારી માણસની વચ્ચે

નોહરામશાહથી બોલાય નહી." ડીટેકટીવ મુરારીરાવે તેણીને નતડાવી નાખી "હુ કોણ છુ તે પુછોછ કે? ત્યારે સાભળો– મીસીસ ફરદુનજી તાલેવત, કે નામદાર સરકારની છુપી પોની-સનો હુ વડો ડીટેકટીવ છુ અને પોલીસ કમીશનરના હુકમથી હુ તમોને———"

"ઓ માયરે! હવે કાહ જઇને મરૂ? મારા ઘેરમા પોલીસ? અરે પણ—"

"બસ એકદમ ચુઉઉઉઉપ!" તે ડીટેકટીવે એક ડખાર મેલી તેણીને થથરાવી નાખતા કહયુ "ફરદુનજી શેઠનું ખુન થયુ છે અને તેવણનુ છેલ્લુ વીલ ચોરાયુ છે એ બે બાબ દની તપાસને માટે હુ આવ્યો છુ મહેરબાઇ તાલવત! હુશી-યાર થાઓ! દરેક જણને તમારી ઉપર શક છે!"

"શુ મે મરનારનુ ખુન કરયુ? શુ મે મરનારનુ વીલ ચોરયુ?"

"હા–જરાબી શક વગર હા!" તે બહાદુર ડીટેકટીવે કરડા દેખાવે જવાબ આપ્યો "તમારૂ પાપ પકડાઇ ગયુ છે બાઇ સાહેબ જરા મને કહેશો કે તમારી પેલી આયા એન જેલીન કયાં છે?

"તે તો રજા લઇને ગામ ગઇ છે"

"તમે જુઠ્ઠુ બોલોછ—તમે તેને નહસાડી મુકીછ."

"અરે નહીંરે બાવા, હુ શુ કામ તેને નહસાડુ? તમે કેહવો તેવા સોગદ ખાવા તઇયાર છેઉ. એ રાન છેજ જરા માથાની ફેરાવન ને વેગેરે—"

"બસ! હમ જાદા સુન્ને નઇ મગતા!" મોરારીરાવે ફરીથી

ડખાર મુકી તે ગુનેહગારના હાજા ગગડાવી મેલ્યા "ફરદુનજી શેઠની તીજોરી હાલ કોણુના તાબામા છે?"

"જી, મારા."

"તેની ચાવી ક્યાં છે, લાવો!"

"કુ—કુ—કાંય બાવા, તેનુ શુ કુ—કુ—કામ પડ—"

તેની પચાત તમારે કરવાની નથી, બાઇ સાહેબ, જો તમે વચ્ચે વચ્ચે એમ ચે—ચુ કરશો તો યાદ રાખજો કે—" અને અહીં ડીટેકટીવ મોરારીરાવના ગજવામાથી કાંઇ લોખડી કડા ખડખડવાનો અવાજ આવ્યો

તે કલાટ ઓી તુરત તાબે થઇ તેણીએ ધ્રુજતે હાથે ઉઠી આલમારી ઉઘાડી અને તેનાં અદરના ડાબા ખાના- માથી તીજોરીની ચાવી કાઢી તે ડીટેકટીવને તીજોરી તરફ લઇ ગઇ સરદાર સોહરાબશાહ તેમની પાછળ ગયા.

"ચાવો ઉઘાડો, મારૂ મોહડુ શુ જુવોછ?"

"તીજોરીમા તમે મરૂ શુ શોધવા માગોછ? એમા તો મારા બેહેસ્તીના બધા કીમતી કાગજીયા પતરીયા—"

"આ બઇરી કોઇ અજબ પટપટખોરી છે! મે કેટલી- વાર ના પાડી કે એક હરફ઼ બી બોલવાનુ અહી કામ નથી?"

તે ચીરડાઇને બરાડ પાડી બોલ્યો "એકદમ તીજોરી ખોલો!"

"મુવો આય તે કઇ જુલમ છે? એમ બઇરાં મની- ખપર—"

"શેઠાણી! હવે ઘણો મરડાટ કરશો નહીં, નહીંતો એકજ સીપટીનુ કામ છે તેનો અવાજ સાભળ્યા બરાબર અહીં બીજા ડજન કાનસટેબલો દોડી આવશે અને હુ તમને અહીં ને અહીં પહરેજ કરી—"

"એો નહીરે બાવા, નહી લેવોની તમારી મરજીજ છે તો આએ હુ તીજોરી ઉઘાડુ છ એમા બળ્યુ છ શુ કે તે નમે લઇ લેવાના એમા તો મારાં બેહેરતીના—"

"બસ! એકદમ તમારી બકબક બધ કરો ને તીજોરી ખોલો તેમાનો જરાએ જરા સામાન બહાર કાહડો!" મોરારી રાવે પોતાના તરાર ઉપરને ઉપર ચાલુ રાખ્યા અને તે બાગડ સ્રીને હવે તાબે થયા વીના ચાલ્યું નહીં.

તેણીએ તીજોરી ઉઘાડી તેમાની સરવે ચીજો બાહેર કાઢી તેમા લાખની રકમના અવેજ ઉપરાત દસ્તાવેજો, શેરો, લોનો, સરકારી કાગળીયાઓ અને કીમતી ઓચરીયાઓ સમાયલા હતા.

ડીટેકટીવ મોરારીરાવ રખે તે તીજોરીમાની તમામ ચીજો પોતાના કબજામા લઇ લે તે બાબે તે હલકટ સ્રી ઘણી અધીરી પડી ગઇ હતી જ્યારે એક ફાનસની મદદથી તે ડીટેકટીવ તીજોરી અદરથી તપાસતો હતો ત્યારે મેહેરબાઇ વાકી વળી તે કીમતી ચીજો ઉપર પોતાના બને હાથ મુકીને હસવા જેવી હદ સુધી તાતાવીખી બની ગઇ હતી!

સરદાર સોહરાબશાહને તેણીનો તે દેખાવ જોઇ–તે વખતે તેઓ ગમે એવી દલગીરીમા હોવા છતા–મનમાં હસવુ આવ્યા વીના રહયુ નહીં.

આશરે દશેક મીનીટ સુધી અંદરની રચના ચીપીચીપીને જોયા પછી મુરારીરાવે મેહેરબાઇને પુછ્યુ "આ તીજોરી કોણ વાપરતુ હતુ ?"

"અમે બેઉ જણાં-હું ને મારા બેહેસ્તી ફરદુનજી"

"તમો એમાંથી વધુ વખત તીજોરી કોણના હાથે ખોલાતી હતી ?"

મોરારીરાવના આ પ્રશ્નથી મેહેરબાઇને અહીં વહેમ પડયો કે તેણીનો તે તીજોરી ઉપરનો હક ઉડાવના માટે આ સવાલ થાય છે કે કેમ એમ ધારી જવાબ આપ્યો કે-"ઘણી ખરી હુ ઉઘાડતી હતી"

"તમારી મરજીથી ઉઘાડતાં હતા કે તમારા ધણીના હુકમથી ?"

"મારી મરજીથીબી ને મારા બેહેસ્તીના હુકમથીબી"

"ત્યારે તો તમે આ તીજોરીને લાગતા દરેક ખાનાઓથી માહીતગાર હોવાં જોઇયે, નહી ?"

"હારતો-એમા નવાઇ જેવુ શુ છે ?"

"વારૂ એમા એક ચોર વકોરો છેની ?"

"તે હુ જાણુતી નથી"

"એમ કેમ બને! તમારી તીજોરીમા ચોર વકોરો છે એ વાત તમોનેજ ખબર નહી હોય એ વાત કેમ મનાય ? બાઇ સાહેબ, મુગાં મુગા એ ચોર વકોરો ઉઘાડો !"

"પણ એવુ કઇ હુ જાણુતી નથી, બાવા"

"હવે બાબાને બેટા કરવાનું છોડી દો, શેઠાણીજી, નહી તો મને ઘણી દલગીરી સાથે કાંઇ કડક ઉપાય લેવા પડશે"

"આય તો કંઇ જુલમ છે—"

"નહી, ભુલ કરો છો–જુલમનો બાપ છે! બીજા નીર દોશો પર જે જુલમ ગુજરયો છે તેટલી હદ સુધીનો આ જાલેમ જુલમાત નથી, બાઇજી માટે હવે મચકાવાનું મેલી દઇ—"

"અરે પણ હું જાણુતી નથી તો ઉઘાડું કેવી રીતે? જરા વીચાર તો—"

"બકબક છોડો બાઇ સાહેબ, ને મુગા મુગાં ચોર વકોરો ખોલો, નહી તો આ—અને અહી વળી પાછો પેલો તલેસ્માતીક "ખણુખણાત" તે ઓરડામાં ફેલાઇ રહયો!

"પણ જરા જુઓની, અહીં ચોરખાનું તે મુવું કાંહ બજ્યું છ કે ઉઘાડી મરૂં?" તે લુચ્ચી સ્ત્રી પેલા ભયભીત ખણુખણાટથી ધ્રુજતા ધ્રુજતા તીજોરીપર વાંકી વળી તેની અંદર ચો તરફ હાથ ફેરવતા કાંઇક ચીચવાટથી પુછવા પડી આ વખતે તેણીની આંખો આતશીયા રંગની જણાતી હતી અને જો પોલીસ અમલદારને બદલે કોઇ સાધારણ આદમી હતે તો તેણી તેને ફાડી ખાવાને ચુકતે નહી એવો તેનો ચેહેરો વીકાળ બની ગયો હતો!

"જરા ધીરજથી તપાસો—શેઠાણી—તમારી કળ-કુચી તમોને નહી તો બીજા કોણને ખબર હોય એવી મોટી સુંદર તીજોરી છે અને તેમાં ચોર વકોરો નહી હોય એમ બને ચારૂં?" ડીટેકટીવ મોરારીરાવે તેણીનું પાકવતા ટકોરમાં પુછયું

"અરે નહીરે બાવા નહી, આએ તીજોરીમાં તેવુ કઇ નથીરે મરૂ તેમ હોતે તો મારા બેહેસ્તી——"

"તમારા બેહેરતી બેહેસ્તમાં ગયાછ તેવણુને પુછવા હવે કોણુ જાય? મેહેરબાઇ તાલેવત! હવે ઘણા સાધુ ના થાઓ ને મારૂ કહયુ માનો અને નહી તો હવે છેવટનો ઉપાય જરૂરજ લઇશ. નહી, તમે સીધી રીતે માનવાનાજ નથી—અને અ દ રનાં જાકીટમાંથી એક સીપટી કાઢી તે ખધા ડીટેકટીવે ધર-પચ-સરપચ કરી મેલી કે તે જોઇ ખધી સ્ત્રીનાં ગાણુ બેસી ગયાં

"બોલો—ચોર વકોરો ઉઘાડવોચ કે કોન્સટેબલોને અહીં બોલાવવાની આ સીપટી વજાડુ?"

નહી—નહી એમ ના કરતા જોઉછ—હજુરબી કોશેશ કરી જોઉછ મને ખબર તો નથીજ, પણ એમ તેમ ફાંફા મારૂ છ" તે લુચ્છી સ્ત્રી પામી ગઇ કે આ રાઠોડી પુરૂષ આગળ તેનુ કાઇ વળવાનુ નથી તો પણ ચોર વકોરાની ખરી જગ્યા બાજુએ મેલી બીજી બીજી જગ્યાએ તીજોરીમા હાથ ફેરવી ચોર વકોરો શોધવાના જુઠઠા ઢોંગ કરવા લાગી.

"તમે જમણી તરફ કેમ જોતા નથી? જમણી બાજુએ તો તમારો હાથ જતોજ નથી ડીટેકટીવ મોરારીરાવે તેહમીના તીજોરીનો ચોર વકોરો જમણી બાજુએ જોયલો હોવાથી તે પાખડી સ્ત્રીના ઢોગ પકડી કાઢી ખુલ્લે ખુલ્લું કહયુ

"અહીં તો જોયુ બાવા કયારનુ જોયુ"

"એમ છે?—ત્યારે ખસો જોઉ? જરા મને જોવા દો!"

અને એમ બોલી મોરારારાવ પોતે વાંકો વળી તે ચોર વકોરો ઝટ ઉઘાડી નાખ્યો! "કેમ, ચોર વકોરો નહી હતો તે હવે કયાથી આવ્યો? નરદમ ગીનીઓથી એ છલાછલ ભરેલો છે! એમ કેમ બને કે તીજોરી તમારી અને ચોર વકોરો તમારો નહી?–ઓ પાખડી સ્ત્રી! તુ બડી ખધી છે!' મોરારીરાવે દાત કચ કચાવી ઉમેરયુ " બોલ, તે પોલીસને ઠગી કે નહી?"

"ઓ નહીરે બાવા નહી એ તો કઇ બેહેસ્તીએ મારેથી છુપુ રાખેલુ હશે કે શુ તે એ ચોર વકોરો તો મને જણાવેલોજ નહી"

"ત્યારે એવોજ ચોર વકોરો તમે ઉઘાડયો કેવી રીતે?"

"કીયો ચોર વકોરો!"

"તેહમીના બાપનો–તમારી સાવકી દીકરીની તીજોરીનો!"

"એટલે, એ શુ બોલોછ તમે? તેહમીની તીજોરી હુ કાય ઉઘાડુ?"

"ફરદુનજી શેઠનુ વીલ ચોરવા!"

"જુઠ્ઠુ–જુઠ્ઠુ–એ બધુ મારી ઉપર જુઠ્ઠુ તરકટ રચાયલુ છે! મારી ઉપર ખુનનો આરોપ મેલવા એ રાન કમજાત ચુકી નહી તો હવે વીલની ચોરી નહી મુકશે?"

"ખબરદાર!—એકદમ બધ કર તારૂ મોહડુ!" તે કરડા ડીટેકટીવે તેહમીને અપશબ્દો ઓચરાયલા જોઇ ગુસ્સાથી લાલ થઇ જતા તે દદાને ધમકાવી કહાડી. "તુ જો વધારે ચેચુ કરશે તો હુ એકદમ તને પરહેજ કરીશ! ખરૂ કમજાત કોણ છે તે હવે વખત જતા આપમેળે સમજાઇ જશે

વારૂ, બાઇ સાહેબ જરા કહેશો કે તમારે ત્યા એવી કેટલી તીજોરી છે?"

"એકજ—વળી બીજી કેટલી?"

"તમારા આખા મેહેલમા એકજ તીજોરી છે?" આ સીધા સવાલથી તેણી ચમકી અને અચકતા અચકતા બોલી કે "મ-મ-મને તેની ખ-ખ-ખબર નથી"

"સીધો જવાબ આપો! નહી તો અબઘડી હાથમા સાકળા પેહડાવીશ" મોરાગીરાવે એક બત્રીસ મીસાલ ડોળા કકડાવી ભારે ઝનુનથી કહ્યુ

"એ રાન મારી સાવકી દીકરી યતીના ઓરડામા કદાચ હોય—હુ તે જાણુતી નથી"

"કેમ હજી સીધા જવાબ આપતા નથી, નહી?"

"બાબા મને કાય સતાવોછો? જો તમને તે જોવીજ હોય તો જેમ મારા ઓરડામાની તીજોરી જોઇ તેમ તેના ઓરડામા જઇ સુખેથી તપાસો તેની તીજોરાની વાત હુ શુ જાણુ?"

"ત્યારે વીલ ચોરતી વખતે તમે કોણુની તીજોરા ઉઘાડી હતી?"

"કોણુનુ વીલ? કેવુ વીલ? મારા ધેહેરાનુ છેલ્લુ વીલ તો મારી પાસે છે"

"અરે હા હા—એક દહાડે રાત્રે ને ગરીબ ખવાસના ધણીને સતાવીને એક વીલના ચીથડાપર તમે જોર જુલમથી બીનાકુ ચીત્રાવી લીધુ હતુ તે મનેબી ખબર છે તે વીલની

મારે દરકાર નથી મને તો તેહમીબાઇના ઓરડામાથી તમોએ ચોરેલુ વીલ જોઇએ છે, લાવો, તે કયા છે તે બતાવો' અથવા તેનો નાશ કીધો હોય તો કબુન કરો, નહીં તો જરૂર જનમ દેશનીકાલ જવુ પડશે "

"શુ? હુ જનમ દેશનીકાલ જાઉ? શાને માટે?"

"વીલ ચોરીને તેનો નાશ કરવા માટે"

"કોણુ કહેછ કે મે વીલ ચોરયુ?"

"તમારી આવા એનજેલીન! તેને પોલીસે પકડીછ ને તેણે એકરાર કીધોછ કે વીલ ચોરવામાં તમો ને તે સાથે સામીલ હતાં!"

તે હલદર દદાનુ મો મોતના જેવુ ફીકકુ પડી ગયુ!

"શુ એનજેલીન પકડાઇ ગઇ?" તેણીથી ધભરાટમા બોલી પડાયુ પણ તુરત તે બાગડ સ્ત્રીએ પોતાનો વાકય ફેરવી નાખ્યો "શુ એનજેલીન મારી ઉપર એવુ તોહમત મુકેછ?

"હા હા—તોહમત નહીં પણ તે સાચીજ વાત છે મરનાર શેઠ ફરદુનજીનુ મોત અને વસીયતની ચોરી એ બને ગુનાહ તમારાં કોઇ કાવત્રાને આભારી છે"

અહીં છેલ્લા વાકયમાં ડીટેકટીવ મોરાગીરાવે એક કાચુ કાપ્યુ, જેનો લાભ તે ચતુર સ્ત્રીએ ઝટ લઇ લીધો આયા એનજેલીનને પોલીસે પકડી છે અને તેણીએ સઘળો એકરાર કરી દીધો છે એમ સાભળી તે નાપેકારનુ રૂવે રૂવુ ધ્રુજી રહયુ હતુ. આ વખતે તેના ધ્યાનમાંથી ફરદુનજીના કમોતનો

ખ્યાલ સદતર નીકળી ગયેલો હતો અને માત્ર વશીયતની ચોરી પકડાઇ ગઇછે એટલોજ ખ્યાલ ભારે ગભરાટ વચ્ચે તેનાં મગજમા ગલમો કરી રહયો હતો તેવી વખતે "ફરદુનજી શેઠનુ મોત અને વશીયતની ચોરી" એ બને આરોપ તેણી ઉપર મેલવામા તે માહોશ ડીટેક્ટીવે એક થાપ ખાધી એમ થવાથી બન્યુ એમ કે ફરદુનજીના કમોતની યાદ થતા સ્વભ-વીક રીતે, ગમે એવો ધભરાટ છતા તેણીને ડાકટર મારટીનની યાદ આવી ગઇ અને તેણે આપેલી સરટીફીકેટનુ ભાન થતા તેણીનો ધભરાટ જોતજોતામા સમી ગયો

જો તેણીના ભેજા ઉપર વશીયતની એકજ વાત હતે તો પોતાને ઉપજેલા અસાધારણ ગભરાટની અસર હેઠળ તેણી કાઇ આટો ખાઈ દેતે—પણ "ફરદુનજી શેઠનુ મોત' ગમે તે કારણથી નીપજ્યુ હોય તે છતા એક મોટી પદવી વાળા ડાકટરની સરટીફીકેટ પોતા કને હોવાથી તેણીની કમરમા એક જાતનુ જોર હતુ વળી તેણીના કીસમની એક બાબડ બઇરી, જે આવા હેબતનાક બનાવો ભરવા ચુકી નહી તે ગમે એવા ગભરાવવા છતા જ્યા લાગ ફાવે ત્યા ડીટેક્ટીવ મોરારાશાનથી દબી જાય એમ હતુજ નહી

'શુ ? ફરદુનજીનુ મોત ને વશીયતની ચોરી એ બેઉ ગુનાહ સામા કોઇ કાવત્રાને આભારી છે?" તેણી હવે લગાર જોરમા આવી પુછવા પડી મારા સાહેબ એવી ધમકી અહી ચાલવાની નથી હુ આબરૂદાર ખાનદાનની ઇજ્જતદાર બાઇ છુ અને મને એવી રીતે ધમકી આપી શુ ડરાવવા માગોછો કે' ફરદુનજી શેઠનુ મરણુ કેવા સજોગમા નીપજ્યુછ તેની મારી

કને સત્તાદાર તમીર્માં સરટીફીકેટ છે, જે હું જયારે જરૂર પડગે ત્યારે વટને ઠેકાણે રજુ કરશ અને વશીયતની ચોરીનુ જે મારી ઉપર તમે આળ મેલોછ તેનો જવાબ એ છે કે જો આયા એનજેલીને પોલીસે શક ઉપરથી પકડીને પુછયુ બી હોય અને તેણીએ તેમ કબુલ્યુ બી હોય—તો હુ કહેવશ કે પોલીસે મારી ઉપર આરોપ ઉભો કરવા સારૂ તેણી પાસે મારી કુટીને તેવો એકરાર કરાવ્યો છે તમે બધા મને સતાવવાજ બેઠાછ તો હુ બી હવે છેલ્લે પાટલે બેસવા તઇયાર છેઉ ”

“હ હ ?—એટનુ બધુ ? બાઇ સાહેબ, આટલા આકળા ના પડો—જરા ઠંડા થાઓ ! આજ કાલ તમારોજ વાટ ઘડાઇ રહ્યો છે હજી અમે તમારી પુઠ કાઇ છોડવાના નથી. યાદ રાખજે એ પાખડી સ્ત્રી ! કે રાત—ને દહાડો હુ તારી પાછળ ભમતો રહીશ અને તારૂ પાપ પકડી કાઢુ તોજ હુ મારા બાપનો બેટો ! અને અહીં તે સોહરાબશાહ તરફ ફરીને બોલ્યો, ‘ચાલો સરદાર સાહેબ, હાલ તુરત શેઠાણીનુ મગજ ગલબાઓથી ભરપુર છે, તેમને શાત થવાની આપણે તક આપવી જોઇયે હજી મને બીજુ ઘણુ કામ બજાવવાનુ છે ”

એટનુ બોલી ડીટેકટીવ મોરારીરાવ સરદાર સોહરાબશાહને લઇ તે ઓરડો છોડી ગયો



## પ્રકરણ ૩૫ મુ.

### "હુ હવે મારાં કીસમતને તાબે થવા માગુ છું."

(દોહરો.)

દુનીયા છે દુખથી ભાગી, પ્રપચનો નહીં પાર,
ભલા બીચારાં ભોગવે, મોજ કરે બદકાર

(તારાપોરવાળા.)

તે રાત્રે ડીટેકટીવ મોરારીરાવ "તાનેન્ત કાસ્ટલ" માજ રહયો તે જાતનો મરાઠો હતો એટલે પસગવત રીતે તેને પારસી ખાણુ ચાલી શકતુ હતુ ! સરદાર સોહરાબશાહ જોડે પુનામા તેમના "સુબેદાર લાડજ"મા તે અનેક વાર "ચાપી", આવ્યો હતો તે એક અથગ ખાનાર અને તે સાથે પીનાર હતો, પણ તેનુ પીવુ હદસરનુ હતુ તેની મજબુત કાઠીની શકતીની બહાર તે પીતો ન હતો. સારાશ એ કે તે જે પીતો તે સહેલાઇથી જેરવી શકતો હતો

ઉપલા મજલાના એક એકાત ઓરડામા આજે રાતે સરદાર સોહરાબશાહે તેની જોડે ખાણુ લીધુ તે ખાઇ પીને ધરાયા પછી તેહમીને બોલાવી તેઓ હવે આગળ ઉપર શુ કરવુ તે બાબે ખાનગી મસલતે બેઠા ઓરડાના બારણાની બાહેર ત્યાં કોઇ આવવા ન પામે તેની સભાળ રાખવા માટે મહેલનો નફાદાર કારભારી કાવશે ઉભો હતો તે આજની નની ("નીલ" ગુમ થવાની) મુશ્કેલી ઉપર ઉડા અદેશામાં પડયો હતો

"કેમ શુ ધાર્યુ, રાવબહાદુર?" તેઓ ત્રણે જણ એક ટેબલ આગળ ખુરસીપર ગોઠવાયા બાદ સરદાર સોહરાબશાહે સવાલ મુકયો " હવે અમોને તમારો 'ફાયનલ એનસર' આપવાની મહેરબાની કરશો ?"

તે ડીટેકટીવે અહીં ચેહેરો ગભીર કરી પોતાની બેઉ આખ્યો બધ કરી અને ટેબલ ઉપર હાથની કોણીઓ ટેકવી હાથની હથેળીઓ આખમા દાબી એકાદ બે પળ વીચાર કરી જવાબ આપ્યો "સરદાર સાહેબ, આપણે જે ગભીર મસલત કરવા બેઠા છીએ તેની આગમચ મારે એક કબુલાત કરવી છે.

"કબુલાત? શાની કબુલાત?"

'તમો જાણો છો કે હુ અહીં એક ધવાદારી–ડીટેકટીવ તરીકે અવેજો નહી પણ એક દોસ્ત–ડીટેકટીવ તરીકે આવ્યો છુ' તે બોલ્યા, 'તમો નામવરનુ કામ એ હુ મારૂ પોતાનુ સમજુ છુ માટે મારે જે કાઇ મારા અત કરણને ખરૂ લાગતુ હોય તેજ બોલવુ પડશે પણ મને ડર છે કે તેમ કરવા જતા આ જવાન બાનુ દલગીર થશે એવુ પણ કાઇક છે"

"એમા દલગીર થઇ શુ કરવાનુ છે, રાવબહાદુર?" સરદાર સાહેબશાહ કાઇ જવાબ આપે તે પહેલા તેહમી પોતેજ બોલી પડી તે ચતુર કુમારીકા ઝટ બોલી ગઇ કે, આજની તપાસનુ પરીણામ કદી સતોષકારક હોય નહી "જે કઇ મારા નસીબમા હશે તે ખરૂ હુ દલગીર થઇશ એવી ચીતા તમોએ રાખવી નહી હુ હવે મારા કીસમતને તાબે થવા માગુ છુ"

"ધન્ય છે, બાઇ, તમારી સમજદારીને!" બોરાબીગાવ ને

ભલી અબળાના સહનશીલપણાથી મનમાં તાજુબ થતાં બોલ્યો "બસ મને એજ જોઇએ છે એમ હશે તો હુ ખુલ્લા દીલથી વાત કરીશ"

"મારી ડાહી દીકરી પુરતી સમજુ છે, રાવબહાદુર, માટે જે ઠરાવપર તમે આવી પહોચ્યા હો તે અમોને ખરેખર જણાવો મને તમારી ઉપર દરેક વીશ્વાસ છે" મોહરાબશાહે ઉમેર્યુ

"ત્યારે સાંભળો વીજ્ઞની ચોર એજ છે એમાં જરા વાંધો નથી, પણ એ પુરવાર કરવા માટે સઉથી પહેલી આયા એન જેથીન જોઇયે-તેણી કયાં છે? તમેજ કહોછ તેમ તેણીને નહસાડી મેલીછ"

"હા."

"અને તેથીજ તે ફરગણુ હાથમા આવવી જોઇયે એ કયા ગઇ હશે?"

"કોણુને ખબર કે કયા મુઇછ?"

"એ કયાંની રહીશ હતી તે તેહમીબાઇને ખબર છે?"

"નહીંજી"

"પહેલી શોધ એ થવી જોઇયે. હુ તેણીની પુઠ પકડના માગુ છુ." મોરારીરાવે મત આપ્યુ "મહેલમાની બીજી દાયાઓથી એ ખબર મળી નહી શકે?"

"મે મારી આયાઓમા પરપુછ કરી જોઇ, મોરારીરાવ, પણ કોઇને તે વીશે ખબર નથી" તેહમી બોલી

"એમ કેમ બને? આયા-આયાઓ એકમેક સાથ પોતાના ગામ ઘેરની વાત કરયા વીના રહે નહી" મોરારીરાવે તેહમીનો ખુલાસો માનવાને ના પાડી.

"તે ખરૂ છે પણ મારી મત્રાષ એની છે કે તેણીને મારી આયાઓના સમાગમમા જરાભી ફટકવા દેતી ન હતી."

"તમારી આયાઓ વીશ્વાસુ છે ?"

"હાજી"

"જે રાતે તમારા મરહુમ ધીનાને લગતો માઠો બનાવ બન્યો તે રાતે તમારી આયાઓને તેણીએ એક મેજબાની આપી હતી એમ મને જણાવવામા આવ્યુ છે ત્યારે તેઓ એકમેકના સહવાસમા આવવા પામતા ન હતાં એમ કેમ કહેવાય ?" ડીટેકટીવ મુરારીરાવે પુછ્યુ

"તે એકજ દહાડે તેમ થવા પામ્યુ તેજ મને પાછળથી શક ભરેલુ લાગેછ કે એ નાપેકાર એવુ કરવાની હતી તેથીજ મારી આયાઓ મોડી રાત સુધી મારા ઓરડામાં રહેવા ન પામે એટલા માટે એ બનાવટી મેજબાની ઉભી કરવામા આવી હતી" તેહમીએ ખુલાસો કીધો

"તમે જે જે બનેલા બનાવો મને સમજાવ્યા, તે ઘણી અચ્છી રીતે એક મેક સાથ મળતા આવેછ, પણ એટલાપરથી આપણે ફાવી શકીયે નહી" મોરારીરાવે મત આપ્યુ 'કમનસીબી તો એ છે કે આયા એનજેલીન સીવાય એનુ પાપ ખુલ્લુ કરી આપનારૂ આપણી પાસે બીજુ કોઇ સાક્ષી નથી"

"ધારો કે આયા એનજેનીન મળી આવે તો આ કેસપર કાઇ અજવાળુ પડે ?"

"અજવાળુ પુછોછ, સાહેબ ? તેણી જો મારા હાથમા આવે તો તેણી કને તો શુ પણ તેના બાપ કને બધુ અ કે કરાઉ" મોરારીરાવ દાત કચકચાવી બોલ્યો "એ આયા ન્હાસી

ગઇ એ ઉપરથી હુ અનુમાન કરૂ છુ કે તેણી છાતીની ત્રણી કાચી અને હીચકારી હોવી જોઇયે"

"તેણી હીચકારી હોય એમ હુ માનતો નથી" સરદાર સોહરાબશાહે મત આપ્યુ "હીચકારી હોય તો એવા ભયભીત કરમમા તેણી સામેલ થાય નહી"

"માફ કરજો, સરદાર સાહેબ, હુ તમારા મતને મળતો થતો નથી" મોરારીરાવ બોલ્યો "કેટલીક વાર હીચકારા માણસો એવા હીંમતવાન બને છે કે હીંમતવાળાને બાજુએ બેસાડે છે જે પાખંડી સ્ત્રીએ તેણીને હથીઆર બનાવી છે તેની હીંમત અહીં ધ્યાનમા લેવાની છે ખોબો ભરીને સોનાની ગીનીઓ હાથમા પડી હોય ત્યારે અભણને પણ અકકલ આવી જાય છે!' અને અહીં તે ઠાવકો ડીટેકટીવ ખડખડ હસી પડયો

"તમે શુ ધારોછ, હાલ એ આયા એનજેલીન મુબઇમા હશે?" તેહમીએ સવાલ કીધો

"કોઇ કાલે નહી—એ તો કયાની કયા વ જો માપી ગઇ હશે" મોરારીરાવે મત આપ્યુ 'પોતાના પાપના પુરાવા નાબુદ કરવા માટે તમારી મત્રાઇ કાઇ એટલી કાચી હશે કે તેણીને મુબઇમાં રહેવાની સલાહ આપે?—એમ બનેજ નહી'

"મારૂબી એજ મત છે" સરદાર બોલ્યા "પણ ત્યારે આ બાબતનો રસ્તો શુ? તમે શુ સલાહ આપોછ, રાવ બહાદુર?"

"કહેવાને ઘણો દીલગીર છુ, સરદાર સાહેબ, કે એ જલદી પકડાવુ મુશ્કેલ છે"

"ત્યારે આપણે શું ચુપજ બેસવું ? શું એનો ઉપાયજ નથી?"

"નહી, નેહમીબાઈ, ઉપાય નથી એમ કહેવાય નહી" ડીટેકટીવ મોરારીરાવે ઘણે ગંભીર ચેહેરે ઉંડો વીચાર કરતા ધીમે સાદે જવાબ આપ્યો "ઉપાય તો છે"

"તે શું ?"

"તે એ કે એ રાંડ એનજેનીનને હર સુરતે પાતાળના પેટામાંથીપી શોધી કાઢવાના પ્રયત્ન થવા જોઇયે—રાત ને દહાડો ખાઇ-પીને એની પુંઠે લાગવું જોઇયે—શહેર શહેર ને ગામો ગામ એની બારીક છુપી તપાસ ચલાવવી જોઇયે"

"એમજ હોય તો આપણે મુંબઇની પોલીસની મદદ કાં ન લઇએ ?" સરદાર સાહેબે સવાલ કીધો.

"મુંબઇની પોલીસની મદદ હાલ તમોને કાંઇજ કામ આવવાની નથી"

"તેનું કારણ ?"

"કારણ એ કે તમારી પાસે સાક્ષી પુરાવામાં તમારા વ્હેમ સીવાય બીજું કાંઇ નથી! મોરારીરાવે રોકડે રોકડું ચુકવી આપ્યું 'સરદાર સાહેબ, એક આરોપીપર જ્યાં સુધી પુરે પુરો અપ્રાધ સાબેત થતો નથી ત્યાં સુધી કાયદો તેને અપ્રાધી ગણતો નથી આ બોલવું બહુ સહેલું છે પણ બજાવવું મુશ્કીલ છે તમારે યાદ રાખવાનું છે કે લંડનના એક મોટા M D તબીબની ફરેદુનજી શેઠનું મોત શાથી નીપજ્યું તે બાબે તેહમીબાઇની મત્રાઇ સરટીફીકેટ ધરાવે છે એટલે તમારો અરધો કેસ તો ત્યાંજ ડુલો થઇ ગયલો સમજવો હવે રહયો માત્ર નીલની ચોરીનો સવાલ—નો તે ચોરી કરતા

નજરે જોનાર સાક્ષી કોઇ નથી? ધારોકે તે લુચ્ચી બાયાને જાહનમના ગારમાંથીમી આપણે શોધી કાઢીયે પણ તેણી જો મકમ રહીને નાજ પાડે તો આપણે કેવી રીતે ફાવી શકીયે? વળી ચોરી કરનાર બાઇ ગમે એવી બુરી, લુચ્ચી, કે શયતાનની ઓલાદની હોય પણ તેણી એક 'સ્ટેટસ'વાળી (દરજ્જાદાર) બાનુ છે એની એક મોટે ખાયરેની બાનુ ઉપર ચોરીનુ આળ મેળવુ એ ખાવાનુ કામ નથી તેને મહાત કરવા માટે ધરખમ સાક્ષી–પુરાવાઓની જરૂર છે મને એવા કેસોનો ઘણો અનુભવ છે નજરની સામે વડાયલા ગુનાહો કેટલીવાર કફોડા સજોગને લીધે પુરવાર કરી શકાતા નથી આપણો કેસ પણ એવાજ કફોડા સજોગોને આભારી છે તમે પેહેલનીજ બાજી ચુકયા છો, ફરદુનજી શેઠ!! લાશ ઘરમા હતી તેજ વખતે પોલીસને ખબર આપી તાને ધાએ ચાપતા ઉપાયો લીધા હતે તો એ પાપ ઝટનુ પટ ફુટયા બીના રહેને નહીં"

"તે વખ્તે મારી ગેરહાજરી હતી રાવબહાદુર, અને આ બીચારી ગરીબ દીકરી અચણુચ આફત જોઇ કલાકો સુધી બેફામ પડી હતી તેનો તે નીચ ઓરતે ઝટ લાભ લીધો ત્યા અમે શુ કરી શકીયે?"

"તમારૂ કહેવુ છે, પણ તે સોનેરી તક ચુકયાથી આજે આપણો મામલો દશ ઘણો બીકટ બની ગયો છે જ્યારે સજોગ કફોડા હોય ત્યારે પહેલાથીજ દરેક ચીજ ઉધી બનતી આવે છે જો ફરદુનજી શેઠની લાશ પોલીસના કબજામા આવી હતે તો પોલીસ તે લાસ ચીરાવ્યા બીના રહેને નહીં જો તેમ થતે તો આ પાપ તુરત પકડાઇ આવને અને મરનાર 'હારટ ફેલ્યોર' થવાથી મરણ પામ્યા કે બીજા કોઇ કાવત્રાના

ભાગ થઇ પડયા હતા તે આરસીની પેઠે ખુલ્લું થઇ જતે અરે અરે, તમે કેવી ભુલ કરી ?"

અહીં તે બાહોશ ડીટેકટીવ બહુ કમળી પડયો

"અરે ! જો તે વખતે હું હતે તો તેજ ઘડીએ એ પાખડી બીના મુસ્કાતાટ કરતે ! પણ અફસોસ ! કે તે મોકો હાથથી જતો રહયો ! હવે બાજી હાથથી ગઇ-લગભગ સહાના ગઇ ! હવે તો કુદરત પોતે કાઇ કુમક કરે તોજ એ પાપ ફુટે "

ડીટેકટીવ મોરારીરાવના આ શબ્દો સાંભળી સરદાર સાહેબ અને તેહમી ઘણા ગમગીન થઇ ગયા-તેમના મુખ પરથી જોયા પાણીજ ઉતરી ગયું ગરીબ તેહમી ! આ વખતે તે કમનસીબ કુમારીકાની આંખ્યોમાંથી નદીના પ્રવાહ પેઠે આંસુઓ એઅખત્યાર વેહતા હતા !

---

## પ્રકરણ ૩૬ મું.

## સરજતને શરણ થયલી સુંદરી.

(બયત.)

મેથાઝાર મુરી કે દાનહ કશ્અસ્ત,
કે જાનદારદો જાને શીરીન ખશઅસ્ત

અર્થ—એક દાણો ખેંચનાર કીડીને પણ આઝાર ના

કે (કારણકે) ને પણ જીવ ધરાવે છે અને તેનો મીઠો જીવ તેને (પણ) વહાલો છે

(ફીરદોસી.)

લગભગ આખની નજર સામે બનેલા બનાવ છતા સાક્ષી-પુરાવાની ગેરહાજરીને લીધે મરનાર શેઠ ફ્રદુનજી તાલેવતના કમોતનો ભેદ ખુલ્લો કરી નહી શકાય એવો મામલો જોઇ સરદાર સોહરાબશાહને ઘણુ લાગી આવ્યુ ગમે એવા ગજા વર ખરચને ભોગે પોતાના મરનાર દોસ્ત પાછળ રચાયલુ કાવતરૂ ખુલ્લુ થયલુ જોવાને તેઓ એક પગે તૈયાર હતા પણ આહોશ ડીટેકટીવ મોરારીરાવના છેલ્લા "ફાઇનલ એનસર" થી તેવણ લાચાર થઇ ગયા. તેવણ મજબુત છાતીના હોવા છતાં તેહમીની આખ્યોમાથી ટપકતા આંસુઓ જોઇ તેમનુ હૈયુ ભરાઇ આવ્યુ

"દીકરી–દીકરી, સબર કર! ઇનસાનપર જ્યારે દુખ આવે છે, ત્યારે ચોતરફથી આવે છે." તેવણે ખુરસી પરથી ઉઠી રડતી તેહમીને પાસામા દાબી દીલાસો આપ્યો "હીમત રાખ, મારી માય, તુ એમ કરશે તો આગળ સુજ કેમ પડશે?"

"ઓ કાકાજી! એ ગજબ હુ કેમ ખમુ? એકેક કરતા બબ્બે ગુનાહોમા એ નાપેકાર ફાવી જાય કે? એનો કઇ ઇન-સાફજ નહીં કે? અરે! એ હવે મારા આએ બાપીકા મકાન માથી લાત મારીને કપડાભાર હાકી મુકવાનેમી ચુકનાની છે કે?"

"ખરી વાત છે, દીકરી તેહમી, પણ આજ કાલ કુદરત પોતેજ આપણી વીરૂધ વલણ લેછ, ત્યા આપણો ઇલાજ શુ! તને ચીંતા કરવાનુ કાઇ કારણ નથી, મારી દીકરી, હુ કેવો

હું ? એ રાન કમજાત ફરી ફરીને શુ કરવાની છે ? કઇ તારો ને મારો જીવ તો નથી લેવાની ? ઘણું થશે તો તારી બાપીકી મીરાસ તમામ લુટી લઇ તુને કહાડી મેલશે, તો હુ શુ મુવો પડયોછ કે ? મરનાર દોસ્તના એક પુરા બચ્ચાને દુનીયાની દયાપર હુ રખડતુ નાખસ કે ? નહી—કદી નહી યાદ નાખજે, દીકરી, કે અને નેકીનીજ ફતેહ છે અને પાપીનો પરાજય છે ખુદાનો લાકડીને અવાજ હોનો નથી ને મહા નામી સાહેબની ગેબી કુદરતને કોઇ પીછાની શકતુ નથી તુ નીરદોશ હકદાર બચ્ચાનો હક પચાવી નારી મત્રાઇ કદી સુખ જોવાની નથી કર ને જો અહીંનુ અહીં છે જેઓ પોતાના અતનગના બેશીઓને ખોટી રીતે સતાવે છે, તેઓ ઉપર ખુદાઇ શ્રાપ ઉતરયા વગર કદી રહેતો નથી ખુદાની ગેબી લાકડી નો મુગો માર તેઓપર મોડો કે વેહલો પડવાનોજ એવા ઘણા દાખલાઆ મે મારી આખોથી જોયલા છે જેઓ જીવતી જીદગીમા ખુદાનો ડર ભુલી જઇ હકદારોનાં હક પચાવે છે, તેઓ પ્રથમ તો થોડોક વખત પોતાને ફાવેલાં જોઇ ફુલણજી બને છે, પણ જયારે કુદરતનો કેહેર તેમની ઉપર ઉતરે છે. ત્યારે પલકની વચ્ચે તેઓને પાયમાલ કરી મેલે છે. માટે, આએ આફત જોઇ તુ ડર ના-સઉને માથે તે માનેક હુપો નાગેહબાન છે દરેકના કરતુક તના આકારી દફતરમા અચુક રીતે નોધાયા જાય છ દુનીયામાં રાખ-રખાવટ છે, પણ દાદારને ત્યા નથી ત્યા તો શુ ગરીબ કે મોટા સઉને ખુદાવદ પાકના નજરમા સરખા છે આપણે આકળા છીયે, પણ કુદરત આકળી નથી તે ભલાઓ અને બુરાઓ ઉપર એક સરખી નીમાહ રાખે

છે અને જયારે બુરાંઓની બુરાઇ હદને દરજજે પહોચે છે ત્યારે તે એક એવો મુગો ફટકો મારે છે કે તેમના નાપાક નામ–કામની ધન–નસલ વટીક રહેવા પામતી નથી ! તારી મત્રાઇનુ પાપ હજી પુરૂ ભરાયુ નહી હશે તેથીજ આજે તે ફાવી જાય છે, પણ સદાકાળ તે સ્થીતી હરગેજ રહેવાની નથી પાપ ફુટયા વગર કદી રહેતુ નથી પાચ દહાડે તુ મારા આએ સખુનોની યાદ કરશે માટે, તેહમી દીકરી, તુ હીમત રાખ–એમ નાહીમત થવાથી કુદરત નારાજ થાય છે તે પાક પરવર જે સ્થીતીમાં રાખે તેમાં આપણે સતોષ માનવાનો છે. આએ પાપી કામમા જેમના હાથો સ ડોવાયલા હશે તેમની ઉપર કુદરત પોતાનુ વેર વાલવા વગર કદી રહેવાની નથી ”

સરદાર સોહરાબશાહના આ દીલાસા ભરયા સખુનોથી તેહમીને મોટી ધીરજ મળી તેણી રડતી ચુપ થઇ ગમગીન ચેહેરે ગુપચુપ બેઠી મોરારીરાવ ડીટેકટીવને પણ તેની દયા લાગ્યા વીના રહી નહી, પણ જયા કોઇ રીતનો રસ્તોજ ન હોય ત્યા ઇલાજ શો ?

આટલુ છતા, તેનાથી હવે બોલ્યા વીના રહેવાયુ નહીં "તેહમીબાઇ તમે એટલાં નાઉમેદ ના થાઓ ખુદાનુ કામ ખુદા કરશે કુદરતજ જયારે આ ભેદનો પડદો ખોલવા ઇચ્છશે ત્યારે આખ મીચીને ઉઘાડે એટલી વાર લાગવાની નથી ”

"તે ખરૂ, પણ હાલને કાજ તા એ પાપીઓ ખુશાલ

ઉગરે ફરતા ફરે ને ફાવીજ જાય કેની ?" તેહમીએ પરીવારો કીધો

"બાઇ સાહેબ ! દુન્યાજ એવી છે, આજે બદમાશોનુ તપે છે ને નીરદોશો ઠેસમાર થાય છે, કારણ કે આ કળી-યુગનુ રાજ્ય છે !"

"શુ મુબઇની પોલીસ એ વીશે કાઇજ નહીં કરી શકે, રાવબહાદુર ?" સરદાર સોહરાબશાહે પુછ્યુ

"કોડી માત્ર નહીં ! આપણી કને મુદદા-પુરાવાજ કયા છે ? મારૂ મત એવુ છે કે પોલીસને ખબર આપવામા આપણે ગુનેહગારોને સામાં વધુ સાહુચેત કરીશુ, માટે હાલ તુરત એ વીશે ઠપકી મારી જવામાં આખરે મોટો લાભ છે"

"ઓ મુરારીરાવ ! જુઓ, હજુબી કાઇ વીચાર કરો ! હજુબી કાઇ રસ્તો બતાવો !" તેહમી કકળીને કાલાવાલા કરવા પડી "હુ તમારૂ હેશાન મારી જીદગી સુધી ભુલીશ નહી. જો એ પાપીઓને એમના એમ પડતા મુકશો તો એ ને એ વીચારોથી ખરેખર હુ ઘેની થઇ જવસ !"

"હદ થઇ ? આ છોકરીને હવે હુ કેવી રીતે સમજાઉ ?" મોરારીરાવ તેણીને કાકલુદ કરતી જોઇ દયાથી પીગળી મનમા પટપટવા લાગ્યો તેણે એક મીનીટ કાઇ વીચાર કીધો અને બોલ્યો "બાઇ, તમે રડો ના-એટના બધા કગળો છો શુ કામ ? જયારે તમારી એમજ ઇચ્છા છે ત્યારે હુ હવે એક બીજે રસ્તે કામ લઇશ સાભળો સોહરાબશાહ મને એક બીજો વીચાર આવે છે યુરોપમા જયારે એવા કોઇ કફોડા સજોગવાળા બનાવ બને છે કે જેમાં ત્યાંની પોલીસ મુદા-

પુરાવાની ગેરહાજરીમા માથુ નાખી શકતી નથી, ત્યારે ત્યાન માતબરો મારે જેવા ખાનગી ડીટેકટીવો મારફતે પ્રથમ છુપી તપાસ ચલાવે છે જો તમારી રજા હોય તો તે પ્રકારનુ બીડુ હુ આજથી ઝડપવા તઇયાર છુ કારણકે આ નીરદોશ બાઇને આટલી બધી કકળતી જોઇ મને એની ઘણી દયા આવે છે?"

"અમે તમારા ઘણા હેશાનમદ થઇશુ રાવબહાદુર!" શોહરાબશાહે ઝટ જવાબ આપ્યો" તમારો આએ જવાબ સાભળી હુ ઘણો ખુશી છુ. 'મનુષ્ય પ્રયત્ન—ઇશ્વર કૃપા' એ જાણીતી કહેવત છે હુ ઇચ્છુ છુ કે તમારો પ્રયત્ન સફળ થાય!"

"તમારી વાણી ખુદા મને આમીન કરે! મને આ જવાન બાનુનુ બહુ લાગે છે" તે ડીટેકટીવ બોલ્યો અને સરદાર સાહેબને ઝટ એક સવાલ કીધો

"હાલના પાલીસ કમીશનર સાથ તમોને પીછાન છે, મારા સરદાર?"

"ઘણીજ સારી રીતે. એનણુ પહેલા પુનામા હતા"

"હા-હા ખરી વાત છે—હવે મને યા આવી ત્યારે તો ઉઠો, સાહબ, અને તઇયાર થાઓ' મારે હમણાને હમણા એમને મળવુ છે"

"અત્યારે! રાવબહાદુર, રાત ઘણી મોડી ગઇ છે અને કમીશનર સાહેબ પોતાને બગલે આરામમા પોઢેલા હશે"

"તેની શી ફીકર છે? આ કામ એવુ છે કે અત્યારે રાત્રેજ તેમને ફરાગતથી મળવાનુ ઠીક થઇ પડશે"

"કદાચ તેઓ આપણી મુલાકાત અત્યારે લેશે નહી"

"નહી સાહેબ, નહી, અમે પોલીસના અમનદારોને રાત ને ફહાડો બધો સરખો હોય છે તમો સુખવાસી અમીરોને રાતના આરામની દરકાર હોય પણ અમોને હોતી નથી વળી આ કામ માટે આપણે આવડી મોડી રાત્રે જવાથી કમીશનર સાહેબપર મોટી અસર થશે. હું પણ ગણત્રીથી કામ લઉ છુ !" અને તે અહીં જરા હસ્યો

"તમે ત્યાં શુ કરવા ઇચ્છો છો ?"

"તે હુ તમને ત્યાજ કહીશ હુ પોતે પણ કમીશનર મી० બારટનને અચ્છી રીતે ઓળખુ છુ હુ રીટાયર થયો ત્યારે એ ભલા ગ્રહસ્થે મને મુબારકબાદીનો એક પત્ર લખી લાબુ આયુષ્ય ઇચ્છયુ હતુ તેઓ મારાબી મીત્ર છે, પરંતુ એક કરતા બે ભના એ હેતુથી હુ આપને મારી જોડે લઇ જવા ઇચ્છુ છુ આપના આવવાથી અલબતા વધુ વજન પડશે અને આપણુ કામ સેહેલાઇથી બનશે.'

સરદાર સોહરાબશાહને બે વાર કહવુ પડે એમ ન હતુ તેહમીને ધીરજ આપી તેણીના ઓરડામાં સુવા મોકલી તે બને ગ્રહસ્થો બીજી દશ મીનીટમા મેહેલમાંના કોઇ જાણવા ન પામે એટલા માટે ગુપચુપ એક ભાડુતી ગાડી કરી કમીશ નરને બગલે ગયા

સારે નસીબે કમીશનર સાહેબ પોતાના બગલામા કોઇ અગત્યના કામને લીધે ભભુકદાર લાઇટ વચ્ચે લાઇબ્રેરીવાલા ઓરડામાં ટેબલ આગળ લખતા બેઠા હતા તે બન્ને ગ્રહસ્થોના કારડ જોતાં વાર તેવણુ પોતે બાહેર નીકળી આવ્યા અને આવી મોડી રાતે તેઓને આવવુ પડયુ ત્યારે તો કાંઇ બહુ

તાકીદનુ કામ હોવુ જોઇયે" એમ મન સાથ અનુમાન બાધ્યુ

તે ભલા ટોપીવાળાએ સરદાર સોહરાબશાહ અને ડીટેકટીવ મોરારીરાવને હસ્તે ચેહેરે ઘણુજ માનથી આવકાર આપ્યો અને પોતાની ટેબલ આગળ લઇ જઇ પોતાની પડોસમા બાઇઝત બેસાડયા

"તમો બને પુનાવાસી મીત્રોને આજે અહીં જોઇને હુ ઘણો ખુશી છુ" મી૦ બારટન બોલ્યા, "પણ આવી મોડી રાત્રે મારી મુલાકાતની તમોને જરૂર પડેલી જાણી કાઇક ચીતાતુર બન્યો છુ કાઇ દલગીરી ભરેલી બાબત તો નથીની'"

"સાહેબ, દલગીરીભરીજ નહીં, પણ ઘણી દુખભરેલી બાબદ છે" ડીટેકટીવ મોરારીરાવે ઝટ જવાબ આપ્યો તેવણે સરદાર સોહરાબશાહને આગમચથી ચેતાવી મુકયુ હતુ કે સઘળી બીના હુજ કમીશનર સાહેબને કહીશ, માટે તમે કાઇજ વચ્ચે બોલવુ નહી, તેથી તેવણ ચુપજ હતા

"ત્યારે મને એકદમ કહો—હુ ઇચ્છુછુ કે હુ તમો માનવત મીત્રોને કાઇ ઉપ્યોગી થઇ પડુ"

તે બને ગ્રહસ્થે તે ભલા અમલદારનુ તેના આ છેલ્લા માયાળુ વાકય માટે હેશાન માન્યુ અને તે પછી ડીટેકટીવ મોરારીરાવે તાલેવત કાસ્ટલમા બનેલા બનાવોને લગની સપુરણ નીગતથી તેને વાકેફ કીધો સરદાર સોહરાબશાહે તુરત જોઇ લીધુ કે તેવણને નહીં બોલવા દેવામા ડીટેકટીવ મોરારીરાવે વાજબીજ કીધુ હતુ

"જે વીગત હુ બે કલાકે સમજાવી નહીં શકતે તે આ આદમીએ અરધા કલાકમા સમજાવી !" તેવણ પોતાના મનમા મોરારીરાવની તારીફ કરતા બોલ્યા "ખરેખર એ ઘણો બાહોશ માણસ છે એમણે ટુકમા સમજાવવા છતા બારીકે બારીક વીગતથી એને માહીતગાર કીધોછ ખચીત મારેથી બનતે નહીં મગનીશ ઉપર એનો 'કમાન્ડ' કેટલો જોરાવર કે-નરી જાણે કાલર ચાલેછ !"

"બસ-હુ બધુ સમજી ગયો, હવે મને કહેશો, મારા મીત્રો, કે તમારી શી ઇચ્છા છે ?"

"ઇચ્છા એ છે કે આયા એન્જેલીનને પકડવાનુ મને વારટ આપો !" ડીટેકટીવ મોરારીરાવ બોલ્યો "સાહેબ, હુ એક જુનુ ડોશુ છુ પણ આપણા મીત્રના કામને માટે હુ આજથી એક નવજવાન થવા ઇચ્છુ છુ."

"તમે ઉમ્મરે ઘરડા છો, રાવબહાદુર, પણ તમારા ધધાની લાઇનમા તમો હમેશા જવાન છો" મી૦ બારટન બોલ્યા "હુ તમોને તમારી ચાનાકીને હમેશાં વખાણુનારો છુ એવી ઝુટી તપાસથી અનગતા તમારો પ્રયત્ન સફળ થાય એમા શક નથી હુ અબઘડી તમોને આયા એનજેલીનને પકડવાનુ વારટ આપુ છુ, પણ મને લાગે છે, રાવબહાદુર, કે તમારી આસાયશના ટાઇમમાં તમે એક મોટી જજાળ માથે ઉઠાવી લાવી છે જો તેણી ગુમ થઈ ગઇ હશે તો આજ કાલમા પકડાય એમ હુ માનતો નથી"

"આજ નહીં તો પાચ વરસે-પદર વરસેબી હુ તેને પકડીશ, માત્ર તેટલા મારી હયાતી સલામત જોઇયે !" અને

આ છેલ્લા વાક્ય પર તે ત્રણે મીત્રો હસ્યા વીના રહ્યા નહીં !
"પણ મને તે નીરાધાર નીરદોશ કુમારીકાની બહુ દયા વાગે
છે તે એક વારની સુખી સકુમારી આ પાપી પ્રપચથી હરજ-
કાળ થઇ ગઇ છે !"

"ગરીબ બીચારી !" તે દયાળુ બીબીજાયા ઇંગ્રેજ ગ્રહસ્થે
તેની દયા ખાતાં કહયુ "હુ આ કામમાં તમોને ફતેહ ઇચ્છુ
છુ, રાવબહાદુર, અને આ કામના સબધમાં તમોને મારી
બીજી કાઇબી મદદ જોઇયે તે સુખેથી તારથી મગાવજો"

અને હવે ટુકમા, પોલીસ કમીશનરે આપેલુ તે કોઇગી
વખ્તે કામ લાગે એવુ કાયમનુ વોરટ લઇ તે બન્ને ગ્રહસ્થો
તેનો ઘણો ઘણો આભાર માની બગલામાથી બાહેર આવ્યા

'સરદાર સાહેબ, હવે છેલ્લી સનામ !" રસ્તાપર આવી
મોરારીરાવ બોલ્યો "હુ અહીથીજ હવે આપથી છુટો પડુ
છુ કમીશનર સાહેબના આપણે થોડા આભારી નથી. એવુ
વારટ સપુરણ વીશ્વાસ વીના આપી શકાય નહીં મને વકી
નહીં હતી, પણ હુ આપને સાથે લાવ્યો એ ઘણુ ડહાપણુ
કરયુ"

"મોરારીરાવ, નહી એમ નહીં, તમારી ચાલાકી અને
બાહોશી માટે બારટન સાહેબને ઉચુ મત હોવાથીજ એ
મળ્યુ છે ખુદાના શુકર કરો ! પણ તમે તાલેવત કેસ્ટનમાં
આવોછ કેની ? રાતની રાત અહીં તોડી પાડી સહવારે સુખેથી
સીધારજો"

"નહી, સરદાર સાહેબ, હવે હુ વખત ખોહવા માગતો
નથી અહીંથી હુ પાધરો સ્ટેશનપર જઇશ અને કાલને હાલ

એ કામ પાછળ લાગીશ હુ શેહેરેશેહેર અને ગામેગામ ભટકીશ."

"પણ તમે તે નાપાકને કેવી રીતે ઓળખશો? આયા એનજલીનને તો તમે નજરેથી જોઇ નથી!"

"તેની ચીંતા કરશો નહી ખુનીઓ ખુન કરીને નહાસી જાય છે તે શુ બધા ખુન કરવા આગમચ અમોને પોતાના ચેહેરા દેખાડવા આવે છે કે? અમો પોલીસ ડીટેકટીવોને એક નહાનુ મળ્યુ એટલે બસ છે-ગમે એવા અજાણ્યા માણસોને શોધી કાઢવાની કુનેહ અમો જન્મવા પહેલાજ શીખીને પછી જન્મયે છીયે. તેહમીનાબાઇને દીલાસો આપજો અને કહેજો કે મોરારીરાવ જીવતો હશે ત્યા સુધી આયા એનજેલીન આપણા હાથમાંથી છટકવાની નથી તે નાપાક દગાને હુ પાતાળના પેટામાંથીબી શોધી કહાડીશ હા, આ કામ કાઇ આજને કાલ બનવાનુ નથી, પણ જ્યા સુધી હુ તેણીને પકડી કહાડીશ નહી ત્યા સુધી હુ જંપીને બેસવાનો નથી ચાલો સાહેબજી!"

"જરા સબર કરો, દોસ્ત, જે મહાન જોખમ તમે માથે ઉઠાવ્યો છે તેમા ખુદા તમોને મદદ કરે, પણ આ મેહનત કાઇ અમથી ખચવાની નથી માટે હાલ તુરત આપને હુ થોડીક રકમનો એક ચેક—"

"ઓ નહી! મારા મહેરબાન, એ વીશે એક હરફ બોલશો નહીં હુ કાઇ નાગો ભુખો નથી ખુદાની મેહેરથી મે પુશ્કળ એકઠુ કીધેલુ છે હાલ એની વાત કરશો નહી જ્યારે

તમારૂં કામ સરનજામ ઉતરે ત્યારે હુ તમને નારાજ કરીશ નહીં ચાલો ગુડનાઇટ!" અને એમ બોલી સરદાર સોહરાબ શાહ જોડે શેકહેડ કરી તે બાહોશ ડીટેકટીવ ત્યાથીજ છુટો પડયો તેના ગયા પછી બીજી ગાડી કરીને સરદાર સાહેબ તાલેવત કેસ્ટલમા ફરયા

તેઓએ બીજી સહવારે ગઇ રાતે બનેલા બનાવથી તેહમીને વાકેફ કીધી અને ડીટેકટીવ મોરારીરાવે આ બીડુ હીંમતથી ઉઠાવ્યુ છે એમ સાંભળી દુખી કુમારીકાને ઘણીજ ધીરજ મળી

"દીકરી તેહમી," બપોરના ખાણા પછી સરદાર સોહરાબશાહ બોલ્યા "હવે તારે અહી રહેવામા શોભા નથી તુ તારો જે કાઇ સામાન હોય તે પેક કરાવ હુ આવતી કાલે તુને અહીથી મારી સાથ લઇ જવા ઇચ્છુછ"

તેહમી આ શબ્દો સાભળી રડી પડી?

"આખરે ત્યારે મારૂ બાપીકુ મકાન તજવાનો વખત આવ્યો કે? અરે પપા-પપા! તમે કમોતે મારયા નહી જાવો તો આય દહાડો મારો આવતે નહીં!" તે દુખી અબળા ધસાધસ રડીને બોલી

"રડ ના દીકરી, તારી સરજતને હીંમતથી શરણુ થા! તુ કેળવાયલી છે-શીખેલી-ભણેલી છે શાહ-સુલતાન જેવાઓ ઉપર વખત આવેછ, તો આપણી શુ બીસાત? તને રડવાનુ જરાએ કારણુ નથી હુ કેવો છુ? જેટલુ સુખ તુ અહીં ભોગવતી હતી તેટલુજ મારે ત્યા ભોગવશે. મારી ગુલ દીકરી

સાથ તારો વખત સોહવાઇ જશે તારી હાજરીથી હુ મારી એકને બદલે બે દીકરી સમજશ શાન થા, તેહમી, તે એમ 'નરવસ' થવુ નહીં જોઇએ શુ મારા ઘરને તુ તારૂ ગણતી નથી? તારા બેહેનની પપા મારાં ઘેરને પોતાનુજ ઘેર ગણુતા હતા

"મારા માયાળુ મુરબ્બી! એમ ના બોલો, તમારા ઘેરને હુ મારૂજ સમજુછ, પણ જે ઘેરમા હૂ જન્મેલી, ઉછરેલી અને આજ સુધી આપઅખત્યાર વમેલી તે બાપીકા વ્હાલા ઘરને સબરદસર એક સાવકી માયના જાલેમ કેહેરને લીધે છોડી જતાં શુ મને નહીં લાગે? અરે! મારા પપાના રાજમાં હુ કેવી સુખી હતી! અરે! મારા પપાની બાદશાહીમા મને કેવુ સુખ હતુ? એ સુખ એક જાનેમ જાનેવુ દગો દઇ મારી મતરાઇ ધોળે દીવસે મારા હાથમાથી છીનવી લે તે જોઇ મને દુખ નહીં ઉપજે? ઓ સોહરાબશાહ-સોહરાબ-શાહ! મુઇ હુ મારે માબાપને પેટે જન્મીજ નહીં હતે તો કેવુ સારૂ? મારે લીધે મારી મતરાઇએ મારા બાપનો જીવ લીધોછ અને દુન્યામાં રવડતી ને રખડતી કરવા સારૂ એ નાપાકે એવા મહા જબુન કામો કીધાછ, ખુદાનું હજાર હજાર હેશાન માનુછ કે તમો એક બાપ તોલના મુરબ્બીનો છાયો મારે માથે સલામત છે, નહીં તો મારૂં શુ થતે?"

"દીકરા, દરેક ઇનસાનને તેની આફતમાં દાદાર દસત-ગીર હોય છે હુ નહી હતે તો ખુદા કોઇ બીજાનો છાયો તારે માથે આગમચથીજ પેદા કરતે. હવે એ વીશે તે દીલને વધુ રંજીદા કરવાની જરૂર નથી. હવે અહીંથી આપણે મનતી

જલદીથી ઉદાંગરી કરવીજ બહેતર છે બોલ દીકરા, તુ મારી સાથે આવશે કે નહી?

"નહી આવીને બીજે કયા જાઉ, મારા મુરબ્બી! હવે તો તમેજ મારા પપાની જગાપર છો તમારા હુકમ મુજબ હુ મારા સામાનની તઇયારી કરૂ છ, પણ મારી એક અરજ છે, સોહરાબશાહ, તે તમે માનશો?"

"તે શુ દીકરા? સુખેથી બોલ"

"પપાનુ દશમુ વીતા આપણે અહીંથી પુને જઇયે એમ હુ ઇચ્છુછ કાલને કાલ દોડાદોડી કરવા હુ ઇચ્છતી નથી."

"જેમ તારી મરજી, દીકરા. હુ તને નાખુશ કરવા ઇચ્છતો નથી."

અહીં હવે લબાણુ કરવાની જરૂર નથી ગરીબ બચારી દુખી તેહમીએ પોતાનો સરસામાન બે ત્રણ દીવસમા તઇયાર કરાવી સોરાબશાહના હુકમથી આગમચથી પુના ખાતે રવાના કીધો

તેણીનો સામાન જતો જોઇ તેની મત્રાઇને કલેજે ઠડક વળી તેણી ચેતી ગઇ કે તેહમી હવે ત્યા વધુ વખત રહે એમ લાગતુ નથી તેહમી તરફની હદબહાર હસદને લીધે તો તે દલદર સ્ત્રીએ ભયભીત કાળાં-ધોળાં કીધાં હતા. અને તેમ કરવા જતાં અજાણપણે ધણીનુ છતર ખોહી બેઠી હતી!

તેહમીનો સામાન પુના તરફ જતો જોઇ આખા મેહેલના નોકર-ચાકરોમાં ભારે તરખાટ ફેલાઇ રહયો! તેમા સઉથી વધુ ચમકનાર કાવસો કારભારી હતો. તે એકદમ તેહમીના ઓરડામા દોડી આવ્યો

"ઓ તેહમીબાઇ! નાપાક હેતાનપર લ્યાનત પડે તે એ બધુ હુ થઇ રીએલુ? એ બધો હામન કા મોકયો?"

"કાવલા, એ હુ પુને મોકલુછ" આંખમા આસુ લાની તેહમીએ રડમસ ચેહેરે જવાબ આપ્યો.

"પણ હાને હારૂ? એમ કરવાનુ કઇ કારણ?"

"કારણ પુછેછ, કાવલા? હવે અહીં રહીને હુ શુ કરૂ? કોણુની સાથે રહુ? કોણુને આધારે રહુ? મારા આશરા-આધારના આપનારા બાદશાહી બાપ તો બીચારા કમોતે માર્યા ગયા! પેલી નાપાક હવે અહીં મને ટકવા દેવાની છે? બેહેસ્તીનુ વીલ હતુ તેબી એણે ચોરી લીધુછ તો હવે આએ બાપીકાં મકાનપર મારો હક શુ રહયો? બેહેસ્તીનો માસીસો નહી જશે તેટલાં એ મને અહીંથી હાકી કહાડયા વીના રહેવાની નથી, તેથી બેહેતર રસ્તો એજ છે કે હુ પોતેજ તે અપમાન ખમવાની આગમચ અહીંથી ચુપચુપ ચાલી જાઉ."

"અરે પરમેહર! અરે પરમેહર! એ કેવી આફત! અરે મારા બાપ! એ દુખ આ ઘરડી આંખે ઉ કેમ કરી જોઉ? તે વફાદાર કારભારી આખમા આસુ લાવી કગળી પડયો "તકદીરની એ કેવી તાહીર! મારી ગાય જેવી નાનકડી ગરીબ હેઠાણીપર એ કેવો ગજબ! પેટનુ ફરજંદ રવડી જાય ને એ રાંડ આજકાલની આવેલી કાહરતાનની કુતરી ઘેરીતી બારીતી થઇ બેહે? ઓ ખોદાયજી! એ તે કેવો ઉંધો ઇનહાબ? તેવારે હુ તમો જરૂર આ બાપીકુ મકાન તજી જવાનાં કે, તેહમીબાઇ?"

"હા, કાવલા, હવે મે પકકો હેરાન કીધોછ, ને હુ પુને જઇ વસવા માગુછ" તે દુખી કુમારીકાએ ડચકા ખાતા ખાતા મુશ્કેલીથી જવાબ આપ્યો. "સોહરાબમાહ મને પોતાને ત્યા રાખવા માગેછ-તેવણુ મને અહીં વસવા હિ હવે સાફ મનાઇ ફરમાવેછ ઓ કાવના ! ખુદા એ મારા મરનાર પપાના મેહેરબાન દોસ્તને સુખી રાખે—જો એવણુ નહી હતે તો આજે મારૂ શુ થતે ? હુ કયા જતે ? કોણનો આશરો લેતે ! વગર શક મારોતો રસ્તે રસ્તે ભટકીને ભીખ માગવાનોજ વખત આવતે !"

"ઓ, એમ મો બોલો, બાઇ ! ખુદા તમોને હુખી રાખ ! તમે પુને જઇ રહેવાના હાભળી મારા તો હાજાજ ગમડી ગીએલા ! ઓ તેહમીબાઇ, તમેબી અમુને મુકી ચાયલા પડા અવે અઇ ઉ મરતા ની રેહવાનો ! મારૂ ગમે તે થાય પણ તે કાળી હુરતની વાદરીનુ મો જોવા ઉ અવે રાજી ની મળે ! એ દળદર દદાની નોકરી તો આ જીવ જાય તોએ ઉ ની કરવાનો ! જે દહાડે તમે હીધારહો તેજ દહડે ઉ ઓ અઇથા ચાની જવા ! અરે કીહ્મત—કીહમત ! કોણે ધારેનુ કે મારા રાજવનહી હેઠ થતાનો એ કાળે મોહાડેનીને હાથે એવો અત આવહે ને મારી નાની હેઠાણી આમ દુનિયાની દયાપર રખડી રહે '—પણ તેહમીબાઇ '" અહી કાવનો રડમસ ચહરે પુછવા પડયો "બેહનીના કમોનપર તો અવે હદનો પડદો પડયો કે ? કઇ પોનીહ—બોલીહની મદદ લઇ કરીને—"

"સબર કર, કાવલા, તુ એટલો કકળ ના ! તુ અમારો વીશ્વાસુ નોકર છે તેથી તુને વીશ્વાસપર એક બીનાથી હુ

વાકેફ કરવા ઇચ્છુ છું" અને અહીં ડીટેકટીવ મોરારીરાવે આયા એનજેલીનને શોધી કાઢવા માટે ઝડફેના બીડાની વાત વીગતથી કહી તેને ફરમાવ્યું કે "આએ વાત તારા દીલમાજ રાખજે—કદીબી કોઇ પાસે એક હરફ કાઢનો ના."

પોતાની લાડકી શેઠાણીએ કાવસાને વીશવાસમા લઇ આ બીનાથી વાકેફ કીધો તેથી તેના જીવને ત્રણો કરાર વળ્યો!

'કંઇની મારી હેઠાણી, ખુદાપર હમર પડીને એહો! તે જેવો દાતાર છે—આજે ની તો પાચ દાડે, પાચ મહીને—પાચ વરહેબી એ દોજખીઓ ઉધા પડયા વગર રહેવાના ની! પરવરદેગાર તમારો નીગેબાન થાય ને આદત બેહરામ પાક્હાદ એ નાપાકોને દોજખના ગારમાં ઉંધા નાખે! આ પરમેહર! મારી આતલી દોઆ તુ જલદીથી કબુલ કરજે ને એ કાળા કરતુકોને ઉઘાડા પાડી મારા કમોતે મારયા ગયલા નીરદોહ હેઠનુ વેર વેહેલુ લેજે!"

* * *

"કયા ગઇ દીકરી તેહમી, આય મારી ગુલ દીકરીનો કાગજ આયોછ તેજ સાજે સરદાર સોહરાબશાહ તેહમીના ઓરડામા આવી બોલ્યા "એ મહાબળેશ્વર ચેન્જપર ગઇ હતી ત્યાથી ગઇ કાલે પુને ફરીછ એમાં તારૂ કાગજબી મુકેલુ છ જો, એબી મને લખેછ કે હવે તેહમીને તમે આપણે ત્યા પુને લઇ આવજો—મુબઇમા રાખશો ના થઇ તારી ખાત્રી?"

તેહમી તે કાગળ વાચવા પડી

વાચનારને યાદ આપવાની જરૂર નથી કે સરદાર સોહરાબશાહને પેટે બે ફરજંદો હતા—રૂસ્તમ નામે એક દીકરો અને

ગુલા નામે દીકરી એ બન્ને બચ્ચાંઓ તેમને બહુ વહાલાં હતાં, તેહમી અને ગુલા સરખી ઉમરનાં હતા, જ્યારે રૂસ્તમ તેમનાથી એક બે વરસ વડો હતો, હાલ તે વીલાયત ખાતે બેરીસ્ટરની પરીક્ષા આપવા ગયેલો હતો છેલ્લા ત્રણ વરસથી તે વીલાયત સીધારેલો હતો અને જે વખત જાય તેમા તે પોતાની નેમમાં ફતેહમદ થઇ આવી પુગવાની સોહરાબશાહને વકી હતી, સોહરાબશાહના ધણીઆણી ધનબાઇ-રૂસ્તમ અને ગુલના માવતર—ગુલ પાચ વરસની હતી ત્યારેજ કોલેરાના ભોગ થઇ પડી અચાનક મરણ પામ્યા હતા, જેથી તે બને બચ્ચાઓને તેમના માસી માણેકબાઇએ ઉછારયા હતા માણેક બાઇ એક વીધવા હતા અને ગુલની માતા કરતા વડાં હતાં તેવણુનો સસાર ગરીબ હોવાથી પોતાની સોહરદારના મરણ પછી સોહરાબશાહે તેવણુને તે બેઉ બચ્ચાઓની સભાળને માટે પોતાનેજ ત્યા હમેશના રાખ્યા હતા. એ માણેક માસી ઘણા મેહેરબાન અને માયાળુ હતા ગુલ અને રૂસી ઉપર તેઓ એક સગા માવતર કરતા આલા રીતે મરો મરી જતા હતા !

અહીં ફરી એકવાર યાદ આપવાની જરૂર નથી કે સરદાર સોહરાબશાહ પુનાના એક "પહેલાં વરગના સરદાર"ના પદવી પામેલા પ્રતીશઠીત પુરૂષ હતા સરકાર દરબારમા તેમનો વગ-વસીલો મોટો હતો અને પુનાની જરથોસ્તી અનજુમનના તેવણુ વડા અકાબર હતા મરહૂમ શેઠ ફરદુનજી તાલેવત જોડે તેમને બચપણથી મીત્રાચારી હતી તેઓ બને એકજ સ્કુલમા સાથે શીખયા હતા અને બચપણની તે દોસ્તી મોટપણે વધુ ને વધુ

મુરતકીમ થવા પામી હતી. એ બેઉ વડીલોની અંગત દોસ્તીનો વારસો ગોયા તેમની બેટીઓમા ઉતરયો હતો, તેહમી અને ગુલા "જીવેજાનની સહીઓ" હતી તેહમીના મરહુમમાવતર હયાત હતાં તે વખતે વારવાર શેઠ ફરદુનજી તાલેવત સરદાર સોહરાબશાહને ત્યા પુને હવા ખાવા જતા તે વખતથી તેઓ વચ્ચે સહીપણું બધાયુ હતુ, ફરદુનજી શેઠ ગુજરયા તેની એક માસ આગમચ ગુલાં મોટી માદગીમાથી ફારેગ થયલી હોવાથી ડાકટરોની સલ્લાહથી સરદાર સોહરાબશાહે તેણીને મહાબળેશ્વર ચેન્જપર મોકલેલી હતી, જેથી તેહમીના આ મોટા દુ ખમા તેણી ભાગ લઇ શકી ન હતી આ માઠા બનાવ વીશે તેણીએ તારથી તથા કાગળથી તેહમી ઉપર પોતાની દીલસોજી લખી જણાવી હતી અને હવે ચેન્જ પરથી પુને પાછી ફરયા બાદ તેહમીને પોતા જોડે હમેશને માટે પુને લેતા આવવાનુ તેણીએ પોતાના પીતાપર લખી વાળ્યુ હતુ તેમજ તેહમી ઉપર એક જુદુ ખાસ કાગળ લખી તેને હવે મુબઇ છોડી પુને પોતા જોડે આવી વસવાની માયાળુ માગણી કીધી હતી.

તેહમી તે કાગળ વાંચી ઝારઝાર રડી. તે કમનસીબ કુમારીકા, જે લખપતી બાપની બેટી હતી અને આજ સુધી કોઇની ઓશીયાલી નહી હતી તેને હવે પારકે આધારે જઇ વસવા જવાનુ કીસમતમા આવ્યુ હતુ ! તે ભલા બાપ-બેટી ગમે એટલાં તેને ચહાતા હતા, પણ કોઇબી કીસમે તેઓ પારકાજ હતા. તેમના પરાયા આશરામા જવાનુ છુપ્યુ દુ ખ તેણીથી ખુલ્લે ખુલ્લુ દરશાવી શકાય એવુ ન હતુ ગરીબ તેહમી ! આ પહાડ જેવી આફતથી બાપડી મનમાં ને મનમા કેવી

મુઝાતી હતી–કેવી બળતી હતી–તે કોણ જાણતુ હતુ ?–ખુદા સીવાય બીજુ કોઇ નહી !

સરદાર સોહરાબશાહે જોકે તેણીને એક બાપ નોવના સાચા પ્યારથી પોતાનીજ દીકરી હોય તેમ ચાહતા હતા પણ એક સાચા સગા બાપના પ્યારની વાતજ જુદી હતી! તેહમી તે સુખ હવે સદાનુ ખોહી બેઠી હતી!

"મારા મુરબ્બી, હુ તમારી અને ગુનાની કેવી આભારી છુ ?" તે દુખી અબળાએ કાગળ વાચી હેશ ન માનતા ઉમેરયુ "મારા એવા દુખના વખતમા આજે મને કોણ ચાહને? ખુદા તમો વ્હાલાઓને સુખી રાખે! હુ ગુલ બેહેનપર આજે એનો જવાબ લખશ, સોહરાબશાહ"

"લખજે—દીકરી લખજે—હુ ગી હમણાજ લખી ચુકોછ કે બેહેસ્તીનુ દશમુ નીતા અમે પુને આવીશુ"

**વખત કોઇને માટે બેસી રહેતો નથી.** ફરદુનજી શેઠનુ દસમુ પુરતી ગભીરતાથી પસાર થયુ એ આખો દહાડો તેહમીએ રડીને પુરો કીધો ગોયા આજથીજ તેણીએ ગમગીનીનો સાહયો ઓઢયો હોય તેમ તે પછીના એક બે દીવસ જે મુબઇમાં પસાર થયા તે ભારે દુખના, ભારે સતાપના અને જીવતોડ કકલાટના હતા!

અતે મરહુમ ગુજરયા પછી પદરમે દહાડે તેહમી પોતાનુ બાપીકુ મકાન છોડી સોહરાબશાહ જોડે પુને રવાના થઇ મેહેલ છોડતી વખતનુ તેણીનુ છાતી તોડ રૂદન પથ્થર જેવી છાતીને પણ પીગળાવવાને પુરતુ હતુ. તેણીએ દરેક

નોકરને-પોતે મહાન દુખમા છતા—એકેક માસનો પગાર પોતા તરફથી છેહની બક્ષેશના ઇનામ તરીકે આપ્યો આટનુ દુખ છતા પણ તે દુખી અબળા પોતાના વફાદાર નોકરોની કદર બુજયા વીના રહી નહી તેણી એ પેલી દલદર દદાની કાળી સુરત નટીક જોઇ નહી કાવલો કારભારી અને મેહેલના ઘણા ખરા નોકરો પણ તેજ વખતે નોકરી છોડી ચાલી ગયા તેહમીની ગાડી બાગમાથી હંકરાઇ ગઇ તે વખતનુ તે વફાદાર કારભારીનુ છાતીતોડ રૂદન ભારે હરદય ભેદક હતુ નોકરો અને આયા-દાયાઓની રાડારોળ છાતી ફાડી નાખનારી અને સીનુ ચાક કરનારી હતી !

"ઓ ખુદા ! તુ ઇનસાફનો ખાવીંદ છે! મારી સરજતને હુ તાબે થાઉછ અને મારો ઇનસાફ આજથી હુ તુ મહાનામી સાહેબના હાથમા સોપુછ" એ ગરીબ કમનસીબ તેહમીના રડમસ ચેહેરે ગાડીમા બેસતી વખતના મન સાથ પટપટેલા છેલ્લા સખુનો હતા !

---

## પ્રકરણ ૩૭ સુ.

### દુખનો એજમતી ઈલાજ શુ ? ખુદાની બદગી.

દુખી દીલની રાહત ભલી બદગી છે,
જીગર ગુલશને ગુલ-કલી બદગી છે

(તારાપોરવાળા.)

તેહમીને પુને આવેલી જોઇ ગુન ખરા દીલથી ખુશી થઇ, પણ બીજીજ પળે તેણીએ જોઇ લીધુ કે આગલી અને હાલની તેહમીમાં આસમાન–જમીન જેટલો ફરક પડી ગયો હતો તેનો મહાતાબ જેવો ચેહેરો ગુનાબની મીસાલ કરમાઇ ગયો હતો. તેની આખ્યોમા ઉડા ખાડા પડી ગયા હતા, અને પરવાળા જેવા લાલ હોઠ ચાદર જેવા ફીકકા મારી ગયા હતા તેણી હમેશનાં જેવી હસમુખી હવે રહી ન હતી તેણાને જોતા-વાર ગુલ પામી ગઇ કે તેહમીએ પોતાના મરહુમ બાપનો છુપો ગમ પકડેલો છે

અને ગુલનુ તે અનુમાન ખોટુ ન હતુ, તે જાલેમ આફત પછીના એકજ પખવાડીયામા તેહમી અરધો–અરધ નખાઇ ગઇ હતી. તે અશરાફ કુમારીકાપર પડેલા તે આફતના પહાડે ગોયા તેણીને અધમુઇ કરી મેલી હતી જો સરદાર સોહરાબશાહ આ ભયકર પ્રસગે પુનેથી તાબડતોબ મુબઇ દોડી પહોચ્યા નહી હતે તો તેહમીની સ્થીતી હજી વધુ ગભીર થઇ પડતે એમા જરાએ શક ન હતો

"ઓ તેહમી! આએ તારા હાલ—અહવાલ કેવા થઇ ગયા છે?" તેને ભેગી પડતાંજ ગુલને મોહડેથી આ સખુનો નીકળ્યા વીના રહી સકયા નહીં "હુ તુને જોઉ છુ કે તારા ઓળાને જોઉ છુ? તુ એવી કયારે હતી?"

એનો જવાબ તેહમીની આખ્યોમાથી સરી પડેના મોતી જેવાં મુગાં આસુઓમાજ મળ્યો તેની છાતી આ વખતે એટલી ઉભાતી હતી કે ગુનના સવાલના જવાબમાં તે દુખી બાનુ એક બોલ બોલી શકી નહી

ગુલ અને તેનાં માસી માણેકબાઇએ તેહમીને માટે ગુલના ઓરડાની પાડોશનોજ એક ઓરડો આરાસ્તે કરાવ્યો હતો, આ બને ઓરડાઓમાં અંદરથી આવ–જા થઇ શકે એવું એક બારણું હતું, જે ઉપર માત્ર એક "સ્ક્રીન" લટકતો હતો.

પુનાનો "સુબેદાર લોડજ" ત્યાંની નામીચી બીલ્ડીંગો માહેલો એક આગેવાન મેહેલ ગણાતો હતો તેની ચોતરફ એક મોટો ખુશનુમા બગીચો હતો જ્યાં ઝાડપાનોની ગીચ ઘટા આંખને ટાહડક આપનારી તાજગી બખશતી હતી તે બગીચામાં ઉગતા રકમ રકમના ગોલાબો આખા પુના શેહરમાં વખણાતા હતા, કારણ કે તે ઉપર એક હુન્નરમંદ કીસબી માલીની ખાસ દેખરેખ હતી ગુલાબ ઉપરાંત જાતજાતનાં રંગ બેરંગી ફુલો અને ફુળોથી તે ગુલશન ભરપુર હતો. સરદાર સોહરાબશાહ અને તેમની બેટી ઝાડપાનના શોકીન હોવાથી એકએક જાતની કલમો, કુંડાઓ અને ફળદ્રુપત વૃક્ષો ત્યાં મોજુદ હતાં મકાનની ચારે બાજુએ રૂપેરી સેર ફુંકતા ફુવારાઓ સહવાર સાંજ જોનારાઓનું દીલ જીતી લેતા હતા એક વડા માળીના વડપણ હેઠળ બીજા અનેક માણુસો ખાસ બગીચા માટે રોકવામાં આવ્યાં હતા

સરદાર સોહરાબશાહ એમ ધારતા હતા કે તેહમી પુને આવ્યા પછી ગુલની સંગતમાં રહતે રહતે પોતાનું દુખ વીસરી જશે, પણ તેમ ધારવામાં તેવણે ભુલ કરી હતી તેહમી જ્યાં સુધી મુંબઇમાં હતી ત્યાં સુધી હજી ઠીક હતી, પણ પુને આવ્યા પછી ત્યાંના એકાંત વાસમાં તેનું દુખ તેના મગજપર બેવડા જોશથી ગલબો કરી રહયું હતું. તેણીએ

સુબેદાર લોડજમા પગ મેલ્યા પછી પોતાની સાવકી માતાએ વરસાવેલા જાલેમ જુલમની યાદ તેના હઇયાને એવડી બાળતી પોતાના ઓરડાના એકાંતવાસમાથી તે બીલકુલ બહાર પડતી ન હતી. તેણી ખાણાની ટેબલ ઉપરબી હાજર થતી નહીં આખી દુન્યા હવે તેને મનથી ઝેર થઇ પડી હતી સરદાર સોરાબશાહ અને તેમની ભલી બેટી ગુલ તેની આ હાલત જોઇ મનમાં ને મનમા બહુ મુઝાતાં હતા તેઓ તેને વારવાર દીલાસો દેતા, હીંમત આપતા, તેણીનુ ધ્યાન બીજી બીજી બાબતોમા રોકવાની કોશેશ કરતાં, પણ તેહમીનુ દુખી અતકરણ કોઇ રીતે શાત થતુ નહીં

તેણી આખો વખત વીચારમા ને વીચારમા ગમગીન બેસી રહેતી ગુલ તે જોઇ બનતા સુધી તેણીને એકલી પડવા દેતી નહી કોઇ વાર કાઇ સુદર પીકચરો જોવામા, કોઇ વાર કાઇ ભરવા ગુથવાના કામમા, કોઇ વાર ચીત્રો ચીતારવામા તો કોઇ વાર કોઇ સારી નીતીમાન નોવેલ તેણીને વાચી સભળાવવામાં પોતાથી બનતુ કરતી, પણ કોઇબી ઉપાયથી તેહમી સુખી જણાતી નહીં સાજને છેડે બગીચાના આગલા નહીતો પાછલા ગીચ ઝાડપાનોની ઘટાવાળા એકાત, સુદર અને રળીયામણા ભાગમા લઇ જવાને તેણી તેની જોડે ઓહોસ કરતી, પણ તેહમી રડીને તેમ નહી કરવા માટે તેની દરગુજર ચાહતી તે આખો વખત બેસી રહેતી અથવા બીછાનામા પડી છુપી રીતે રડયા કરતી

તેહમીની આ બેકરાર સ્થીતી જોઇ ગુલ ગભરાઇ જતી તે બાબે તેણી વારવાર પોતાના પીતા આગળ ફરીઆદ કરતી

અને સરદાર સોહરાબશાહ તેણીને કલાકો સુધી દીલાસાના સખુનો કહી હીંમત આપતા, પણ તેની અસર માત્ર થોડીજ-વાર રહેતી હતી તે દુખી અબળા તે બાપ-બેટીને જોઇ હસ્તો ચેહેરો કરવાની ઘણી કોશેશ કરતી પણ તેના અંત કરણમાં પડેલા કાતીલ જખમો એના જોસ્ભેર હતા કે ચુગલી-ખોર ચેહેરા ઉપરથી ખુલ્લા પરખાઇ આવતા હતા!

"પપા, મને તેહમીના ચીન્હ કાંઇ સારા લાગતા નથી" એક દહાડે ગુલે પોતાના પીતા આગળ પરીયાદો કીધો "એણે મરનારનો ઘણો ગમ પકડેલો લાગેછ હું એને ઘણીબી સમજાઉછ-ઘણીબી વાતચીતમાં રોકુછ-ઘણો ઘણોબી દીલાસો આપુછ, પણ એની ઉપર તેની કશી અસર થતી નથી જો એમ ને એમ ચાલ્યા કરશે તો હું નહી ધારતી કે બેહેસ્તી ફરદુનજી કાકાની વરસી સુધીબી એ જીવી શકે"

સરદાર સોહરાબશાહ એકદમ ચમકયા!

"શું એટનું બધું છે?"

"હા પપા, કોઇબી રીતે આપણે એનો ગમ ભુલાવવો જોઇએ"

"કેવી રીતે ભુલાવીયે, દીકરા, હું પોતેબી એને માટે ઓછો ફીકરમંદ નથી, પણ આપણે બીજું શું કરી શકીયે? એક ઇનસાનના અંતઃકરણમાં લાગેલો જખમ વખતના વેહવા વગર કદી રૂજ આવતો નથી બાપ જેવા બાપનું ધોળે દીવસે ખુન થયું એ કંઇ ન્હાની વાત છે? હાલ એનો જખમ તાજો હોવાથી આપણા કોઇપણ ઉપાયો કારગત લાગવાના

નથી. વરસ–છ મહીના પસાર થયા વગર એનાં જીવને ગહન મળવી મુશ્કેલ છે."

"તે ખરૂં, પણ મામલો એમ ને એમ ચાલ્યા કરશે તો હુ ખાત્રીથી માનુ છ, પપા ડીયર, કે એ બેહેન મગજથી એમગજ થઇ જશે એ પુરતી ભુખે ખાતી નથી–પુરતી ઉંઘે ઉંઘાતી નથી એનુ મન આખો વખત વીચારમા ને વીચાર-માંજ મશગુન રહેછ, કોઇ વાર હુ એક ચીજનુ પુછુ છ ત્યારે એ બીજીજ ચીજનો લગતો જવાબ દેછ–એટલી બધી હદ સુધી તેહમીનુ મન બેકરાર બન્યુ છ, જરા તમે આવીને એને નહીં સમજાવો ?"

"મારી કયા ના છે, મારી દીકરી, પણ એના દીલની તસલ્લી થતીજ નથી, ત્યા હુ શુ કરૂ ચાલ આપણે હમ ણાજ એના ઓરડામાં જઇએ"

તે બાપ–બેટી તેહમીના ઓરડામા આવ્યા, તેણી પોતાની ટેબલ આગળ એક ચીત્ર–પોથી ઉઘાડી નાખી તે જોતી ઉભી હતી ! તેની આખ માત્ર તે ચીત્રોપર ખેચાયલી હતી, પણ તેજ આખ આંસુઓથી ભરપુર હતી !

"તેહમી દીકરી તુ આએ શુ કરેછ ?–તારે જેવી કેળ વાયલી અબળાને એ છાજે નહીં" તેવણ ઓરડામા આવ્યા બરાબર તેને રડતી પકડી પાડી પુછવા પડયા "સરજતને શરણ થવુ એ આપણી ફરજ છે, મારી માય ! તુ એમ કરશે તો કેમ થશે ? તારી તનદરોસ્તીનો તુને કઇ વીચાર છે કે નહીં ?"

"ઓ કાકાજી–કાકાજી ! મને બધો ખ્યાલ છે, પણ

મારા મગજપરથી તે દુખદાયક ખ્યાલો દુર નથીજ થતા, તેને હુ શુ કરૂ ?" તેણી સરદાર સોહરાબશાહની છાતી ઉપર માથુ નાખી એક બચ્ચા પેરે રડી દેતા ઘણા દયાજનક દેખાવે બોલી "મારા વ્હાલા પપા કેવા કમોતે મારયા ગયાછ અને મારી મતરાઇ મારી સાથ કેવો જાલેમ દગો રમીછ એ શુ આજ ને કાલ ભુલાય એવુ છે ?

"નહી દીકરા નહી, એ આજ ને કાલ ભુલાય એવુ નથી, એ વાત ખરી વાત છે—એ જખમ કાઇ જેવો તેવો નથી, પણ તેને ભુલવાની તે કોશેશ કરવી જોઇયે" તે દુખી કુમારીકાને એક બાપને છાજતા વ્હાલથી પોતાના પાસાંમા લઇ પટાવતા સરદાર બોલ્યા "તુ તેવણનુ પેટનુ બચ્ચુ છે– તુને અમારા કરતા વધુ લાગતુ હશે તે હુ ના પાડતો નથી, પણ હવે આપણા હાથમા ઇલાજ નથી કુદરતના હુકમને નમવા સીવાય છુટકો નથી આપણે દુન્યા સાથ દાવો માગી શકીયેછ, દાદાર સાથ પળાવાનો છે ? તુ જરા સબર રાખ, દીકરી, ડીટેકટીવ મુરારોરાવ રાત–દહાડો એજ કામ પાછળ મડેલો છે મુબઇમા જે દીવસે તે આપણને મળી ગયો તેના બહારનગેથી તેણે એજ કામને માટે પરદેશવટો લીધોછ આપણે પુને આવ્યા તેજ દીને મે તેની તપાસ કીધી હતી તે હાલ પુનામાં નથી જે રાતે અમે પોલીસ કમીશનરને મળવા ગયા, તેજ રાતથી તેણે આએ બાબતનુ બીડુ ઝડપ્યુછ તે બીજેજ દીને પુનેથી માત્ર એક નહાની ટ્રકમા બે પાચ જોડી કપડા લઇ ઉપડી ગયોછ તે કયા ગયોછ તે તેના ઘરના માણસો પણ જાણતા નથી ખુદા જેવો દાતાર છે, તે

માલેક આપણી અરજ સાભળ્યા વગર રહેવાનો નથી તુ નાહક દુખી શુ કામ થાએછ દીકરી? તારી મુજી મતરાઈનુ પાપ ફુટયા વગર કદી રહેવાનુ નથી તુ એમ ગમગીનીમા દહાડા પસાર કરશે તો તારી તમીઅતને નુકસાન પહોચશે ગુલ દીકરી તારે માટે ઘણી અધીરી પડીછ—અમો બધા તારે સારૂ ઘણાં ફીકરમદ બન્યાછ તે તારી છાની ધીટ કરની જોઈયે કુદરત ઇનસાનપર દુખ મોકની તેની પરીક્ષા લેછ, તે વખતે આપણે આપણુ મન મકકમ રાખી હઇયામાં હીંમત રાખવી ઘટેછ તુ મારો એક સખુન કરશે દીકરી?"

"બોલો કાકાજી, બનતા સુધી હુ બજાવશ" તેહમીએ તુરત જવાબ આપ્યો

"તુ આએ ખુરસીપર બેસ, દીકરા, ને મને ધીરજથો સાભળ" અને અહીં તે ત્રણે જણે બેઠક લીઘા પછી સરદાર સોહરાબશાહ બોલ્યા, "તારૂ દુખ બુનવાનો એક એજમતી ઉપાય હુ બતાવવા ઇચ્છુછ, જેથી તારા દીલને ઘણી રાહત મળશે"

"ફરમાવો—ફરમાવો, કાકાજી! હુ ઇચ્છુછ કે મને જરાબી રાહત મળે." તેહમી ખરી ખુશીથી પુછવા પડી

"તારાં દુખનો ઉપાય બીજો કોઇજ નહીં, પણ ખુદાની બદગી છે, દીકરી તેહમી." તેનણુ બોલ્યા, "દુખી જીગરોનો એ એક એજમતી મલમ છે જયારેબી તુને તારૂ દુખ યાદ આવે કે મન બેચેન બને ત્યારે સાન કામ પડતા મેની મન મકકમ કરી ખુદાની બદગીમા શાત મનથી બેસવુ યાદ રાખજે દીકરી, એજ એક કારમાહ ઉપાય છે કે જેથી તારા

તન-મનને મોટી ગદત અને દીલાસો મળશે. જો મારૂ કહયુ માની તુ આએ વાતપર ધ્યાન આપશે તો તારૂ અરધોઅરધ દુખ તુ ભુલી જશે એની ખાત્રી જાતી અનુભવ મળશે ત્યારેજ થશે "

"ઠીક છે કાકાજી, હુ તમારા હુકમને તાબે થવ જો કે હુ મારી રોજની ટુક બદગી કરૂ છ, પણ હવે બનતા સુધી આખો વખત એજ ખ્યાલપર મારૂ દીન લગાડશ " તેહમીએ તાબેદારીથી કબુલ્યુ અને સરદાર સાહેબ તે સાંભળી રાજી થયલા જણાયા

"દીકરી, એનો ફાયદો તુને એકજ દીવસમા જણાશે "

અને ખરેખર તેમજ બન્યુ તે મેહેરબાન બાપાજી બુઝર્ગ બ્બીના સખુનને માન આપ્યાથી તેહમીના મનની બેકરારી પહેલેજ દીવસે ઘણે દરજજે ઓછી થઇ. તેહમી બદગીમા બેઠેલી હોય તે વખતે તેણીના ઓરડામા કોઇએ જવુ નહી એમ સરવે નોકર-ચાકરોને સોહરાબશાહે તાકીદ કીધેલી હોવાથી તેણી તે કામમાં રોકાયલી હોય, ત્યારે ખુદ ગુના પણ ત્યા જતી નહી દીવસનો ઘણોખરો ભાગ તે દુખી બાનુ ખુદાની પાક યાદમા અને તે મહાનામી સાહેબની સેનાયશ ગુજારવામા રોકાવા લાગી એમ થવાથી તેના મગજ ઉપરથી દુખનો ઘણો બોજો ઓછો થતો બદગીમા મન રોકાયાથી તેને બીજા વીચારો આવતા દુર થવા લાગ્યા અને જયારે તે કામથી તેણી ફારેગ થઇ ઉઠતી ત્યારે તેનુ મન વધુ શાંત બનેલુ જણાતુ વળી દીવસોથી તેણીને ઉંઘ આવતી નહતી તે પણ નીરાંતથી આવવા લાગ્યાથી સરદાર સોહરાબશાહે બતાવેલો આ ઉપાય તે દુખી બાનુના બાબમા ઘણો ગુણકારી થઇ પડયો

વહાલા વાચનાર! બંદગી એ દુખી દીલનો એક એજમતી ઇલાજ છે. જે જખ્મી જીગરોપર ઇનસાનનાં સખુન રૂપી દીલસોજ દીલાસા કામ નથી કરી શકતા, ત્યાં બંદગી એક બરકત સમાન થઈ પડે છે. સતાપનાં તાપથી ઉકળેલાં લોહીને બંદગીની ગેબી અસરો હેરતભરેલી હદ સુધી શાંત અને ઠંડુ પાડે છે. જડ થયલુ શરીર બંદગીનાં પ્રતાપથી ફુલ જેવુ હલકુ લાગે છે. તે તનને તનદરોસ્તી આપે છે, મનને મજબુતી અને હીમત બક્ષે છે તથા બેસબર થયલાં જીગરોને સબર રાખવાનુ શીખવે છે વળી બંદગીથી અંતઃકરણની અશોઇ મળવા જોડે આત્મીક યકીનને કુઉવત મળી તેની વરૂધી થાય છે.

એ રીતે, આપણી દુખી તેહમી, જે મનની બેદરકારીમા રાત-દહાડો બળતી હતી તેને બંદગીની બરકતથી મોટી રાહત મળી જોકે તેણી હજુ ઓરડાની બાહેર નીકળતી ન હતી, કંઇ પણ ખુશાલીમા ભાગ લેતી ન હતી પણ તેની આગની બેકલ સ્થીતી સરદાર સોહરાબશાહે સુચવેલા રામબાણ ઉપાયથી ભાગ્યા વીના રહી નહી તેણી પરવરદેગાર પાસ એજ દુવા માગતી કે તેના જીન્નતનશીન પીતાને ને જેહાનમા શાંતી મળે અને તેમની પાછળ રચાયલુ કાવતરૂ ચદરોજમા તેની ગેબી કુદરતથી ખુલ્લુ થાય

"ઓ દાદગર દાદાર! હુ નીરદોશ કુમારીકાની એટલી દુવા તારી જનાબે બારીમા તુ કબુલ કર અને મારી મતરાબના

કાળા કરતુકો જલદી ઉઘાડા પાડી તે મુજી કરપીણોને તેમને લાયક ફેજે પુગાડ! ઓ બક્ષેશગર! મારી એટલી અરજ તું દસ્તગીર દાવર કબુલ કર! મને બીજુ કાંઈ જોઈતુ નથી." એ તેહમીની પયેપલની દુવા હતી!

---

## પ્રકરણ ૩૮ મુ.



### મીયાં બદનવાજ!

(દોહરો.)

એક મરી બીજે વધે, આશાનો અંકુર,
ક્ષણ છેની પણ હોય છે, આશાથી ભરપુર.

[દાદી શતસાઈ]

મરહુમનો માસીસો વીત્યા બાદ ચાર પાંચ દીવસ ગયા નહી તેટલા તેહમીને નામનો એક રેજીસ્ટરડ કાગળ આવ્યો તે કાગળ જોઈ સરદાર સોહરાબશાહ ચમકી ગયા

"દીકરી તેહમી, આંએ તારે નામનુ એક કાગળ છે"

"મારૂં કાગળ? કાકાજી, કદાચ તમારી ભુલ હશે હું કોણપર કાગળ લખુ છ કે મારી ઉપર કાગળ આવે?" તે ભેળી અબળાએ ભોળાઈથી કહયુ

"દીકરા એ એક રેજીસ્ટરડ કાગળ છે અને તારૂં જ છે

એના એકનોલેડજમેંટ ઉપર સહી કરી આપ," તેમણે તે કાગળ તેણીના હાથમાં પાસ કરતાં કહ્યું.

"રેજીસ્ટરડ કાગળ છે? એ કોણનું હશે?" તેણી અજબ થતાં બોલી."

"એ કોઈ સોલીસીટરો તરફનો કાગળ લાગે છ, દીકરા, એમાં ડરવાનું કાંઈ નથી" સરદાર મેહરાબશાહ બામબો ચેરી જઈ ધીરજ આપતાં બોલ્યા.

તેહમીએ તુર્ત સહી કરી આપી, જે એક નોકર જોડે આગની તરફ ખોટી થતા પોસ્ટમેન તરફ મોકલી આપી મેહરાબશાહ ત્યાંજ ઉભા.

તેહમીએ ધભરાયને ચહેરે અને ધ્રુજતા હાથે તે કાગળ ઉખેડયું. તેમાં નીચલા સમાચાર હતા :—

મુંબઈ, તા૦ ૩૧ મી જાનેવારી—

**મીસ તેહમીના ફરદુનજી તાલેવત જોગ —**

"સુબેદાર લોડજ"—પુના

બાનુ,

અમો નીચે સહી કરનારાઓ અમારા કુળ મીસીસ મેહેરબાઈ ફરદુનજી તાલેવત તરફથી તમોને માનપુરઃસર જણાવવાની રજા લઈયે છીયે કે તમારા મરહુમ પીતા શેઠ ફરદુનજી રૂસ્તમજી તાલેવત, જેઓ મુંબઈ ખાતે ગયા ડીસેમબર માસની અધવચમાં અચાનક હારટ ફેલ થવાથી મરણ પામ્યા હતા

તેવણનુ છેલ્લુ સનાદાર વીલ અમારા કુળના કબજામા છે, અને તેમા મરનાર શેઠ ફરદુનજીએ પોતાની તમામ જગમ અને સ્થાવર મીલકતના એકલા હકદાર વારસ પોતાના એ ધણીઆણી તે અમારા કુળ મજકુર બાઇ મેહેરબાઇ ફરદુનજી તાલેવતને ઠરાવેલા છે એવણ ગીવાય બીજા કોઇ પણ અત લગના કે દુરના ખેરીને મરનારે કશો વારસો બક્ષેશ કે લેગેસી આપેલી નથી.

વળી અમારા કુળ મીસીસ મેહેરબાઇ ફરદુનજી તાલેવત તરફથી તમારૂ ખાસ ધ્યાન ખેચવાની અમોને અરજ કરવામા આવી છે કે ઉપર જણાવેલા વીલની રૂએ મરનાર શેઠ ફરદુનજીની તમામ માલ મીલકત, અકસ્યામત તથા દોલતના તેવણ એકના વારસ હોવાથી મરનારના બેટી તરીકે તે ઉપર તમારો કશો હક પહોંચતો નથી તેની મેહેરબાની કરી નોધ લેશો

વળી અમોને એમ પણ જાહેર કરવાનુ ફરમાવવામા આવ્યુ છે કે તમારા મરહુમ પીતાએ પોતાની માલ મીલકત કે દોલતના હીસ્સામાથી તમોને સદતર ખારેજ કરેલા હોવાથી આજ પછીથી તમોએ 'તાલેવત કેસ્ટલ'મા પગલુ મુકવાની કોશેશ કરવી નહી અને કરશો તો તેનુ જે કાઇ પરીણામ આવે તેનો જુમ્મેદાર અને જોખમદાર તમો રહેશો

અમો છીયે તમારા વીશ્વાસુ,

બરટન એન્ડ બનાજી,

હાઇ કોરટના સોલીસીટરો

તે કાગળ જેમ તેમ પુરૂ કરતા તેહમીને તાહાડનુ એક એવુ લખલખુ ચઢી આવ્યુ કે તેણીનાં હાથમાંથી સરીને તે નીચે પડી ગયુ સરદાર સોહરાબશાહ તે મામલો ઝટ ચેતી ગયા

"શુ છે દીકરી તેહમી, હીંમત રાખ! એ શુ છે તે હુ વગર વાચવે સમજી ગયોછ. ધભરાવાની કે સતાપ કરવાની જરાએ જરૂર નથી" તેવણુ તેની આગળ જઇ દીલાસો દેતા બોલ્યા

"જે દીવસથી આપણે, મુ ગઇ છોડયુ છ તેજ દીવસથી ગધુ તેની છાતીપર આપણે ઠોકી આર્યાછ એ તો રીતસરની તેની તરફની નોટીસ છે દીકરી ગુલ, જરા 'સ્ટીમ્યુલ ટ' લાવ!"

"નહીં, કાકાજી, મને કશાની જરૂર નથી મે એ વકી રાખેલીજ હતી" તે દુ ખી કુમારીકાએ હીંમતથી જવાબ આપ્યો

"નહીં દીકરા, તારૂ દીલ ધ્રુજેછ જરા બ્રાન્ડી-પાણી લેશે તો ગરમી આવશે"

તેહમીએ ના પાડવા છતાં સરદાર સોહરાબશાહે તેણીને બોહોશ કરીને પાયો આ "સ્ટીમ્યુલ ટ" તેહમીને ટેકાવદાર થઇ પડયુ

જો કે તેનો ચેહેરો ફીકકો પડયો હતો, હાથ પગ ધ્રુજી રહયા હતા અને નહીં સહન થઇ શકે એવો છાતીમા કાંઇ શુક આવી બેઠો હતો, તે છતા તેણીએ તે વખતે મગજપર રાખેલા કાબુ દરેક જણ મનમા વખાણ્યાં વીનાં રહયા નહીં

"દીકરી, એ તારી બદગીના પ્રતાપ છે એની ઉપરથી

ખ્યાલ પહોચાડ કે ખરા દીલથી કાધેલી ખુદાની મદદગી ગમે એવાં દુખમા કેવી હીમત આપનારી હોય છે" સરદાર બોલ્યા "તુ જરાબી દલગીર થતી ના-ખુદાનુ કામ ખુદા કરશે, આજે એ નાપાક ફાવી જાયેછ, પણુ એ ફાવત સદાની નથી મારા આએ સખુનો તુ લખી રાખજે કે પાપી પ્રથમ જેટલાં ચઢે છે, તેટલાજ પાછળથી પડે છે"

"મે મારો ઇનસાફ મારા ખુદાને સોપ્યો છે, કાકાજી! તે માલેકને જે કઇ મજુર હશે તે ખરૂ." ગરીબ તેહમીએ નરમાસથી જવાબ આપ્યો

"મને દલગીરીને ખુશાલી હવે બધુ સરખુજ છે કાકાજી, તમે આએ કાગજ વાચો અને મેહેરબાની કરી તમારીજ પાસે સાચવી રાખજો હુ તે નાપાક તરફની કોઇબી ચીજને અડકવા રાજી નથી" તેહમીની ખાહેશ મુજબ સોહરાબશાહ અને ગુલાએ તે "નોટીસ" વાચી પોતાના હવાનામા લીધી

આજે તેહમીએ બતાવેલી હીંમત જોઇ ગુન, સોહરાબશાહ અને માણેકમાસી ઘણા ખુશી થયા માણેકમાસી પણુ તેહમીની ઘણી દયા ખાતા હતા અને તેહમીપર ગુજરેલો ગેર-ઇનસાફ જોઇ તેની મતરાઇને ધુમ "સેસ" ભરતાં હતાં!

તેજ દીને બપોરની ત્રણુ વાગાની ડીલીવરીમા સરદાર સોહરાબશાહને સુખડપેનથી લખેલો એક હાલ હવાલ કાગળ મળ્યો

"એ વળી કોણુ છે?" એમ અદેશો કરતા તેવણે તે ઉખેડયો તો માહેથી કાગળની એક ન્હાની કાપલી મળી આવી તેમા નીચે મુજબ લખેલુ હતુ—

"પેલો શીકાર હજી પોતાને વતન આવ્યો નથી હું એક મહીનો થયો અહીંજ તપેનો છું આઇને ધીરજ આપજો આશાના કીરણો મંદ મંદ જણાવા લાગ્યા છે અહીં આવતામાં મેં ઘણી નવી રોશની મેળવી છે તે નાપાકનો માટી એક પેહેલ્લા નબરનો છાકટો છે એ છાકટોજ આપણને ઉપયોગી થઇ પડશે આ ચીઠ્ઠીનો જવાબ લખશો નહી વાંચી તુરત ફાડી નાખજો એક અઠવાડીયું અત્રેનો મામલો તપાસી હું બીજી તરફ ફેરયું લઇશ

લા○ Mo

ઉપથી કાપની વાચ્યા બરાબર સરદાર સોહરાબશાહ તેહમીના ઓરડામા હરશભેર દોડી ગયા તે દુ ખી બાનુ તુરત નીજ બંદગીથી પરવારી આતશના પાતરા સન્મુખ બેઉ હાથ જોડી ઉભી રહી, પોતાની રાબેતાની દુવા ઇચ્છતી હતી સોહ રાબશાહ તરફ તેણીની પીઠ હતી, તેવણ ઓરડાના બારણા આગળજ અચકી જઇ ને શાન ગભીર દેખાવ જોતા ઉભા રહી ગયા!

તે તાબેદાર બેટીએ તેવણનો સુખન કેવી અચુક રીતે પાળ્યો હતો તેનો ખરો ખ્યાલ તે સુખદાયક ચીત્ર રજુ કરતો હતો!

"દીકરી તેહમી, પાક પરવરદેગારના શુકરાના કર! તે રેહેમી ખાવીંદે તારે સારૂ એક ખુશ ખબર મોકલી છે" તેણી બંદગીથી પરવારી રહી પોતાની ખુરસી તરફ આવતી હતી તેટલા સરદાર સાહેબ આગળ વધી બોલ્યો

"ઓ કાકાજી મને જલ્દી કહો, શુ મોરારી—"

"ચુપ થા દીકરા, મોગારીગરનું નામ તે આપણા ઘરમા કદી દેવુ નહી" તેવણ તેણીના કાનપર પડી બોલ્યા, "વડીનોની કહેવત છે કે 'ભીતને પણ કાન હોય છે" આપણા નોકર ચાકરોને કાને એ નામ પાડવુ નહી જોઇયે તેનો એક સણસારો પણ તેમને જણાવો નહી જોઇએ. હવેથી જયારેમા તેને વીશે બોલે ત્યારે MO (મો૦) એટનુ ટુંકુ નામ બોલવુ."

"માફ કરો, કાકાજી, મારી ભુલ થઇ, ઓ! આએ તમારા હાથમા કાગજ કોણનુ છે?"

"તેનુજ–દીકરી, એકદમ હરખાવાનુ કારણ નથી. આશાના કીરણો જરા જરા દેખાવા માડયાછ લે આય વાચ!"

સોહરાબશાહે પેલુ કાગળ તેહમીના હાથમાં મુકયુ અને તેણી તે એક ઝપાટે વાચી ગઇ।

તેજ વખતે ગુલ પડોશના ઓરડામાથી પપાને ત્યા આવેલા જાણી દાખલ થઇ તેહમાએ તે કાપલી તેણીના હાથમા મેલી

"ઓ દાદગર! તુ મારો દસ્તગીર થજે!" તેહમીએ તુરત દુવા ચાહી તેણીનાં ચેહેરા ઉપર કાઇક ખુશાલી ફેલાયલી જણાઇ

"ખુદા સઉનુ સારૂજ કરશે, મારી બેહેન! ન્હાની ચીગારી હમેશા મોટુ ભડકુ લે છે. ખુદા કરશે તો આશાના એ મદ મદ કીરણો એક આખો રોશન આફતાબ ઉભો કરશે" ગુલાએ તેહમીને હીમત આપી

તે કાપલી સરદાર સોહરાબશાહે તુરત ફાડી નાખી

"એ વીશે હાલ કશી ચકચાર થવી નહી જોઇએ" તેવણે ગુલને પણ મોરારીરાવનુ આખુ નામ નહી વાપરવાની સુચના કીધી.

પણ બીજે દહાડે એક બીજી વધુ રોશની પડી પેલાજ હાલ હવાલ હરફોથી સુઘડપેનથી લખાયનુ એક બીજુ કાગળ અને એક રેજીસ્ટર્ડ બુક પોસ્ટ પેકેટ સરદાર સોહરાબશાહને ટપાલનો સીપાઇ આપી ગયો તે કાગળમા નીચે મુજબ લખેલુ હતુ—

ઘણુજ તાકીદે—ગઇ કાલની કાપલી મળી હશે આજે એક નવો ભેદ ખુલ્યો છે આ સાથે મોકલેલો એક ફોટોગ્રાફ બારીકીથી બાઇને તપાસવા કહેજો આ ગરૂપમા ત્રણ ફુર ગણો ખુરસી ઉપર બેઠેલી છે અને તેમના ધણીઓ દરેકની પાસે ઉભા છે આ ત્રણ માહેલી વચલી પેલી નેકનામ છે, જેના પગ આગળ પેનસીલથી મે આવી (×) ચોકડી કરેલી છે એ તેજ નાપાક છે કે નહીં તે કાગળની એક કાપલી ઉપર Yes અથવા No મા ઉલટ ટપાલે લખી જણાવજો. બીજુ કાઇજ લખશો ના. ફોટો તથા કાગળ જુદા જુદા બીડજો અને સરનામુ નીચે મુજબ કરજો

**મીઆં બ દેનવાજ,**

c/o Head Post Office

Goa

લા૰ Mo.

આ એક બીજી ખુશ વધાઇ હતી, જે લઇ સરદાર સોહરાબશાહ તેહમીના ઓરડામા ગયા, જયા તેણી ગુલાં જોડે નાણાંનો એક ચીત્ર યુકત સ્ક્રીન ભરવા માટે મસલહત કરતી બેઠી હતી પેલુ કાગળ તેહમીના હાથમા મેલી તેવણે તે રેજીસ્ટરડ બુક પોસ્ટ ઉઘેડયુ તેમા 'બુડવોર' સાઇઝનો એક ફોટોગ્રાફ હતો તેહમી ઝટ કાગળ વાચી લઇ પેલો "ગુરૂપ" જોવા ઉઠી

"તેજ નાપાક છે! એમા જરાબી ફરક નહીં" તેણી જોયા બરાબર બોલી પડી "કાકાજી, એ ફોટો એણે કેવી રીતે મેળવ્યો હશે? એ ઉપરથી લાગેછ કે એ ખાઇ પીને આએજ કામ પાછળ ખતથી મડેલો હોવો જોઇએ"

"હા દીકરા Mo એક એવો માણુસ છે કે જે કામ પાછળ મંડે તેને ખણી ખોદીને શોધી કહાડે નહીં ત્યા સુધી એને જપ વળતી નથી તુ ચોકકસ છે દીકરા, કે આ વચલી બાઇ તે તેજ નાપેકાર છે?"

"હા કાકાજી, જરાબી શક વગર હુ ચોકકસ છુ." તેહમીએ જવાબ આપ્યો

તે ત્રણે જણા તે ગરૂપ ધ્યાનથી જોતા ઉભાં

"પેલા મુવા દારૂડીયાને જોયો કે તેહમી?" ગુલાએ તે "ગરૂપ" માં આયા એનજેલીનની પાસે ઉભેલા તેના ધણી તરફ ધ્યાન ખેચી પુછયુ Mo એ ગઇ કાલે આપેલી ખબર મુજબ ખરેજ એ કોઇ જબરો છાકટો હોવો જોઇએ. એનો દેખાવજ કેવો એબીયલ દીસેછ?"

"Mo ધારેછ તેમ એજ દારૂડીયો કદાચ આપણી મેર બજાવે !" સરદાર સોહરાબસાહે ખુશાલ ચેહેરે ઉમેદ બતાવી "ત્યારે તેહમી દીકરી, આ ચીઠીનો જવાબ yes મા આપુ ? આએ 'ગરૂપ' આજને આજ પાછો "રીટરન કરવો જોઇએ'

"હા, કાકાજી "

સરદાર સાહેબે તે તસવીર અને કાગલનો જવાબ તેજ દીને પાછા રવાના કરી દીધા

"યાદ છે તેહમી, આપણે Mo ને સવાલ કીધો હતો કે આયા એનજેલીનને તમે નજરે જોઇ નથી ત્યારે કેવી રીતે પકડી શકશો ? તેના જવાબમા તેણે જણાવ્યુ હતુ કે અપ્રા ધીઓ અપ્રાધ કરવા આગમચ કાંઇ પોલીસને પોતાના ચેહેરા બતાવી જતા નથી તેમને કેમ શોધી કાઢવા તે અમે જનમ થીજ શીખીને જનમીએછ' આએ દાખલામા Mo ના તે સખુનો આપણે ખરા પડેલા સમજીએછ, હાલ એણે તે ગુનેહગારની તસવીર શોધીછ—ખુદા ચાહશે તો ચદરોજમ એ તેને પોતાને શોધી કહાડશે"

"ખરૂ છે પપા, ખુદા તમારી વાણી મુબારક કરે!" ગુલે દુવા ચાહી "મને તો એ ખતીના આદમી માટે મોટુ માન છે એજ આપણુ કામ બજાવી આપશે મને લાગેછ પપાજી કે આપણે એને Mo ના નામથી ઓળખીયે તેને બદલે 'મીયાં બ દેનવાજ' કહેવાથી એની નામ-નમનજ નહી પણ જાત-ભાતમી બદલાઇ જાયછ કેમ તેહમા ?"

મરીમ તેહમી-ગુલાની આ ઉમદા તરફ મની સામ

હસી પડી ! તે દરેકને આ સુચના પસંદ આવી અને હવેથી ડીરેકટીવ મોરારીરાવને "મીયા બદેનવાજ" ના ભેદી છુપા નામથીજ ઓળખવાનો તેઓએ રમુજી ઠરાવ કીધો !

## પ્રકરણ ૩૯ મું.



### એક તસવીરની કહાંણી

(દોહરો.)

ગુ જોગો તનની છબી,
એમા નથી નવાઇ,
નીરખો મુજ મનની છબી
ભલા પરીક્ષક ભાઇ !

[ કવીશ્વર દલપતરામ. ]

તે પછીના બીજા પખવાડયામા સરદાર સોહરાબશાહ અને તેવણના કુટુંબને માટે વીલાયતથી એક ખુશ ખબર તાર મારફતે ફરી વળી વાંચનાર જાણે છે કે તેવણનો એક પુરો બેટો રૂસ્તમ વીલાયત ખાતે બેરીસ્ટરની પરીક્ષા આપવા માટ છેલ્લા ત્રણ વરસની વાત પર ગયો હતો, જે તે પરીક્ષામા સઉથી ચઢીયાતે નંબરે અને આગેવાન હરોલમા ફતેહમંદ નીવડવાની ખુશ વધાઇ હતી. આ ખબરથી સરવે કોઇના દીલ હરખભરેલા થયા તેહમી જોકે પોતાના દુખમા

હતી, તે છતા તે ખબરથી ખુશી થયા વીના રહી નહી જે માયાળુ અને મેહેરબાન મુરબ્બીના છાયામાં તેણી વસ્ની હતી, તેમના એકપુરા રોશન ચેરાગને તેની ઉમેદમા ફતેહમંદ થયલો જાણી તેણીને ખુશી ઉપજે એ કુદરતી હતુ

તેહમીએ રૂસ્તમને બચપણમા જોયો હતો, કારણકે શરૂઆતની કેળવણી માટે તે સરદાર સોહરાબશાહનાં મુંબઇના એક દુરના સગાંને ત્યા મુંબઇમા રહેતો હતો તેહમી પોતાના મરહુમ પીતા જોડે અગાઉ જયારે વારવાર પુને આવતી ત્યારે રૂસ્તમને જોવાની તક તેણીને મળતી ન હતી, માટે આજે જયારે આ જવાન વીલાયતમા બેરીસ્ટરની પરીક્ષામાં ફતેહ પામવાની વધાઇ તાર મારફતે પુને ફરી વળી ત્યારે તે જવાન કેવો હતો તેનો ચેહેરો વટીક તેણીના ધ્યાનમા નહી હતો !

ગુલ તો આ ખુશ ખબરથી નાચના અને કુદવા મંડી ગઇ. તે બાપ-બેટી તરફથી વળતી મુબારકબાદીનો એક તાર વીલાયત ખાતે તેજ દીને મોકલવામા આવ્યો

તે પછીના બીજા મેલમા રૂસીનુ કાગળ આવ્યુ આ કાગળ જોડે સંભાળથી પેક કરેલાં એક જુદાં મોટા રેજીસ્ટર્ડ પેકેટમાં, એક કીસબી કારીગરને હાથે પડાવેલી તેની છેલ્લામા છેલ્લી તસવીર આવી તે બાપ-બેટી તે તસવીર જોઇ ઘણા હરખાઇ ગયાં વગર શકે ઉંચા આરટનો તે એક નાદાર નમુનો હતો અને તેમા બેઠેલો રોબદાર જવાન તે તસ્વીરપર નજર પડતાજ કોઇનુબી ધ્યાન ખેચે એવો હતો.

ગુલ હરખાયલે હઇડે તે તસ્વીર તેહમીને દેખાડવા લઇ ગઇ

"તેહમી ડીયર, આએ તસ્વીર જો! ઓળખ જોઉ એ કોણ છે?"

તે તસ્વીરપર નજર પડતાજ તેહમી ચમકી! તેજ પળે તેના દીલમાથી કઇ નહી સમજ પડે એવો વીજળીક ચમકારો પસાર થઇ ગયો! સારે નસીબે ગુલની નજર તે વખતે તસ્વીર પર હોવાથી તેહમીના ચેહેરા ઉપર ધાઇ આવેલો તે ક્ષણીક રતાશ તેણી જોવા પામી નહી!

"કેમ, જોયા શુ કરેછ, તેહમી, ઓળખની?–શુ એ ચેહેરો તુ પારખી શકતી નથી?" ગુલે અજબ થતા પુછયુ

"નહી!"

"ઓ! કેવુ અજબ જેવુ! એ તો મારા રૂસીની સમી છે!"

"રૂસી!" તે નામ પાછુ 'રીપીટ' કરતા એક બીજો એવો જોરાવર વીજળીક આચકો તેહમીના જીગરમા લાગ્યો કે ગોયા તે દીલકશ અમળા લગભગ ભાન ભુલી થઇ ગઇ!

પણ પોતાને ઉપજેલી આ છુપી લાગણી ગુલ પામી નહી જાય તેની સાહુચેતી વાપરી તેણી ઝટ બોલી પડી 'નહી ગુલ, તુ મારી મશકેરી કરેછ'

'મારા જીવના કસમ! ડીયર, હુ મજાક કરતી નથી'

'તેહમી હેરત થઇ! તેણી તે તસ્વીર ધારી ધારીને જોવા લાગી "એનામા કેટલો ફેરફાર થઇ ગયોછ? મે એને બચપણમા જોયલો તેમા ને આએ ચેહેરામા આસમાન જમીન જેટલો ફરક છે!"

"તુને આએ તસવીર કેવી લાગેછ તેહમી?"

"ઘણીજ સરસ-ઘણીજ ઉમદા! ખુદા એમેને સુખી રાખે!" તેહમીએ ખરા જીગરથી ખુશ થઇને કહયુ-ગોયા તેણીના જીગરે ઇચ્છયુ કે "તુને આએ તસવીર કેવી લાગેછ" ને બદલે 'તુને આએ જવાન કેવો લાગેછ?' એમ તેણીએ કા ન પુછયુ?

ગુલ હરખાયને હઇડે તે તસવીર હવે તેના માણેક માસીને દેખાડવા લઇ ગઇ. તે બીચારીને સ્વપનેમી ખ્યાન નહી હતો કે આ તસવીર બતાવીને તેહમીના જીગરમાની તમામ રાની તેણી ચોરી ગઇ હતી!

"મારા ખુદા! રૂમી એવો સરસ છે' કેવો 'સ્વીટ' ચહેરો!—કેવો ખુબસુરત!—કેવો દમામદાર જવાન!" ગુલ ને ઓરડો છોડી ગયા બરાબર તેહમી મન સાથ બડબડી "ઓ પરવરદેગાર! એ સમી જોઇને જોઇ મને એમ કેમ થાએછ' મારૂ હઇયુ એટલુ ધપકેછ કેમ? મારૂ મન ઉશ્કેરાએછ કાય? મારા તન-બદનમા આએ શુ થાએછ? અરે! મને કઇ સમજ પડતી નથી—પણ સબર!—" તેજ વડીએ તેણીને પોતાની ખરી હાલતનો ખ્યાલ થયો, "હુ આએ શુ કરૂ છ? હુ આએ શુ બકુ છ? હુ આએ શુ વીચારૂ છ? કોણપર મારૂ દીલ દોડેછ? ઓ જીવ! જરા સાવધ થા!" તેણીએ પોતાની છાની પર હાથ મેલી ઓરડાની એમ તેમ જોઇ પાછી વીચારવા પડી "હુ કયા ખેચાઉ છ' અરે એક વખત એવો હતો કે મારૂ મન ચાહે તે ઠેકાણે હુ દીલ દોડાવી શકતે—પણ આજે' ઓ ખુદા! આજે મારી હાલત કેવી છે તે હુ ભાનભુલી ભુલી કેમ ગઇ? અફસોસ! આજે હુ જુદીજ હાલતમા,

જુદીજ જગાએ ઉભેલી છુ ! તેહમી, તેહમી, જરા વીચાર કર ! આજે તુ અગાઉ જેવી બાદશાહી રેલછેલમા રમતી આપ અખત્યાર અબળા નથી, આજે તો તુ એક આશરા-આધાર વગરની, નીરાધાર, પારકે આધારે પડેલી એક કમનસીબ કમ તાલે છોકરી છે ! કયા છે મારી પાસે આજે મારો આગલો દરજ્જો ને દોરદમામ ? કયા છે આગલી મોટાઇ ને માન ? કયા છે આગલુ સુખ કે જરનુ જોર ? ઓ ! એ તસ્વીરપર હુ નાહક ખેચાઇ ! મે કેવી ભુલ કીધી ? એવો ખ્યાલ મને આવવાજ કેમ પામ્યો ? એવા વીચારને મે જીગરમાં જગ્યાજ કેમ આપી ? નહી, જાહેર તો શુ પણ એવી કોઇ છુપી આશા રાખવાનોબી મને હક નથી ! ઓ પપા-પપા ! તમે કમોતે મરી નહી જતે તો આજે આએ તસ્વીરની અસર—" અને અહી તેણીનો ડીઓ એવો ભરાઇ આવ્યો કે તે વાકય અધુ- રોજ તેના ગળામા ગુમળાઇ ગયો !

રૂસીની તસવીર જોયા બરાબર તેહમીના દીલમાં શી લાગણીઓ ઉત્પન્ન થઇ હતી તે બાબે શુ હજી કાંઇ વધુ વીવેચન કરવાની જરૂર છે ? ઉપલા ચીત્ર ઉપરથી આપણને એટલુજ જોવાનુ છે કે એક ઇનસાન—પછી તે સુખી હોય કે દુખી—ના જીગરમાં પલકની વચ્ચે પ્રેમ હસ્તી પામે છે. હજી તો તે તેણીના મરનાર પીતાને ગુજરવાને પુરા ત્રણ માસ થયા નથી, તે પહાડ જેવી આફતનો જાલેમ જખમ હજી રૂજાયો નથી તેટલાં તેહમીના જીગરમા અચણુચ પ્રેમનો પાયો પડવાની વકકી કોણે રાખી હતી ? તેણી તે સવારે બીછાના ઉપરથી ઉઠી ત્યારે કયા જાણુતી હતી કે જે જખમી જીગર

એક જાનેમ ગેર ઇનસાફની આગમા આજસુધી જનતુ હતુ તેમા આ પ્રકારના પ્રેમની એક નવી બીમારી પડી તેણીને વધુ બેસબર અને બેકલ બનાવશે?

તેહમી હજી આ વીચારોથી ફારેગ થાય નહી તેટના તેજ તસવીર લઇને ગુન ફરીથી તેના ઓરડામા આવી જાએ હજી તે તસવીરે પાડેલુ પ્રેમનુ પજરણુ ઓછુ હોય તેમ ફરી એકવાર તે દીનજીત ચેહેરો તેહમીની નજરે પડયો, પણ તેણીએ પોતાના જીવપર જબરી કરીને પોતાની નજર ત્યાથી ખસેડી નાખી-કારણ કે તેણી મન સાથ ઠરાવ કરી ચુકી હતી કે તેની હાલની હાલતે આ પ્રકારનુ આકરશણુ તેણીના આગમા આયનદે નુકસાનકારક હતુ!

ગરીબ તેહમી!

તેણી પોતાના વીચારોમાં કેવી પાક અને ખાલેસ હઇ યાની હતી! રૂસી જેવા એક લખપતી બેટાને લાયકની લાયકાત પોતાપર આવી પડેની અચગુચ ગરીબાઇને લીધે પોતામા રહી નથી તેથી એવી બુલદ આશાઓ બાધવામા પોતે પાપ કરતી હતી એમ તેણીને લાગ્યુ! કેવી ભલી! કેવી સાચ્ચી! કેવી નેકખસલત ને નીરદોશ!

"તેહમી ડીયર," ગુલ પેલી તસ્વીર સાથ પાછી ઓરડામાં દાખલ થતાં બોલી. "મારા રૂસીની સખી માશેક માસીનેબી ઘણી ગમી જો! એવણુ તો બધા મરી મરી જાએછ કઇ ડજનેક બખત તો આએ સખીના ઓવરણાં નઇ ચુકા!"

તેહમીએ નીચી નજરે પોતાનો ચેહેરો સેહેજ હસતો કીધો જો કે તે જવાન તરફ તેનુ જીગર કઇ અજબ જોસ મારતુ હતુ, પણ પોતે કીધેલા ઠરાવને ચુસ્તપણે વળગી રહેવા સારૂ અમી તરફ નજર નાખવાની તે નીંદોશ અબળા હીંમત કરી શકતી ન હતી! તેના મનની આ મકકમતા સામે તેનુ કોમળ જીગર અંદરખાનેથી ગોયા એક પ્રકારની કરાજી અને ફરીઆદ પોકારતુ હતુ!

"શુ વીચાર કરેછ, તેહમી?" ગુલે તેને વીચારવંત જોઇ પુછ્યુ

"કંઇમી નહી, ગુલ! કેમ, મને કઇ કહેવુ છ?" ચમરી તેહમીએ સામો સવાલ કરી તેને ઉપજેલો અંદેશો તોડી નાખતા પુછ્યુ.

"પપા આએ સબી જોઇને એટલા ખુશ થયાછ કે કે આજ ને આજ ફ્રેમ કરાવવા ઇચ્છેછ"

"તેમ થવુજ જોઇયે, બેહેન, નેક ફરજંદો સઉને પ્યારાં હોય છે"

"એની ફ્રેમ કેવી કરાવીયે, તેહમી? મન તો તારી સબીની ફ્રેમ છે તેવી ગમેછ તે મારી ઘણી ફેવરીટ ફ્રેમ છે."

"મારી સબી? મારી કઇ સબી?"

"શુ તુ ભુલી ગઇ? તારૂ પેનુ 'ઇમપીરીયલ સાઇઝનુ 'બસટ'?

"કયુ?" ગરીબ બીચારી ગુલ શુ જાણે કે તેહમીના મનની હાલત આજે કેવી બનેલી હતી? તેણી શું કહેતી હતી! તે તેના ધ્યાનમાં ખરેજ ઉતરતુ નહતું

છેલ્લા પાચેક વરસની વાતપર તારી સાલગરેહની એક સુદર ભેટ તરીકે તે જે ઉમદા ફ્રેમ સાથની યાદગીરી મારી ઉપર મોકલી હતી તે–વળી બીજુ કીયુ ? હવે યાદ આવેછ કે ?"

"હા હા, હવે સમજી" તેહમીને હવેજ યાદ થઇ !

"તારી તે સબી મારા આખા ઓરડાનુ નાક છે, તેહમી ડીયર ? એ મારી માનીતી તસવીર મારા ઓરડાનો ખરેખરો શણગાર છે તુ તો અહી આયા પછી મારા ઓરડામાંબી પગ મુકયો નથી તે તુ શુ જાણે ?

"હા, મે તે નથી જોઇ"

"નથી જોઇતો મહેરબાની કરી જરા જોઇ જા ! જરા આવેછ, ડીયર ? હુ ઘણી ખુશી થવસ એજ જાતની ફ્રેમમા રૂસીની સબી હુ ફ્રેમ કરાવવા ઇચ્છુછ !"

ગુલ ભોળાઇમા આ શુ ભરડની ગઇ !–ગોયા કુદરત ત્યા ગુપ્તપણે પોતાની રચના તો રચતી નહી હોય ?

ગુલનો આગ્રહ જોઇ તેહમીથી ના પડાયુ નહી તેણી આજે સપર પહેલી પોતાના ઓરડામાથી ગુલના ઓરડામા ગઇ ! વાચનાર જાણે છે કે તે બેઉ ઓરડાની વચ્ચે આવજા થઇ શકે એવુ બારણુ હતુ અને તે ઉપર એક કીમતી જેપાનીસ રેશમી પડદો ઝુલતો કરેલો હતો

તે કમનસીબ કુમારીકાને ગુલના ઓરડામા ટાગેલી તે તસવીર જોઇ પોતાની આગલી સુખી હાલતની યાદ આવવાથી આખમાં આંસુ આવી ગયા

"તેહમી-તેહમી, હુ તને અહી કેના ખ્યાલથી તેડી લાવી ને તુ એમ શુ કરેછ?"

"ઓ ગુન ડીયર, આએ તસવીર જોઇ મને યાદ આવેછ કે એક વખત હુ કેની સુખી અને આપ અખત્યાર હતી!

"ત્યારે તુ અહી આપ અખત્યાર નથી એમ કહેવા માગેછ, તેહમી?" ગુલે કાઇક ગમગીન ચેહેરે પુછ્યુ

"નહી-મારા ખાલેસ બોલવાનો તુ બીજો ખોટો અરથ કરતી ના, મારી વ્હાલી બેહેન! આજે હુ કેની દુખી છુ અને બાપીકુ સુખ, બાપીકુ છતર અને બાપીકો વારસો હુ કેવી રીતે ખોઈ બેઠીછ તેજ મને લાગેછ તમારા ઘેરમા મને કોઇ રીતનુ દુખ નથી હુ અહી પુરતી સુખી છુ"

"ચાલ હવે બીજી વાત કર, બેહેન, નાહક દીલ દુખવી લેવામા સાર નથી" ગુલે ઝટ વાત ફેરવી નાખી "રૂસીની સબીબી તારીજ માફક ઇમ્પીરીયન સાઇઝનુ 'બસ્ટ' છે, માટે મારી મરજી છે કે આ એજ જાતની એની ફ્રેમ કરાઉ. તેમ તુ શુ ધારેછ બેહેન?"

તેહમી આટલાં દુખમાં છતા તેણીનાં ચુગલીખોર ચેહેરા પર એક વીજલીક રતાશ ધાઇ આવી ઝટ નાબુદ થઇ ગયો

"જેમ તારી મરજી" એટલુ કહી તેહમી પોતાના ઓરડામા પાછી ફરી, ગુલને લાગ્યુ કે આજે તેણીએ કાચુ કાપ્યુ હતુ તેહમીને પોતાના ઓરડામા બોલાવવા માટે તેને પસ્તાવો ઉપજ્યો.

"હું એમ જાણુતે કે એના મનમાં ઓછું આવશે ને એ પોતાની સબી જોઇ આગલી હાલતની યાદથી ગમગીન બનશે તો હું એને કદી બોનાવને નહી ગરીબ બીચારી! હજી એની લાગણી કેટલી દુખાયલી અને એના જખમ કેવલા તાજા છે તે એ ઉપરથી જણાએછ" ગુલ મન સાથ વતવનો કરવા પડી તેણી થોડું જ જાણુતી હતી કે તેહમીને પોતાની આગલી હાલત બેવડા જોસથી યાદ આવવાનું આજે ખાસ કારણુ શું હતું!

તેહમી ઓરડામાં ગઇ ખરી પણુ કશું ચેન નહીં પડ વાથી બંદગી કરવા બેઠી ખરૂ પુછો તો રોજની બંદગી કરતા આજની બંદગી તેણી મનની તમામ શાંતી વચ્ચે કરી શકી નહીં પેલોજ દમામદાર ચેહેરો પેલોજ ખુબસુરત દીલ-જીત જવાન ગોયા તેની નજર સામે હાથમા પકડેલી એક ન્હાની મખમલી "જંદ અવસ્તા"ની ચોપડી ઉપર તેને વાર-વાર નજરે પડતો હતો! તેણી તે ખ્યાલ મનમાંથી દુર કર વાના મહાન પ્રયત્ન કરતી, પણુ તેનું હઠીલું જીગર અને "મન રૂપી આંખ" કેમે કરતા માનતા કે શરણુ થતા નહતા!

આ એક નવો ફેરફાર આજે તેહમીમાં થવા પામ્યો હતો જો કે તે ફેરફારથી તેના જીગરમા પડેલા જખમા રૂઝ આવે કે તેના કમનસીબ પીતાના કમોતની કહાણી તેણી વીસરી જાય એમ તો હતુંજ નહીં તે પહાડ જેવી આફત તો તેણીના મગજમા હજી જેવીને તેવી તાજીજ હતી, પણુ તેમા રૂસીનાં ચેહરાએ તેણીનું ચીત ચોરીને કીધેલો ઉમેરો તેની બેકલ સ્થાતીને પુરી બેસબર બનાવનારો અને અકળાવનારો હતો!



## પ્રકરણ ૪૦ મું.



### "દેખુ નહી ને દાઝું નહી!"

સુખમા દુ ખમા, રાત દીન,
પ્રજળે અગે પચાર,
મોહ–બાણુ મહા બાણુ છે,
ઘડી ન એક કરાર.

(તારાપોરવાળા)

તેહમી સીક થઇ ગઇ.

વીચારમા ને વીચારમા તેની તબીયત બગડી આવી બપોર સુધી તો મામલો જેમ તેમ નીભ્યો, પણ સાંજ થતા તેહમીના આગમા તાપ થવાથી બીછાને પડી

ગુલ આ બીનાથી વાકેફ ન હતી આવતી કાલે 'મેલ ડે' હોવાથી તેણી આગલા દીવાનખાનામા પોતાના ભાઇ રૂસી ઉપર આજના કાગળનો અને તસવીર પુગાનો જવાબ લખવામા રોકાઇ હતી. તે તસવીર ઘરમા સધાને કેવી ગમી તે બાબે તેણીએ રૂસ્તમપર એક લબાણુ રમુજી કાગળ લખ્યુ હતુ તેમાં તેહમી–ગરીબ–તેહમી–ગીશે પણ લખ્યુ કે "એ માગી કમનસીબ બહેન પોતાની સીહા સરજતને શરમ થઇ હવે હમે ઘને માટે આપણાં મકાનમાં આપણે આશરે આવી છે" વગેરે

તે કાગળ બીડીને તેહમીના ઓરડા તરફ ફરતી હતી તેટલાં રૂસીની તસવીર ફ્રેમ થઇને આવી પહોચી સરદાર સોહરાબશાહે "આજને આજ" તે ફ્રેમ થયલી જોવાની પોતાના ફ્રેમ મેકરને ઇચ્છા દરશાવેલી હોવાથી તેમ કાળજીવત કારીગરે સાંજે સાજ તઇયાર કરી મોકલી હતી આ વખતે સરદાર સાહેબ કાંઇ કામસર બાહેર સીધારેલા હોવાથી ગુલ વળી પાછી હરખભેર તે તખતો તેહમીના ઓરડામા લઇ ગઇ!

"તેહમી–તેહમી, જો! મારો રૂસી આએ ફ્રેમમા એક શેહેનશાહ જેવો નથી લાગતો? ખચીત, છુટતા કારડ કરતા ફ્રેમમા એ કેવો દીપી—પણ ઓ! તેહમી, શુ છે? તુ સુતીછ કાય? માથાને રૂમાલ કાય બાંધ્યોછ?"

"નહી, મને કઇ નથી, જરા માથુ દુખેછ"

ઓરડાની વચેની ગોલ ટેબલ ઉપર ગુલ તે તખતો મુકી ઝટ તેણી પાસે દોડી ગઇ, પણ તેટલા તેહમીની નજર તે દીનજીત જવાનના ચેહેરાપર ફરી એકવાર પયારની પડી ચુકી હતી! તે દુખી અબળા જે ચીજથી દુર રહેવા માગતી હતી તેજચીજ ફરીફરીથી તેણીની નજરે પડી. જાણે એક પ્રકારની તેની ઘાતકી મજાક કરયા કરતી હતી!—બીજા બોલોમા ગોયા કુદરત પોતે તેણીના જીગરમાં પડેલી પ્યારની ચીગારીમા ઉપરને ઉપર પાછુ ને પાછુ પજરણુ પાડયા કરતી હતી!

"તારા આંગમાં તો તાપ છે, તેહમી" ગુલ તેનાં ગરમ આતશ જેવા ગાલપર લાગ્યા બરાબર બોલી પડી "તુ કયારથી સીક થઇછ, બેહેન, તે મને જરા થઇને ચેતાવ્યુ બી

નહી? પપા જાણુશે તો મને જરૂર ઠપકો આપશે હુ અમ-વડી ડાકટરને બોલાઉંછ તારી આયા કેથેરાઇન કયા મુઇછ? એ આખો વખત બહારની બહાર ભટકયા કરેછ કમબખત અહીં રહી મગતી હોય તો જરા ખબરથી પડે હુ તો રૂસીનુ કાગળ લખવા ગઇ હતી એમ બોલી તેણીએ ઘગ દાબ્યો

તુરત એક નોકર હાજર થયો, જેને તબેનામાથી ગાડી જોડાવી ડાકટરને બોનાવી લાવવા ગુવે હુકમ આપ્યો. તેહમીએ તેમ કરવાની ઘણી ના પાડી, પણ ગુવે તેનુ કહેવુ માન્યુ નહીં

અગ્ધા કલાકમા ડાકટર આવી પહોચ્યો તે એક જુનો અને અનુભવી યુરોપીયન તબીબ હતો અને આખા પુના ગેહરમા પ્રખ્યાત હતો સરદાર સોહરાબશાહને ત્યાનો તે ફમીલી ડાકટર હતો

તેણે તેહમીને ધીરજથી તપાસી અને માથાપર આઇસ ફેરવવાના હુકમ આપી ત્યાજ દવા લખી આપીને હુકમ કીધો કે દવા આવ્યા બરાબર દર બબ્બે કલાકે તાપનુ જોર ઉતરે ત્યા સુધી એક સરખી આપ્યા કરવી અને આગની ગરમી "નોરમલ" થવે આઇસબેગ કાઢી લઇ તેજ દવાના ડોઝ દર ત્રણ ત્રણ કલાકે આપવા

તે ચગરો તબીબ ચેતી ગયો કે તે બીમાર બાનુ તનના નહી પણ મનના દુખથી પીડાય છે।

"મીસ, સુબેદાર, મને પુછવાની રજા છે કે આ દરદી બાનુ કોણ છે?" તે તબીબ તેહમીના ઓરડામાથી ગુલ જોડે આગલા દીવાનખાનામા આવી પુછવા પડયો.

"એવણુ મારા જીવે જાનના સહી છે, ડાકટર"

"ભલે, પણ તમે શુ એમ ધારો છો કે એવણ તનના દુ ખથી પીડાય છે?"

"ત્યારે?" ગુલે પુછ્યુ

"નહી–એવણ તનથી નહી પણ મનથી દુ ખી છે"

"ખરી વાત છે, ડાકટર તમારૂ અનુમાન ખોટુ નથી" અને અહી તેહમી કોણ હતી, કોણની દીકરી હતી, તેણીના પીતા છેલ્લા ત્રણ માભ પર મુમબઇમા કેવા શકમદ મોતે મારયા ગયા હતા અને તે મરણથી એક સાવકી માતાના જુલ્માતને વશ થઇ એકવારની એ અમીરી દરજ્જાની અબળા કેવી રીતે રવડી ગઇ હતી તે ટુકમા તેણીએ તે ભલા તબીબને કહયુ. તેહમીએ તે બુઝરગ તબીબ મરનાર શેઠ ફરદુનજી તાલેવતને તેવણના જગજાહેર નામથી સારી પેઠે ઓળખતો હતો, જેથી ગુલને મોડે આ દુ ખદાયક કહાણી સાભળી તે ઘણો દુ ખી થયલો જણાયો

આટલુ છતા, તેણે એક બીનાપર ખાસ ભાર મેલ્યો કે "મારા વીચાર મુજબ આ બાનુને ખાસ ઉશ્કેરાવાનુ કોઇ કારણ આજેજ મળેલુ હોવુ જોઇયે"

"નહી, ડાકટર, તેવુ તો કાંઇજ નથી એ બપોર સુધા તો સારી પેઠે વાતચીત કરતી અને ફરતી હરતી હતી" ગુલે ભોળાઇથી જવાબ દીધો. તેણી થોડીજ જાણતી હતી કે તે અનુભવી તબીબની અટકળ ખોટી નહી હતી!

"ઓલ રાઇટ, ફીકર કરવાનુ કઇ કારણ નથી તમે માથાં પર આઇસ બેગનો મારો ચાલુ રાખજો અને દવા

મંગાવી લઇ જલદીથી પહેલો ડોઝ આપી દેજો, ગુડ ઇવીનીંગ, મીસ!" કહી તે તમીબ રવાના થયો.

ડાકટરના ગયા પછી આઇસ અને દવા લેવા સારૂ માણુસ દોડાવી ગુલ તેહમીના બીછાના આગળ મન સાથ વીચાર કરવા પડી કે "ડાકટરે એવું અનુમાન શા પરથી બાંધ્યું કે તેહમીને ઉશ્કેરાવાનું કારણ આજેજ મળવું જોઇયે? આજે તો એવું કંઇજ બન્યું નથી! એ જો ઉશ્કેરાવાની હતે તો એની મતરાઇ તરફની પેલી નોટીસ આવી તેજ દહાડે ઉશ્કેરાતે! કદાચ એમ તો નહી હોય—હા, આજે એ મારા ઓરડામાં આવી પોતાની સખી જોઇ આગલી હાલત યાદ આવવાથી એનું દીલ તો દુખાયું નહી હોય? મને એમજ લાગેછ."

ભોલી ગુલ!

તેને થોડીજ ખબર હતી કે તેહમીનાં મન પર ઉપજેલી અસર તેની પોતાની સખીનો નહી, પણ તેના ભાઇ રૂસ્તમ સુબેદારની આજે વીલાયતથી આવેલી સખીને આભારી હતી, જે સખી આજના એક દીવસમાં તેણી પોતે ત્રણ ત્રણ વાર તેની સન્મુખ લાવીને તેના અંતઃકરણમાં એક છુપી ચીંગારી પાડવાનું કારણરૂપ થઇ પડી હતી!

તેહમી ત્રીજે દીને હુશીવાર થઇ અને આગમચની માફક પોતાનાં ઓરડામાં ફરવા-હરવા લાગી તેણીએ હવે ડાકટરની દવા પીવાને ધસીને ના પાડી અને તેનો એવો અણગમો જોઇ સરદાર સોહરાબશાહે ગુલાને તાકીદ કરી કે તે દુખી દીકરીને વધુ મુઝાવવી નહી

તેહેમી ફરતી હરતી થઇ ખરી, પણ તેનાં મનની બેચેની કાંઇ ભાગી નહી અગાઉ તેણી એકજ બાબદથી મનમા ને મનમા ઝુરાયા કરતી હતી હવે તેમા એક બીજી પ્રકારનો ઝુરાપો બરપા થયો પહેલો ભેદ તેણી ખુલ્લો દરશાવી શકતી હતી, પણ બીજો ભેદ એવો હતો કે તે કોઇને કહેવાય એમ ન હતુ

"જે વખત જાએછ તેમા (પોતાની 'ટરમ્સ' ભરવાની પુરી થવે) રૂસ્તમ સુબેદાર પુને આવશે" એક દહાડે તેણીને રાતે એક ખ્યાલ પેદા થયો "હાલ હુ તેની ગેરહાજરીમા એટલી મુઝાઉંછ, તો તેને જોવા પછી મારી હાલત શી થશે ' કોણને ખબર છે કે તેના વીચારો કેવા છે? જેમ હુ એની તરફ ખેચાઇ તેમ એ મારી તરફ ખેચાશે તેની સાબેતી શુ? કાંય નહી એ મને ધીકારે ' કદાચ એ મારી તરફ એટલો કરડો નહીબી થાય તો સોહરાબજીહને ગુલાની માફક મને એક બેહેન તરીકે ચાહશે—તે મને કામનુ શુ ' એ, નસીબ !—બદનસીબ ! તુ મારી સાથે એટનુ બધુ સખત કેમ થયુ ! મારી આગલી હાલનમા હુ હતી તે વખ્તે એ વ્હાલા સાથ મલવાનો સુભાગ્ય સજોગ મને કાય નહી થયો ' તે સ્થીતી હતે તો એના ગમે એવા તીક્ષ્ણ વીચારોનેબી હુ મારી તરફેણમા ખેચી લેવાની કોશેશ કરતે ! પણ સબર ' એ હુ શુ હવાઇ કીલ્લા બાધુછ?—એવા એવા નાહીંમત ખ્યાલો કરવાનો મને હકજ શુ છે? એક બાપીકા વારસામાથી બાતલ થયલી અને પારકે આધારે લટકેલી મારા જેવી એક ગરીબને રૂસ્તમ સુબેદાર શુ કબુલ કરશે? ઓ નહી ! તે કદી કબુલ કરવાનો નથી ! જો એમજ છે તો મે એવી

ઉમેદો શુ કામ બાધવી જોઇયે ?–અને આએ ગેરમાખી શુ કામ વસવુ જોઇયે ? રૂસી અહી આવ્યા બરાબર મોટા ખાચરાઓ તરફથી તેની ઉપર કુદરતી રીતે તુટાતુટ પડશે તેવી હાલતમા મારા જેવી ગરીબડીનો ભાવ કયા પુછાવાનો હતો ? અરે ! એ ઉમેદને મારા જીગરમાથી સદનતર મે મારી નાખવી જોઇયે રૂસી તરફ બીજીઓનુ ખેચાણુ હુ કેવી રીતે જોઇ શકશ ? તે તો સામુ મને બળવાનુ થશે, માટે બેહતર રસ્તો એજ છે કે રૂસી વીલાયતથી અહીં આવી પુગે તે આગમચ મારે અહીથી ચાલી જવુ જોઇએ”

આ ખ્યાલે તેહમીના દીલ પર અજબ જેવી અસર ઉપજાવી તેણી બીછાનામા ઉઠી બેઠી મ ડીયા પર માથુ ટેકવી આખ બધ કરી ફરીથી તે ઉપર વીચાર કરવા લાગી

“મારા આએ પગનાથી સોહરાબશાહનુ ને ગુલનુ દીલ કેવુ દુખાશે ? અરે ! એ બીચારાઓ મારી તરફ કેટલા માયાળુ ને મેહેરબાન છે ! હુ અહીંથી વગર કહેવે ચાલી જવસ તો એ લોકો મને કેવી નગુણી ધારશે ? મારા પડતા વખતમા સોહરાબશાહે મને કેવો એક બાપ તોલનો આધાર આપ્યો છ, તેવણને શુ હુ ખાટી નીવડુ ? શુ મારા આએ પગલાથી તેવણનુ દીલ નહી દુખાશે ? અફસોસ ! ચોતરફના કડવા સજોગોથી હુ કેવી સાંકડાઇ ગઇછ ? જો હુ ગુપચુપ ચાલી જાઉછ તો નગુણીમા ખપુછ–જો અહીજ રહુ તો રૂસી આવ્યા પછી મારી હાલત બેવડી દુખી થઇ પડશે ! હવે મે શુ કરવુ મારી ખાત્રી છે કે મારી એવી નાચાર હાલત જોઇ તે મારી તરફ ઝાખીનેબી જોશે નહીં”

ને છુપાં દુઃખમાં રાત–દહાડો જલવા કરતાં હું આએ માયાળુ મકાન છોડી જવસ તે લાખ દરજ્જે બેહતર થશે કે તે દુઃખ દેખુબી નહીં ને દાઝુબી નહી! વળી આએ ખ્યાલબી મે કરવાનો છે કે મારે લીધે ગુલ પોતાનાં પપાના ઘેરમાં ક્યાં સુધી પડી રહેશે?—એની ઉમર મારી બરોબરની છે એ હવે પરણીને પોતાનુ સાસરીયુ સુખ જોવાને લાયકની થઇછ અને તેથી પાચે દહાડે એ પરણી ગયા પછી મારૂ શુ થાય? ખુદા મારા મેહેરબાન મુરબ્બી સરદાર મોહરાબશાહને સુખી રાખે અને તેવણુની ઉમરદરાઝી થાય, પણ એ માયાળુ મુરબ્બી જીવી જીવીને કયા સુધી જીવશે? તે પછી તો આએ મકાનમાં હુ રૂસીનીજ દયા પર લટકુ કે? તે મને ગરીબને હીણી કોઇ બીજી પોતાને મનપસદ મોહોરદાર આએ મકાનમા લઇ આવે તે હાજરીમા હુ કેવી રીતે જીવી શકુ? આએ જીગરતો ઠરાવ કરી ચુકયુ છે કે રૂસી સીવાય બીજા કોઇનો ખ્યાલ કરવો નહીં, "અને તેમ નહીં બને તો આએ દુઃખી જીદગી એમજ ગાળવી! આએ બાબત એટલી નાજુક છે કે હુ કોઇની સલ્લાહબી લઇ શકતી નથી!"

ગરીબ બીચારી! એવા એવા ખ્યાલોમા મધરાત પછી એક વાગ્યો ત્યાં સુધી તેહમી એમને એમ બીછાનાં પર બેસી રહી.



## પ્રકરણ ૪૧ સું.

## તેહમીનું ગુમ થવું.

(દોહરા.)

ઓ સરજતના લેખ! તુ અજબ બતાવે રંગ!
તારૂં વરતન જોઇને, દુનીયા છે કુલ દંગ!

(કવી ફીરોઝ.)

તેહમીએ સુવાના ઘણા ફાફા મારયા, પણ ઉંઘ બદી આવી નહી એકેક કરતા બબ્બે જળાપાથી તેનુ જવાન જીગર જનવુ હતુ. પેના ડીટેકટીવ મુરારીરાવ તરફના તે પછીથી કશા સમાચાર મળ્યા ન હતા અને એ દુખ જાણે ઓછુ ઓછુ હોય તેમ રૂસીની તસવીરે તેને પુરી દીવાની-બહાવરી બનાવી મુકી હતી!

"શુ કરવુ? રહેવુ કે જવુ?" તેણી ફરી ફરીથી વીચાર કરવા લાગી "જો અહી રહુ છ તો રૂમી આવ્યા પછી હુ પુરી ઘેલી-દીવાની બની જવસ—ને મારી તરફ સેહેજબી અણગમો બતાવશે તો તે દેખાવ મારા જીગરને ચાક કરનારો થઇ પડશે, તેમ થયુ તો મારા દુખનો પાર રહેવાનો નથી હવે કરવુ કેમ? એવો માયાળુ ને શીતળ છાંયો છોડી હુ જાઉબી કયા? સોરાબશાહ ને ગુલ્લાનાં દીલ કેવાં દુખાશે? અરે! હુ મુબઇથી આવી ત્યારે એમ સમજતી હતી કે પુનાના એકાંતવાસમા મને જરાબી સુખ મળશે, પણ અહી આવ્યા પછી હઇયામા હોળી સળગીછ! હુ મુબઇથી પુને

આવી તેને બદલે ત્યાંથી બહારોબાર સાહેરગામ ડાય નજી ચાલી ગઇ કે આજે મારો જવાન જીવ એવા ઝુરાપામાં જનને નહી ? મારૂ એક દીલ કહેછે કે રૂરી આવી પુગે ત્યાં સુધી મે થોભવુ અને બીજુ દીલ કહેછે કે ને આવે તે આગમચ મારે અહીથી ચાલી જવુ ! હવે કરવુ કેમ ?"

વ્હાલા વાચનાર ! પ્રેમની શક્તી વીલક્ષણ છે !

ઓ પ્યાર ! પ્યાર ! તુ દુખી માણસની પણ પુઠ છોડતો નથી ! સુખી કે દુઃખી બધા તારે મનથી સરખા છે ! વીદ્વાનો કહે છે કે મનની મોટાઇ સૌથી મોતેબર છે પણ પ્યારની બુલંદી આગળ મનની મોતેબરી શી ગણુતરીમાં છે ? પ્યાર દુખીને સુખી અને સુખીને દુખી બનાવે છે—પ્યાર શુ સુખમા કે દુખમાં વગર નોતરેલા પરોણાઓ મીસાલ હાજરી આપે છે ! પ્યાર-સાચ્ચો-પ્યાર-કીલ્લા કોટને પણ કુદી જાય છે. કવીઓ કહે છે કે ઇનશાનની દરેક શકતી તેને વશ હોય છે-મન વશ હોતુ નથી, પણ મન જેવી મોતેબર શકતીનેબી-અહી તો પ્યાર વશ કરે છે !

વગર શકે તેહમીની હાલત વણી કફોડી થઇ પડી હતી રૂમી તરફ તેહમીના દીલનુ ખેંચાણુ થયા પછી આ મામલો હદને દરજજે વધી ગયો હતો તેણીએ પુનામા રહેવુ કે ત્યાંથી એક દમ ઉતાગરી કરી પોતાનુ કીસમત જયા લઇ જાય ત્યા ચાલી જવુ એ હવે તેના મનથી એક મહાભારત અને બીકટ સવાલ થઇ પડયો હતો !

અને બીજે દીને તેણી મજબુત ઠરાવપર આવી કે ડીરેકટીર મોરારીરાવ તરફથીથી હજી કાઇજ સમાચાર નહી હોવાથી હવે તો નસીબ જ્યા લઇ જાય ત્યા જવુ અને ફરી આવી પહોચે તે આગમચ પુના નક્કી છોડવુ

તેણી કને હજી થોડીક પુજી હતી આ જોખમ પોતા જોડે રાખવો સલામતી ભરેલો ન હતો. વળી પોતાના દર-દાગીના અને જરઝવેરાત પણ હતુ એ સઘળુ તેજ દીને તેણીએ સરદાર સોરાબશાહના હવાલામા સોપ્યુ રોકડ રકમ માથી માત્ર ૫૦૦ રૂપીઆ પોતા પાસે રાખી બીજુ તમામ તેણીએ તેવણને સપુરદ કીધુ.

"ડાકાજી, એ મારી પાસે રહેવા કરતા તમારા 'બેંક'માં વધુ સલામત રહેશે." એ તે માયા-પુજી આપતી વખતનાં નેહમીના સખુનો હતા તે ભોળા ગ્રહસ્થે પોતાની તમામ મોળાઇ વચ્ચે તે સઘળુ સ્વાધીન લીધુ તેહમીને એમ કરવાનુ શા માટે સુજ્યુ તે બાબે તેવણને કશો વહેમ કે વસવસો ઉપજ્યો નહી

તે આખો દીવસ તેહમી ગમગીન અને રડમસ રહી હતી તેનુ કારણ તેના મનની ચાલુ બેચેનીનુ સમજી તે આજે જલદીજ સુવા ગઇ તેણી રોજ ૯ વાગે સુતી હતી, પણ આજે સાહડા આઠ નહી થયા તેટલા બીછાને ગઇ.

"ગુલ, તુ આજે ઓરડામા એકલીજ?" રાતે સાડા-નવને સુમારે સરદાર સોરાબશાહ તેણીનાં ઓરડામા ડોકીયુ કરી પુછવા પડયા "કેમ, તેહમી દીકરી પાસ નહી ગઇ કે!

"પપાજી, આજે એના જીવને ગમતુ નથી તેથી જલદી પોઢી ગઇ છે. મને ઉંઘ નથી તેથી જરા વાચવા બેઠીછ"

"કઇ નહી, "દીકરા, પણ તેહમી સારી પેરે તો ...

"હા પપાજી, તમે સુખેથી આરામ કરો"

આ વખતે તેહમી પોતાના બીછાનામા જાગતી ચુપચુપ પડી રહી હતી. તે બાપ બેટી વચે થયલી ઉપલી વાતચીત તેણી બરાબર સાંભળી શકતી હતી

"ઠીક છે દીકરા સાહેબજી!

"સાહેબજી પપા! સુખથી પોઢો ઉઠો!"

"અરે પણ એક વાત તુને પુછતા હુ ભુલી ગયોછ, દીકરી! તેવણ બારણાં આગળથી થોડાક કદમ આગળ વધ્યા પછી કાઇ યાદ આવવાથી પાછા અસલ જગા તરફ જતા બોલ્યા આપણા રૂસી દીકરાની તસવીર તે કયા ટગાવી ગુન'

"પપાજી, એ તસવીર મે મારા ઓરડામા ટગાવીછ' આએ શુ આએ રહી તે—જરા અદર તો આવો!"

"સરદાર સોરાબશાહ જેનણ બારણા આગળ ઉભા હતા તેનણ ઓરડામા દાખલ થઇ સબી જોવા ગયા

"ઘણી સરસ જગાપર ટાગીછ, બેટા! આએ લાઇટમા એનો બાહાર કેવો મારેછ! ખુદા એ દીકરાને સુખી રાખે" અને અહી રૂસીની સબી જે ભીતપર ટાગેલી હતી તેની બરાબર સામેની ભીતપર તેહમીની સબી પર નજર પડવાથી બોલ્યા વાહ! મારી તેહમી દીકરીની સબી બરાબર એની સાથ આવવા પામીછ! ખચીત, એક સરખા ફ્રેમને લીધ જાણે એ એક 'હેન્ડસમપેર' બનીછ! અહી ટાંગ્યા પછી તેહમીની દીકરીએ આએ સબી જોઇછ કે ગુલ?"

'નહીજી, નથી જોઇ! એ બીચારી મારા ઓરડામ'

આવેછ કયારે ? ગઇ કાલે પહેલવહેલી એક વખત ઉભા ઉભા એકાદ બે મીનીટ આવી હતી તેને તેડીનેબી હું જ પસતાઇ"

"કાય વારૂ ?"

ગુલે ગઇ કાલવાળો બનાવ સોરાબશાને કહી સંભળાવ્યો.

"પપા, એ બેહેન હજી પોતાનું દુખ ભુલતી નથી." તેહમી પોઢી ગઇ છે એવી માન્યતા વચ્ચે ગુલ સરેસ્તાના મોટા સાદે બોલી "પોતાની સબી જોઇ એને એની આગલી સુખી સ્થીતી યાદ આવવાથી અહીંથી રડમસ ચેહેરે ચાલી ગઇ હતી"

"એની ભુલ છે, હવે એણે પોતાના મનને હર સુરતે મકકમ બનાવવું જોઇએ ચાલો હું હવે જાઉંછ. તું સુતી વખતે તેહમી દીકરી કેમ છે તે જોઇને સુજે, બેટા !" તેવણ જતા જતા બોલ્યા

"વારૂ પપાજી"

અહીં ગુલ પાછી વાચવા પડી. દશ થયા–સાડા દશ થયા અગીઆર થયા પણ હજી તેને ઉઠવા ગમ્યું નહીં, કારણ કે તેણી જે નોવેલ વાચતી હતી તે અત્યંત રસીલી હતી

અંતે સાહડા અગીઆરનો અમલ થતાં ગુલ તે નોવેલ ટેબલપર પડતી મેલી ઉઠી, કારણકે મોડી રાતવેર વાચવાનો તેણાને માહવરો નહી હતો તેથી માથું દુખતું હતું

"ચાલ, જરા તેહમી શું કરેછ તે જોઇ આઉં" એમ વીચારતી અલગે પગલે તેણી તેહમીના ઓરડામાં ગઇ ત્યાં તેણે તેહમીને પોતાના બીછાનામાં કોર વળીને સુતેલી જોઇ તેની આયા કેથેરાઇન ઓરડાને બીજે નાકે ઉંઘાયલી હતી

"એ પોઢેલી છે. એને 'ડીસ્ટર્બ' કરવાનો જરૂર નથી ખુદા એ બેહેનને શાંતીની ઉંઘ બક્ષે!" એમ મનમા બોલી ગુલ અલગા અને ધીમા કદમે પોતાના ઓરડામા ગઇ અને બીછાને જઇ સુઇ ગઇ તે બીચારીને સ્વપને ખ્યાલ નહી હતો કે આજે રાતે ત્યાં શુ બનાવ બનનાર હતો

તેહમી બીછાનામા જાગતી પડી રહી હતી ગુલ તેના ઓરડામાં આવી ગઇ તે તેણી જાણતી હતી ગુનના જવા પછીબી તે તેજ સ્થીતીમા પડી રહી. સાહડા અગીઆરના બાર થયા પછી એક વાગ્યો તોય તેણી ઉઠી નહી, પણ તે પછીનો અસાધારણ લાંમા લાગેલા કલાક પસાર થઇ જ્યારે તેના ઓરડામાના નાના સુંદર ટાઇમપીસે બેના ટકોરા આપ્યા કે તેણી બીછાનામાથી ઉઠી ઉભી થઇ

તેણીએ સઉથી પહેલા પોતાની આયા કેથેરાઇન તરફ નજર કીધી હતી, તે ફરમણુ દાસી ભર ઊંઘમા મોટે મોટે ઘોરતી હતી! એ પછી તેણી ગુનના ઓરડામાં જવાના બારણા તરફ ધીમા કદમે અને ઉંચાં શ્વાસે ગઇ તેણી તે ઓરડામાં દાખલ થઇ નહી, પણ બારણાનો પડદો ખસેડી દુરથીજ તપાસ્યુ કે ગુલ નીદ્રાવશ છે કે નહી ત્યાનો મામલો પણ તેમજ હતો બતીના ધીમા ઉજાસમા તેણીએ જોઇ લીધુ કે તે ભલી બેહેન પોતાના હાથપર ગાલ ટેકવી તથા બીજો હાથ માથાપર મુકી શાંત ઉંઘમા પોઢેલી હતી

"મને માફ કરજે, મારી વ્હાલી બેહેન! મને માફ કરજે તારા ને તારા પપાના હેશાનમા હુ દટાયલી છેઉ, પણ મારી કમનશીબ સરજત મને આજે જુદમાતથી ખીજ

તરફ ખેચી જાએછ ખુદા તમો વાહલાઓને સુખી રાખે!" એટલુ મન સાથ પટપટી તેણી પોતાના બીછાના તરફ ફરી

અહી તેણીએ એક ન્હાનો હેન્ડબેગ, જે આગમચથી તઈયાર રાખેલો હતો, તેમાથી એક બીડેલો કાગળ કાઢી પોતાના તકીયા તળે મુકયો અને દુ ખથી ઉભાતી છાતીએ મોતી જેવા આસુઓ ખેરવતી તે કમનસીબ છોકરી ધીમેથી બારણુ ઉઘાડી બાહેર નીકળી પાછલા બગીચાની ગીચ ઘટા વચ્ચેથી પસાર થઇ બાગની પાછલી ચકરીને રસ્તે તે નીહા અ ધકારમા ગોથા ગુમ થઇ ગઇ



## પ્રકરણ ૪૨ મુ.

### "મને નગુણી ધારતાં નાં!"

(પ્રબધ)

આફતમા આફત લાવીને, તેમા કરે ઉમેરો,
દુ ખમાં દુ ખ મોટુ ઉપજાવે, ગીરદેશીનો ઘેરો
નબળો આવે દહાડો જયારે, જગમા આદમ કેરો;
નડવા નીકળે દુશ્મન થઇને ગીરદેશીનો ઘેરો!

(તારાપોરવાળા.)

પાછની રાતે સાહડા પાચને અમલે આયા કેથેરાઇન રાબેતાના મામુલ મુજબ બીછાનેથી ઉઠી પોતાનુ ગરમ બરતુસ ઘડીવાળી પાછલી તરફ દાતણ કરવા સારૂ જતી હતી તેટના

તેની નજર તેહમીના બીછાનાપર પડી. તેણીએ ભારે અચંબીથી જોયુ કે તેનુ બીછાનુ ખાલી હતુ !

"મારી તેહમીબાઇ ક્યાં છે ?" તેણી તે દેખાવ જોયા બરાબર ફાળ ખાઇ પોતાનાજ મનને પુછવા પડી "આજે બીછાનુ ખાલી કેમ ? એવણ એટલા જલદી રોજ ઉઠતા નથી આગલાં દીવાનખાનામા તો નહી હોય ?" તેણી ઝટ તે તરફ ગઇ, ત્યાં જતાં તેણીને હાજતખાનાનો ખયાલ આવ્યો ત્યાં દોડી ત્યાં પણ ન જણાયાથી મેહેલની અગાસીપર ગઇ, કે જયા ઝેલ્લા ત્રણ દીવસથી તેહમી બદગી કરવા જતી હતી. ત્યાબી નહી મળવાથી તેણી બગીચામા ઉતરી અને મેહેલની ચારે બાજુએ ફરી વળી. અહીં તેને યાદ આવ્યુ કે "બાઇ કદાચ ગુલાંબાઇનાં ઓરડામા હોય—ખરેખર તો મે પેહેલાં ત્યા જોવુ જોઇતુ હતુ—એવણ ત્યાંજ હશે ને હુ અમથી ફાળ ખાઉછ" એમ વીચારી તેણી પાછી મકાનમા આવી અને ગુલનાં ઓરડામા દાખલ થઇ ચોતરફ નજર કીધી પણ તેહમી ત્યાં હતી નહી !

હવે તેણી પોતાને ઉપજેલો ગભરાટ છુપાવી શકી નહીં આ વખ્તે ગુલ હજી બીછાનામા સુતેલી હતી, તેણી ઉપર નજર પડયા બરાબર આયા કેથેરાઇન દોલીયા આગળ ધસી જઇ મોટેથી પોકારી ઉઠી—"ઓ ગુલાબાઇ, ગુલાબાઇ, ઉઠો ! મારા તેહમીબાઇ મળતા નથી !"

તોપનો એક ગોળો ફાટયાથી ભડકી ઉઠે તેમ ગુલ ઉંઘમાથી ભડકી ઉઠી

"ઓ માય ! શુ બોલી ?—શુ બોલી ! તેહમી મળતી નથી ?

"હા, બાઇ, હા, તેવણુ ગુમ થયાછ હુ આખા મેહેલમા બાગમાં બધે શોધી આવી પણ મારા તેહમીબાઇ મળતા નથી તેવણુ ગુમ થયાછ!"

"ઓ નફ્ખોદ! મારા ખુદા! એ નવી આફત શુ છે? ગુલ ધસારાબધ તેહમીના ઓરડામા વગર સાડીએ દોડી જતા બારે ગભરાટથી બોલી. "ઓ માય! હવે શુ કરૂ? શુ આખા મેહેલમા કે બાગમા કેથેજ નથી?"

"નથીજી, કેઠે નથી, હુ દરેક જગે જોઇ આવીછ" આયા કેથેરાઇન રડતી રડતી બોલી "અરે મારી કેવી ભલી ને અસરાપ બાઇ હતીરે!" તેનુ શુ થયુરે! રખે કઇ દુખની મારી—"

"ચુપ-કેથેરાઇન-ચુપ! જે તે વખત-કવખત બોલ ના! ઓ કોઇ મારા પપાને બોલાવી લાવો!"

ગુલ આ અચબુચ આફતથી એટલી ગભરાઇ ગઇ કે તેહમીવાળા ઓરડામાં એક કોચ ઉપર ફસડાઇ પડી તેણીના હાથ-પગ થરથર ધ્રુજતા હતા આટલા વારમા આ ગરબડ સાભળી મેહેલમાંના નોકર ચાકરો એકઠા થઇ ગયલા હોવાથી તેઓ માહેલા બે ત્રણ નોકરો સોહરાબશાહ શેઠને ઉઠાડવા દોડયા તેવણુના ગભરાટનો પણુ પાર ન હતો ગુલ અને આયા કેથેરાઇન તો મોટે મોટે રડવા પડયા હતા"

સરદાર સોહરાબશાહ તુરત તેહમીવાળા ઓરડામા દોડી પહોચ્યાં તેવણુનેબી ઉઘમાથી જગાડેલા હોવાથી પહેલા તો તેવણુ એ શી ગરબડ છે તે સમજી શકયા નહી પણુ ગુને તેવણુને જોઇને "ઓ પપાજી! મારી તેહમી કેથે ગુમ થઇ

ગઇછે !" કરી કહેવાથી તે બુઝરગ ગ્રહસ્થમી એક મીનીટ ફગલાઇને ફાટી રહયા !

પણ બીજીજ પળે હીંમત પકડી તેવણે નોકરોપર તરારો મેલ્યો કે ઉભા રહીને જોયા શુ કરોછો?—મેહેલમા, બાગમા દરેક ઠેકાણે ફરી વળો-જુઓ, તપાસ કરો! તેણી કયા જાય?

"ઓ પપાજી! મને એક હેબતનાક ખ્યાલ આવેછ" ગુલ જે સોફાપર ફસડાઇ પડી હતી ત્યાથીજ રડતા રડતા બોલી "રખે એ દુખી બેહેને દુખથી કંટાળી પોતાના જીવ પર કાંઇ કીધુ હોય? ઓ તેહમી! તેહમી! એ તે શુ સીતમ કીધો?

"તોબાહ—તોબાહ! એવા વીચાર ના વસાવ, દીકરી મને તો લાગેછે કે એ અહીંજ કેથે એકાંતમાં બંદગી કરતી બેઠી હશે તુ ગઇ સાજેજ બોલતી હતી કે આજ બે ત્રણ દીવસથી એ અગાસીના એકાતમાં કલાકના કલાક પસાર કરેછ કદાચ ત્યા નહી હોય?"

"ત્યાબી નથી, મારા શેઠ!" તેહમીની આયા કેથેરાઇન હજી ત્યાજ ફગલાયલે ચેહેરે ઉભી હતી તેણીએ ઝટ જવાબ આપ્યો "હુ દરેક જગા જોઇ વળીછ મારી બાઇ કેથે નથી!"

"પણ ત્યારે ગઇ કયા? ગુલ દીકરી તુ રાતે કેટલે વાગે સુવા ગઇ હતી?

"સાડાઅગીયાર વાગે, પપા, તે વખતે તો હુ અહી આવી એને કોર વળીને સુતેલી મારી આખે જોઇ ગઇ હતી"

"હોટેક ગમાના અમલે હુ જાગ્રત થઇ હતી તે વખતેબા

મે બાઇને પોઢેલા જોયા હતા" આયા કેથેરાઇને વધુ ખબર આપી

"એ ઉપરથી સાબેત થાય છે કે મધરાત સુધી એ અહી હતી વારૂ એનો સરસામાન—તે તો નથી સાથે લઇ ગઇ ? તે લઇજ કેમ જાય ?

"તુરત આયા કેથેરાઇન બાઇનો સામાન તપાસવા પડી તેણીએ ખબર આપી કે બાઇની એક ન્હાની હેન્ડબેગ સીવાય બીજુ બધુ સલામત છે"

ત્યારે તો એ કોઇ તરફ ચાલી ગયલી હોવી જોઇએ, અરે પણ પપા—જરા થોભો એનાં બીછાનાપર આપણે જોયુ તે આપણે તપાસવુ જોઇએ"

ગુલ એકાએક ખ્યાલ આવતાં કોચપરથી ઉઠી તેહમીનાં બીછાના તરફ ગઇ પહેલોજ તકીયો ઉચકતાં તેની નીચેથી તેને એક બધ પરબીડુ મળી આવ્યુ

"ઓ પપા—પપા, અહી, આવો !" ગુલ તે કાગળ જોઇ ધાસ્તીના એક ભયભીત ધ્રુજરાથી કમકમતી મોટેથી પોકારી પડી "આએ તકીયા તળે એક બધ કવર મુકેલુ છે અને તમારૂ ન મારૂ સરનામુ કીધેલુ છે આએ શુ, એનાજ હરફ છે ! ઓ ખુદા ! એ કેવી આફત ! જલદી કરો, પપા, એમા શુ લખ્યુ છે તે વાચો ! અને એમ બોલી સોહરાબશાહનાં હાથમા તે કાગળ પાસ કરી તેણી તેહમીના બીછાનાપર બેસી ગઇ !

સરદાર સોહરાબશાહે ધડકતી છાતીએ તે કાગળ ઉખેલ્યો તેમા નીચે મુજબ લખેલુ હતુ —

**મારા માયાળુ મુરબ્બી** કાકાજી તથા મારી વ્હાલી ગુલ જોગ—જત હુ આજ રાતે તમારો સુખી છાયો છોડી જાઉ છ તેમ નહી કરવા માટે મારાં દુખી મનને મે ઘણુ મનાવ્યુ, પણુ મારૂ દીલ એ વાત કબુલ કરતુ નથી વ્હાલા કાકાજી, હુ મારૂ દુ,ખ ભુલી શકતી નથી હુ છુપા બળાપાથી અ દરનિ અ દર બળી મરૂ છ મારૂ બાપીકુ બાદશાહી સુખ એક સ્વપના મીસાલ થઇ જવા પછી બેચેન અને બેકલ તો હતીજ તેમા એક બીજા છુપા દુ,ખે મારા મન અને મગજપર રાત અને દહાડો એક નવી બેકરારી બરપા કીધાથી મનના સમાધાન સારૂ હુ તમારૂ વ્હાલુ મકાન ખાત્રીથી માનજો કે ઘણીજ નારાજી-સાથે-છોડી જાઉ છ તમારા માયાળુ છાયામાં હુ પુરતી સુખી હતી અહી તમો બેઉ વ્હાલાઓએ મને મારા બાપીકા ઘરને જેવા સુખ—સગવડથી રાખી હતી, પણ ચોકસ કારણોને લીધે મારૂ અ તકરણ અહી વસવા ના પાડેછ વહાલા કાકાજી તથા વહાલી ગુલ! તમો મને નગુણી ધારતા ના મારા અહીથી ચાલી જવામા તમો બેઉનો કે માણેક માસીનો કે તમારા નોકર ચાકર વટીકનો કોઇનો કાઇજ કસુર નથી તે એક કલ્પી નહી શકાય એવુ ગુપત કારણુ છે, જે દલગીર છુ કે અત્રે હુ દરશાવી શકતી નથી મને તમારા ઘરમા રતીભાર મુઝાવાનુ થયુ નથી કે કોઇએ મારૂ કશુ અપમાન કીધુ નથી જો ભવીશમાં ખુદા આપણુને સારે ચોઘડીયે મેળવશે તો તે વખતે મારા ગુપચુપ ચાલી જવાનુ કારણ હુ ખુલ્લા દીલથી તમો વ્હાલાંઓને કહેવસ મારા ગુમ થવાથી મારે માટે હરગેજ કાંઇ બુરો ખ્યાલ લાવશો ના તેમજ કાઇ પણુ શોધખોળ ચલાવવાની કોશેશ કરશો

ના હુ ખુદાના વીશ્વાસમા માનવાવાળી છુ, તેથી મારી જીંદગીનો હુ કોઇ અનીચારી પગલે નાશ કરશ એવીબી ચીતા રાખશો ના માગી સરજત મને જયાં લઇ જશે ત્યાં જવશ મને મારા એક પુરા જીવ જોગુ ગુજરાન કરવાનુ ભારી પડવાનુ નથી તમો વ્હાલાઓ તે બાબે કોઇ રીતે મુઝાશો ના મારો નીગેહબાન તે દસ્તગીર દાવર છે! ફરી ફરીથી તમો બેઉ મેહેરબાનોની માફી ચાહુ છ કે મને નગુણી ધારશો નહી. મારા પડતા વખતમાં એક સગા બાપથી આલે આશરો તમો મુરબીજીએ મને આપ્યો છે અને મારી વ્હાલી બેહેન ગુલે મને એક સગી બેહેન મીસાલ ચાહી છે તેની હુ પુરતી કદર કરૂ છ—પણ મારા કીસમતની કરામત આગળ હુ નાચાર છુ. ખાતરી રાખજો કે હુ જયાંબી રહીશ ત્યા નીતીથી, આબરૂ ઇજતથી અને મારા બાપીકા ખાનદાનને જેબ મળે એવીજ રીતે રહીશ વ્હાલી ગુલ! મારે લીધે તુ જરાબી દલગીર થતી ના અલબત, તને ઘણુ લાગશે, પણ બનતી કોશેશથી મારી જુદાઇ ભુલી જજે અને દીલની એક સાચી યાદથી મને યાદ કરતી રહેજે. મારા વ્હાલાંઓ! હુ મુબઇથી પુને તમારા શીતળ છાયામાં રહેવા આવી તે વખતે મને આએ પગલાનો ખાબમાબી ખ્યાલ હતો નહી, પણ તે પછીના ચોકકસ સજોગોને લીધે મે આએ ઠરાવ અચળુચ કીધો છે કાકાજી, મારા મરહુમ કમોતે મારયા ગયલા નેકબખત પપાની દુ ખી યાદ આએ દુ ખી જીગરમાં રાત દહાડો પજરતી ચાલુજ રહેશે હુ ગમે ત્યાં અને ગમે તેવી સ્થીતીમા સબડતી હોનશ, પણ મારી છાતી માહેલા એ છાગરા કદી રૂજ આવવાના નથી—સીવાય કે

તેમના ખુનીઓ આજે ખુશાલ ચેહેરે ફરીહરી કાયદાની ચુંગાલમાંથી છટકી જઇ મોજ મારે છે, તેઓનું પાપ ફુટી તેઓ લાયક ફેજે પુગે. હું દુવા ચાહું છ કે તે દહાડો આપણને જલદી દેખાડે! જે માણસે એ બીડું ઝડફ્યું છે તેની ઉપર મારા મેહેરબાન કાકાજી, મારી તરફ નહી પણ મારા વ્હાલા મરનાર પપા તરફ જોઇને તમારી હાલનીજ ખત ચાલુ રાખજો વ્હાલાઓ! મારી આજની બેઅદબી મને મોટા દીલથી માફ કરજો એટલું માંગી લેઉં છું જ્યારેબી તમે આ પગલાનું ખરૂં કારણ જાણસો—જો ખુશ દહાડો બતાવે તો—ત્યારે મારા આ પગલાંને તમે હરગેજ અયોગ્ય કહેશો નહી સાહેબજી!

લા૦ દુખી તેહેમી.

"મારા પરવર દેગાર! તેહમી દીકરીને એ શું સુઝ પડયું ?"

સરદાર સોહરાબશાહ તે કાગળ ગુલના હાથમાં આપતાં ભારે અફસોસ કરી બોલ્યા

"શું છે, બાવાજી મને જલદી કહો!"

"કાંઇ નથી, દીકરી, એ ખુદાની મેહેરથી સલામત છે, પણ નહી સમજ પડે એવાં કારણને લીધે આપણું મકાન છાડી ગઇછ" તે ઘરડા ગ્રેહસ્થ ગગળતે સાદે બોલ્યા. તેવણ તેહમીને પોતાની પેટની દીકરી ગુલ મીસાલ ચાહતા હતા તેહમીના અચાનુચ ગુમ થવાથી તે માયાળુ મુરબ્બીને ઘણું લાગ્યું, પણ હું "એમ કરસ તો ગુલ હેબતી જશે" એવા ખ્યાલથી પોતાને ઉપજેલું અસહય દુખ તરણ જાહેર થવા

દીધુ નહી, તેવણે બધા નોકર ચાકરોને તુરત બોલાવી લીધા અને આ બાબદની કશી ચુનોચરા કરની નહી એમ ફરમાવ્યુ

"અફસોસ ! તેહમી–તેહમી, તે તો સદાની કાળી ટીલી લગાડી" ગુલ તે કાગળ વાચી રડવા લાગી

"નહી દીકરા, એમ ના બોલ ? તે ભલી છે કાઇ ભલાજ હેતુથી ગઈ હશે

"મને એનો ખુલાસો કઇજ સમજ પડતો નથી"

"મારી હાલતમા તેવીજ છે, ગુલ હવે એ લખેછ તેમ ગોધખોળ કરવામા સાર નથી"

"ઓ પપા ! તે બધુ ખરૂ, પણ એ બીચારી અહીથી શુ કામ એમ ચાલી ગઇ તેનો ખરો ભેદ આપણે કેમ મેળવ્યે ?"

તે મળવો મુશ્કેલ છે તે ભેદ તો એ પોતાની સાથેજ લઇ ગઇછ એ લખેછ તે વાચ્યુ કેની કે "ચોકકસ કારણોને લીધે મારૂ અત,કરણ અહી વસવા ના પાડેછ ?"

"પણ એ ચોકકસ કારણો શુ હોવા જોઇયે !"

"તે આપણે શુ જાણીયે, દીકરા ?" સરદાર સોહરાબશાહે તેહમીનો કાગળ ફરીથી વાચતા કહયુ એ 'ચોકકસ કારણો' કરતા એનો આએ વાકય વધુ અરથ સુચક છે કે 'હુ મુબઇથી પુને તમારા શીતળ છાયામા રહેવા આવી તે વખતે મને આએ પગલાનો ખાબમાબી ખ્યાલ હતો નહી, પણ તે પછીના ચોકકસ સજોગોને લીધે મે આ ઠરાવ અચણુચ કીધો છે" એની ઉપરથી આપણુને સમજવાનુ છે કે એના અહી આવ્યા પછીથી એને અહીથી ચાલી જવાનુ કાંઇ કારણ મળ્યુ છે"

"અહીં આવ્યા પછી શુ કારણ હોય પપાજી? મે નો એનુ દીલ દુખવ્યાનુ એ કેહતીજ નથી, ને વીશે તો એ સાફ ખુલાસો કરેછ, પણ એનુ કારણ શુ હશે તે આપણે શુ જાણીયે?"

આ બાબત વીશે તે બાપ બેટી વચ્ચે એક કલાક સુધી વાતચીત થઇ, પણ તેહમીના ગુમ થવાનુ ખરૂ કારણ શુ હતુ તે તેઓ કાઇજ કલ્પી શકયા નહી ટુકમાં, આ બનાવથી તેઓ બેહદ ગમગીન બન્યા અને તે દીવસથી બીચારી ગુન એકલી ઝુરવા લાગી

એવી સ્થીતીમા બીજા ચાર માસ પસાર થઇ ગયા, જે અરસામા એક તરફ ડીટેકટીવ મોરારીરાવની કે બીજી તરફ તેહમીની કશી ખબર મળી નહી ગુલ ધારતી હતી કે તેહમી કોઇ ઠેકાણે ઠર પડવા પછી કઇ કાગળ લખશે, પણ તે અનુમાન ખોટુ પડયુ

તે ચાર મહીના સુબેદાર હાઉસમાં બહુ સુસ્ત પસાર થયા પણ તે પછી સરદાર સોહરાબશાહનો મોહામણો સપુત રૂસ્તમ સુબેદાર મુબઇ આવી પહોચવાથી સુબેદાર લોડજની સુસ્તી પાછી તેજીમાં ફેરવાઇ ગઇ તે બાપ-બેટી તે પનોતા પુતને જોઇ હરખાઇ ગયાં, ગુલ, જે તેહમીના ગમમા ઝુરતી હતી તે ફરી એકવાર ઉલટમદ બની

રૂસ્તમનુ પુને આવી પહોચવુ વગર શકે કોઇ સારે ચોવડીયે થવાથી સુબેદાર લોડજ પાછો ગાજીવાજી રહયો તે સઉનો માનીતો હતો, કારણકે તેનો નમનતાઇવાળો સ્વભાવ સઉ કોઇના જીગર સહેલાઇથી જીતી શકતો હતો. ઘરમાના

નોકર-ચાકર પણ તેના આવવાથી ખુશ થયા લગભગ ત્રણ સાહડા ત્રણ વરસે તે વીલાયતથી પાછો ફરયો તે છતા સરદાર સોહરાબશાહે બારીકાઇથી જોઇ લીધુ કે રૂસીના સ્વભાવમા, રીવેકમા કે વરતનમા જરાએ ફેરફાર થવા પામ્યો ન હતો તે પહેલાનાં જેવોજ હસમુખો અને રમુજી સ્વભાવનો હતો ગરીબો તરફની તેની દીલસોજી જેવી ને તેવી સજીવન હતી

વાચનાર જાણે છે કે તેહમી મુબઇથી પુને પોતાને ત્યા આવી વસવાની ખબર ગુલે પોતાના ભાઇ ઉપર વીલાયત ખાતે લખી વાળી હતી, પણ તે પછી તેહમી અચણુચ ગુમ થઇ તે બીના પોતે દુખી બનવાથી તેણે લખી ન હતી રૂસી પુને આવી પોતાના બાપ-બેહેનને હરખથી ભેટયો અને તેજ વખ્તે તેણે તેહમીને મળવા ઇચ્છયુ, પણ ગુલે ગમખાર ચેહેરે તેણીના ગુમ થવાની ખબર કહી સભળાવવાથી તે ભલો જવાન તે બનાવપર જેટલો અજબ તેટલોજ દુખી થયો

"પીટી !" રૂસી તે ગમગીન હકીકત સાભળી અફસોસ કરી બોલ્યો "પણ એમ એકાએક આપણુ ઘેર તજી જવાનુ તેહમીને કારણ શુ આવ્યુ તે હુ સમજી શકતો નથી. તમે તે સબબ શુ હતો તેની તપાસ કીધી હશેની, હે, પપા ?"

"દીકરા, તે કારણ શુ હતુ તે આજ સુધી અધારામા રહયુ છે" તુ એનુ છેલ્લુ કાગળ વાચશે તો સમજાશે કે આપણી તરફના કોઇભી કારણને લીધે એ અહીથી ગઇ નથી."

રૂસ્તમજી શેઠ ! કારણ શાનુ પુછોછો ? તેહમી ગુમ થવાનુ કારણ તો તમો નામવર પોતેજ છો !

બપોરના ખાણા પછી રૂસી પહેલવહેલો ગુલના ઓરડામા

ગયો અને પોતાની તસવીરની સામેજ તેહમીની તસવીરપર અચણુચ નજર પડતા એકદમ ચમકીને પુછવા પડયો "ગુલ ! આએ સખી કોણુની ?"

"ઓ ! રૂસી, એ આજે તમે શુ એમ કરોછ ? નથી ઓલખતા ? એજ આપણી તેહમી !"

"એ તેહમીની તસ્વીર છે ! માઇ ગોડ ! ગુલ, તુ મને બનાવતી તો નથી ?" રૂસીના દીલમાંથી વીજળીક પ્રવાહનો એક ગુપત ઝટકો આ વખ્તે એવો પસાર થઇ ગયો કે તેની રગેરગની અસરમાં તે જવાનનો ખુબસુરત ચેહેરો જેવાજોગ હદ સુધી આતશીયા થઇ આવ્યો !–તે એકદમ તે તસવીરની સામેના એક સોફા કોચપર બેસી ગયો અને ગુલને કાઇ વહેમ ન પડે એટલા માટે પડોસની એક ટીપાઇપર પડેલુ એક ચીત્રયુકત ચોપાન્યુ ઉચકી તેનાં પાના તન મનની તમામ બેકરારી વચ્ચે આગળથી પાછળ અને પાછળથી આગળ ફેરવવા લાગ્યો.

" ઓ નહીરે, રૂસી દીવર ! હુ તુને બનાઉ એમ બને મી ? આએ શખી મારી તેહમીનીજ છે "

"એ એટલી બધી 'હેડસમ' છે ? કેવો દીલકસને 'સ્વીટ' ચેહરો છે ! પુઅર ગર્લ ! મે તો એને કેઇક વરસો પર જેયલી–તે પછી મે એને જેઇ નથી "

તેહમીની યાદથી ગુલની આખમાં આંસુ આવી ગયાં, પણ તેહમીની તસ્વીરે રૂસીનાં જીગરને પેહલીજ નજરે ચીરીને ભેદી છેદી નાંખ્યુ તેનો તે બીચારીને ખ્યાલબી નહી હતો !

ઓ કુદરત ! કુદરત ! તારી રચનાને કોણ પહોંચી શકે ?

નારા ગેબી ભેદ-ભરમોને કોણ પામી શકે? વ્હાલા વાંચનાર! આ કેવો હેરત પમાડનારો સંજોગ હતો કે રૂસીની તસ્વીરે તેહમીના નાજુક જીગરમાં પ્યારની ચીંગારી પાડી, અને તેહમીની તસ્વીરે રૂસીનું અંતઃકરણ તે "સ્વીટ ચેહેરો" જોતાંવાર ચાડચાક કરી નાખ્યું!

## પ્રકરણ ૪૩ મું

## એક જવાન પારસી બેરીસ્ટરની કીર્તિવંત કારકીર્દી

(દોહરો.)

શરૂઆત જે કામની હોય સારી,
પડશું બખ્ત તેને દીએ ગુપ્ત યારી!

(તારાપોરવાળા)

"ગુલ-ગુલ, તે ને પપાએ ખચીત મોટી ભુલ કીધીછ." તજ સાંજે રૂસીએ ફરી ફરીથી પરીયારો કીધો "તેહમીએ પોના પાછળ શોધ કરવાની ના લખવા છતાં તમોએ ચુપ બેસી રહેવું જોઇતું નહતું"

"પપાના ધ્યાનમાં એ વાત નહીં ઉતરી, રૂસી, અને ધાર કે કદાચ ઉતરતે તોગી તો તેહમી સેહેલાઇથી મળી આવતે એ વાત માનવાને હું ના પાડુંછ"

મળતે કે નહી મળતે તેનો સવાલ નથી, પણ એ કમનસીબ છોકરી ગુમ થવા પછી કયાં ગઇ તેની ઘટતી શોધ ખોળ કરવાની આપણી ફરજ હતી." રૂસ્તમ સુબેદાર ફરીથી

બોલ્યો. "બચીત્ત, હુ પોતાને કમનસીબ સમજુ છ કે તેણી અહીં હતી તેટલાંજ મારૂ પુને આવવુ થયુ નહીં. આએ બાબદનો મારો અણુગમો મે પપાને બી કયારનો કહયો છ, હજીબી આપણે છુપી તપાસ કરીયે તો શી હરકત છે, ગુલ ?"

"હુ ઇચ્છુંછ કે તેમ થાય અને મારી તેહમી મને પાછી આવી મળે ! પણ રૂસી, પપા સાથ એ બાબે તુને કઇ વાત થઇછ કે ?"

"નહી, આએ વીચાર મને હમણાજ આયોછ એ વીશે હુ પપા ડીયરને જરૂર પુછશ.

"પુછજે–પુછજે–ઓ ! ત્યારે તો કેવુ મજેહતુ ! મારી ગુમ થયલી જીવેજાન સહી પાછી આવે એ દહાડો કયા છે !"

આએ કામ તુરતાતુરત તેજ વખતે થવુ જોઇતુ હતુ હવે વખત ઘણો નીકળી ગયોછ–પણ ખુદા છે હુ મારેથી બનતું કરીશ.

રાતના ખાણા પછી રૂસ્તમે આગલા દીવાનખાનામા સરદાર સોહરાબશાહ આગળ આએ વાત છેડી તેવણ પ્રથમ એકમત થયા નહીં પણ રૂસીનો ઘણો આગ્રહ જોઇ "તારી મરજીમા આવે તેમ કર, દીકરા" એમ અતે રજા આપી પપાની પરવાનગી મળેલી જોઇ તે બેઉ ભાઇ–બેહેન ખુશી થયાં

"હુ હવે મને જે જે યોગ્ય લાગશે તે પગલા લઇશ" રૂસી બોલ્યો અને આ બીના તુરત વેળા ત્યાજ પડતી મેલાઇ

રૂસી વીલાયતથી જે ઉલટ અને ખુશાલી વચ્ચે પુને આવ્યો હતો, તે ઉલટ અને તે ખુશાલી પુનામા પગ મેલ્યા પછી લાગેજ એકાદ કલાક રહેવા પામી પ્રથમ ને તેહમીના

ગુમ થવાની વાત સાંભળી ગમગીન થયો અને તે પછીના એકાદ-બે કલાકમાં તેહમીની તસવીર જોઇ તેની તમામ ખુશાલી એક તડાકે ઉડી ગઇ તે મધુરી માહજુમનો દીલજીત ચેહરો જોતાજ તેના જીગરમાંથી સાચા પ્યારનો એક ભેદી ઝણઝણાટ પસાર થઇ ગયો અને તેજ પળથી તે બેચેન ને બેકરાર બન્યો

તે વારવાર ગુલનાં ઓરડામા જઇ તેહમીની તસવીર નિહાળી તેની જુદાઇનાં તાપમાં મનમાં ને મનમાં બળવા લાગ્યો આ એક એવી નાજુક બાબદ હતી કે જેમ ખુદ તેહમી પોતે બીજાઓ આગળ તે બાબેના ઇશારો કરી શકી ન હતી તેમ રૂસીનો હાલ્ણી તેવોજ થયો હતો

પણ તેહમીની તસવીર તરફના તેનાં વારવારનાં અવલો-કનથી ચગરી ગુલને ચેતી જતા વાર લાગી નહીં કે તે ગુમ થયલી ગોરી રૂસ્તમજીભાઇનુ જીગર કયારનુ ચોરી ચુકી હતી!

વગર શકે ગુલના બાબમાં આ એક નવી અને અજબ જેવી શોધ હતી! એ શોધથી તેણી દલગીર નહીં હતી, પણ તેણીની દલગીરી એટલીજ હતી કે રૂસી ચાર દહાડા મોડો આવવા પામ્યો હતો! જો તે તેહમી પુનામા હતી તેટલાંજ આવવા પામતે તો ગુલ પોતાના ભાઇનાં આ બાલેશ પ્યારમાં સામી તેને મદદગાર થઇ પડતે અને તેનુ પરીણામ જરૂરજ લાભદાયક આવતે

રૂસી વીલાયતથી આવ્યાને એક માસ વહી ગયો એ અરસામાં સરદાર સોહરાબશાહને પણ અજાયબી ઉપજ્યા વીના રહી નહીં કે એ છોકરો અહીં આવ્યા પછી અચણુચ

ઉદાસ કેમ થઇ ગયો છે રૂસી તેહમીપર પ્રસન્ન થનાનો હતો તે તેવણુને સ્વપ્ને પણ ખ્યાલ થયો નહીં જો કે ગુલ તે મામલો ચેતી ગઇ હતી તે છતા જયા સુધી ખરો ભેદ ખુલ્લો થાય નહી ત્યાં સુધી પોતાના પપા ડીયર આગળ ઉઘડ માપ "આટો–બાફવા" નુ તે ડાહી કુમારીકાએ વાજબી વીચાર્યું ન હતુ

"ગુલ!" એક દહાડે રૂસીએ ગુલને તેણીના એકાન ઓરડામાં સવાલ કીધો "મને તારી પાસની એક ચીજ થોડો વખત જોઇયેછ તે તુ આપી શકશે?"

"તે શુ રૂસી, મને ખુલ્લા બોલોમાં કહો"

"આપણી તેહમીની તસવીર!" ગુલની ભારે અજાયબી વચ્ચે રૂસીએ ખુલ્લો ખુલાસો કીધો "મારે તે ઉપરથી મારે સારૂ એક બીજી એવીજ કોપી ઉતરાવવીછ. તારી મીરાસ હુ જેવી ને તેવી પાછી તને સ્વાધીન કરીશ કેમ કઇ હરકત છે?"

"જરાબી નહીં! પણ રૂસી ડીયર! અહીં ગુલ પોતાના બાધેલાં અનુમાનને ટેકો મળવાથી હાથ આવેલી બાજીને બાઝી પડતા ધુમ હસીને બોલી "મારી તેહમીએ તારૂ એટલુ બધુ ધ્યાન ખેચ્યુછ તેનુ કઇ કારણુ? એમા કાંઇ ભેદ હોવો જોઇયે!"

તે સોહામણો જવાન ગુલના આ અર્થસુચક ટીકા સાભળી શરમાઇ ગયો!

"શુ મારી તેહમીએ તારૂ દીલ જીત્યુંછ? ઓ ભાઇ, હુ ઇચ્છુછ કે મારૂ એ અનુમાન ખોટુ નહીં હોય." રૂસીએ જવાબ નહીં આપવાથી ગુલ તેને ઉત્તેજન આપી પુછવા પડી

"વગર શકે ખરૂ છે—હા, આએ દીલકશ ચેહેરાએ પેહેલ્લીજ નજરે મારૂ જીગર જીતી લીધુ છ" રૂસ્તમ સુબેદારે તુરત સાચેસાચો એકરાર કરી દીધો. આ વખતે તેનો ચેહેરો જોવાજોગ હદ સુધી આતરીયા બન્યો હતો "તુ મારી વ્હાલી બેહેન પાસે મારા દીલનો ભેદ ખુલ્લો કરતા હુ જરાબી અચકાવાનો નથી પુઅર ગર્લ! ખુદા જાણે તે બીચારી ક્યા હશે! યાદ રાખજે, ગુલ, કે તેહમીને શોધવા સારૂ અનીખના તારા તોડવા પડે તો તેવી હુ તોડશ. એ એક સીવાય બીજી કોઇગી છોકરીનો હુ કદી ખ્યાલ કરવાનો નથી જર્યા સુધી એનો પતો મળશે નહીં ત્યા સુધી સરદાર સોહરાબશાહ પોતાના દીકરાને સસારમા પડેલો કદી જોવા પામશે નહીં"

રૂસીનો આ જોસ્સાદાર જવાબ સાભળી ગુન હેરતની આગળી દાતમા પકડી એકાદ-બે પળ સુધી તેનો ચેહેરો એક સરખો જોવા પડી!

રૂસી, જોકે પપા સાથ મને આએ બાબતમા કશી વાતચીત થઇ નથી, પણ તેહમી ગુમ થઇ તે વખતનાં એવણુના માર્મીક ઇશારાઓ એવા અર્થસુચક હતા કે હુ ત્યારેજ પામી ગઇ હતી કે પાચે દહાડે તમો બેઉને જોડાઇને એક થયલા જોવાની એવણુનાં દીલમા કોઇ મોતેબર અરમાન જરૂર હોવી જોઇયે"

ગુલના આ ખુલાસાથી રૂસીના ગાલપર રતાસ ધાઇ આવ્યો. બાપ અને બેહેન બન્ને જણા તેની પસદગીપર બહાલી ધરાવે છે એમ જાણી તે જવાનનાં ચેહેરાપર ખુશાલીનો ગુપ્ત છાપ પ્રગટી નીકળ્યો

"અફસોસ! તે વ્હાલીની ગેરહાજરીમા મને 'સુબેદાર લોડજ' સુનો ને ઝાંખો લાગેછ હુ જે ઉલટથી વીલાયતથી આવ્યો તે ઉલટ જાણે આએ તસવીર જોઇને તેની ખીલની ઉમેદમાંજ કરમાઇ ગઇછ વ્હાલી ગુલ! એનેજ લીધે મારે હવે પુનાને છેલ્લી સલામ કરવી પડશે હું મારા ધધાની શુરૂઆત પુનામા કરવા ચાહતો હતો, પણ તે વ્હાલીની મનમોહક સુરતની ગેરહાજરીને લીધે પુના શેહેર ઉપરથી મારૂ દીલ ઉઠી ગયુ છ"

વ્હાલા વાચનાર! રૂસી આ શુ બોલતો હતો? ગોયા તે તેહમીનાજ વીચારોનો પોતાની તમામ બેખબરી વચ્ચે પડઘા પાડતો હતો! તેહમી પણ એજ જુદાઇ અને એજ દુખને લીધે સરફાગ મોહરાબશાહ જેવા માયાળુ મુરબ્બીનો સીતલ છાંયો અને પુના શેહેર તજી ગઇ હતી!

"ઓ રૂમી-રૂસી! એમ ના બોલ! પપા હવે તુને પોતાની નજરથી દુર જવા દેવાના નથી, તુ કયા જવા ચ્હાછેછ?"

"મુબઇ"

"મુબઇ? કાંય? તુ પુના શહેરમા તારો ધધો નથી ધીકવાનો? પપાના મોટા લાગવગ અને બોહળી ઓળખાણ-પીછાણને લીધે તો તુ અહીં પુનામાજ જલદી પકાઇ જશે."

"ખરૂ છે, ગુલ ડીયર, પણ પુના પરથી મારૂ દીલ હવે ઉઠી ગયુછ મુબઇમાં ધધામા ફાવવાનાં 'ચાન્સીસ' એક નવા બેરીસ્ટર માટે થોડા છે, પણ બીજી તરફ એવાબી દાખલા છે કે નેવા બેરીસ્ટરો મનાજ પછાત રહતા નથી. એ તો

આહોશી અને કીસમતનો સવાલ છે કોઇ ભારે ચર્ચા કરાવનારો એકજ કેસ ફતેહમંદીથી જીત્યો કે પ્રજાના મગજપર સાબુત છાપ પડયો, એમ જાણવુ ધારાના નામાંકીત હીમાયતીઓ એવીજ રીતે જાહેરમા આવ્યા છે"

હુ ઇચ્છુ છ, વ્હાલા રૂસી, કે તેમાનો તુ એક થાય અને તુ મોટી કીર્તી મેળવી પ્રજામા પકાય તેટલા આપણી તેહમીનો પત્તો મેળવવાને આપણે શકતીવાન થઇએ"

"થેંક યુ, ગુલ, તારી દુવા મને આમીન થાય! પછી કેમ, બોલની. તેહમીની સગી મને થોડો વખત ધીરશે કે?" રૂસીએ હસીને પુછયુ

"મોટી ખુશીથી—ગમે તો એજ સબી તમે રાખો!—મારી પાસે એની બીજી ન્હાની—

'નહી, જે ચીજ તારી છે તે હુ ખુચવી લેવા ચાહતો નથી હુ એની ઉપરથી આમેહુબ ઉતરાવી લઇશ, કારણકે મુબઇના મારા બંગલામાં મારૂ જીગર ચોરી જનારૂ એ માનીતુ બુલબુલ, તેની જુદાઇ છતા મારી આંખોને ઠંડક આપશે"

રૂસીને તેહમી ઉપર એટલો બધો ફીદા થયલો જોઇ ગુલ ફીકરમા પડી કે રખે તેની તબીયત ઉપર કાઇ માઠી અસર થાય, જેથી તે દયાળુ બેહને તેને ઘણીક ધીરજ આપી પ્રથમ પોતાના ધધા ધાપાપર લક્ષ આપવાની નેક સલાહ આપી.

"તુ ધારેછ તેટલા અમો મરદો છેકજ પોચી મરોડીના નથી, ગુલ ડીયર!" રૂસ્તમે હસીને બહેનની ટકોર કરતાં ઉમે-

રયુ "તુ ચીંતા ના કર, હુ કઇ એકદમ 'મજનુ' બની જવાનો નથી !"

"પણ હુ કયાં કહુંછ કે તુ મજનુ બનવાનો છે? જાઆ, રૂસી, મારા ખાલેશ દીલના બોલવાનો એમ ઉંધો અરથ ના કર !" અને તે ભની બહેને પોતાના ભાઇને ગળે વળગી તેના ગાલપર એક 'કીસ' લીધી.

"સભાળ-સભાળ ! આએ જગા હવે 'રીઝર્વડ' થઇ ચુકી છે !" રૂસીએ રમુજમાં કહયુ

"ભલે થઇ હોય, મારા ભાગ્યશાળી ભાઇ ! પણ એક સગી બેહેનનો હક હુ છોડવાની હુ કે?" ગુને હસતે ચેહેરે 'પ્રોટેસ્ટ' કીધો તેમ-મેમ નુજમા રહેતા ના ! તેહમીની મકદુર શુ કે મને મારા એક પુગ ભાઇપર વ્હાલ કરતી—

"ગુલ-ગુન ! હમણાં કાંઇ ના બોલ ! તારા એ પરીયારો હાલ જરા ઉંચો મુક ! આવની કાલ કેવી આવે છે તે કોણુને ખબર છે? ધાર કે તેહમી આપણુને મળી આવી તે છતાં તનુ દીન મારી તરફ નહી દોડયુ તો પછી તારા ને મારા આએ બધા હવાઇ કીલ્લાજ કેની ?"

"નહી-નહી, રૂમી, હુ તેવુ કદી બનવા દેવાની નથી !"

"જાણે તેહમીએ તારા ભાઇ સાથેજ પરણુવુ જોઇયે એવો કાઇ ધખારો તારાં મગજપર તુ ગખેછ, વ્હાની બેન !

"ખચીતજ ! એમા શક શુ ?"

"પણ તુ ભુલી જાયછ ગુન કે તેહમી ઉમરમા આવેલી છે-તે પોતાની મરજીની મુખત્યાર છે-શુ તે તારા, મારા કે કોઇના ફોટાપર ચાલવાને બધાયલી છે?"

"તું ગમે તે બોલ, રૂસી, પણ મે તો તુ વીલાયત સીધારયો ત્યારથી મારાં મન સાથ મેખ મારી મુકેલી છે કે પાચે દહાડે તમો બેઉ જણુ——"

"બસ-ગુલ! ખુદા ખાતર એ વાત હાલ બધ કર! ખુદા આપણી ઉમેદ બર લાવે ત્યારે તુ પેટ ભરીને એ વીશે બોલજે-પટ હમણાં તો નહી! ચાલ આપણા કારભારીને કહીને તેહમીની સબી ઉતરાવ—હુ આજેજ મુબઇ મોકલી આપવા ઇચ્છુંછ"

ગુલ રૂસીની ઇચ્છાને તુરત તાબે થઇ

રૂસીએ તે તસ્વીર પેક કરાવી મુબઇ રવાના કીધી

રાતનાં ખાણા પછી સરદાર સોરાબશાહ આગળ રૂસીએ મુંબઇમાં ધધો ચલાવવાનો પોતાનો વીચાર જાહેર કીધો તે વીચારને તેવણુ પ્રથમ મળતા થયા નહી પણ રૂસ્તમનો ઘણો આગ્રહ જોયાથી પોતાના એક પુરાં ફરજદને નારાજ કરવા તેમનુ દીલ ચાલ્યુ નહી અતે એવુ ઠરયુ કે રૂસી મુબઇમાં છ માસ ઠર પડે ત્યાં સુધી સરદાર સોરાબશાહ અને ગુલે પણ મુબઇ રહેવુ અને તે પછી બાપ બેટીએ પાછા પુને આવવુ

બીજા આઠ દીવસમાં તઇયારી કરી તે ત્રણે જણા પ્રથમ એક ભાડેનાં બગલામા જઇ રહયાં અને તે પછી મલબાર હીલ તરફનો એક કુસાદે બગલો બાગ-બગીચા સાથનો સરદાર સોરાબશાહે મોટી રકમે પોતાના દીકરા માટે ખરીદ કીધો

જે દીને તેનુ ધામધુમ સહીત વાસમુહરત થયુ તેજ

દીને રૂસ્તમ સુએદારે મુંબઈની હાઈ કોરટના ચીફ જસ્ટીસ સનમુખ હાજર થઈ એક બેરીસ્ટર તરીકેના મામુની સોગદ લીધા. પોતાનો દીકરો મુંબઇના 'બાર'મા દાખલ થવાની ખુશાલીમાં અને નવા મકાનના વાસમુહરતની ખુશબખ્તીમા સરદાર સોરાબશાહે પોતાના દોસ્ત આસનાવોને છેક પુના વેરથી બોલાવીને એક મોટુ ખાણુ આપયુ

પહેલા બે ચાર માસ રૂસ્તમ સુએદારને 'બ્રીફ'ની ગેર-હાજરીમા જેમ નવા બેરીસટરોના બાબમા બને છે તેમ "માખ મારવી" પડી ! પણ તે ઠાવકા જવાને તે મામલાથી નીરાશ નહી થતા પોતાને જાહેરમા લાવવાનો એક નવાઇ જેવો મારગ શોધી કહાડયો તેણે કમાણી કરવાની દરકાર કીધા વગર જુદાજુદા પકાયલા સોલીસીટરોની પેહેડી સાથ ખાનગી બદોબસ્ત કરીને ધરમ ખાતાઓને લગતા તથા વીધવા બાઇ-બાવરીઓના કેસ મુફ્ત કરવા માડયા, એમ થવાથી તે હળવે હળવે જાહેરની જાણમા આવતો ગયો તેની આગમજના બ્રીફલેસ બેરીસ્ટરો જયારે પોતપોતાની ચેમબરોમા બગાસા ખાતા હતા, ત્યારે પાછળથી ઉંગી નીકળેલો આ નવો છોડવો આ નવી તરતીબથી ઉપરાસાપરી બ્રીફો મેળવવા લાગ્યો આ મામલો ત્રણ ચાર માસ ચાલ્યા પછી રૂસ્તમ સુએદારનો નસીબો એકદમ ચમકી નીકળ્યો

મુંબઇની ખોજા કોમના એક માતબર ગ્રહસ્થ ઉપર ખુનનો આરોપ મેલી તેને પકડવામાં આવ્યો આ એક ભારે ચરચા ઉપજાવનારો મુકદમો હતો, જેમા બારના નામીચા બેરીસ્ટરોને સામી પક્ષે રોકી દીધાથી પેલા ખુનના આરોપીને એક પણ ચુનદો બેરીસ્ટર મળી શકયો નહી. આ ઉપરથી

તેના સોલીસીટરોએ તે બ્રીફ આપણા રૂસ્તમ સુબેદારને આપી. રૂસ્તમ સારી રીતે જાણતો હતો કે વરસોથી પંકાયલા નામાંકીત ધારાશાસ્ત્રીઓની એક ચુનંદી ફોજને મહાત કરવાનું કામ કાંઇ કુલ્લીમાંનો ગોળ ખાવા જેવુ સહેલું ન હતુ, પણ તે બહાદુર જવાન કોઇથી ડરી જાય એમ પણ ન હતુ એવા કોઇ ચરચા ઉત્પન્ન કરનારો મોટો મુકદમો પોતાને મળી જવાની તે મહીનાઓથી રાહ જોતો હતો, જે ખુદાની મેહેરથી તેને ઉપલા કેસમાં મળી આવ્યો હતો

ખુનના આરોપમા સપડાયલો તે ખોજા ગ્રહસ્થ મુબઇનો એક જાણીતો શેહેરી હોવાથી ખોજાઓ ઉપરાત દરેક કોમના માણસોનુ તેણે ધ્યાન ખેચ્યુ હતુ સારા નસીબે બચાવ પક્ષના પુરાવા એકેક કરતા સરસ હતા અને તે ઉપરથી હીમત પકડી રૂસ્તમ સુબેદારે તે મુકદમામાં એટલી બધી જેહમત ખેચી કે તેની તે મેહેનતનુ પરીણામ પાછળથી ઘણુ લાભદાયક આવ્યુ

પ્રથમ તે કહેવાતા ખુનીને પોલીસ કોરટમા ઉભો કરવામાં આવયો, જયા રૂસ્તમ તેના ધારાના હીમાયતી તરીકે હાજર થયો ખરો, પણ આરોપી સેસન્સ કમીટ થયા વીના રહેનાર નથી એમ જાણી તેના બચાવને માટે પોલીસ કોરટમાં તેણે કાંઇપણ જાણવાજોગ ધરપચ સરપચ કીધી નહી

આ ઉપરથી લોકમત તેની વીરૂધ ગયુ લોકો તેને “નવો શીખાઉ”—“કાકા બોટ”—“વાહીયાત વેહજા” ઇત્યાદીની ઉપમાં આપવા લાગ્યા. ખુનીના સગાંવહાલાઓને પણ ચીંતા થઇ કે આ નવા બેરીસ્ટરથી સબ કાશીએ કેમ જશે?”

પણ સોલીસીટરોની જે પેહેડીએ રૂસ્તમ સુબેદારને રોકયા હતા તેઓ તેનામા કેટલુ પાણી હતુ તે કયારનુ પારખી ચુકયા હતા તેણે શુ શુ મુદ્દાઓ લડત ચલાવવા માટે તઇયાર કીધા હતા તે તેઓ જાણુતા હોવાથી અને કાયદાની જે જે શાહદતો તેણે ટાંકી હતી તે જોરાવર હોવાથી તેમને એકીન હતુ કે આ કેસમા આ જવાન બેરીસ્ટર પોતાના નામાકીત ભાહ્યબ ઘોને મહાત કરયા વીના રહેશે નહી

અને અતે ખુદાની મેહેરથી તેમજ થયુ. આરોપી ઉપર ખુનનો આરોપ હોવાથી તેને જામીનપર છોડવાની ના પાડવામા આવેલી હોવાથી તેને જેલમાં મળીને સઘળી બીનાની વાકેફી મેળવવા પાછળ સેશન્સ બેસે તેટલા રૂસ્તમ સુબેદારે એહમત ખેચવામાં બાકી રાખી નહી. તેણે નકકી માની લીધુ હતુ કે જો આ કેસ તે જીતવા પામે તો નજદીકના ભવીશમા તે એક કીરતીવત ધારાશાસ્ત્રી થઇ પડશે સારા નસીબે ખુનના આરોપમાં સઘડાયલો આદમી તેનાં દુશમનોના કાવત્રાઓનો નીરદોશ ભોગ થઇ પડેલો એમ જયારે તેણે જાણ્યુ ત્યારે 'પઇસા' પરમારથ અને કીરતી" એ ત્રણે ચીજો સાથે મેળવ-વાની તેની ઇંતેજારી હદને દરજ્જે વધી ગઇ. તે દરરોજ મોડી રાત સુધી એજ મુકદમાના આરોપીને કેવી રીતે નીરદોશ ઠરાવવો તેના મુદ્દાઓ શોધવા પાછળ અને તેની સખ્યાબધ નોધો ઉતારવા પાછળ ખડેટખુ મચ્યો રહયો

અતે 'સેશન્સ' આવી પુગી—પહેલેજ દીવસે તેજ ખુનનો મુકદમો પાટીપર આવ્યો હાઇ કોરટનુ સેશન્સ રૂમનુ મોટુ દીવાનખાનુ તમાશગીરોથી ચીકાર ભરાઇ ગયુ અને આ મુકદમો સાભળવા માટે લોકો એટલા ઉલટમા આવ્યા

હતા કે કોરટમા જગ્યા નહીં થઇ ત્યારે બાહેરની ગેલેરીઓપર તથા હાઇ કોરટનાં નીચલાં ચોગાનમા ઠઠમાર મેહની મળી

પોલીસ તરફથી આરોપીને ખુની ઠરાવવા માટે સખ્યાબધ શાક્ષીઓ લાવવામા આવ્યા હતા, જે ઉપરથી પ્રથમ થીજ લોકમત એવુ હતુ કે આરોપી છુટી જવો મુસ્કેલ હતો, પણ ફરીયાદ પક્ષના સાક્ષીઓની જબાની પુરી થવા પછી જ્યારે રૂસ્તમ સુબેદાર તેમને ક્રોસ કરવા ઉભો થયો ત્યારે તેણે તે બનાવટી સાક્ષીઓના ખોટારા ઉઘાડા પાડી આપી તેમના પીછડે પીછડાં એવા વેરી નાખ્યા કે નામદાર કમીશનર અને જુરીના ગ્રહસ્થો ઉપર તેની ગભીર અસર પહોચ્યા વગર રહી નહી ઉલટપાલટ તપાસ પુરી થવા પછી બેઉ બાજુના બેરીસ્ટરોના ભાષણો થયા પ્રથમ પેલા નામીચા ધારાશાસ્ત્રીઓએ બધવાને ખુની ઠરાવવા માટે એકેકથી સરસ દલીલો લાવી જુરીપર અસર ઉપજાવવાની જીવતોડ ઝેહેમત ખેચી, પણ જ્યારે બચાવ પક્ષ તરફથી રૂસ્તમ સુબેદાર તેનો જવાબ આપવા ઉઠયો ત્યારે ફરીયાદ પક્ષના સાક્ષીઓની જબાનીને તોડી નાખવા ઉપરાત ખુન થયુ ત્યારે આરોપી સુબઇમા હતોજ નહી એવી "આલીબી" સાબેત કરવા સાથે નામીચા ધારાના હીમાયતીઓની દલીલોને પણ જોરાવર મુદાઓ અને કાયદાના સાહદતોથી એવી ઢીલીઢચ કરી મેલી કે તે અફલાતુન બોલનારની વાકચાતુરી જોઇ સરવે કોઇ હેરત થઇ ગયા આ કેશ દુશમન દાવાથી ઉભો થયલો છે અને કોઇ કરપીણુ સુજીનુ કરમ આરોપી જેવા એક લોક માન્ય શ્રીમત શેહેરની ગરદનપર તેના માતબર મુદાઇઓએ

લટકાવવાની કોશેશ કીધી છે એમ જણાવી ત્રણ ત્રણ આખા દીવસો સુધી રૂસ્તમ સુબેદારે તે કેસપર વીવેચન કરી તેના ખુલ્લા રૂપમાં એની બાહોશી અને છટાથી રજુ કીધો કે જુરીએ એકમતે બંધવાને નીરદોશ ઠરાવી છોડી મેલ્યો!

આ અસાધારણ મોટી ફતેહથી રૂસ્તમ સુબેદારે એક વીદવાન ધારાશાસ્ત્રી તરીકે એક તડાકે પોતાની નામના મચાવી દીધી જેઓ પ્રથમ તેને "ઘોડાબોટ" નવા શીખાઉ અને "વાહીયાત વેહજા" વગેરેની ઉપમાં આપતા હતા તેઓ પણ ઝંખવાણા પડી ગયા ખુદ હાઇ કોરટના "બાર"મા રૂસીની આ ફતેહથી મોટો છાપ પડયો અને આ મુકદમો એવી બાહોશીથી એકલે હાથે છેવટ સુધી પુર ફતેહમદી સાથ ચલાવી એક નીરદોશ આદમીને ફાસીને લાકડે જતો બચાવવાની તેની જીવતોડ ઝેહમતનાં વખાણ નયાયાસન ઉપર બેઠેલા વીદવાન કમીશનરને પણ કરયા વીના ચાલ્યુ નહીં

નામીચા બેરીસ્ટરોની ફતેહની ચાવી તેમની એવી એકજ સપરમપહેલી જાહેર જીતમા સમાયલી હોય છે આ મોટી ચરચા ફેલાવનારા મુકદમાએ રૂસ્તમ સુબેદારને શુ મુબઇ કે મુફસીલમા એવો પકાવી નાખ્યો કે તેજ દીવસથી તેની આગલી ઝુફતી કારકીરદી રૂખસદ લઇ તેને કીરતીના કોટપર ચઢાવી દીધો

હવે જયા જુઓ ત્યાં રૂસ્તમ સુબેદારનુ નામ સર ફીરોઝશાહ મેહતાની માફક પુર છુટથી બોલાવા લાગ્યુ અને દર દાહાડે તેની કમાણી અને કીરતી એટલી બધી વધી ગઇ કે ભલા ભલા બેરીસ્ટરો તેનાં બુલદ નસીબની અદેખાઇ

કરવા લાગ્યા ઉપલો કેસ રૂસી જીત્યા પછીજ સરદાર મોરાબશાહ અને તેમના બેટી ગુલ પુનાના સુબેદાર હાઉસમા રહેવા ગયાં અને થોડોક વખત રૂસીના ઘરબારની સભાળને માટે માણેક માસીને મુબઇ મોકલી આપ્યા

વાચનારને યાદ આપવાની જરૂર નથી કે જાહેર કારકીરદીમા પોતાની થયલી આ મોટી ફતેહ દરમ્યાન રૂસ્તમ સુબેદાર તેહમી તાલેવતને એક ઘડી વીસરયો ન હતો ખરૂ પુછો તો તે દીલજીત સુદરીનુ જીગર જીતવા સારૂજ તેણે પોતાના આ પહેલવહેલા ફતેહમદ દેખાવમા જીનપર જોરાવરી ખેચીને એક કીરતીવાન કારકીદીની આફતાબ મીસાલ રોશન કીધી હતી તેની જીતના આ મુકદમાના હેવાલો શુ ઇગ્રેજી કે દેશી છાપાઓમાં તેમજ મુબઇ કે મુફસીલમા શેહેરે શેહેર છપાયલા હોવાથી કોઇગી ઠેકાણે તે મનોહર માહરૂખના વાચવામા આવશેજ એમ તે ખાત્રીથી માનતો હતો

ગુલના ઓરડામા મુકેલી તેહમીની તસવીર ઉપરથી તેણે જે બીજી તસવીર ઉતરાવી હતી તે મુબઈના મકાનમા ઓરડામાં દરરોજ તેનુ ખાસ ધ્યાન ખેચતી હતી તે તસવીર ઉપર તે જવાન ગોયા ઘેલો બની ગયો હતો. સવારે કોરટમાં જવા આગમજ અને સાજે આખા દીવસની થાકથી થાકીને ઘરમા આવ્યા પછી તે જો કોઇ મોહક સુરતીને ધ્યાન ધરી ધરીને જોતો હોય તો તે તસવીર તેહમીની હતી તેના બગલામા જાત જાતની તસ્વીરો ઉમદા ઓઇલ પેન્ટીગો અને કીમતી પીકચરોનો એક જોવાજોગ સગ્રહ હતો પણ સઉમા તેની માનીતી તો તેહમીનીજ તસ્વીર હતી !

ઘણીકવાર માણેકમાસી તેના ઓરડામા અચણુચ આવી

જતાં ત્યારે રૂસીને તેહમી અને તેહમીનીજ તસવીર તરફ ગમગીન ચેહેરે ટીકતો જોઇ પોતાના મન સાથે તરેહવાર કલ્પનાઓ કરતાં હતા, પણ તે બાબે પુછવાની તેવણ હીમત કરી શકતા નહી હતા ગુલ જોગા પુને લખેલા એક કાગજમા તેવણ એકવાર ખાનગી ઇશારો વટીક કરી ચુકયા હતા કે આપણા રૂસીનુ મને કઇ ઠીક લાગતુ નથી. તે પોતાના ધંધાપર પુરતુ ધ્યાન આપે છ પણ દરરોજ સવાર ને સાંજ તો તારી વ્હાલી સહી તેહમીની તસ્વીરની પુજા કરતો હોય તેમ એકલો ઓરડામા બેસી રહેછ. મને તો લાગેછ દીકરી કે તારી તેહમી તારા ભાઇ થતાનુ દીલ ચોરી ગઇછ વગેરે અલબતા ગુલ આ ઇશારાથી ગમગીન બન્યા વીના રહી નહી, પણ ભાઇએ એ બાબદની ચરચા નહી કરવા માટે તેણીને નીશ્વાશમા લેતી વખતે કસમ આપેલા હોવાથી તે બીનાનો જવાબ તેણી ખાઇ ગઇ!

તેહમીની તલાશ કરવાનુ રૂસ્તમ સુબેદાર ભુલી ગયો ન હતો તેણે જગે જગ છુપા માણુસો મોકલી પુષ્કળ તપાસ કરાવવા માડી હતી, પણ તે નેમમા તે નીશફળતા વગર બીજુ કાંઇજ મેળવી શકયો નહી આટલુ છતા તે પ્રયત્ન ચાલુજ હતો

વાચનાર! **વખત કોઇને માટે થોભતો નથી.** ચરદા-પરદાઓની પાખ વખતના પાખને પહોચી શકતી નથી **વખત કુદરતનો એક ખેપીઓ છે અને સદા સજાગરૂત કાસદ કહેવાયો છે. શું ન્હાનાં કે મોટાં, શુ અમીર કે ફકીર, શુ ભુપતી કે ભીક્ષુક, કોઈ માટે તે કદી થોભતો નથી.** આપણી આ વારતામાં પણ મામલો એમજ

બન્યો છે તેહમી ગુમ થવા પછી પ્રથમ પાંચ અને તે પછીનાં બીજા પાચ મળી દસ વરસનો એક દાહેંડો પસાર થઇ જવા છતા જેમ તેહમીનો પતો મળ્યો નથી તેમ મરનાર ફરહુનજી તાલેવતના અચણુચ નીપજેલા કમોત ઉપર પડેલો પડદો હજી ઉચકાયો નથી હરકોઇ બનાવને આપણે માયાની નજરથી જોઇએ છીએ તેહમીના પીતાનાં નીપજેલા દગાખોર મોહોત વીશે કુદરતી રીતે આપણને ચટપટ થાય એ બનવા જેમ છે કે પાપીઓ હજી પકડાયા કેમ નથી, પણ એનો જવાબ એટલોજ આપી શકાય કે ઈનશાન ગમે એવી ધીરજ ધરાવવા છતાં તે એક ખાકી શરીર હોવાથી અંતે આકળુ પડે છે—પણ કુદરત પોતે આકળી પડતી નથી બદમાશ પાપીઓનુ પાપ પુરેપુરૂ ભરાય નહીં ત્યાં સુધી કુદરત તેને તેનાં પાપમા સામી મદદ કરે છે! દગાખોર માણસોને કુદરત પોતેજ ગોથા હુલકાવે છે! કુદરતનો એ તો કાયદોજ છે કે જેને તે પાડવા ઇચ્છે છે તેને પ્રથમ એકદમ ઉચે ચઢાવે છે અને અભીમાનીની અતીઘણી ઉચી ટાંચે ચઢવા દઈ એક એક પલકમાં એવો પટકે છે કે આંખ મીચીને ઉઘાડવા જેટલી પણ અવકાશ તેવાં મુજીઓને મળતી નથી. આપણે વારવાર કહીયે છીયે કે "ખુદાઇ લાકડીનો અવાજ નથી" તેનો ખરો ભેદ અને ભાવારથ આ છે.

આ ઉપરથી એટલોજ સાર ખેચવાનો છે કે આપણી વારતા દરમ્યાન પણ કુદરત એજ કાનુનને વળગી રહી છે પાંચ કે દસ વરસ પર બનેલો એક બનાવ દુનીયાની નજરમાંથી રફને રફતે દુર થતો જાય છે, પણ ઇનસાફી કુદરતનો

હક ઇનસાફી હાથ તેની પુઠેજ હોય છે દુનીયામા પોતાના મતલબનાં બેસીઓને નડનારા ખવીસો વગેરેનો તોટો નથી તો પારકાઓ નડે તેની નવાઇ શી છે? આપણી તેહમીને તેની સાવકી માવતર કેટલી હદ સુધી નડી છે અને એક સાવકી દીકરીનો કાંટો કાઢવા જતાં ખુદ પોતાના પરષના ખાવીંદ વગેરેને ખોહી બેસવાને બીધી નથી એ દાખલો પોતેજ શુ દેખાડે છે? એજ કે **સસારમાં જેટલી સગાઈ એટલી** ઠગાઈ છે કલીયુગના આ કાળમા હજી પારકાંઓ ઉપયોગી થઇ પડે છે પણ પોતાનાં—રે નહીં!–પોતાના તો જડમુળથી ઉખેડી નાખવા પણ ચુકતાં નથી દુર જવાની જરૂર નથી, મેહેરબાઇ તાલેવંતનો દાખલો તમારી નજરની સામે છે.



## પ્રકરણ ૪૪ મું.



દારૂડીઆએ દાટ વાળ્યો!

સાહુકાર કે ચોર,
શકે બચીશુ ત્યારે?
ભરાઇ ફુટે ભાઇ,
ઘડો પાપનો જ્યારે!

(તારાપોરવાળા)

રૂસીની ફતેહ જોઇ સરદાર સોહરાબશાહ હરખાઇ ગયા તેમનો એક પુરો રોશન ચેરાગ મુબઇ શેહેરના બળવત

'બાર'મા ટુંક મુદ્દતની વચ્ચે એક નામીચો ધારાશાસ્ત્રી થઇ પડવાથી અને પેહેલાજ વરસથી દર માસે હજારો રૂપીઆની માસીક પેદાસ કરવાને ભાગ્યશાળી થવાથી એવા એક કમાઉ સપુતની કીરતીથી તેના ભલા પીતાને સુખ અને ઘટતી મગરૂબી ઉપજે એ તમામ કુદરતી હતુ

એક વરસ તો સરદાર સોહરાબશાહ કાંઇ બોલ્યા નહી, પણ બીજે વરસે તેવણે પોતાના બન્ને ફરજંદોને પરણાવવાની ઉલટ પકડી રૂસીએ એ માગણી માન સહીત ના પાડી અને તેના કારણમા એટલુજ જણાવ્યુ કે "૫પા, હુ પરણવાને ના પાડતો નથી પણ મારૂ દીલ જીતે એવી છોકરી મને મળવા પામે ત્યા સુધી હુ દોડાદોડી કરવા ઇચ્છતો નથી તમે બેહેન ગુલને ખુશીથી પરણાવો–મને તે બાબે કોઇ રીતની હરકત નથી "

ગુલા સારી પેઠે જાણતી હતી કે રૂસી શા માટે ના પાડતો હતો. પણ તેણે તેણીને વીશ્વાસમાં લીધેલી હોવાથી "ભાઇ પરણે તોજ હુબી પરણું" એવુ બહાનુ કાઢવાની તેણી માટે જગ્યા રહી નહી ગુલની ઘણી મરજી હતી કે તેહમીનો કાંઇ પતો મળે ત્યાં સુધી ૫પા ઠપકી મારે તો સારૂ પણ સરદાર સોહરાબશાહનાં આગ્રહ આગળ તેણીનુ કાંઇ ચાલી શકીયુ નહી બેટાએ બાપને ના કહી લગાર રંજીદા કીધા તેમ બેટીબી કરે તો તે "દેખાવ" ઠીક થઇ પડશે નહી એમ વીચારી ગુલાં પરણવા ખુશી થઇ

તે વખતે સંજોગ પણ સારો હતો ગુલ પુના શેહેરના એક ખાનદાની જવાન નામે દોરાબ ખબાતાપર ઘણા વખતથી

ફીદા હતી, પણ પોતાની પસંદગી જાહેર કરવાની હાલ સુધી તેણીને તક મળી ન હતી સારા નસીબે હમણાજ તે જવાન લંડનથી એમ. ડી. ની પદવી લઇ એક મોટા ડાકટરનું માન મેળવી પુને પાછો ફરયો હતો એક પારસી લગનની બીજ લસમાં ગુલને જોઇ તે તેણી ઉપર ખેંચાયો અને બીજેજ દીને મોટે ખાચરેના એક બુઝરગ બાનુ પોતે સરદાર સોહરાબ-શાહ આગળ ડા૦ દોરાબ તરફથી તેવણુની બેટીનું "માગું" લઇ આવ્યાં. ગુલ પોતાના ઇચ્છેલા જવાનને ચાલી ચલાવીને એવી માગણી કરતો આવેલો જોઇ પોતાની બુલંદ સરજત માટે હેરત રહી, આ પરસ્પરની પસંદગીનું પરીણામ એ આવ્યું કે એક અઠવાડીયામાં તેઓ અદરાઇ એક માસની અંદર તો ભારે ધામધુમ સાથ પરણવાને આનંદ-માસ honey moon ભોગવવા માટે મહાબ્લેશ્વર ઉપડી ગયા

સરદાર સોહરાબશાહને ત્યાની આ પહેલવહેલી સાજવારી તેમનાં નામ અને આબરૂ-ઇઝત મુજબ યાદગાર થવા પામી ગુલના લગનની એક અઠવાડીયું આગમચથી ખાણીપીણીની ધામધુમ ચાલી રહી હતી, જેમા ભાગ લેવા સારૂ રૂસ્તમ સુબેદાર પોતે પણ પોતાની બોહોળી રોકાણો છતા બેહેનનાં લગન ખાવા સારૂ પુને આવ્યો હતો, તે ભાઇ-બેહેન દરેક વાતે સુખી હતા, પણ તેમના દીલમાં એકજ દીનગીરી હતી, જે કંઇજ નહી પણ ભલી તેહમીની ગેરહાજરી માટે હતી!

* * *

વ્હાલા વાચનાર! હવે આપણી વારતા એક જુદી વલાણુ લે છે મુંબઇ અને પુના છોડી હવે આપણુને મુફસી-લમા દુર દેશાત્રરો ખાતે જવું છે

મરહુમ ફરદુનજી તાલેવતના કમોતે મારયા જવા પછી અગીયાર વરસનો લબાણુ ગાળો પસાર થઇ ગયો છે. આ અગીયાર વરસ દરમીયાન અગીયાર હજાર બનાવો દુનીયામા બન્યા હશે, કે જેની સાથ આપણને કામ નથી. પેલી દલદર દદદા મેહેરબાઇ તાલેવત કાસ્ટલમા મજાહ મારે છે હવે તેને નડનારૂ કોઇ રહયુ નથી તેની સાવકી દીકરી તેહમીની તેણીને નડ હતી તે પણ નીકળી ગઇ છે. હાલ તે બદકાર ઓરતે પોતાના પાચ–છ દુરના બેશીઓને તાલેવત કાસ્ટલમા લાવી રાખ્યા છે જેમા તેણીનો એક ભાઇ અને તેની કાળી મસરોટા જેવી દીકરી નામે કુવરબાઇપર તેણી ભારે ધરાપરા કરી રહી છે મહેલનાં હકદાર ધણીની હકદાર દીકરી (તેહેમી) તો કોણ જાણે કયાં દુનીયાની દયાપર દેશેદેશ રખડે છે, પણ હાલ ને કાજ છેલ્ના પાચ સાત વરસથી "તાલેવત કાસ્ટલ"મા ઉપલો ફેરફાર થવા પામ્યો છે અને તે મુજી મોહોરદારે સાવકી દીકરીને ઓવારનીવાર કરી મેલી તેને બદલે પોતાના ભાઇની દીકરીને દીકરી કરી લીધી છે મરહુમ ફરદુનજીના વખતમા તાલેવત કાસ્ટલની જે જાહોજલાલી ઝમક હતી તે આજે ત્યા રહી નથી. મેહેરબાઇએ પોતાના ધણીના વખતમા પોતાના એકખી સગાને સાથે રાખવાની તો શુ પણ દુરથી કુમક કે મદદ કરવાની વટીક કાળજી કીધી નહી હતી, પણ કર ને જો હયાતુ હયાં છે, તેમ તે ઢઢાર જેવા મકાનમા એકલી અટુલી જીદગી ગાળતા તેણી જયારે કટાળી ગઇ ત્યારે આખરે આ રસ્તો લીધો હતો. વળી તેમ કરવાનો બીજો સબબ એ હતો કે મરનાર ફરદુનજીનુ કમોતે મરણુ નીપજ્યા પછીથી તે ચડાળ સ્રીની છાતીમાં એક જાતની એવી

હેબક બેસી ગઇ હતી કે દરરોજ રાત્રે તેણીને તાલેવંત કાસ્ટલમાં ફરદુનજીનો "ભુત" (!) દેખાતો હતો ! !

**જેમનાં અંતઃકરણ પાપી હોય છે તેમને એવા એવા ધખારાઓ ઉત્પન થાય તેમાં નવાઇ નથી. એક પાપીને આખરે તેનું ડાઘેલ અંતઃકરણજ પોતાના કાતીલ ડંખથી મારે છે** મેહેરબાઇ તાલેવંતની સ્થીતી ફરદુનજી ગુજરયા ત્યારથી એવીજ હતી. પેહેલના પાંચ વરસ તો તેણીએ તાલેવંત કાસ્ટનમાં એકલવાઇ સ્થીતીએ બહુજ કંગાળીયતમાં કાઢયા હતાં એક તરફ ખુન પકડાઇ જવાની ધાસ્તી અને બીજી તરફ આયા એનજેનીન પાછળ પોલીસે પુઠ પકડેલી છે એવો મગજમાં બેઠેલો ધખારો તે લુચ્ચી ઓરતને ૨૪ કલાકમાં ૨૪ સેકંડનો પણ કરાર આપતા ન હતા તેણી દરરોજ રાતે ઉંઘમાંથી બીહીને ઉઠતી હતી અંતે જ્યારે આ મામલો સહન નહીં થયો ત્યારે તે કસરેવજ સ્ત્રીએ પોતાના બેશીઓનો ખીચડો તાલેવંત કાસ્ટલમાં (પોતાની હીંમતને માટે) લાવી ભરયો હતો એ રીતે "દીકરી કુંઆ"ના ગાલ આગલી હાલહવાલ ગરીબ સ્થીતીમાં ખાધાપીધાની હાડમારીને લીધે તમામ બેસી ગયા હતા તે આ નહીં ધારેલી સરજતથી કુંમા જેવા હાલ ખીલી નીકળ્યા હતા !

બીજી તરફથી તેહમી પુનેથી ગુમ થઇ હતી તે વાંચનાર જાણે છે મેહેરબાઇ એમજ જાણતી હતી કે તેણી હજી પુનામાં સરદાર મોહરાબશાહના આસરામાં છે આયા એનજેનીનનું શું થયું તે આપણે તેણી તાલેવંત કેસ્ટલ છોડી ગઇ ત્યારથી કશું જાણતા નથી હજી પણ તે ભેદ તેહમીનાં ભેદ જેટલો અંધારામાંજ હતો. પેલા લાચીઓ નસીબ ડા૦ મારટીન

(ગુઝરગ ડા૦ સર ચાર્લ્સ મારટીનનો એકપુરો દીકરો) તુરત વેળા તો મુંબઇ અને પુનાના શરતના મેદાનોમા ઘોડ દોડની ચારતોમાં મજાહ મારતો હતો તેનાં જખ્ફ પીતાના દીલમા તે નાલાયક કપુત માટે હમેશનો વસવસો હજી રહી ગયો હતો સરદાર સોહરાબશાહ "સુબેદાર હાઉસ"મા પુના ખાતે એકલા ઝુરતા હતા અને મુરારીરાવ ડીટેક્ટીવ કયા દટાઇ ગયો હશે તેની વરસોથી વાટ જોતા બેઠા હતા ગુલ પરણીને સાસરે સધાવી હતી, જ્યારે જવાન બેરીસ્ટર રૂસ્તમ સુબેદાર મુંબઇ ખાતે પોતાની દીલજીત પ્રીયા તેહમીની જુદાઇમાં અચુક વફાદારીથી એકલવાઇ જીંદગી ગુજારતો હતો તેનો ધંધો દર દહાડે ધીકતો જતો હતો, પણ તેનુ જીગર એક મનમોહન મુરતીની વ્હાલી યાદમા રાતને દહાડો એકસરખુ પજરયા કરતુ હતુ એ રીતે આપણી વારતાના સઘળા પાત્રોની સ્થીતી હાલને તબકકે ઉપર ચીતારેલા ચીત્ર મીસાલ હતી

* * *

એક ખુશનુમાં સાંજે ગોવા શેહેરની ગીચ વસ્તીવાળા એક મોહલાના છેક નાકેના ઘેરમાં બે અસામીઓ બેઠેલા છે બેઉ જણા ખુશ મીજાજમા છે. વખત સાંજે છ વાગ્યાનો છે આજે એક પોરચુગીઝ તેહવાર હોવાથી વસ્તીનો ઘણો ભાગ શેહેરના એક ચોગાનમા પીકનીકે ઉતરી પડેલો છે અને જુજ ઘરોમા એકેક-બબ્બે માણુસો ભાગ્યે નજરે પડે છે પેલા બે આસામી એ ઓટલાની પાળપર થોડો દારૂ અને ભુંજેલા ગોસ્ટની ગરમા ગરમ સીકોનુ ચાખણુ કરતા બેઠા છે. દેખાવમાં બેઉ બુઢ્ઢા છે. પણ એકનો ચેહેરો જ્યારે ભારે પીપીયાંની ગુલાલી પુરતો રીકકો મારી ગયલો છે ત્યારે બીજો

મોટી ઉમરે પુગેલો છતા લાલ ઓકડા જેવો હતો. તેની ભરાવદાર મોટી મુછ તેને કોઇ પાણીદાર પુરૂષ તરીકે પરખાવતી હતી

"તારી દીકરી રોઝા આજે કયા છે, અનતોન ?" પેલા મોટી મુછ્વાળા ઠાવકા મરદે ગરમાગરમ સીક ઉછાળતાં પોતાના સાથીને પુછ્યુ

"મારી દીકરી રોઝી ?—હા, તે તો આજે આપણો તેહવાર હોવાથી અમારી પડોશન જોડે પીકનીકે ગઇછ" પેલો છાકટ બુઢો બોલ્યો

તે એક દારૂડીયો ગોવાનીઝ હતો એ કોણ હતો તેને વાચનાર આગળ વધતા આપ મેળે ઓળખશે.

"કેવુ અજબ કે એ એખલીજ ગઇ ? તુ જેવા માયાળુ બુઢા બાપની મોજ મજાહનો તો જરા એણે ખ્યાલ કરવો જોઇતો હતો ?"

"તે ખરૂ પણ એમા મારી રોઝીનો વાંક નથી આજના બચ્ચાંઓ એકલ પેટા તો ખરાં, પણ મારી રાઝા દીકરીમાં તેવો ઝાઝો ગુણ નથા. એના મા તો રાડ ધણી કલાટ અને આપસ્વારથી—સારાં નસીબે એની માનો વારસો મારી દીકરીમા ઉતરયો નથી"

"શાબાસ! જે પોઇન્ટપર હુ આ બુઢાને ત્યારનો લાવવા ઇચ્છતો હતો તે પોઇન્ટપર એ પોતેજ આવ્યોછ એ એક લેખે ઠીકજ થયુ" પેલો ભરાવદાર મુછવાળો મરદ પોતાના મન સાથ પટપટયો.

વાંચનાર પુછશે કે આ મોટી મુછવાળો કોણ છે? અહીં જવાબ આપવાની જરૂર નથી. દોરંગી દુનીયામાં રકમ રકમના ચીત્રો આપણી નજરે પડે છે તેમાંનુ આ એક ચીત્ર હતુ

"તુ શુ બોલ્યો, દોસ્ત અનતોન, તારી બાયડી તે ગેઝીની મા ઘણી કલાંટ છે? આપસ્વાર્થી છે?" પેલા મોટી મુછવાળાએ પુછ્યુ

"હા, તે નાપાકની જણીનો સ્વભાવ ઘણો ભુંડો છે" વેલા દારૂડીયા બુઢાએ બળાપો બતાવ્યો "જુઠી–તરકડી–મુહ જોરને મતલબી તો એવી કે બોલ્યે વાત નહી!"

"હશે–બઇરાંની જાત છે–લગાર તરકડી હશે તેમા શુ થયુ?" પેલા મોટી મુછવાળાએ તેને સીફતથી ઉશ્કેરવા માટે દડે કલેજે સલગરી મુકી "ગમે તે છે, પણ તેણી તારી પરણેતર મોહોરદાર છે"

"અરે હારે હા–તે ના કોણ પાડે છે? પણ—

"તુ ના નથી પાડતો તે હુ જાણુ છુ, મારા દોસ્ત, પણ તારી બાયડી તને ચાહતી તો ઘણી હશે" તેણે તેને બોલતો અટકાવી પુછ્યુ

"કોણને મને? બાપ્પુ પેટ ભરીને! એ રાંડ દલદર મને ચાહતી હતે તો મને અહી છોડીને શેહેરે શેહેર નોકરી કરવા ભટકતે કે? એક લેખે એ અહીં નથી એ ઠીકજ છે કારણ કે એ જ્યારે ગોવે આવે છે ત્યારે મને બહુ હાડમાર કરે છે"

"હાડમાર? તેમ કરવાનુ કઇ કારણ?"

"અરે યાર! કારણ તો કાંઇજ નથીરે! હુ તો ગાય જેવો ગરીબ છુ, પણ કમબખત મને મારી જવાનીના વખતથી જરા લગાર વખત–બે વખત છાંટો ચુસવાનો ચસટો છે તે એ બેહેસતણુને ગમતો નથી!" અને અહીં તે ઉલ્લુ ખડખડ હસી પડયો પણ આપણે વાતમાને વાતમા બેસી શુ રહયા છીયે? ભાઇ, આ બાટલી હજી તો અરધી છે એમાંથી દોઢ પીધી તેટલા તે કાંઇ આપણે છાકટા થવાના હતા વારૂ? કઇ નહી દોસ્ત, તુ સુખેથી લે. મારી પેટીની કુચી રોઝી લઇ ગઇછ તો શુ થયું? હુ પીઠામાંથી ઉધાર મગાવીશ અરે પેદરો–પેદરો–અહીં આવ! તો બેટા!

"આવ! જા, બે બાટલી ઉધાર દારૂ લઇ આવ! આજે મારા દોસ્ત સાથે હુ અહીંજ ઘરમા તેહવાર પાળવા ઇચ્છુ છુ"

"દારૂની શી જરૂર છે, દોસ્ત? મે લગભગ અરધી બાટલી દારૂ પીધો છે હવે મને તેની જરૂર નથી હુ તો આ ગરમાગરમ સીક—"

"અરે નહીરે! એમ તે કઇ બને? તુ છેકજ મારૂ નાક કાપીને હાથમા આપવા ઇચ્છે છે તે કેમ બને, ફરનાનડીસ? ના, દારૂ તો મગાવવોજ પડશે તુ નહી પીએ તેથી તારી સાથે હુબી તરસો રહુ કે? આપણે હળવે હળવે રાત સુધી જરા જરા ગળુ ભીજવી પછી જમીને સુઇ જઇશુ. મારી રોઝી તો રાડ દશ–અગીયાર વાગે મોડેથી જમી ખાઇ નાચી કુદીને આવશે. આજે આપણે ઘરમાં બેજ જણુ છીએ. આ મારો નોકર પેદરા તો બતી સળગાવી હવે ઘેરે ચાલી જશે."

"એ છોકરાને પીઠામાં મોકલવાની કશી જરૂર નથી, દોસ્ત અનતોન, મારી પાસે મારા પોરટપુલ્યામા 'એકસા નબર વનની એકેક કરતા ત્રણ ત્રણ બાટલી છે. અને તારા જીવ કરતા વધુ નથી. જરા થોભ, હું લઇ આઉ!" એમ બોલી પેલો કોઇ કહેવાતો ફરનાનડીસ ઉઠયો અને ઘરમાં જઇ એકસા બ્રાન્ડીની એક બાટલી લઇ આવ્યો.

"ઓ માઇ ગુડ ફરેન્ડ! તુ કેવો ભલો છે? ઘણા દીવસથી મે બ્રાન્ડી ચાખ્યો નથી કમબખત આ જરા નગાર પીપીયાંની આદતને લીધે મારા હાથમા ખરચીની હમેશા તાણ રહેતી હોવાથી વીલાયતી દારૂને બદલે ગામઠી મોવડાં ઉપરજ શુકરાના કરવા પડેછ." પેલો દારૂડીયો બોલ્યો. "ઓ થે કયુ વેરી મચ—આજે આપણો તેહવાર ગાજે ખરો! પેદરો-પેદરો-કોરકરકૃ લાવ!" તે છાકટ ફરગી મોહડુ મટ પટાવી નોકર છોકરાને બોલાવવા પડયો

"પેદરોની અહીં કશી જરૂર નથી, હુ બાટલી અદરથી ખોલીને લાવ્યો છુ લે દોસ્ત જરા ટેસ્ટ કર" અને અહીં તે મોટી મુછવાળાએ અનતોનનુ ટબલર ખાસ્સુ અરધુ ભરયુ અને થોડુ ક પાણી નાખ્યુ

"ખુદા તને સુખી રાખે મારા દોસ્ત! ખરૂ પુછે તો આને જેવે દહાડે મે તને મારો પરોણા તરીકે ખુશ કરવો જોઇએ તેને બદલે તુ મને કરેછ વારૂ ચાલ, તારી લાવકી છે" અને એમ બોલતાની સાથે મી૦ અનતોનજી તે કાફર જેવુ અરધુ ટબલર એકજ ટાસે ગટાવી ગયા આહા! એનુ નામ તે છાંટો! હવે આ ભુજેલા સીક-સોટા સવાદદાર લાગશે.

"આજે આપણો તેહેવાર છે તેથી તો ખાસ ત્રણ બીશી હુ તારે માટે કાલે દુકાનપરથી ખરીદી લાવ્યો તારી મરજીમા આવે એટલો લેજે, દોસ્ત મારા સમ છે! શરમાવાનુ કઇ કારણ નથી"

આ માયાળુ શબ્દોથી અન્તોનની ખુશીનો પાર રહયો નહીં તેણે પોતાના દોસ્તનો ફરી ફરીથી આભાર માન્યો

"સાહેબ, હવે હુ જાઉ છુ" તેમની વાત ચાલે છે તેટલા પેદરો ઘરમાં બતી વગેરે સળગાવી પોતાનુ મામુલી કામકાજ બજાવી ઘરે જવાની રજા લેવા આવ્યો

"ઉભો રહે બેટા, આજે આપણો તેહવાર છે જરા તારૂ નાકબી ભીંજવતો જા!" અને તેણે ઇસારતથી પેલા મી૦ ફરનાનડીસને પેદરોને થોડો દારૂ આપવાની ખાહેશ દેખાડી જે ઉપર તેણે મનમા ભારે ખુશી થઇ ઝટ અમલ કીધો

પેદરો 'પેગ' ચઢાવી ખખાર મારતો ખુશ દીલે ચાલતો થયો

"જરા બીજો લેની, દોસ્ત?" ફરનાનડીસે ફરીથી તેની આગળ ટબલર મેલી તેમા બ્રેન્ડી નામતા કહયુ તુ તો પીને જેરવી જાણેછ, તો પછી ડરવાનુ શુ છે? દુનીયામા શુ લઇ જવુ છે? ખાધુ-પીધુજ આપણી સાથે આવશે-કઇ બાયડી-છોકરાં આવવાનાં છે? પણ હા— આપણે તારી બાયડીના વાત કરતા હતા તેતો જગેજ રહી ગઇ દોસ્ત? હુ એમ પુછુછ કે તારી બઇરી આરાબેલા—

છટ છટ, મારી બઇરીનુ નામ આરાબેલા છે એમ તુને કોણે કહયુ?—તેનુ નામતો 'એનજેલીન' છે!

"એનજેલીના! વાહ! કેવુ મધુર ને મોહક નામ છે! ખચીત હુ કમનસીબ છુ કે તારી જોડે ચાર ચાર મહીના થયાં મને દોસ્તી પડીછ, પણ એ ભલી બાઇને જોવા હુ ભાગ્યશાળી થયો નથી

"મુઇ તે રાડ નાપાક! તેનુ મારી આગળ નામ ના લે! આજે દશ દશ અગીયાર અગીયાર વરસ થયા તે દદા કયા ભટકેછ તેનો પતોજ નથી એને મારી ને એની એકપુરી દીકરીની કદર હોય તો એમ કરે? અમારા ગોવાની સેકડો ફરગણો મુબઇ વગેરે મોટા શેહેરોમા ઇગ્રેજ તેમજ પારસી લોકોને ત્યા નોકરી કરેછ, પણ વરસ બે વરસેબી પાછી ગામ ઘેરે આવી મહીનો બે મહીના પોતાના સગા-વહાલાઓને મળી જાએછ, પણ એ રાડ નાપાકને છેલ્લા દશ બાર વરસથી જોઇછ કોણે? પેહેલા એ એમ કરતી નહીં હતી હમણા હમણાજ——"

"તે બધુ ખરૂ, પણ તેણી કયા છે તે બાબે તે કઇ તલાશ કીધી હશેની?"

"એ રાડ મારી કયા આગ—દાજ જાણનારી છે કે હુ તેની કનવાર કરૂ? મને તેની પરવાહ નથી પહેલા કેવી મારે માટે પોતાના પગારમાથી દર મહીને પદર પદર રૂપીયા મોકલતી હતી, પણ એક દાહેકો થયો કોણ જાણે શુ ભુતરડી ભરાઇછ તે કયા મરેછ-જીવેછ તેનુ નામ નસલબી હુ જાણતો નથી!"

"એમ કાંઇ હોય? કઇ કાગજ પત્તર તો આવતા હશે

કે તેખી નહી ?" પેલા હાવકા પુરૂશે હળવે હળવે તે દારૂડીયા પાસેથી ભેદ કઢાવવા માડયો

"કાગળ કયાનાં ને પત્તર કયાનાં ? ઉલટી એની કોઇ બાઇનાં તો એને નામના કેટલાક કાગળ આવેછ. મે એકાદ અરધું એક પારસી છોકરા પાસે વચાવી જોયુ હતુ પણ તે પછીના તો એમને એમ ડજનબંધ અકબધ કાગળો મારા ઓરડાના ગોખલામા નાખી મેલેલા છે. મને તેની ભલ પરવાહ છે!"

પેલો મોટી મુછવાળો અહીં ચમકયો ! તેને જે ચીજ કઢાવવી હતી તે એજ હતી આજે અનતોનને "ભારોભાર" કરી તે જે ભેદ જાણવા ઇચ્છતો હતો તે એજ હતો. એમ છતા, તેણે ચીબો થઇને પુછ્યુ.

"દોસ્ત અનતોન, તારી એનજેલીન તારી જાણ મુજબ કયાં નોકરી કરતી હતી ? મુબઇ શેહેરમા તો નહીજ હોય!"

"અરે મુબઇમાજ ! અને તેખી એક લક્ષાપતી પારસી ગેહીયાને ત્યાંજ !" અનતોન ઉશ્કેરાઇને બોલ્યો

"તે શેઠનુ નામ શુ હતુ તે તને યાદ છે ?"

"હા કાંઇ ફરદમજી—ફરદમજી એવુ હતુ સાંભળવા મુજબ તે બાપડાનુ અચણુચ રાતમાં ને રાતમા મરણ નીપજ્યુ ને તે વીશે એનજેલીનની બાઇપર બધાને શક જવાથી મારી પથરી ત્યાંથી ન્હાશી ગઇ!"

"ત્યાંથી ન્હાશી ગઇ !"

"તે પોતે ન્હાશી ગઇ કે તેણીને કોઇએ નદસાડી મુકી ?"

"તે હુ કેમ કહી શકુ ભાઇ? હુ તો અહીં છુ."

"શુ તેણી હીંમતની કાચી છે?"

"હા બીચકારી તો ખરીજ તો! પણ વળી છેકજ નરમ મટોડીનાબી નથી હો?" ધણીજીએ ધણીઆણી વીશે વગર માંગવે સરટીફીકેટ માંગી

"એના શેઠનુ અચબુચ મરણ નીપજ્યુ તે બોલે તેની બાઇપર બીજાઓને વ્હેમ ગયો અને તેથી એનજેલીન ન્હાશી ગઇ એ બધુ એનજેલીનની ગેરહાજરીમાં કેમ જાણ્યુ?"

"મને અહીંની બીજી આયાઓ જે મુબઇ નોકરીએ ગઇ હતી તેઓથી ખબર પડ્યુ."

"ત્યારે એમ કા ન હોય કે તારી બઇરીએ પોતાની બાઇ સાથ મળી જઇ શેઠ થતાનુ કાટલુ કાઢી નાખ્યુ હોય અને તેથી પકડાઇ જવાની ધાસ્તીથી તેણી ત્યાથી નાસી જઇ અહીં ગામ આવવાને બદલે શેહેરે શેહેરે નાસતી ફરતી હોય?"

તે દારૂડીયો ભમે એવો હતો પણ ઉપલો સવાલ તેને રૂચ્યો નહી "નહી નહી, તે દદદા લુચ્છી છે, કલાટ છે, પણ કોઇના જીવ લે એવી નથી."

"અરે જીવ નહી લે, કબુલ કીધુ, પણ જીવ લેવામા મદદ કરે એવી તો છેની!" પેલા પારકા પુરૂશે તેને વહેમ નહી જાય તેમ હસતે ચેહેરે પુછ્યુ. તારા મનમા કાઇ બુરૂ ના લાવતો દોસ્ત, મે તો તારી અશરાફ બાયડીને નજરે જોઇબી નથી, પણ સેહેજ વાત નીકળી ત્યારે રમુજમાં પુછુ છ કે હજાર બે હજારની કોથળી હાથમા સેરવી દીધી હોય તો તારી એનજેલીન તે જતી મેલે કે?"

"ના, એવો આઇતો દસ્લો જતો મેલે એટલી હદ સુધી તો મુરખી કે અભણ નથી યાર, પઇસા કોણને નહી ગમે ? મારી કને પઇસા હોય તો હુ આજની માફક વરસના ત્રણસે પાંસઠ દહાડા એકસા ન મર વનની બાટલીઓ ઉડાવી કેવો ચમન મારૂ ? લાવ દોસ્ત, જરા ફરીથી નામ–હવે એકજવાર એટલો ગળામાં નાંખી આપણે ઘરમા, જઇ જમીને સુઇ જઇયે આજે જરા મેનકને 'ઓવર ડોઝ' થઇ ગયો છે !"

"ઓહ ! તેની શી ફીકર છે ? હુ અહીં તારી સેવામાં કેવો હાજર છુ ? તે એ બાબે જરાએ ચીંતા કરવી નહી" પેલો મોટી મુછવાળો મનમાં હરખાઇને ઉપરથી સફાઇદાર જવાબ આપતાં બોલ્યો તેને એટલુ જ જોઇતુ હતુ. એનતોનને દારૂની બે સુધીમા નાખવાને તે તલપાપડ બની રહયો હતો.

"પણ–પણ–તુ–તુ–તુ કેમ લેતો નથી–ફ્ર–ફ્રર–ફ્રર–ફ્રરનાનડીસ ?" પેલો દારૂડીયો હવે દારૂની ખુવારીમાં અચકી અચકીને બોલવા લાગ્યો.

"ઓ નહીરે દોસ્ત હુબી લેઉંછ–એવાં ભલાં કામમા ઢીલ કેવી ?" અનતોનને કાઇ શક નહી જાય એટલા માટે પોતાના ટમ્બલરમાં થોડોક નાંખી તે બોલ્યો, "ચાલ લે દોસ્ત એ આપણી દોસ્તીની સલામતી ! ખુદા આપણી ફ્રેન્ડસીપ જનમો જનમ સુધી કાયમ રાખે ! હુ દીવનો રહીશ છુ પણ ગોવા મને વધારે ગમેછ તેથી હુ હવે અહીંજ સ્થાઇક રહેવા ઇચ્છુછ તુને ગમશે કે દોસ્ત ?

"ઓહ ! ગ–ગ–ગમશે કે પુ–પુ–પુછેછ ? એમજ–એમજ–તુ અહીંજ રહેવાનો વીચાર રાખ–મ–મ–માઇ ફ્રેન્ડ !

આપણે અ-અ-અ-અઠવાડયામાં એવી મજાહ બે વાર કરતા રહીશુ."

"જરૂર-જરૂર-અને તેમી મારા પોતાને ખરચે. તુ બીચારો ગરીબ બેઠાબેકાર આદમી પઇસા કયાંથી લાવે પણ આજ ચાર માસથી તારી મારી દોસ્તી બંધાઇને અરસપરસ હીલ મેહુ છે તો તારે જેવા જીવેજાન દોસ્તને સારૂ મહીને દહાડે થોડા રૂપીઆ ખરચવામાં હુ એક પ્રકારની મોજ—"

પણ પેલો મોટી મુછવાળો તે "એક પ્રકારની મોજ" દરશાવવા જાય છે તેટલાં તે દારૂડીયાના પેટમાં દારૂ અને બીકના સોટા તળે ઉપર થઇ આવ્યા હજી તો તે ઠાવકો પુરૂષ "એક પ્રકારની મોજ" માને તેટલા પેલા નજીસ ફરમાએ જે બેઠકપર તે બેઠો હતો ત્યાંજ ભકાભક વોમીટ કરી દીધુ!

"હ હ, દોસ્ત અનતોન શુ છે? ચાલ ઉઠ, હુ ઘરમાં લઇ જઇ તારી ખાટલીપર નાખુ, ત્યાં મોહડાંપર પાણી છાંટી જરા જીવ ઠરે કે પછી આપણે જમવા બેશીયે"

"હા-હા-દોસ્ત-એમજ! જઅઅરાઆ મને તારો હાથ આપ જોઉ, ફર-ફર-ફરસીડીસ? હુ કઇ છ-ઠ-ઠ-ઠ-ઠાકટો નથી જો? એ તો જરા મારા પગમા ઘણો વાર બેસી રહેવાથી ઝઝણી ભ-ભ-ભરાઇ આવીછ. જરા મારો હાથ પકડતો, દોસ્ત!" અને એમ બોલી અનતોને પેલા કોઇ ફરનાનડીસનો હાથ પકડી ઉઠવાની કોશેશ કીધી, પણ બીજીજ પળે તેનો ટાંટીયો ફરી જવાથી તે જમીનપર પછડાઇ પડયો!

"ઓ મારા બાપ!" એટલુ બોલી તે મુડદાં ખીસાલ બેફામ બની ગયો. તેની અસારથ રથીની વચ્ચે ફરીથી તેને

વોમીટ થયું, જે દેખાવથી ભારે કમકમાટ પામી તે તે દારૂડીઆનાં બેઉ ટાંગીઆ પકડી ઘસડતો ફસડતો અંદર લઇ ગયો અને તેની ખાટલીપર પટકયો !

"બસ ! મને હવે એટલુંજ જોઇતુ હતુ " તે મન સાથ પટપટયો "હવે એ સવાર સુધી મુવો ઉઠતો ! આજના જેવો લાગ મને ફરી કદી મળવાનો નથી એણે આજે જે ભેદ અચણુચ ખુલ્લો કીધો છે તે મુજબ જો પેલાં કાગળીયા મારે હાથ આવે તો હુ જાણે ગંગા નાહયો ! આજ અગીયાર– અગીયાર વરસથી મે ઝેહમત ખેચવામાં ને શેહેરે શેહેર ભટકવામાં બાકી રાખી નથી, પણ આજ સુધી હુ કશા પાકા પુરાવા મેળવી શકયો નથી ખુદા હવે આજે મેહેરબાન થયા તો મારા દીલની વરસોની અરમાન પાર પડે "

આટલુ બોલી તે અનતોનના ઓરડામા ચાર પાચ ગોખલા હતા તે ગોતવા પડયો. એક ગોખલામા કોલનવોટરની ખાલી શીશીઓ ધુળ ખાતી પડી હતી બીજા ગોખલામા કેટલાક ન્હાના મોટા ફાટેલાં ચીથડા, મીણુબતીના ટુકડાઓ અને પતરાના ન્હાના દાબડાઓ મુકેલા હતા ત્રીજામા બાલના તેલની, કેરોસીન તેલની તથા બીજી ખાલી દારૂની બાટલીઓ પડેલી હતી ચોથા અને પાચમાં ગોખલામા પણ ભાંગેલા નીપ્યા, ફાટેલી ટોપી, કાગળના ન્હાનાં દાબડા વગેરે ની ચેલુ હતુ પણ છઠો ગોખલો જે ઓરડાને છેક ખુણે લગાર અંધારામાં આવેલો હતો તે ગોખલામા માત્ર એક પતરાનો ભાગો તુટો દાબડો હતો અને તે દાબડામાં દોરાના કાટલા, પાટલુનના બટન, સોય, સુઇયા, એક નાની કરવતી તથા એવુંજ અગડમ બગડમ ખુરચનભરેલુ હતુ તે દાબડા સીવાય ને

બીજુ કાઇજ ન હતુ. હવે ઓરડામાં બીજો કોઇબી ગોખલો છઠા ગોખલામાં તપાસવાનો બાકી રહયો ન હતો, જેથી પેલા કાગળોની શોધ કરનારનો ચેહેરો ફ્રગલાઇને ફીકો મારી ગયો!

"અરે પરમેશ્વર! મેહેનત બરબાદ ને ગુનાહ લાઝમ" તે એનુ નામ! હવે કેમ કરૂ? એ કમબખ્તી દારૂની ઝુમમ તો વગર પુછવે બકી મુવોછ કે "એની કોઇ બાઇના ડજન બધ કાગલો મારા ઓરડાના ગોખલામાં હકબધ નાખી મેલેલાં છે" તે કયાં છે? આ ઓરડાના દરેક ગોખલા હુ ગોતી વળ્યો પણુ સબર ફરી એક વાર પાછા બધા ગોખલા તપાસવામા કાંઇ ગયુ નહી હવે તો અકેક ગોખલામાંનો તમામ કચરો કુટો જમીનપર નાખતો જાઉ કે જે હશે તે જણાઇ આવશે

તે મોટી મુછોવાળો મરદ ફરીથી તે કામપર ઉલટથી મડયો "અહીં હમણાં કોઇ આવવાનુ નથી માટે દોડાદોડીની જરૂર શી છે? જરા ઠંડે કલેજે તપાસુ—એ દારૂડીઓ છાંટા-પાણીના બહારમા હોવા છતાં ખોટુ બોલે નહી "એ કાગળો હોય તો આ ઓરડાના ૬ ગોખલામાજ હોય" એમ બબડતો તે પાછો ગોતવા લાગ્યો ૫ ગોખલા ચીપી ચીપીને જોઇ વળી તે હવે કાંઇક નારાજ ને નીરાસ થયેલે દીલે પાછો પેલાજ ૬ ઠા અધારા ખુણાંમા આવેલા ગોખલા તરફ ગયો અને પેલો પતરાંનો બોક્ષ બાહર કહાડી જોય છે તો તે બોક્ષની નીચે સાદડીનો એક ફાટો તુટો કડકો તે ગોખમા બીછાવેલો હતો. અને તે ઉચકતાં તેની તળીયેથી એક ખુલ્લુ અને ૧૦ ૧૨ અકબધ કાગળો "આયા એનજેલીન અનતોન"ને સર નામેના મળી આવ્યાં!

"ફતેહ! ફતેહ! આજે ૧૦–૧૧ વરસે મારો દહાડો ફરયો!" ચેલો મોટી મુછવાળો હરખથી ઘેલો થઇ ગયો હોય તેમ તે કાગળોને ઝટ પોતાના અંદરના ખીસામાં સેરવી દઇ તરત ઓરડાની બાહેર આવ્યો અને પોતાનો પોર્ટફોલ્યો લઇ તે દારૂડીયાને ત્યાંજ ખાટલીપર એક મુડદાં સમાન પડવા દઇ ત્યાંથી ઝડપુ પગલે નીકળી ગયો!

વાંચનાર! તે કોઇજ નહી પણ આપણો બાહોશ ડીટેક-ટીવ મોરારીરાવ હતો!



## પ્રકરણ ૪૫ મું.

### મેલ ટરેનની મુસાફરી—એક મુસાફરનું ચમકી ઉઠવું

(દોહરા)

દુન્યા છે બહુ આકળી, ન્યારી કુદરત નેમ,
જ્યાં તક પાપ ભરાય નહી, ત્યાં તક ફુટે કેમ?
ભલે બદી કરનાર જન, બદી કરી મલકાય,
ફટકો પડતાં કુદરતી, હોશ–કોશ સૌ જાય!
જય છે આખર સત્યની, રાખ સત્યની ખત,
જુલમગારનાં જુલમનો, અંતે આવે અંત

સીમલાથી કલકતા જતો મેલ દીલ્હીનું સ્ટેશન છોડી ગાઝીયાબાદ તરફ "ફુલ સ્પીડ"માં ધસારાબંધ ધસયો જતો હતો, રાતે એક વાગ્યાનો વખત હોવાથી તે મેલ ટ્રેનના

પેસીનજરોનો મોટો ભાગ પોતપોતાના ડબ્બાઓમા નીંદ્રાવશ થયલો હતો તે ટ્રેનના એક ઇનટરમીડીયેટ કલાસમા પાંચ સાત છુટા છવાયા પેસેનજરો બેઠેલા હતા. બાહેર ખુશનુમાં ચદની પડતી હોવાથી તે મુસાફરી ઘણી મોહક થઇ પડી હતી. ઇનટરમીડીયેટમા આજે ભીડ જેવુ કશુ ન હતુ કોઇ પેસેનજર વાચતો, કોઇ કંઇ ગાયન લલકારતો, તો કોઇ ઝુકતો બેઠો હતો તે મુસાફરો એકમેકથી તમામ અજાણ્યા હતા અને કમ્પારટમેટ કુશાદે હોવાથી જ્યા મરજી પડે ત્યા છુટા છવાયા ફરાગાતથી બેઠા બેઠા પોત પોતાના વીચારોમા મસ્ત હતા

હવે ગાઝીયાબાદ જકશન છોડી મેલ અલીઘર તરફ પુર જોસથી ધસ્યો જતો હતો. પેલા ઇટરમીડીયેટમા જે પાચ સાત પેસીનજરો હતા તેઓમાનો એકજ પેસીનજર મેલ ટ્રેને અબાલા કેનટોનમેન્ટ છોડયુ ત્યારથી બેઅખત્યાર ઉઘતો હતો તે એક અઘોર વયનો આદમી હતો પવનને વેગે દોડતી આ મેલ ટ્રેનનો ગોઘાટ તેની નીંદ્રામા કશી ખલલ કરતો નહી હોય તેમ તે ઠડે કલેજે ઘોરતો હતો બીછાનુ બીછાવી, માથુ મોહડુ ઢાંકી એક ગરમ ધાબળી ઓઢી તે સુઇ ગયો હતો તેની જોડે માત્ર એક ન્હાની ટ્રક હતી, જેને "સીરાના" (તકીયા) તરીકે તેણે ઉપ્યોગમા લીધી હતી તે ચતોપાટ પડેલો હતો. તે કોણ હતો, કયાંથી આવ્યો હતો, કયા જતો હતો અને કયા સ્ટેશને ઉતરનાર હતો તે પણ કોઇ જાણતુ ન હતુ તેની સામેની સાઇડે એક જવાન અને દેખાવલી મુસલમીન બાઇ પોતાના દીકરા જોડે ધીમે ધીમે કાંઇ વાત કરતી હતી. પેલા ઉઘાયલા આદમી જોડે તે બાઇને

કશી નીસબત ન હતી તેણી અને તેણીનો બેટો એ કોઇ ત્રાહીત મુસાફરો હતાં, જ્યારે પેલો ઉંઘણશી મુસાફર કોણ જાતનો હતો તેની વટીક કોઇને ખબર ન હતી!

પેલી જવાન રૂપાળી સ્ત્રી પોતાના બેટા જોડે જે વાત કરતી હતી, તે અલબતા, તેઓ મુસલમીન હોવાથી, હીંદુસ્તાની ભાષામાં થતી હતી, પણ વાચનારની સગવડને માટે તે ગુજરાતીમાં ઉતારી લઇશુ

"અમ્મા, કેટલાક માણસોને ચાલતી ત્રેને ધુમ ઉંઘવાની આદત હોય છે, પણ મને તેથી ઉલટોજ અનુભવ છે" પેલો છોકરો પોતાની માને કહેવા લાગ્યો તે વીસેક વરસનો ઉમરનો એક ગબરૂ જવાન હતો "રેલ ગાડી ચાલતી હોય ત્યારે મારી ઉંઘ તો સામી જતી રહે છે!"

"હા બેટા!" પેલી દેખાવલી જવાન ઓરત બોલી, "એ તો જેવી જેની આદત કેટલાક માણસો ગમે એવી ગરબડ છતાં કરારને જીવે ઉંઘાઇ શકે છે, જ્યારે કેટલાકોને તદન શાન્ત હોય નહી ત્યાં સુધી ઉંઘ આવતી નથી"

"દુર જવાની જરૂર નથી, અમ્મા જાન, આપણે અંબાલેથી બેઠાં ત્યારથી હુ જોઉ છુ કે આ સામેની સીટ ઉપરનો આદમી મરે મરએમ દમ બાંધીને ઉંઘ કહાડે છે બાપડો કલાકોથી ઉંઘી રહયો છે! આપણી ગાડીના આટલા ગોધાટ છતાં તથા સ્ટેશનો ઉપર પેસીનજરની ગરબડ છતાં આ મારો વ્હાલો જરાએ જાગતો નથી! કેવુ અજબ જેવુ!" અને તે એમ બોલી ખડખડ હસી પડયો

"બેટા, જરા આસ્તે બોલ! તારા સખુન સામા ધણીનુ

દીલ દુખાવે એવા છે" પેલી જવાન માતાએ જવાબ આપ્યો "તારે એમ બોલવુ ન જોઇયે સઉ કોઇ પોતાની મરજીના મુખત્યાર છે એ મુસાફર જાગતો હશે તો એના મનમા ઓછુ આવશે"

"હુ માત્ર ભોળાઇમા બોલ્યો છુ વ્હાલી માદર! અને તો પણ હુ તમારા સુખનને માન આપુ છુ"

અહીં બે–પાંચ મીનીટ તેઓ વચ્ચે ચુપકીદી ફેલાઇ મેલ અલીઘર છોડી ફરી એકવાર ઝેરી સરપના જેવા ફુફાડા મારતો હાથરસ જકસન તરફ ધસ્યો જતો હતો

"અમ્માજાન!" પેલો તાબેદાર બેટો ૨–૫ મીનીટની ચુપકીદી પછી અચબુચ યાદ આવવાથી બોલી ઉઠ્યો "તમે માનશો? પેલી આયા એનજેલીનનો દેખાવ હજી મારી નજર માથી ખીસતો નથી!"

"એનજેલીન!–આયા એનજેલીન!" હજી તો પેલો જવાન મુસલમીન છોકરો ઉપલો વાકય બોલી પોતાની મા જોડે વાતો કરે છે તેટલા જાણે એકાએક કાંઇ ચમક વા થઇ આવ્યો હોય તેમ પેલો ઉંઘમા પડેલો આસામી એકદમ ગભડીને પોતાની બેઠકપર મન સાથ ઉપલા શબ્દો બબડતો ઉઠી બેઠો, પણ બીજીજ પળે પોતાથી કાંઇ કાચુ કપાયલુ ઝટ સમજી જઇ તરત ફોર વાળીને પાછો સુઇ ગયો તે બને મા–દીકરાની તે ઉપર નજર પડી, પણ તે દેખાવમા તેમને કાંઇ અસાધારણ લાગ્યુ નહી કદાચ માકડ ચાચડના ચટકાથી ચમકી ઉઠી તે પાછો સુઇ ગયો હશે એવી માન્યતા વચ્ચે તેઓ પોતાની વાતચીતમાં આગળ વધ્યા

"કોણુ જો, પેલી આયા એનજેલીનનો દેખાવ ?" પેલી જવાન માવતર પોતાના બેટા સાથ બોલતી સભળાઇ 'કા બેટા ! એ યાદ તને હમણા કયાંથી પડી ?'

"હુ તે દેખાવ ભુલ્યો નથી, માદર ? એ ફ્રરગણુ મને તો કોઇ ભેદ ભરેલી લાગે છે" બેટાએ જવાબ દીધો. "શુ તમે એમ ધારો છો કે એનુ મગજ સાબુત છે ?"

"સાબુત નથી તો શુ ગયેલુ છે ?"

"સદનતર ગયલુ લાગતુ નથી, પણુ કોઇ કોઇ વાર એ કેવી વાહીયાત બકબકો કરતી હતી ? પેલુ નામ શુ ? એના શેઠનુ નામ શુ જો ?—હાં હાં—ફ્રરીદુનજી શેઠ—ફ્રરીદુન તાલેવંત !"

એક બીજો ચમકવા અને પેલો ઓઢી પોઢીને પડેલો ઉઘણુશી પોતાની પથારીમા પાછો તડો થઇ બેઠો ! તે એકાદ બે અવાચી બાઇ, આખપર હાથ ફેરવી, બાહેરની ચદની જોતો હોય તેમ બારીની બાહેર જોવા લાગ્યો વગર શકે તે કોઇ ભેદી પુરૂશ હતો તે મા બેટા વચ્ચે ચાલતી વાતપર તેના કાન ગોયા ચીટકી બેઠા હતા ત્રેનની બાહેર જોવાના તો તેના માત્ર ખાલી ઢોગ હતા !

તે મા બેટાએ જોઇ લીધુ કે તે તેમનીજ જાતનો કોઇ અઘોર પુરૂષ હતો તેનુ અકેક કરતાં બબ્બે વારનુ ચમકી ઉઠવુ તેઓ 'મારક' કરી શકયા ન હતા ઓરમી તે ઉતારૂ પોતાની જાતવાળો છે એમ જોઇ તે જવાન બાઇને હીંમત આવી હતી

"હા, એ ફ્રરીદુન તાલેવંત આયા એનજેલીનનો શેઠ

હતો અને દરરોજ રાતે એ શેઠનો ભુત જોઇ તેણી ચીસ પાડીને ડરી ઉઠતી હતી એમ એકવાર તેણી મારી પાસ બોલી હતી !"

હવે પેલા અઘોર ગ્રહસ્થની ધીરજ રહી નહી તે જે અત્યાર સુધી બેદરકાર રૂપે બાહેરની ચદની જોયા કરતો હતો તે એકદમ અદર ફરી બેઠો અને ધીમેથી પુછ્યુ "બાનુ, મને પુછવાની રજા છે કે તમો બે વચ્ચે આયા એનજેલીન નામે જે ફરગનની વાત ચાલે છે તે હાલ ક્યાં છે ?"

"અબાલામા !" પેની જવાન બાઇ કાઇ ખુનાસો કરે તે આગમચ પેલો બેટો બોલી ઉઠયો "અબાલામાં ?" પેલો પુછનાર પોતાની જગાપરથી ઉઠી ઉભો થઇ તેજ શબ્દ પાછો ભારે ચકીત થઇ રીપીટ કરતા બોલ્યો "કેમ સાહેબ એ નામ સાથે તમોને શો સબધ છે કે આમ પરપુછ કરો છો ?"

"મને ઘણો મોટો સબધ છે, મારા જવાન દોસ્ત ?" પેલા અઘોર આદમીએ મીઠાસથી ઝટ જવાબ દીધો અલ્લાહ શાહેદ છે કે એ ઓરતને ઢુડતા ઢુડતાં એક દાહડો થયો મે દાતમા ખાસડુ પકડયુ છે !"

"કોણને ઢુડતાં, જનાબ ?" પેલી જવાન બાઇએ સવાલ કીધો

"તમારી આયા એનજેલીનને"

"તમે શા ઉપરથી કહી શકો છો કે અમે જે ફરગણની વાત કરીયે છીયે તેજ ઓરતને તમે વરસોથી ઢુડો છો ?"

"આ જવાથ ગ્રહસ્થ હમણાંજ તેનાં શેઠનુ નામ

બોલ્યા છે તે ઉપરથી !" પેલા ઠાવકા ગ્રહસ્થે ઘણીજ ધીરજ અને લાયકીથી જવાબ આપ્યો.

"એ કોઇ ફરીદુનજી શેઠને તમે ઓળખો છો ?"

"હા બાઇ, કમનસીબે એ અતી પરમારથી અને ભલા ગ્રહસ્થ હાલ હઇયાત નથી–તેમનુ ખુન થયુ છે."

"ખુન !" તે બેઉ મા દીકરા પોતાની બેઠક પરથી ચમકી ઉઠી બોલ્યાં "એ ખુન કોણે કીધુ ?"

"એ ફરીદુનજી શેઠની મોહરદારે પણ તેમ કરવામા આ લુચ્છી આયા એનજેલીનની તે નાપાક સ્ત્રીને મોટી કુમક હતી"

"યા અલ્લાહ ! એ કેવો ભેદ ભરમ છે ! કેમ અમ્માજાન, થઇ તમારી ખાત્રી કે એ આયા વારવાર અરધી બેહોશીમા "ઓ મને કોઇ બચાવોરે !–ફરીદુન તાલેવતનો ભુત મને પકડવા આવ્યોછ !" એમ બોલતી ત્યારે હું કહેતો કે આ સ્ત્રીને હાથે કાઇ કરપીણુ કામ થયલુ હોવુ જોઇયે આટલા દીવસ તો આપણે અંધારામા હતા પણ આજે આ મીયા સાહેબથી બધો ખુલાસો થઇ ગયો. વારૂ મીયા સાહેબ, એ ફરીદુનજી શેઠની બીબીનુ નામ શુ ? જો તે નામ અમે જે નામ જાણીએ છીએ તેને મળતુ આવે તો અમે ખાત્રીથી માનીશુ કે તમે તેજ ઓરતને ઢુડો છો"

"કબુલ છે ફરદુનજી શેઠની બીબીનુ નામ 'મેરબાઇ' છે

"યા ખુદા ! ત્યારે તો આ વાત બરાબર મળતી આવે છે ઓ દસ્તગીર દાવર ! તારી કુદરતને કોણ પોહચે ? તે જવાન બાઇ બોલી ઉઠી. કેવુ અજબ જેવુ કે આ મુસાફરી

દરમ્યાન આ ભયકર ભેદથી વાકેફ થયા! બેટા, આપણે પણ મેહેરબાઇ નામજ સાભળ્યુ હતુ ”

“બાઇ તુ મારે કરતાં ન્હાની છે એટલે મારી બેટી મીસાલ છે” પેલા મીયા સાહેબ (મદે નવાજ?) હવે બરાબર તેણીની સામે બેમી બોલ્યા, “આપણે ચુસ્ત ઇસલામ છઇયે પાક અલ્લાહનુ આપણને ફરમાન છે કે એક મેકને મદદ કરવી અને અકસર કરીને બુરાઓને તેમને ફેજે પોહચાડવામા તો જરૂર તન–મનથી કુમક કરવી એવુ આપણા રસુલનુ ફરમાન છે, તો તે પાક નામના કસમ આપી કહુ છુ કે મને એ આયા એનજેલીનનો પાકો પતો મળે એવી બાતમી તમોએ આપવી યાદ રાખજો કે જે પારસી ભલો ગ્રહસ્થ કમોતે મારયો ગયો છે તેના રૂહનાં છુપા આશીરવાદ તમોને મલ્યા વગર રહેશે નહીં હવે કંઇ કહેવાની કાંઇ જરૂર છે?”

“જરાબી નહી હુ તમો ચાહશો તેવી બાતમી–જેટલી મને ખબર છે એટલી–આપીશ. એવા બદમાસો તેના ઘટતા ફેજે પુગવાજ જોઇયે” એમ બોલી તે જવાન બાઇએ આયા એનજેલીનને લગતુ જે કાઇ જાણતી હતી તે બધુ પેલા ગ્રહસ્થને કહી સભળાવ્યુ તે ઠાવકા પુરૂશે તે તમામ બાતમી તેજ ઘડીયે પોતાની નોટબુકમા નોધી લીધી

“ઓ ભલી બાઇ, હુ તમારો ને તમારા બેટાનો કીયા શબદોમા ઉપકાર માનુ?” વાચનારને હવે જણાવવાની ખાસ જરૂર નથી કે પેલો અઘોર પુરૂશ કોઇજ નહી પણ આપણો મોરારીરાવ ડીટેકટીવ હતો તે ભારે જુસ્સાથી બોલ્યો.” કા નહી બોલે? આજે એક દાહેડો થયો તેણે જે ભયભીત બીકુ

ઝઝૂમ્યુ હતુ, તેમા પોતાને નહી ધારેલી રીતે આ ચાલતી મુસાફરીમા અચબુચ ભેદ મળી ગયાથી આજે તેની ખુશીનો પાર ન હતો "ખુદાએ વરસોની ઉમેદ પાર પાડી છે કહો બાઇ, તમે ખાત્રીપુરનક છો કે હાલ તે નાપાક ફરગણુ અબાલામાજ છે"

"હાજી"

"કોણુને ત્યાં"

"હુ જ્યા નોકકરી હતી તેજ કુટુબને ત્યા"

"તે કુટુબ કોણુનુ છે?"

"તે એક ઇગ્રેજ કુટુબ છે ત્યાની કેનટોનમેન્ટમા મેજર મેલવીલ નામે એક લશકરી અમલદારને ત્યા અમે સાથેજ ચાકરી હતાં તે મારી આગમચની ત્યા આયા તરીકે રહેલી છે હુ છેલ્લા ૬ માસ તેજ કુટુબમાં નોકરી હતી, પણ મેમસાબ ઘણી કોકટ હોવાથી હુ રજા લઇને બીજી નોકરી તરફ જાઉ છુ"

'તમે હવે કયા જશો?"

"અલાહબાદ, ત્યાં એક ઇગ્રેજ કુટુબમા અમો મા-દીકરાને નોકરી મળી છે"

"તમે અબાલા ખાતે મારી જોડે આવી નહીં શકો બાઇ?"

"નહી, મને માફ કરો. આવતી કાલથી મારે મારી નોકરી પર હાજર થવુજ જોઇયે એમ છે. મે તમોને જે પતો આપ્યો છે ત્યા એ આયા એનજેલીન તમોને જરૂર મળશે"

"કાંઇ ફીકર નહી, તમારી મરજી નથી તો હુ દબાણુ કરતો નથી હુ મારે મારૂ ફોડી લઇશ" મને પુછવાની રજા છે બેટી કે તમારૂ નામ શુ છે?"

"મારૂ નામ સકીના."

'અને આ તમારા લાડકવાયાનુ નામ?'

'યુસુફખા'

"અલાહ પાક તમોને હમેશા સુખી રાખે! બાઇ, તમારો પોશાક ગરીબ છે–તમારી સ્થીતી ગરીબ જણાય છે, પણ મને લાગે છે કે તમો કોઇ ખાનદાની બાનુ છો એકવાર તમોએ કાંઇ સારી ચલતી અને જાહોજલાલી ભોગવેલી હોવી જોઇયે"

ડીટેકટીવ મોરારીરાવનો આ ઇસારો સાભળી તે બેઉ મા–દીકરાના ચેહેરા લાલ થઇ આવ્યા અને બીજીજ પળે પેલી બાઇની આખમાંથી મોતી મીસાલ આસુ ખરી પડયાં!

"મે તમારી લાગણી દુખાવી હોય તો માફી ઇચ્છુ છુ, બાઇ, મે તો માત્ર અટકળ કીધી છે"

"તમારી અટકળ ખોટી નથી, મીયા સાહેબ, પણ દુનીયામાં ચહડતી પડતી સઉની છે." સકીના કાંઇ ઉતર આપે તેટલાં યુસુફખા બોલ્યો "તે રહમાન પાક સઉનો રઝાક છે અમીરી ફકીરીનો અમને હમગમ નથી પણ દગા-બાજ દુનીયાની દગાખોર ચાલે અમારી ઉપરબી કાંઇ ઓછુ વીત્યુ નથી"

'પાક અલ્લાહ તમારો નીગેહબાન થાય! દુનીયા દુ:ખથી

ભરપુર છે, બેટા તે માલેક જેમ રાખે એમ રહેવુ ચાલો, હવે આ ના પસદ વાત આપણે બધ કરીએ.' ડીટેકટીવ બોલ્યો "હવે મારી એક અરજ છે"

"ફરમાવો, મીયાં સાહેબ!" યુસુફખા બોલ્યો

નકલી દાડીવાળા તે મીયા સાહેબે (!) તરત ત્રક ઉઘાડી તેમાંથી એક સબી કહાડી સકીનાના હાથમાં મેલી પુછ્યુ 'આ તસ્વીરમાં કોઇ ચેહેરો તમારો જાણીનો છે?'

યા અલ્લાહ! વચ્ચે બેઠેલી ફરગણુ આયા એનજેલીન પોતે છે!" સકીનાથી ઝટ બોલાઇ પડયુ

"ખચીત, એજ આયા એનજેલીન છે!" યુસુફખા ત્રેનની લાઇટ આગળ તે તસ્વીર ઉચી પકડી તેણીનો ચેહેરો ઓલખી ઝટ બોલી પડયો

"બસ! મને એટલુજ જોઇતુ હતુ" મોરારીરાવે કહયુ "હુ ખરો કે આવતી કાલે આ દલદર દદાનાં મુસકા તાટ કર બેટા, હવેનુ સ્ટેશન કીયુ આવશે?"

"હાથરસ સીટી આપણે છોડી આવ્યા છીયે–હવે 'ટુડલા સટેશન આવશે"

"બહુ સારૂ" અને એમ બોલી તે ચટપટીયો પુરૂપ પોતાનુ બીછાનુ બાધવા લાગ્યો. આવતા સ્ટેશને ઉતરી પડનાર હોય તે રીતે તેને તઇયારી કરતો જોઇ યુસુફે પુછ્યુ

"શુ તમે ટુડલામાં ઉતરો છો?"

"હા, હુ કહાનપોર જવાનો હતો, પણ અલ્લાહ પાકની મેહેરથી મારૂ કામ અરધે રસ્તે થઇ ગયુ તો હવે ત્યાં જવાની

જરૂર શી છે? હવે તો ટુંડલા ઉતરી ત્યાંથી મળતી કોઇબી પહેલી ત્રેનમાં અબાલા જઇશ અને ત્યા મારૂ ચાહયું કરીશ. હઝાર હઝાર શુકર છે તે કરીમે કારસાંઝના કે તમે જેવા ભલા માં-દીકરા જોડે આજે મારો મેલાપ થયો. એમાંબી કુદરતનોજ કાઇ હાથ હશે, હવે મને કહેશો બાઇ, કે તમે કયા સીધારો છો?"

"અમે અલાહબાદ જઇએ છીએ"

કોણને ત્યા?"

"બરટન બેરીસ્ટર સાબને ત્યા!"

"કદાચ મને તમારી મદદની ભવીશમા જરૂર પડે તો આપશો કે?"

"મોટી ખુશીથી"

"ઉપકાર થયો, ખુદા ચાહશે તો તેવી જરૂર પડે એમ તો નથી પણ તેમ હશે તો હુ તમને તાર કરીશ"

અહીં તેણે તેમનુ નામ-ઠામ પોતાની નોંધપોથીમા નોધી લીધુ

"આ એક ખુન કેસ પકડાવા જોડે એક હકદાર બેટીનો હક લુટી લુચ્છાઇથી લખાવી લીધેલા એક ખોટા વશીયતનુ ખોટારૂ ઉઘાડુ પાડવાનો પણ લાભ મળશે" પેલા નોધ લેનારે ખુલાસો કીધો

"ખોટુ વશીઅત? બેટા-યુસુફ?" અને અહીં પેલી બાઇ "ખોટુ વશીયત" આ સખુન સાંભળી ચમકી પડવા જોડે તુરત તેણીએ પોતાના બેટા તરફ જોયુ "ત્યારે તો આપણાજ જેવો આ કોઇ બીચારી નીરદોશનો હાલ છે!"

"હા, અમ્મા એમજ લાગે છે"

"શુ શુ? તમે શુ બોલ્યાં, બાઇ? તમારો હાલ પણ એવોજ છે?"

"માફ કરો, મીયા સાહેબ, એ અમારી ખાનગી બાબદ છે અને તે હુ જાહેરમા લાવવા ઇચ્છતી નથી."

"જેમ મરજી, બાનુ, માફ કરજો-મે તો સેહેજ પુછ્યુ હતુ" ડીટેકટીવ મોરારીરાવે તેણીની નારાજીને તુરત માન આપ્યુ, તેણે તે બન્ને મા-બેટાને હવે ધારી ધારીને બારીકીથી જોવા માડયાં. તેણે થોડાજ વખતપર શક બતાવ્યો હતો કે તેઓએ અગાઉ સારો વખત જોયલો હોવો જોઇયે, તે શક આ ઉપરથી હવે મજબુત થયો તેણે તેમને ધારી ધારીને જોઇ લઇ ઝટ પોતાની નોધ પોથીમાં એક નોધ કરી લીધી કે "આયા એનજેલીનનો પતો આપનાર મોહમેદન બાનુનુ નામ સકીનાં અને તેના બેટાનુ નામ યુસુફ છે. તેમને ઓળખવાની નીશાની એ છે કે તેણીનાં અતી ખુબસુરત ચેહરાપર નાકની જમણી બાજુને બરાબર અધવચ્ચે એક મોટો કાળો મસો છે અને મીયાં યુસુફખાનાં ડાબા ગાલપર ખાસ્સી લીલી બદામ જેવડી ગુલાબી રગની એક કુદરતી લાછન છે."

આ નોધ પુરી થતાજ દુડલાનુ સ્ટેશન આવી પુગવાથી ન પટપટીયો ડીટેકટીવ તે મા-દીકરાનો ફરી ફરીથી આભાર માની ત્યા ઉતરી પડયો અને મેલ પાછો આગળ વધ્યો

વગર શકે તે એક મોજેજો બન્યો હતો

*   *   *

ડીટેકટીવ મોરારીરાવ ટુંડલાનાં સ્ટેશનપર ઉતરી પડયો ત્યારે પાછલી રાતે પાંચ વાગ્યાનો વખત હતો. અહીં તેને માત્ર ૧ કલાક ખોટી થવુ પડયુ આ એક કલાક તેને એક દીવસ જેવો લાંબો લાગ્યો જેમ તેમ તે વખત પસાર કરી તેણે અંબાલા જવાની ટીકીટ લીધી અને એક ફ્રાસ્ટ ત્રેનમા ચઢી બેઠો

પણ હજી તેની હાડમારીઓ પુરી થઇ ન હતી તે જે કલાસમાં બેઠો હતો તે તદન ખાલી હતો. તેમાં એકબી પેસીનજર હતો નહી, પણ ત્રેન ટુંડલા સ્ટેશન છોડી આગળ વધવા માંડયા બરાબર કોઇ દરદી માણુસનાં કરાંઝવાનો અવાજ સાંભળી તે આજુબાજુએ જોવા લાગ્યો

તેની નજર તે લાંબા કંપારટમેન્ટની અધવચ્ચે, બેસવાની બેઠકની નીચે, ચતાપાટ પડેલા એક ઘણા જઇફ મુસલમીન ઉપર પડી કે જે બાપડો મોતની અણીપર આવી રહયો હોય તેમ તેનાં ધોયલી ચાદર જેવા સફેદ ફીકકા હોઠ પરથી ઝટ જણાઇ આવતુ હતુ !

ડીટેકટીવ મોરારીરાવ જેવો હીંમતવાન આદમી પણ તે "દેખાવ" જોઇ એક પળ લગાર ડચકયો, પણ બીજીજ પળે તે, તે લાંબા કલાસની બેઠકો કુદાવતો તેની પાસે જઇ ઉભો. અફસોસ ! તે વખતે તે જઇફ આદમીના મોહડા ઉપર કયારનું ફીણુ આવી ચુકયુ હતું અને જે ઘડી જાય તેમા તેનો જાન કબજ થવાની તઇયારી હતી !

"શુ છે, બડે મીયાં, તમે કોણુ છો ?" મોરારીરાવે ડધાઇને પુછ્યુ "મ–મ–મારૂ નામ દ–દ–દ–દ–દાઉદખાની–ની–

નીઝામ હેદ્દરાબાદના અ-અ-અ-અમીર ખુશરોનો જુનો કારભારી" પેલો જઇફ મરદ એટલુ મુશ્કેલીથી બોલ્યો અને પોતાનો જમણો હાથ જે નીચે પડેલો હતો તે પોતાની છાતી તરફ લાવવાની કોશેશ કરવા માંડી, પણ તે બાપડો એટલો અશકત હતો કે તેનાથી તે થઇ સકયુ નહીં ડીટેકટીવ મોરારીરાવ તેનો હેતુ ચેતી ગયો. તેણે વાંકો વળી તે ધ્રુજતો ઠંડો હાથ પોતાના હાથમા લઇ ઉચકી આપ્યો તે હાથ તે બડે મીયાંની છાતીપર આવ્યા બરાબર પોતાના અંગરખાપર આંગળા ઠોકી કહયુ કે "ખોલો !" મોરારીરાવે તે અંગરખો ખોલી નાંખતા તેના છાતીપર એક રેશમી રૂમાલમા બાંધેલુ એક લાંબુ એનવેલોપ જણાયુ જે તે ઘરડાએ આપેલી ઇશારત મુજબ તેણે બાહેર કાઢયુ

"ઇસમે છોટા લીફાફા હય સો પઢો !" તે બુઢ્ઢાએ ભારે મુશકેલીથી જેમ તેમ કહયુ "અઉર બડા લીફાફા તુમારે કબજેમે લો ! મય મરતે બુઢેકી ઇતની વસીયત બજાલાનાં ! અને એમ બોલી તેજ પળે લોહીનુ એક ગળકચુ ઓકી હાથ પગ-પછાડી બડે મીયાં તો ત્યાંજ ઠંડાગાર થઇ ગયા !

"હે પરમેશવર ! આ શી આફત ? કમબખ્ત ઘરડો થયો ત્યાં તુલીક વરસો સુધી જીવ્યો ને મને જોતાં વાર પાંચ મીનીટમા મરવાનુ મન થઇ આવ્યુ !" તે ડીટેકટીવ એકલો બબડયો "ગમે તે હોય પણ આ મરતા માણુસે છેલ્લી ઘડીએ મારી ઉપર કાંઇ ફરજ મુકેલી જણાય છે એ ફરજ હુ અદા કરીશ પણ આ બુઢો મારી નજર સામે ઠંડો થઇ ગયો છે એમ કેહવા જતા એનો જીવ લેવાનુ મારાપરજ આળ આવ્યુ તો ? નારે ના, આ ધંધો બદાને પાલવે નહીં !

આવતા સ્ટેશનપર ગુપચુપ ઉતરીને બીજા ડબ્બામાં ઘુસી જવામાં લાભ છે"

આમ બરબડી પેલા બેઉ લીફાફા પોતાના અંદરના ખીસામા સેરવી દઇ મોરારીરાવ સ્ટેશન આવવાની રાહ જોવા લાગ્યો સારે નસીબે બીજી બે ત્રણ મીનીટમાં "ચમરોલા"નુ સ્ટેશન આવ્યુ, જ્યાં કોઇ ન જુએ તેમ ઝટ ઉતરી જઇ એનજીન તરફનાં એક દુરનાં ડબ્બામાં તે ઘુસી ગયો આ સ્ટેશનપરથી પેલા બેહેસ્તનશીન બુઢે મીયાંપર કોઇની નજર પડી નહીં અને એજ રીતે બીજા બે સ્ટેશન "જેલેસાર રોડ" અને "પુરા" ઉપરથી કોઇનુ ધ્યાન ખેચાયુ નહીં, પણ હાથરસ સીટીનુ મોટુ સ્ટેશન આવતાં એક પેસેનજર પેલા ડબ્બામા દાખલ થયો અને એક ચીસ પાડી તરત બાહેર આવ્યો !

તેણે ત્યાંના રેલ્વે સતાવાળાઓને ખબર આપવાથી તે બુઢેમીયાંની લાશને ત્યાંજ ઉતારી પાડવામાં આવી તે ડબ્બામા બીજો એકબી પાસીનજર નહીં હોવાથી ત્રેનને વધુ ખોટી કરવાની જરૂર જણાઇ નહી એ રીતે આપણો ઠાવકો ડીટેકટીવ મોરારીરાવ એક મોટી મુશ્કેલીમાંથી બાહોશીના પ્રતાપે બચી ગયો !

હાથરસ સીટીના સ્ટેશનપર પેલા જઇફ મુસલમીનની લાશને ઉતારી પાડવામા આવી, તે તેણે દુરથી ચુચી આંખ્યોએ જોયુ પણ જાણે કાંઇ જાણતોજ ન હોય તેમ સસ્સેકે તીન પાઉ કરવામાજ ડહાપણ વીચારયુ આખી ત્રેનમાં તે લાશ રીશે પેસીનજરોમાં ચરચા ચાલી. ખુદ મોરારીરાવ બીરાજ્યા હતા ને ડબ્બામાં પણ લોકો તે કમનસીબ બુઢો કેમ મરણ

પામ્યો હશે તેની દયા ખાતા હતાં, તેમાં આપણા આ પુના-વાસી શેઠીયાજી પણ ચીગા-મીગા થઇ આંખનાં ભવા ચઢાવી અજાયબી બતાવ્યા વીના રહયા નહી !

અંતે તે ત્રેન અબાલે પહોંચતાજ આપણો જાણભેદુ મીત્ર સ્ટેશનપર પોશાક બદલી લઇ પરભાડો એક હીંદુ વીશીમા ગયો અને ત્યાં આજનો દહાડો તથા રાત તોડી પાડવાનો વીચાર કરી તુરત વેળા તો પોતાને આપવામા આવેલી એક ખોલીને અદરથી સાકળ મારી ઉઘી ગયો અને બેચાર કલાક પેટ ભરીને ઉઘ કાઢયા પછી તે જમ્યો જમ્યા બાદ ફરીથી ઓરડી બધ કરી તેણે પેલા દસ્તાવેજો શુ છે તે તપાસવા માંડયા.

અહીં વગર કારણે લબાણુ કરવાની જરૂર નથી વાચનારને યાદ હશે કે આ વારતાનાં ૧૪ માં પ્રકરણમા અમીર ખુશરોનાં મરણનો દેખાવ અગાઉ આવી ગયેલો છે, કે જેમા તેના પેલા બદમાશ ભાઇ બેહેરામખાને મરવા સુતેલા મા જણ્યા ભાઇનો વીશ્વાસઘાત કરી ઠગાઇથી એક ખોટુ ન્હાનુ બનાવટી વીલ કરાવી લીધુ હતુ અને તે વીલની રૂહે તેણે પાછળથી તેની નીરદોશ બેગમ ઝોહરાને તથા એક પુરા ભત્રીજા ફીરોઝને દુનીયાની દયાપર હાંકી કાઢવાથી તેઓ અચણુચ પોતાના વતનથી ગુમ થર્યા હતાં વળી વાચનાર યાદ કરશે કે તે બનાવટી વીલની ૧૦ વરસ આગમચ અમીર ખુશરોએ બેટા ફીરોઝનો જન્મ થયો તે વેળા એક વીગતવાર વીલ કીધેલુ હતુ, જે પાછળથી જેમ બદમાશ બેહેરામખાનને તેમ ભલી ઝોહરા બેગમને પણ ખતીલી ખોળ છતા મળી શકયુ નહી હતુ તે ગુમ થયલુ વીલ આ મરનાર જઇફ

મુસલમીન દાઉદખાંના હસ્તકમાં હતું, દાઉદખાં ફીરોઝનો જન્મ થવાની આગમચ-બલકે અમીર ખુશરો પોતે એક નાહાન બાળક હતો ત્યારનો-તેમનાં કુટુબમા જવાન ઉમરથી નોકરી કરી ઘરડો થયો હતો પ્રથમ અમીર ખુશરોનાં પીતાનાં વખતમા તે સાધારણ નોકર હતો, પણ તે પછી અમીર ખુશરોના અમલમા તેણે તેનો ભારે ચાહ અને વીશ્વાસ ખેચી મેહેલના કારભારીની માન ભરેલી પદવી મેળવી હતી અમીર ખુસરો તેને એટલો ચાહતો હતો કે પોતાના દરેક ખાનગી ભેદોથી તેને વાકેફ રાખતો હતો ઉપલુ વીલ કીધા પછી એક દહાડે અમીર ખુશરોને ખ્યાલ થયો કે મારાં એક પુરાં બચ્ચાંના હકને માટે એ વીલ કોઇ સલામત હાથમા સચવાવુ જોઇયે, કારણ કે તેની તબીયત અસલથીજ નબળી હતી આ ખ્યાલ થતાંજ એક સોનાના ન્હાના ડબ્બામા તે વીલ મોહોરબધ મુકીને તેણે પોતાના વફાદાર કારભારી દાઉદખાનાં હવાલામા આપ્યુ હતુ જાણે પોતે ઝાઝુ જીવવાનો નહી હોય અને તેના મરણ પછી તેની બેગમ તથા બેટાને કાઇ મુસીબત ખમવી પડશે એવી આગમચથી આગાહી થઇ હોય તેમ તેણે આ સાહુચેતીનો ઉપાય લઇ રાખ્યો હતો પણ કુદરતને કાંઇ જુદુજ મંજુર હતુ જે વરસમા અમીર ખુશરો મરણ પામ્યો તે મરણની ૭ માસ આગમચ દાઉદખાં તેની રજાથી મકકે હજ કરવા ગયો. અહીં જતી વેળા તે પોતે જે સરસામાન લઇ ગયો તેમાં ભુલથી પેલો વશીયતનો દાબડો સોનાની અશરફીઓનો સમજી સાથે લઇ ગયો! વળી આ તરફ અમીર ખુશરોને તે વીલ દાઉદખાને સોંપ્યાની યાદ રહી નહી અને તે ઉપરથી ઉપલો ગોટાળો થવા પામ્યો હતો!

જ્યારે આકુ બનવાનુ હોય છે ત્યારે આડાજ સંજોગો આવી ઉભા થાય છે દાઉદખા મકકે હજ કરવા ગયો ખરો, પણ હજ કરીને પાછો ફરવા આગમચ તે ત્યાં અચણુચ આજારી થઇ ગયો અને લકવાની બીમારીથી વરસો સુધી પટકાઇ પડયો પોતા જોડે પુષ્કળ પઇસો લઇ ગયલો હોવાથી તે પરાયા પરદેશમા તેનાં બળથા તે ટકી શકયો. બાદ કશેક વરસ પછી મુબઇ આવતા તેને તેની જુવાનીનાં વખતનાં એક જુના દુશ્મન જોડે મુલાકાત થઇ, જે મુબઇનો રહીશ હતો તેણે પોતાના કોઇ આગલાં વેરને તાજુ કરી તેને ઠગાઇથી દીવાનશાળામા નખાવ્યો. અહીં ચાર પાચ વરસ પસાર કરી તે એક દહાડે તક જોઇને ન્હાસી ગયો તે હેદરાબાદ જવાને બદલે ગભરાટમાં ભુલથી સીમલા તરફ નીકળી ગયો આ વખ્તે તેણે પોતાની ભુલ જોઇ કે અશરફીઓના દાબડાને બદલે તે પેલાં વશીયતનો દાબડો લાવ્યો હતો તે થોડા દીવસ દીલ્લીમાં પાછો સીક પડયો તે દરમ્યાન તેને દખણુ હેદરાબાદનો કોઇ રહીશ મલ્યો જેનાથી તેણે અમીર ખુશરોના મરણુની અને તેની બેગમ ઝોહરા તથા બેટા ફીરોઝને બેહરાંમખાંને કહાડી મેલવાની ખબર મળી તે સાંભળતાજ તે વફાદાર નોકરના હોશ-ફરામોશ થઇ ગયા તેણે ઘણુ ઇચ્છયું કે તે તાકીદે હેદરાબાદ જઇ પહોચે પણ તેમ નહી બના શકવાથી તેણે પેલાજ ગ્રહસ્થ પાસે ઉપલી બનેલી હકીકત વીગતવાર લખાવી તે એક નાના એનવેલોપમાં બીડી પેલાં વીલ સાથે બાધી મેલી એવા હેતુથી કે તેની અતી જઇફ વય કદાચ મુસાફરીમાં તેને દગો દે તો, જેનાં હાથમાં તે કાગળીયા પેહેલ્લાં જાય તે ધણી તેની વશીયત બજાવે અને

એમ ઓહરાને ઢુંડી કાઢી પેશુ નીલ તેને સ્વાધીન કરે આ ખુલાસા ઉપરથી વાચનાર ખુલ્લુ સમજશે કે તે ફરજ બજાવવાનુ કુદરતે આપણા બાહોશ ડીટેકટીવ મોરારીરાવની સરજતમાં લખેલુ હતુ, કારણકે પેલા જઇફ આદમીએ પોતાનો જાન કબજ કરતી વેળા તે દસ્તાવેજો તેની સભાળમા સોપ્યા હતા

દાઉદખાની છાતીપર બાધેલા રૂમાલમાંથી મોરારીરાવને બે લીફાફા મળ્યા હતા એક મોટો લીફાફો હતો જે ઉપર અમીર ખુશરોએ પોતાના હાથદસ્કતે "અમીર ખુશરોનુ વશી હતનામુ" એમ લખેલુ હતુ. તે મોહોરબધ સીલ કરેલુ અકબધ પેકેટ હતુ. બીજા ન્હાના લીફાફામા તે વશીયત પોતાને કેમ સોપવામા આવ્યુ હતુ તે વીશે તથા પોતા જોડે ભુલથી મકકાની મુસાફરી કેમ કરી આવ્યુ હતુ તે બાબે સરવે ખુલાસો તેમા કરેલો હતો અને જે ધણીના હાથમા તે આવવા પામે તે ઉપર તેણે તે બાબે ફરજ નાખી હતી!

ઉપલો ખુલાસો વાચ્યાથી ડીટેકટીવ મોરારીરાવને સઘળી બીના ખુલ્લી સમજ પડી તે ઉરદુ ભાષા અચ્છી રીતે વાચી સકતો હતો. છુપી પોલીસના અમલદારોને તરેહવાર ભાગો ભજવવા પડે છે તો બે પાચ દેશી ભાષાઓ નહી જાણે એમ હોય ?—તે બધી કળામા પુરો ને પાહવરદો હતો.

"ઠીક ભાઇ, એક ખુનના ખુનીઓને શોધવા માટે અગીયાર-અગીયાર વરસથી મહ ચકકરમાં ફસેલો તો હતોજ, તેમા આ બીજી ફરજ નસીબમા આવી!" તે પેલા દસ્તાવેજો ઉચા કરતાં બબડયો "હાલ એ કામ થોડો વખત મુલતવી રાખવુ પડશે સઉથી પેહેલાં મારી લાડકડી આયા એનજે-

લીનની ખબર મારે લેવી છે. પણ આ દસ્તાવેજમા શુ લખ્યુ છે? એ ઝોહરાં બેગમને તેના બેટા ફીરોઝની જે નીશાની આ બુઢેમીયાંએ આપી છે તે પેલી આગલી ત્રેનમાં મને મળેલી સકીના ને તેનો બેટા તો નહી હોય! તેમના નાકપરથી મસો ને ગાલપર ગુલાબી લાંછન છે ઠીક છે એનજેલીનનુ આથણુ ભરયા પછી વાત!"

તે રાતની રાત વીસીમાં પડી રહયો, પણ બીજે દીને સહવારનાં પોહોરમા મેજર મેલવીલને બગલે જઇ આયા એનજેલીનની ખબર કાઢી એનજેલીન નામની કોઇ આયા તેને ત્યાં નોકરી નથી એવો તે મેજર સાહેબથી તેને જવાબ મળવાથી ઝટ એક ફોટોગ્રાફ બતાવી પુછયુ કે આ ગરૂપમાં બરાબર વચ્ચે બેઠેલી બાઇના આબેહુબ ચેહેરાને મળતી આવે એવી કોઇ બાઇ તેને ત્યા નોકરી છે કે નહી? ફોટો જોયા બરાબર મેજર મેલવીલે એક સુધ્ધા ઇગ્રેજ બચ્ચા તરીકે તુરત કબુલ કીધુ કે આ ચેહેરા-વાળી એક આયા મારે ત્યા "એનજેલીન" નહી પણ "આરમીન"ને નામે નોકરી છે મુબઇના પોલીસ કમીશનર તરફનુ તેણીને પકડવાનુ વારંટ જોતાજ તેણે કાયદાની વચ્ચે આવવાને સાફ ના પાડી અને એકદમ તેણીને પકડાવી આપી!

"શુ તારૂં નામ આયા આરમીન છે?"

"હા"

"નહી તુ જુઠડી ને લુતરી છે તુ આયા "આરમીન" નહી પણ આયા એનજેલીન અનતોન ગોઆનીસ છે તને પકડવાનુ આ વારંટ છે!"



## પ્રકરણ ૪૬ મું

### સરજતનો સજોગ–એક મોહબતવંતો મેલાપ.

ઘડીમાં રડાવે—ઘડીમાં હસાવે,
ઘડીમાં જીતાવે—ઘડીમાં ફસાવે,
તમારો ન ચાલી શકે કાંઇ ચારો!
નસીબો નથી કોઇને હાથ યારો!

(તારાપોરવાળા)

"ગુડ મોરનીંગ, મીસ પીયરસન! મારો બાબો ગઇ રાતે કેમ હતો?"

"સાહેબ, ઘણોજ સારી પેઠે હતો. આજ બે ત્રણ રાતથી હવે એ આરામથી પોહડે છે અને ખુદાની મેહેરથી એની તબીયત સુધરતી જાય છે."

"થેંક ગોડ! વારૂ, ડા૦ મોરલી આવ્યા હતા કે?"

"હા સાહેબ, તેવણ રોજનાં મામુલ મુજબ હમણાંજ અરધા કલાકની વાતપર આવી તબીયત તપાસી ગયાછ."

"ડાકટર શું કહેછ?"

"એવણ કહેછ કે બાબો હવે ધાસ્તીથી મુકત થયોછ એવણે હુકમ આપ્યોછ કે આજથી એને જરા જરા આપણા બગીચામા ખુલ્લી હવા ખાવા દરરોજ સાંજે લઇ જવો—હાલ તુરત બીજે કેથે બાહેર નીકળવું નહી"

"ઓલ રાઇટ, મીસ, જેમ ડાકટરે ફરમાવ્યું હોય તેમ

સુખેથી અમલ કરજો મને કહેવા દો, મીસ પીયરસન, કે મારૂ આ મા વીનાનુ વ્હાલું ગેટકુ આ માદગીમાંથી સાજુ થવા પામ્યુ હોય તો તે તમારી રાત દીવસની એક માતા કરતાં આલા જેહમત અને માવજતને આભારી છે એ નમાયાં બચ્ચાની જે કાળજીપુર્વક જતન તમે લીધીછ તે મે હેશાનમદ નજરે જોઇછ ખચીત, તમે એક "ગવરનેસ" તરીકે નહી પણ એક જણીતા માવતર મીસાલ તમારી ફરજ બજાવીછ તમારો એ ઉપકાર હુ કદી ફેડી શકવાનો નથી"

"નહીં સાહેબ, એમ ના બોલો! હુ તમારૂ નીમક ખાઉંછ તો તે નીમક પ્રમાણીકપણે હલાલ કરવાની મારી ફરજ છે એ કમનસીબ બાળકને હુ ઘણી ચાહુ છુ એની મરહુમ સગી માતાને જેવી માવજત મારેથી શી બનવાની હતી, પણ મારી કમતાકાત મુજબ મારેથી બની શકતી સભાળ લેવાને હુ બધાયલી છુ."

"તમે તમારી લાયકી દેખાડોછ, મીસ, પણ માણસના ગુણ અવગુણ કદી છુપા રહેતા નથી"

ઉપલી વાતચીત અલાહબાદની હાઇ કોર્ટના એડવોકેટ જનરલ આનરેબલ મી૰ જે પી બરટન, સી આઇ. ઇ, બેરીસ્ટર એટ લો, અને તેમને ત્યાની ગવરનેસ મીસ પીયરસન વચ્ચે ચાલતી હતી. આન૰ મી૰ બરટન અલાહબાદના "બાર"નો એક મશહુર અને બાહોશ બેરીસ્ટર હનો. તે લગભગ ૬૦ ની ભરતીએ પુગેલો હતો. કમનસીબે તેને બે ધણી આણી થઇ હતી, જે બેઉ મરણ પામી હતી. આગલી પેહેલ્લી ધણીઆણીને પેટે કશાં ફરજદો થયાં ન હતા, પણ બીજી

ધણીઆણી પોતા પાછળ ત્રણ બચ્ચાં મુકી ગઇ હતી છેલ્લા ૭ માસની વાતપર તેણી અચણુચ મરણ પામી હતી અને તેણીનાં મોતથી આનરેબલ મી૦ બરટનનાં ત્રણ ન્હાનાં બાળકો રખડી ગયાં હતા જે બાળકને ઉપર આપણે આજારી હોવાનુ સાભળ્યુ છે તે ત્રણ વરસની ઉમ્મરનુ એક નાનુ ભુલકુ હતુ. તે એક છોકરો હતો, જેને કરતા તેનાં બે વડા ભાઇ બેહેનોમા વડી છોકરી મેબલ ૭ વરસની અને વચલો બાબો આશરે ૪ વરસની ઉમરનો હતો તે આજારી બાળકનુ નામ આલબર્ટ હતુ. એ ત્રણે બચ્ચાંઓપર તે દુખી પીતાનો ભારે જીવ હતો તે બચ્ચાંઓની માતાની હઇયાતીમાજ મીસ પીયરસન નામની એક માયાળુ ગવરનેસને તેણે મોટા પગારે પોતાની નોકરીમાં રોકી હતી

મીસીસ બારટનના મરણથી આન૦ મી૦ બરટનનો ઘર સસાર ગોયા ભાંગીને ભુકો થઇ ગયો હતો પણ મીસ પીયરસનમાં તેને એક એવી ભલી ગવરનેસ મળી હતી કે તેણી તેની મરહુમ મોહોરદાર જેટલીજ તે બચ્ચાઓ તરફ માયાળુ અને મેહેરબાન જણાઇ હતી. મીસીસ બરટનની હઇયાતીમા તેણી માત્ર બચ્ચાઓની માવજત તથા શીક્ષણ ઉપર ધ્યાન આપતી હતી, પણ તેણીનાં મરણ પછી આનરેબલ મી૦ બરટનની ખાહેશ ઉપરથી ઘરબારની ઉપરી–કારભારણની ફરજ પણ તેણીને માથે આવી પડી હતી એક બેરીસ્ટર તરીકે મી૦ બરટનને ત્યા "ભરેસપતી" બેઠેલા હતા અને તે પોતાના ધધાની બોહળી રોકાણોમાં એટલો બધો રોકાયલો રહેતો હતો કે ઘરબારની સઘળી જજાળ તેણે પુર વીશ્વાસથી મીસ પીયરસનને માથે નાખી હતી આ વીશ્વાસને તે જવાન

ખુબસુરત ગવરનેસ ઉંચે પ્રચ સાચી નીવડી હતી તેણી દરેક નોકર નફરોપર બહુ માયાળુ રીતે સરદારી ભોગવતી હતી અને તેણીના કારોબારથી તે નોકર વરગ પણ બહુ સતોશી હતો

મીસ પીયરસન ઘણીજ નમાની, થોડુ બોલનારી, ડહા પણુવતી અને વીવેકવાળી હતી ઓ૦ મી૦ બરટન તેણીના કારોબારથી ખુશ હતો તે બહુ બારીકીથી જોતો હતો કે તેણી તરફ કોઇને પણ અણુગમો નહી હતો તેના બચ્ચાંઓ પણ પોતાની આ માનીતી ગવરનેસને ચહાતા શીખ્યા હતા અને એક સગી માવતર મીસાલ તેના હુકમને માન આપતા હતાં ખરૂ પુછો તો મરનાર મીસીસ બરટન જેની સગી માથી જે તાલીમ તેઓને મળી હતી તે કરતા આલા તાલીમ અને વીવેક તેઓ મીસ પીયરસનની સોબતથી શીખ્યા હતાં મી૦ બરટન મનમા ને મનમા તેની છુપી કદર બુજતો હતો

"સાહેબ, આપણી એક આયા નોકરી છોડી ગઇછ તેને બદલે મે એક બીજી આયા 'જાહેર ખબર' છપાવીને બોલાવી હતી તે ગઇ કાલથી આપણે ત્યાં આવી ચુકી છે. એને મે મારા હાથ નીચે રાખીછ અને તેનો એક છોકરો છે તેનેબા નાના બાબા આલબરટની નોકરીમા રાખી લીધોછ" મીસ પીયરસને પોતાના શેઠને કહયુ.

"ઠીક કીધુ, મીસ પીયરસન, મારા વરસસારનો તમામ કારોબાર મે તમારી મુનસફીપર પુર ઇતબારથી સોપેલો છે" ઓ૦ મી૦ બરટને જવાબ આપ્યો "માટે તમોને જે જે

ફેરફાર કરવો હોય તે તમે સુખેથી કરવા મારા બચ્ચાંઓના સુખને માટે ખરચનો સવાલ છેજ નહીં હજીબી બીજા વધુ ઓછાં માણસોની જરૂર હોય તો—"

"નહી સાહેબ, નોકર નફરો આપણે ત્યા પુરતા છે હુ ગેરવાજબી ખરચની હીમાયતી નથી, તેમજ તમો સાહેબનો દરજ્જો સચવાય તેટલી સખ્યાના માણુસો રાખવામા મે કસર કરેલી નથી"

"તમારો આ ખુલાસો સાભળી હુ ઘણો ખુશી છુ, મીસ, વારૂ બાબા આલબરટની એ નવી આયા કોણ છે અને કયાની છે?"

"સાહેબ, એ એક જવાન મેહોમેદન સ્ત્રી છે તેણીનુ નામ સકીના છે તેણી છેલ્લી અમાલા કેનટોનમેન્ટમા મેજર મેલવીલ નામના એક લશ્કરી અમલદારને ત્યા નોકરી હતી. એ ઘણી માયાળુ અને નમાની જણાય છે એનો છોકરો યુસુફ પણ તેની માના જેવા મળતા ખવાસનો છે બાબા આલબરટ જોડે તે એેજ દીવસમા હળી ગયો છે"

"ઓલ રાઇટ! તમારો રીપોરટ સાભળીને હુ ખુશી છુ" મી૦ બરટન બોલ્યા "આજકાલ તો એક મોટા મુકદમાએ મારૂ ધ્યાન રોકેલુ છે. હા, સારી યાદ પડી. મીસ પીયરસન આજે સાંજે મુંબઇથી એક પારસી બેરીસ્ટર અલાહબાદ આવનાર છે તે આપણેજ ત્યા આપણા 'ગેસ્ટ' (પરોણા) તરીકે ઉતરનાર છે, માટે તેને સારૂ એક ખાસ રૂમ તઇયાર કરાવજો જે ચરચા ઉપજાવનારો મોટો યુરોપીયન મરડર કેસ હાલ આપણા સહેરમાં ચરચાય છે, તે કેસમા મારી જોડે તેને

પણ રોકવામાં આવ્યો છે. તે એક જવાન નેટીવ બેરીસ્ટર છે, પણ તેની બાહોશી એક બાહોશ યુરોપીયન બેરીસ્ટરને ટક્કર મારે એવી છે મુંબઇના "બાર"માં તે એક પંકાયલો ધારાશાસ્ત્રી છે ચાલો સાહેબજી !"

* * *

વાચનારને યાદ હશે કે ડીટેકટીવ મોરારીરાવને જે મોહમેદન મા–બેટા ટ્રેનમાં મળ્યાં હતાં અને જેમની વાતચીત પરથી આયા એનજેલીનનો તેને પતો મળ્યો હતો, તે મા–દીકરા અલાહબાદમાં ઉપલે ઠેકાણે ઠર પડ્યાં હતાં, જે મીસ પીયરસને પોતાના શેઠને આપેલી ખબર ઉપરથી આપણે જાણી ચુક્યાં છીએ કુદરત એક ઇનસાનને તેની સરજતની રૂહે ક્યાંથી ક્યાં લઇ જાય છે તેનો આ નોંધ કરવાજોગ દાખલો છે આ સકીના તથા તેણીના બેટા યુસુફનું આ વારતામાં હજી કામ છે માટે વ્હાલા વાચનારે અલાહબાદ ખાતેની તેમની આ આમદ ધ્યાનમાં રાખવી

સકીના એક સદગુણી સ્ત્રી હતી મીસ પીયરસન જોડે તેણી એવી માયાથી ભેળાઇ ગઇ કે તે જવાન ખુબસુરત ગવરનેસ, નેટીવમાંથી એવા ખવાસની ઓરત હોય છે એમ જોઇ મનમાં અચરત થયા વીના રહી નહી.

તેજ સાંજે પેલો પારસી પરોણો ઓન૦ મી૦ બરટન બેરીસ્ટરને ત્યાં મુંબઇથી અલાહબાદ સુખરૂપે આવી પહોંચ્યો મી૦ બરટન સાંજે ફરવા ગયા હતા ત્યાંથીજ સ્ટેશન તરફ ફેરયું લઇ ને જવાન પારસી બેરીસ્ટરને પોતા જોડે લેતા આવ્યા

આ વખતે સાંજ પડી ચુકી હતી અને મી૦ બરટનના બંગલામાં ભભુકાદાર વીજળીક લાઇટ કયારની થઇ ચુકેલી હતી તે ભલા ઇગ્રેજ ગ્રહસ્થે પોતાના પારસી ગેસ્ટને પોતાને ત્યા હરખભેર આવકાર આપી દીવાનખાનામાં લઇ જઇ બેસાડયો અને કુદરતી રીતે તેમની વચ્ચે પેલા ચરચા ભરયા "મરડર કેસ"ની વાત નીકળી, આ વખતે મી૦ બરટન બેરીસ્ટરના બચ્ચાઓ તેમની ગવરનેસ તથા આયા સકીના અને નોકર યુસુફ જોડે મેહેલના બગીચામા (આજે ડાકટરે આપેલા હુકમ મુજબ) તે ખુશનુમા ગુલશનની તાજી હવા ઘોરતાં હતાં

"વેલ, ત્યારે 'સેશનસ' પરમ દીવસથી શરૂ થવાની છે કે ?" પેલા પારસી બેરીસ્ટરે પુછ્યુ

"હા"

"ઠીક છે–ત્યારે તો આવતીકાલનો દીવસ એ કેસની સ્ટડી કરવા માટે આપણુને મળી સકશે તમે શુ ધારોછ, મી૦ બરટન કેસ ઘણો ગુચવાડા ભરેલો છે કે ?"

"હા, એમ છે તો ખરૂ, પણ આપણે મુદા મજબુત લઇશુ તો આપણે ફતેહ પામી શુ એમ મને લાગે છે મે મારી સમજે થોડાક મુદા કાઢી મેલેલા છે, બાકીના તમે કાઢજો."

"ઓલ રાઇટ! ખુદા આપણુને એમાં ફતેહ બક્ષે!" અને અહીં તે જવાન પારસી બેરીસ્ટર કાઇ વધુ બોલવા જાય તેટલાં મી૦ બરટન બેરીસ્ટરનાં ન્હાના બાબા આલબરટને લઇ તેની ગવરનેસ મીસ પીયરસન તે ભભુકાદાર રોશનીવાળાં દીવાનખાનામાં અચણુચ દાખલ થઇ, આ વખ્તે મી૦ બરટન તેજ મુકદમાના કાગળીયા તપાસતો બેઠો હતો, જેથી તેનુ

ધ્યાન કાગળોમા હતુ, પણ પેલા પારસી બારીસ્ટરનુ લક્ષ તે દીવાનખાનાં તરફ આવતાં પગલાઓ તરફ ખેચાયુ

"પપા આજે બહુ કામમા છે—કોઇ ગેસ્ટ આવેલા છે માટે આપણે તેવણુને રાતે મળશુ તો નહી ચાલશે, બાબા?" પેલી જવાન ગવરનેસ તે ન્હાના ભુલકાંને એમ પુછતી–પુછતી દીવાનખાનામા દાખલ થઇ, અને ઓ!—એક તરફ પેલો પારસી બેરીસ્ટર ચમકી ઉઠયો તેમ બીજી તરફ પેલી ભલી ગવરનેસ પોતે પણ અધવચમા ભડકીને ઉભી રહી ગઇ!—તેણીથી એક ઘણીજ ધીમી ચીસ પડાઇ ગઇ, જે સારે નસીબે મી૦ બરટનના કાન સુધી જવા પામી નહી!

"માઇ ગોડ! એ કોણુ, તેહમી? શુ એ યુરોપીયન પોશાકમાં અહીં નોકરી હશે! અરે પરવરદેગાર! તેજ ચેહેરો—તેજ હસ્સો—તેજ ચગોર આખ—તેજ લ્હેકો! ઓ નસીબ! જ્યાં છે ત્યાં એ મારી મનમોહન માહબુબ પોતેજ છે!" પેલો પારસી બેરીસ્ટર ભારે ઉશ્કેરાયલા હઇડાંથી મન સાથ બબડયો

"મારા ખુદા! એ કોણુ?—મારી જીંદગીની જોત રૂસી સુબેદાર! તે અહીં? ઓ કીસ્મત!—કીસ્મત! તારી કરામતને કોણુ પોહચે!" એક તરફ જ્યારે પેલો પારસી બેરીસ્ટર તેણીને જોઇ ચકીત થયો ત્યારે બીજી તરફ તે ગોરી ગવરનેસ (?) જે કોઇજ નહી પણ આપણી તેહમી હતી, તે દીવાનખાનાની અધવચમાજ એક કોરી કાઢેલાં પુતળાં પેરે ઉભી રહી જઇ ધડકતી છાતીએ તે સુંદર ચેહેરો ધારી ધારીને જોતા જોતા બબડી.

પણ તે બન્ને વ્હાલાઓ હજી એક મેક માટે શકાશીલ હતાં વળી તે વખત એવો હતો કે ઝટ અરસપરસ ખુલાસો થઇ શકે એમ પણ ન હતુ તેણી આમ ડઘાઇ જઇ ઝટ ત્યાંથી પાછી ફરવા જતી હતી, પણ પેલા ન્હાના ચેકુસે તેનુ "ગાઉન" પકડી તેને જવા દીધી નહી

"નહી મને મારા પપા પાસે લઇ જાઓ, મેમ!" તે બાળક લગાર મોટે સાદે બોલ્યુ "હુ મારા પપાને મળવા માગુછ !"

"પણ આપણે પછી મળીશુ, લવ! પપા હાલ રોકાણમાં—"

"નહી! નહી! મારે હમણાજ પપા પાસ જવુછ ને બાગમાથી ઘણે દહાડે હુ તાજા ગોલાબ ખુડી લાયોછ તે પપા ડીયરને "પ્રેઝન્ટ" કરવાછ વ્હાલાં મેમ, તમે મને નાહક અન-પ્લીઝ-ના કરો!"

"કમ હીઅર!-કમ હીઅર! બાબા, વોટ ઇઝ ધી મેટર? મોસ પીયરસન, મારા દીકરાને અહીં આવવા દો-હુ કાંઇ ખાસ રોકાયલો નથી" બેટાનો સાદ સુણી બાપે તેને નજદીક બોલાવ્યો અને તેથી મીસ પીયરસન (?) ને ફરજ્યાત તેમની આગળ જવુ પડયુ આ વખ્તે તેણીનુ હઇયુ અને હાથપગ થરથર ધ્રુજતા હતા! વગર શકે તેણી પોતાના તન-મનથી ચાહેલા વ્હાલાને અચણુચ જોઇ હરણફાળ થઇ ગઇ હતી!

રૂસ્તમ સુબેદારનેબી એટલુજ જોઇતુ હતુ જે મનોહર સુરતીપર તેણીની તસ્વીર જોઇ તે ફીદા થયો હતો અને

જેણીને શોધવાના તેણે સેકડો ફાંફાં મારયાં હતા તેણી અચ બુચ નહી ધારેલી અને નહી વકકી રાખેલી વગર મેહેનતે અહીં મળી ગઇ એ જોઇ તેના હઇયામા હરખ માયો સમાયો ગયો નહી. તેણીને દુરથી બરાબર જોઇ શકતો ન હતો, બાબા આલબરટની બોહોંશથી તેણીને તેઓ બેઠા હતા ત્યાં ફરજયાત આવવુ પડવાથી તેણીનો દીલજીત ચેહેરો તે અધીરો આશક હવે અચ્છી રીતે જોઇ શકયો !

"ઓ માલેક ! તુ કેવો મેહેરબાન છે ! એજ—એજ મારાં જીગરને જીતી જનારી માહબુબ એજ !—એણે નહી ઓળખાવા માટે પારસી ડરેસ તજ્યો છે તેથી શુ થયુ પણ હજાર ઓરતમાંથી હુ મારી તેહમીને એક તડાકામા ઓળખી આપુ ! થેંક ગોડ ! મારી સરજતમા આજનો દીવસ વગર શકે સગણુવતો છે ! જ્યા છે ત્યા એ મને ઓળખી ચુકીછ—કારણ કે મારી તરફ જોવાની હીમત કરી શકતી નથી માઇ પ્રેટી ગરલ ! તુ શુ કામ એમ ઓસકાએછ ? આહ ! એ બીચારી જાણુતીબી નહી હશે કે હુ એનો પ્યારનો કેવો પરસ્તાર છુ !

એક તરફ રૂસ્તમ સુબેદાર આ વીચાર કરતો ત્યારે બીજી તરફ મી૦ બરટન તમામ ભોળાઇ અને અજાણુપણાં વચ્ચે પોતાના વ્હાલાં મુલકાંને તરેહવાર રમુજી સવાલો પુછતો અને તેની "ભેટ" સ્વીકારી ખુશ ખુશ થતો હતો આ વખ્તે મીસ પીયરસન (?) તેની ખુરસીની પાછળ અદબથી ઉભી રહી આજની આ અચબુચ સરજત માટે વીચારરૂપી વમળમા સરબસર ગોથા ગીરફતાર થઇ ગઇ હતી !

"હુ ખાત્રીથી માનુ છુ કે એજ મારો રૂસી છે !"

તેણી મન સાથ જરા જરા વારે તેનો મોહક ચેહેરો નીહાળી ગભડવા લાગી. પુનામા મારી ગુલને ત્યાં મે જે સખી જોઇ હતી તેજ આબાદ ચેહેરો—તેજ જવાન—તેજ સુરત તેજ મનમોહન સીકલ! ફક્ત એનુ નામ શુ છે તે ખબર પડે તો મારી પુરી પતીજ થાય!

જ્યારે સારૂં થવાનુ હોય છે ત્યારે સઘળા સન્જેગો સારાજ આવેછે. તેહમી મન સાથ ઇચ્છતી હતી કે "એનુ નામ શુ છે તે ખબર પડે તો મારી પુરી પતીજ થાય" તેટલાંજ ખુદાની મેહેરથી મી૦ બરટન બેરીસ્ટરે તે જવાન પારસી ગ્રહસ્થને કહયુ "મી૦ સુબેદાર, આએ મારા ભુલકાંને ખુદાએ આએ અઠવાડીયાંમાં નવીજ જીદગી બક્ષીછ તમે માનશો, જો આએ ભલી ગવરનેસની રાત દહાડો માયાળુ માવજત ને ચાપતી ખત નહી હતે તો એ ગુલાબ દીકરો આજે હુ ખચીત ખોહી બેસતે!"

"મારા મેહેરબાન સાહેબ! એમ ના બોલો! ખુદા એને સદા સુખી રાખે! એ બચ્ચુ પોતાના આવરદાએ જીવ્યુ છ—મેં માત્ર મારી ફરજ બજાવીછ" રૂસી કાઇ જવાબ આપે તે આગમચ મીસ પીયરસન (?) બોલી પડી.

"હુ સાંભળીને ઘણો ખુશી છુ, મી૦ બરટન, ખચીત એવણુ કોઇ ખાનદાની બાનુ હોવા જોઇયે, ત્યાં વગર એવો માયાળુ ને ઉચો ગુણુ બતાવે નહીં કમનસીબે એમનુ નામ હુ જાણુતો નથી તેથી—"

"હુ તમોને આ બાનુ સાથ ખુશીથી "ઇનત્રોડયુસ" કરીશ, મી૦ સુબેદાર!" મી૦ બરટન બોલ્યો. 'જોકે એવણુ

મારે ત્યા એક નોકર તરીકે છે, પણ મે એમનામા ભલા ગુણો જોયા પછી—અને અકસર કરીને મારી ધણીઆણીના મરણ પછી એક સગી માતા કરતા આલા દરજજે મારા બચ્ચાંઓની આ જવાન બાનુએ જે સભાળ લીધી છે તેનો અનુભવ મેળવ્યા પછી—એમને હુ નોકર તરીકે બીલકુલ ગણતો નથી મારા કુટુબના એક બાનુને જેટલુ માન હુ એવણ તરફ ધરાઉછ અને તેથી હુ તમારી સાથ એમને મોટી ખુશી સાથ 'ઇનત્રોડયુસ' કરૂછ મીસ, અહીં આવો! મુબઇના એક નામાંકીત બેરીસ્ટર સાથ મારે તમોને ઓળખાવવાછ" અને અહીં તે રૂસી તરફ ફરીને બોલ્યો "મી० રૂસતમ સુબેદાર! એવણ મારા બચ્ચાઓનાં ઘણા ભલા ગવરનેસ મીસ પીયરસન છે, એમની લાયકાત મોટે ખાચરેની દરજ્જાદાર બાનુઓને બરાબર જવાબ દેનારી મે હમેશા જોઇ છે મીસ પીવરસન, એવણ મારા ધધાદારી ભાઇબધ અને મારા એક મીત્ર મી० રૂસતમ સુબેદાર!"

ઇંગ્રેજ "એટીકેટ" હમેશા ઉમદા હોય છે તે ન્હાના-મોટાનો દરજ્જો એક સરખી રીતે જાળવે છે અને મી० બરટન જેવા ભલા બીબીજાયા ટોપીવાળાઓ તે 'એટીકેટ'નો બહુ ઉદાર દીલથી ઉપ્યોગ કરે છે

આપણી મીસ પીયરસનના બાબમા પણ તેમજ થયુ. તેણીને તેના શેઠના હુકમને માન આપી સામે આવવુજ પડયુ તેને આગળ આવેલી જોઇ રૂસતમ સુબેદાર એક ગ્રહસ્થને છાજતી અદાથી ઝટ ઉઠી ઉભો થયો અને તે બન્ને વ્હાલાઓના હસ્ત હેરત ભરેલી રીતે આજે અચણુચ એકમેક જોડે મળવા પામ્યા!

ઓ તે સુખી ઘડી ! એક તરફ તેહમી અને બીજી તરફ રૂસી તે યાદગાર આનંદદાયક—સપરશ માટે મનમા ને મનમા મગરૂર થઇ તે મહાનામી સાહેબનુ હઇયાના હેતથી હેશાન સ્વીકારતા હતા !

"મીસ પીયરસન, મારા માનવંત મીત્રને મોહડે તમારી આટલી બધી તારીફ સાભળી હુ ખચીત ઘણો ખુશી છુ" રૂસીએ તેણીને શેકહેન્ડ કરતા હસ્તે ચેહેરે કહયુ. "એવા એક કદરદાન અને માયાળુ શેઠ મેળવવા માટે હુ તમોને મુબારકબાદી આપુછ"

"થેંક્યુ મી૰ સુબેદાર ! તમારી ભલી ચાહયા—માયા માટે હુ ઉપકારી છુ હુ જ્યાદા કાઇજ બોલી શકતી નથી"

આ વખતે તે બેઉ વ્હાલાઓના હઇવા પોત—પોતાના અંતઃકરણમા કેવા ધપકતા હતા, તે ઘરડો મી૰ બરટન શુ જાણે ? કુદરતના એક કેવા વીચીત્ર સંજોગ વચ્ચે તે એકમેકપર અંતઃકરણની આપખુશીથી ફીદા થનારૂ જોડુ આજે અહી મળવા પામ્યુ હતુ તેની તે ભલા ટોપીવાળાને ખાબમાબી ખબર નહી હતી !

રૂસી જોડે "શેકહેન્ડ" કરતા તેહમીના ચેહેરાપર ધાઇ આવેલી રતાશદાર તેજી પોતેજ મુંગો જવાબ પુકારતી હતી કે તેણીના હઇયામા શુ હતુ ! એકમેકપર ખેંચાયલી તે બંને આંખોએ એકજ પળકમા પોત પોતાના પ્યારની આપલેકરી લીધી અને તેહમીના હસતા ચેહેરાએ રૂસીના જીગરમાં બેવડી ચીનગારી પાડી તેના હઇયામાં સળગેલી મોહબતરૂપી હોળીમા વધુ ને વધુ ભડકુ સળગાવી દીધુ !

તે પછી તે જવાન ગવરનેસ ત્યાં ઉભી રહી નહી. તેણે બાબા આલબર્ટને લઇ તે દીવાનખાનુ છોડી ગઇ, પણ અજાયબ જેવુ તો એ હતુ કે પેલા જવાન બેરીસ્ટર જોડે પોતાનુ જીગર વધુ મુસ્તકીમ રીતે જોડી ગઇ!

રૂસીએ તેહમીને જોઇને જોઇ તેનામાં અજબ ફેરફાર થઇ ગયો મી૦ બરટન બેરીસ્ટર પેલા અમત્યના ખુનના મુકદમા વીશે તેની જોડે ફરીથી વાતે વળગ્યો, પણ રૂસ્તમ સુબેદારનુ ભેજુ તે વખતે ત્યાં હતુજ કયાં? તેનુ જીગર તો આજે તેહમી બેવડુ ચોરી ગઇ હતી!

બીજી તરફ તેહમીની હાલત પણ તેવીજ હતી તેણી દીવાનખાનામા દાખલ થઇ ત્યા સુધી શાંત મગજની હતી, પણ દીવાનખાનાની બાહેર જતી વખતે તેણી તે સ્થીતીમા હતી નહી ઘડીની વચ્ચે મામલો ફેરવાઇ ગયો હતો!

"હુ અહીં છુ એવી કાંઇ છુપી ખબર મેળવીને એ અહી આવ્યો તો નહી હોય?"—તેણી પોતાના રૂમમાં જઇ એક સોફાપર પડી વીચારવા લાગી. "પણ નહી—તેમ બનેજ કેમ? હુ અહીંછુ તેની ખબર એને મળેજ કેમ? મી૦ બરટનના જણાવવા મુજબ તો એ અહીના પેલા ચર્ચાભરયા મરડર કેસને માટે આવ્યો છે એવા કેસોમાં એ મુબઇમા ઘણો મશહુર છે અગાઉ પણ એ બાબેની એની ફતેહ વીશે મે પેપરમાં વાચ્યુ હતુ મને લાગેછ કે એનુ આ તરફ આવવુ સરજતના એક અજબ જેવા સજોગનેજ આભારી છે આહા! કેવો સ્વીટ ચેહેરો! કેવો નમ્ર જવાન! કેવો ઠસ્સાબાજ દેખાવ! મને લાગેછ કે એ મને ચાહેછ હુ ખાત્રીથી માનુછ કે એણે

પુનામા મારી તસવીર ગુલના ઓરડામા જરૂર જોયલી હોવી જોઇયે, કારણકે એનો ચેહેરોજ કહી આપે છે કે એણે મને જોતાવાર ઓળખી કહાડીછ એની આખજ કહી આપેછ કે મને ચાહેછ એનો દેખાવજ કહી આપેછ કે એ મારી તરફ ખેચાયલો છે! એની આખ પોતેજ તેની ગવાહી પુરેછ એક શાયર કહી ગયાછ તે ખરૂ છે કે—

"નયન નયનપે જાત હય,
નયન નયનકે હેત,
નયન નયન ચોરી કરે,
નયન અયન કહે દેત!"

—તેમ એની આખ મારી આખપર ખેચાઇછ—એની આખનુ હેત મારી આખના હેત સાથ મળી ગયુછ—એની અને મારી આખે પરસપર કોઇ ચીજની ચોરી કરીછ, કારણકે શરીરના કોઇબી ભાગથી જે કામ થતુ નથી તે આખ બજાવી આપે છે, એટલુજ નહી, પણ આંખનો એકજ ઇસારો કે એકજ નજર દીલનો તમામ ભેદ સામા માણસને કહી દે છે!

ગરીબ તેહમી! એવા એવા સેકડો વીચારમાં આજે તેણી એટલી લીન થઇ ગઇ કે હવે આગળ ઉપર શુ કરવુ અને તે વ્હાલા સાથ કેવી રીતે પરસપર ખુલાસો કરવો તે ઉપર વીચાર કરતાં કરતાં તેનુ માથુ દુખી આવ્યુ પોતાની ઘણી મરજી છતા તેણી તે રાતે ખાણાંની ટેબલ ઉપર હાજરી આપી શકી નહી

જયા સુધી મરનાર મીસીસ બરટન હઇયાત હતાં ત્યા

સુધી એવો ધારો હતો કે ખાણાંની ટેબલપર બચ્ચાઓ ખાવા બેસે ત્યારે મીસ પીયરસન તેમની ગવરનેસ તરીકે તેમની પાછળ ઉભી રહેતી હતી, પણ મીસીસ બરટન ગુજરવા બાદ બચ્ચાઓ હેવરાંઇ નહી જાય એટલા માટે તથા તે ભલી ગવરનેસને એક માવતરનીજ અદાથી તે બચ્ચાઓ ઉપર કુરબાન થતી જોઇને ભલા મી૦ બરટને હુકમ આપ્યો હતો કે ખાણાંની ટેબલપર મીસ પીયરસને પોતે પણ બચ્ચાંઓ સાથે ખાવા બેસવું એ હુકમને તેણી કાંઇક નારાજી સાથ તાબે થઇ હતી

પણ આજે રૂસતમ સુબેદારને જોયા પછી ખાણાની ટેબલપર હાજર થવાનું એક તરફ તેહમીને જેટલું પસંદ હતું તેટલું બીજી તરફ ઓસરાવનારૂ પણ હતું તે જવાન તેણીને ખરા પ્યારથી ચાહે છે કે નહી તે તેણી ખરી ખાત્રીથી હજી જાણતી ન હતી, માટે આગમજથી અવીચારીપણે તેની જોડે એકદમ ભેળાવવાને તેણીને ગમ્યું નહી, તો જોકે તેણી પળે પળ પાક પરવરદેગાર પાસે ઇચ્છતી હતી કે તે વહાલો જવાન તેણી તરફ ખેંચાતો થાય !

આ સબબને લીધે, તેમજ સાજથી તેણીનું મગજ પુશકળ વીચારોથી ઘેરાઇ ગયલું હોવાથી રાતના ખાણાનો વખત થાય તેટલા તેણીના આંગમા જીણો તાપ થઇ આવવા જોડે માથું જોરમા દુખવા લાગ્યું, જેથી ખાણાની ટેબલપર આજે તેણી હાજર થઇ શકી નહી તેણીએ બચ્ચાઓ તરફની તે ફરજ બજાવવા માટે આયા સકીનાને હુકમ કરયો

ખાણાની ટેબલપર તેણીની ગેરહાજરી એક તરફ મી૦ બરટનનું અને બીજી તરફ મી૦ રૂસતમ સુબેદારનું ખાસ

ધ્યાન ખેંચનારી થઇ પડી મી૦ બરટનની પુછપરછમાં આયા સકીનાએ પોતાના શેઠને ખબર આપી કે મેમશ્રી તબીયત આજ અચ્છી નહી હય અઉર શીર બહોત દુખતા હય, ઉસલીયે આજ ખાનેકુ આ નહી શકતે"

તે ખુલાસો સાંભળી તે બને ગ્રહસ્થો દલગીર થઇ ગયા રૂસીની નાસીપાસી ઘણી મોટી હતી સાંજનો મુલાકાત વખતે તેણીએ જે મુગી ફીદાગીરી બતાવી હતી તે જાણે આ રૂપે ખુચાવી લેવાઇ હોય તેમ તે તરેહવાર વહેમમા પડયો "એમ હોય તો રખેને એ મારેથી દુર ન્હાસવા ઇચ્છતી હોય ?" એ તેનો ધખારો હતો તે શરમનો મારયો ખાણાંપર બેઠો ખરો, પણ ખરી ભુખે તેણે ખાધુ નહી, તેની માનીતી માહબુબ ખાણાંની ટેબલપર આવી નહી તેથી તેનો જીવ બળી ગયો!

"કઇ ફીકર નહી—હુ રાતે સુવા જવા પહેલાં એની મુલાકાત લઇશ" તે જમતા જમતાં મન સાથ પટપટયો "હું એની જોડે ઇન્ટ્રોડયુસ થયલો છુ એટલે હવે તેણીની ખબર પુછવા જવાને મસે હુ તેની આગળ જઇ શકીશ"

"ખાણુ ખલાસ થતાં મી૦ બરટન મીસ પીયરસનની "ખબર પુછવા" ગયા. રૂસી તેમનો જોડે મુદામ ગયો નહી. જો તે તેમની સાથે જાય તો સાથેજ પાછુ ઉઠવુ પડે અને તેને તે દીલજીત સુદરી જોડે મન ચાહી વાતચીત કરવાની તક મળે નહી તે મી૦ બરટનના નાના બાબા આલબર્ટ જોડે આગલાં દીવાનખાનામા ગયો અને કાંઇ જાણુતોજ ન હોય તેમ તુરતવેળા નભરવસ રહયો

બાબો આલબર્ટ ગઇ સાંજથી રૂસી જોડે બહુ પળોટાઇ ગયો હતો. રૂસી તેને તરેહવાર રમુજી સવાલો પુછી તથા એક બચ્ચા મીસાલ વરતી તેનુ દીલજીતી લેવામાં બેચાર કલાકમાજ ફતેહમંદ ઉતરયો હતો,

"મીસ પીયરસનનાં આગમા જીણી તાપ થઇછે ને માથુ સખત દુખેછે. મે ડાકટરને બોલાવવા કહયુ પણ ના પાડેછે" થોડીવારે મી૦ બરટને દીવાનખાનામાં આવી મી૦ સુબેદારને ખબર આપી

તે ખબર સાભળી તેણે પોતાની દલગીરી જાહેર કીધી

થોડીવાર વાતચીત કરી મી૦ બરટન સુવા ગયા આજે તેવણુ તેવણુના કહેવા મુજબ "ઘણા થાકેલા" હતા

"તમે સુખેથી તમારી મરજીમાં આવે ત્યા સુધી અહીં બેસજો ને મારા આલબર્ટ બાબા જોડે રમજો!" એમ રમુજમા ને રમુજમા કહેતો તે ભલો ગ્રહસ્થ પોતાના સુવાના ઓરડા તરફ ગયો

પણ અહીં મી૦ સુબેદાર "સુખેથી" શા માટે બેઠા હતા તે તેવણુના જીવનેજ ખબર હતુ !

મી૦ બરટનની પીઠ ફરતાજ તે ઉઠયો અને ન્હાના બાબા આલબર્ટ જોડે મીસ પીયરસનના રૂમ તરફ ગયો

"મને અંદર આવવાની રજા છે, મીસ પીયરસન ?" તે ઓરડામાં પ્રથમ સેહેજ ડોકુ કરી ત્યાં કોઇ નથી એમ ખાત્રી કરી લીધા પછી તેણે સવાલ કીધો.

"હાજી—સુખેથી આવોજી" અને એમ બોલી તેણી પોતાનાં બીછાનાપર ઉઠી બેઠી.

ન્હાના આલબર્ટને પાખડીએ વળગાવી રૂસી પહેલવહેલો પેતની માનીતી માહબુબના ઓરડામાં દાખલ થયો. સારે નસીબે આ વખ્તે આયા સકીના અને તેણીનો બેટો યુસફ જમવા ગયા હતા, આ કીમતી તકનો લાભ લઇ રૂસીએ તુરત પુછ્યુ

"કેમ છેવોજી, મીસ પીયરસન ઉરફે મીસ તેહમીના તાલેવંત?" તેણે અચબુચ ગુજરાતીમાં સવાલ કીધો!

"તેહમીના? તેહમીના કોણ?—" તેહમીથી ઉસ્કેરાટની મારેલી ગુજરાતીમા પુછાઇ ગયુ!

"મીસ પીયરસન તમે ગુજરાતી કયા શીખ્યા હતાં? તાલેવંત કેસ્ટલમાકેજી?" તેણે ફરીથી ટકોર કીધી

"સાહેબ, તમે શુ બોલોછો તે હુ સમજી શકતી નથી" તેણીએ ઝટ પાછુ ઇંગ્રેજીમાં પુછ્યુ

"કાંઇ ફીકર નહી, મીસ તાલેવંત, તમે સમજી નથી શકતા તો હુ તમોને તેની સમજ પાડીશ" રૂસીએ ફરીથી હસતે ચેહેરે ગુજરાતીમાંજ જવાબ આપ્યો આટલી વાત તો ખરી છે કે બાબા આલબર્ટની ગવરનેસ ગુજરાતી ભાષા સારી રીતે જાણેછ એમ આજે અચબુચ મારી ખાત્રી થઇ ગઇછ અને તેણે મારા અરધા અનુમાનને આપ મેળે સાબેત કરી આપ્યુ છ હવે મને કહેવાની રજા આપશો મીસ તેહમીના, કે પુનાવાળી સરદાર સોહરાબશાહ સુબેદારના દીકરા રૂસ્તમની નજર જરથોસ્તી ધરમમા વર્ણવેલી 'કર' નામની માછલીના કરતાં વધુ જોરાવર અને તેજ છે. તમે બીજાની નજરમા મીસ પીયરસન જણાતા હશો પણ આએ આખો તો ગઇ

સાંજે તમો ઉપર મારી પહેલી નજર પડતા વારજ તમોને મરહુમ શેઠ ફરદુનજી તાલેવતનાં એક પુરા બેટી અને રૂસ્તમ સુબેદારની બેન ગુલનાં વ્હાલાં સહી તેહમીના તરીકેજ પીછાણી ચુકોછ! બાનુ, તમે સોગદપર કહેશો કે મારી આ અટકળ ખોટી છે?"

તેહમી હવે મહાત થઇ ગઇ! તેણી શુ બોલે? તેણે જોઇ લીધું કે તે દીલજીત જવાન તેણીને અત્યાર આગમચનો સાબુત ઓળખી ચુકયો છે અને પેચમા પકડી ઘણા ઠાવકા સવાલો કરતો ઉભો છે!

"મી૦ સુબેદાર, તમે બેસો" તેહમીએ ઇગ્રેજીમા ઉડા વનારો જવાબ આપ્યો.

"નહીજી, તમે જ્યાં સુધી તમે કોણ છો તેનો ખરો ખુલાસો કરશો નહી ત્યા સુધી હુ બેસવાનો નથી!" રૂસીએ ગુજરાતીમાજ જવાબ આપ્યો.

આટલો વખત ન્હાનો આલબર્ટ તે બને વચ્ચે ચાલતી ટપાટપી હેરત થઇને જોતો ઉભો હતો! તેમની વચ્ચે ચાલતી વાતચીત તેને સમજ પડતી ન હતી!

મી૦ સુબેદાર, તમે મારાં મેમ સાથ આએ કહી ભાષામાં વાત કરોછ? મને તો કાંઇ સમજ પડતુ નથી" તે ન્હાનુ ટાગણુ બોલ્યુ. "મીસ પીયરસન એક ઇંગ્રેજ બાનુ છે તો તેવણુ સાથ તમે ઇગ્રેજીમાં વાત કાં નથી કરતા?"

તે ન્હાના ચેકુસના આ વાજબી "રીમાર્ક"નો શો જવાબ વાળવો તે રૂસી સમજી શકયો નહી.

"તમે અહીં કાઇ છબરડો ના કરતાજો, રૂસી?—અરે મી૦ રૂસ્તમ! એ બચ્ચુ ઘણુ ચમરૂ છે! નહી તો મારી હાલત આજે ઘેરમા કઢગી થઇ પડશે" રખે રૂસી કઇ ખુલ્લો જવાબ આપે એમ માની લઇ તેહમી ઝટ બોલી પડી, પણ તેમ કરવા જતાં તેણી રૂસીના પેચમા પુરી આવી ગઇ!

"ત્યારે તમે કબુલ કરોછ ખરા કેની, મીસ તાલેવત કે તમે મારી બ્હેન ગુલના માનોતા સહી તેહમી પોતે છો!" રૂમીએ ફરીથી મોકો સાધી ખરી ખાત્રીથી જાણવા ચાહયુ.

તેહમી શરમાઇ ગઇ!

તેણીએ પોતાના બેઉ હાથ આખપર ઢાકી દીધા આ વખ્તે તેણીનો ચેહેરો હસતો હતો અને હઇયુ પ્રગટ ધપકારા મારતુ હતુ

"આજે તમારૂ માથુ દુખેછ કે જી, કહેવાતા મીસ પીયરસન?" રૂસીએ ટકોર કરી ચાલુ રાખી "પણ એ માથુ શાથી દુખેછ તે હુ જાણુ છ એ તેહમી—તેહમી! હવે બસ કર! મે તુને સાબુત પકડી પાડીછ! હવે તારેથી ના પડાશે નહી અરે! વરસોથી હુ તુને જોવાને કેટલો તરસતો હતો તે તું શુ જાણે?"

રૂસીના આ છેલ્લા વાકયથી ચમકીને તેહમીએ તેની તરફ જોયુ! તે બન્ને પ્યારાંઓની આખ એક થઇ અને તે એક થતાં સાથેજ તેમનાં જવાન જીગરો જાણે ગુપ્ત રીતે બેવડા જોશથી જોડાઈ ગયાં!

કવીઓ કહી ગયા છે કે પ્યારનુ ખેચાણ અતકરણ ઉપરાંત આખમાં પણ હોય છે કેટલાક દાખલા-

ઓમાં જે કામ અત કરણ કરી શકતુ નથી તે આપણી ન્હાનકડી આંખ કરી શકે છે! રૂસી અને તેહમીના દાખલામા તેમજ હતુ!

"છોકરી—છોકરી! હવે તુ મને ઘણો વાર સતાવ ના! બોલ, તેહમી તુજ કે નહી?"

"હા—રૂસ—મી૦ રૂસ્તમ! હુજ!—પણ ખુદા ખાતર આએ ઘેરમા મને—"

"તને ચીંતા કરવાનુ કશુ કારણ નથી હુ તેટલો મુરખ નથી પણ સાભળ, હવેથી મને મીસ્ટર રૂસ્તમ ને મીસ્ટર રૂસ્તમ કરતી ના હા જાહેરમાં કોઇની સામે હાલતુરત બોલજે—પણ જ્યાં આપણે એકલા મળીયે ત્યા મને 'રૂસી'ના સાદાં નામથીજ બોલાવજે, બોલો, મીસ તાલેવત! તમે મારો એટલો સખુન કરશો?

"કરશ—ખુશીથી કરશ—એ નામ મને ઘણુ વ્હાલુ છે"

"ક્યારથી?" રૂસીએ હરખાયલે હયડે ઝટ સવાલ કીધો

"રૂસ્તમજી સુબેદારની તસવીર વેલાતથી પુને આવી ત્યારથી?" તેહમીએ હસીને જવાબ દીધો

અને હવે વ્હાલાં વાચનાર! આ ચીત્રને વધુ લબાવવાની જરૂર છે? તમોએ યાદ રાખવાનુ છે કે એકમેક પર ફીદા થયલા બે જવાન જીગરોની વાતચીત ચાલતી હોય તે સાંભળવાનો વાચનારાઓને કશો હક નથી!!



## પ્રકરણ ૪૭ મુ.

### તેહમીનુ તકદીર—સકીનાની સરજત

"મુલ્કકા બાદશાહ જો ચાહે,
તો રઇયતકા હાથ પાઉં બાધે ગરદન,
દીલકો ના બાંધ શકે,
દીલ વો બાધે જો બોલે મીઠા નમર બચન"
(મઉલ્લાકે કુલામ)

ટુંકમાં હવે એટલુજ કહીશુ કે રૂસી અને તેહમી વચ્ચેની તે મુલાકાત મોડી રાત સુધી લબાવા પામી. "આજે મીસ પીયરસનની તબીયત ઠીક નથી તેથી બચ્ચાંઓનાં ઓરડામાં આયા સકીનાએ સુવુ" એવો મી૦ બરટનનો હુકમ થયલો હોવાથી સકીના જમીને તે ત્રણે કીમતી જીવોને પોતાના હરાલામાં પોઢાવવા લઇ ગયાથી તે ઇગ્રેજ ગવરનેસ (?) ને પોતાના વાહલા રૂસી જોડે ફરાગાતથી વાતચીત કરવા અને વરસોથી ખમેલી જુદાઇના ખુલાસા અરસ પરસ આપલે કરવામાં પુરતી આસાની થઇ પડી

"ઓ રૂસી-રૂસી ડીયર! મે તને કેવો ચાહયોછ? જેમ ચકોર પક્ષી ચાદને ચાહે-જેમ પતગીયુ પાવકને ચાહે-જેમ કોયલ વસતને ચાહે, તેમ મે તુ વ્હાલાને ચાહયોછ" તે મોહબતવતાં જોડા વચ્ચેનો સઘળો અતર નીકળી જવા પછી તેહમીના આ સેવટનાં સખુનો હતા.

"અને મે? તેહમી-મારી દીલજીત તેહમી! મેબી એક

તરસો પાણીને ચાહે-ભુખ્યો ભોજનને ચાહે અને ભમરો કમલને ચાહે તેમ તું ડીયરને ચાહીછ તુ માનશે? હુ વીલાયતથી અહીં આવ્યા પછી ખુદાએ મને પુરતી આબાદી, પુરતુ સુખ અને અદેખાઇ ઉપજાવે એવી કીરતી અને લોક-પ્રીયતા બક્ષીછ, પણ તુ વ્હાલીની જાલેમ જુદાઇને લીધે મે તે મોટા સુખને ધુલ મીસાલ માન્યુ છ ઓ ડીયરેસ્ટ! હવે તો ખુદા આપણુને છુટા નહીં પાડે!"

"તે ખરૂ, પણ વ્હાલા રૂસી, મારા મરહુમ પપાના ખુનનો ભેદ ખુલ્લો નહી થાય ત્યા સુધી હુ મુબઇ કે પુને આવી શકવાની નથી મે તુનેજ ચાહ્યોછ અને તુનેજ ચાહીશ, પણ તે એ શરતે કે મારી ચડાળ મત્રાઇ પોતાના પાપને ફેજે પહોંચે નહી ત્યા સુધી હુ તારી થઇ શકવાની નથી"

"ઓ તેહમી ડીયર! એ તુ શુ બોલેછ?" રૂસી કગળી પડયો

"આજે અગીયાર-અગીયાર વરસથી હુ તારી જુદાઇમા તરસુછ મે કેના કેવા મોટે ખાચરેના માગા તુ વ્હાલીનેજ વફાદાર રહેવા માટે ખોહયાછ?-પણ હવે તારા મેલાપ પછી તુ એમ કહેછ તે સાભળી મારી ધીરજ ખુટી જાનછ તહમી-તેહમી, એમ ધાર કે બીજા ૨૫ વરસ સુધી તારા પપાના ખુનનો ભેદ નહી મળે તો આશામા ને આશામાજ આપણે ઘરડા થઇયે કે? ઓ નહી! તારા આએ ઠરાવ તુને ફેર-વવોજ પડશે હુ તુને મારી સાથેજ પુને લઇ જવા માગુછ તારી ઇચ્છા હશે તો હુ હજી વરસ-છ મહીના ટપકી ખમસ-પણ વધુ

નખત નહી તુ આએ બાબદમા ફરીથી વીચાર કરજે, વ્હાલી! પાપીઓ પોતાનાં પાપી ફેજે પુગ્યા વીના કદી રહેતા નથી પણ કેટલીક વાર પાપીઓનાં પાપ બહુ મોડેથી ખુલ્લાં થાય છે આપણા દાખલામાં હુ તેજ મામલો જોઉ છ, માટે તે પાપ ખુલ્લુ થાય ત્યા સુધી તુ એમ પરાયા પ્રદેશો વચ્ચે પારકી દયાપર સબડે એ તારા હાથનાં એક સાચા આશક તરીકે હુ કદી સાખી શકવાનો નથી"

તેણી કાંઇ બોલી નહી

તેણીએ વીચારયુ કે રૂસીનો પરીયારો ખોટો નહી હતો, ડીટેકટીવ મોરારીરાવ આજ અગીયાર–અગીયાર વરસથી તન–મન પટકી રહયો છે, તે છતાં હજી પાપીઓ પકડાયા નથી જો એમજ મામલો લબાયા કરે તો "સુખનો દહાડો" કદી આવવા પામેજ નહી! શુ કરવુ તે તુરત વેળા તેણીને કશુ સુઝયુ નહી, જેથી "મને વીચાર કરવાની તક આપ" એમ કહી તે સુદરીએ તે મુલાકતનો અત આણ્યો એક મોહબત વતુ ચુબન લઇ રૂસી પોતાના ઓરડામા સુવા ગયો કે "કાલે સાજે મને તારો જવાબ જોઇશે," જે માગણી તેણીએ હસીને કબુલ કીધી

આજે તે બને વ્હાલાઓને જે ખુશાલી ઉપજી હતી તે હદ વીનાની હતી, તેઓ પોત પોતાને બીછાને આરામ કરવા ગયા પણ ઉઘ કોણુને આવે? એક તરફ તેહમી પોતાના ઓરડામા અને બીજી તરફ રૂસી પોતાના રૂમમાં સહવારે ચાર વાગ્યા સુધી તરેહવાર વીચારો કરતા જાગતાં પડી રહયા તે પછીજ તેઓ નીદરાવશ થયાં

પણ બીજે દીને રૂસીને તેહમીનો "જવાબ લેવાની" કુદરતે જરૂર રાખીજ નહી સહવારના નાસતા પછી રૂસી મી૦ બરટન જોડે પેલા 'મરડર કેસ'ની મસલતમાં હતો તેટલા તેને પુનેથી તેના પીતા સરદાર સોહરાબશાહ તરફથી નીચલો લબાણુ 'એકસપ્રેસ' તાર મલ્યો —

"મરહુમ ફ્રરદુનજી તાલેવતના ખુનનો પતો મળ્યો છે ડીટેકટીવ મોરારીરાવે આયા એનજેલીનને લેખીત પુરાવાઓ સહીત પકડી છે અને જે વખત જાય તેમાં બીજી મોટી ધરપકડ થવાની વકકી છે કમનસીબે તેહમી કયા છે તે કોઇ જાણતુ નથી એનજેલીનને ઓળખાવવા માટે ચોકકસમેહેરમેહરબાન મા–દીકરાંની જરૂર હોવાથી મોરારીરાવ આજે તમો તરફ આવવા ઉપડયો છે, તે તમોને મળશે તમે ત્યાનુ કામ પડતુ મેલી અત્રે જલદી આવી પહોચજો. તમારી હાજરીની અહીં ઘણી જરૂર છે તમો કયારે ઉપડો છો તે તારમાં જણાવો કે હુ મુબઇ આઉ "—પપા૦

રૂસી આ તાર વાંચી ચકીત થઇ ગયો તેણે હરખમા આવી જઇ તુરત મી૦ બરટનને સરવે ખુલાસો વીગતથી કહયો અને મીસ પીયરસન કોણ હતી તે પણ જણાવી દીધુ

રૂસી જે કામને માટે અલાહબાદ આવ્યો હતો તે કામમા મદદ નહી મળી શકે તેની મી૦ બરટનને કાળજી ન હતી પણ મીસ પીયરસન જેવી માંયાળુ ગવરનેસને અચણુચ ખોહી બેસવા માટે તે અ ત કરણથી દલગીર થઇ ગયો।

તેણે ઝટ તેણીને તેડી મ ગાવી.

તેહમીના આવ્યા બરાબર રૂસીએ તે તાર તેણીના હાથમાં મુકયો જે વાંચી લઇ તુરત તેણી ગુઠણુ મ ડીએ વાંકી વળી અને "આખરે પાપીઓ પકડાર્યાં" તે બાબે તે દાદગર દાદરનો ખરાંજીગરથી આભાર માન્યો

"મીસ તાલેવ ત, મી૦ સુબેદારે તમારા ભેદથી મને દરેક રીતે વાકેફ કીધોછ" મી૦ બરટન બોલ્યો "આજ સુધી હુ તમોને એક ઇગ્રેજ બાનુ સમજતો હતો, પણુ તમે એક પારસી કુમારીકા નીકળ્યા છો દેશીઓમા એવી નમુનેદાર અબળાઓ હોય છે એવો અનુભવ મને આજેજ થયો છે હુ તમારી દુ ખદાયક કહાણી સાંભળી ઘણો દુ ખી થયો છુ તમો એક ખાનદાન પીતાનાં કુળવાન બેટી છો એમ જાણી મને ખુશી ઉપજે છે તેથી વધુ ખુશી તમારા પીતાના ખુનીઓ સપડાયલા સાંભળી મને ઉપજી છે તમારી સરજતમાં થયલા આ ફેરફાર માટે હુ તમોને મુબારકબાદી આપુ છું પણુ તમારા જવાથી મારાં બચ્ચાઓ ને જનારી ખોટ લાંબા વખત સુધી પુરાવાની નથી"

"સાહેબ, હુ તમોને નારાજ કરવા માંગતી નથી આ છાપરાં હેઠળ મે ઘણા શાંત ને સુખી દીનસો પસાર કીધેલા છે." તેહમીએ લાયકીથી જવાબ આપ્યો "તમારા બચ્ચાઓ લાયક ગવરનેસ મળે નહીં ત્યાં સુધી અહીંથી હુ જઇશ નહીં— પછી મારી હકમા ગમે એટલુ નુકશાન કરનારૂ હોય."

' નહી, મીસ તાલેવ ત, તમારા જવાથી મારા બચ્ચાંઓને જોકે ઘણુ લાગશે પણુ તમારા કમનસીબની કહાણી જાણ્યા પછી હુ તમોને અહીં અટકાઉ તો તમારી ઉપર એક જાતનો જુલમ ગુજાર્યા સમાન ગણાય. હુ હરગેજ તેમ થવા

દયશ નહીં. મે ગઇ કાલેજ ' અલાહબાદ ટાઇમ્સ"મા અહીંની હાઇ કોર્ટના જજ સર હેનરી કોબડનને ત્યાં પ્રમાનદારીથી સરવીસ બજાવનારી એક 'ગવરનેસ'ની જાહેર ખબર વાચી છે, જેણીને નોકરી જોઇએ છે, હુ આજે તેણીને બોલાવી માગ નોકરીમાં રાખી લઇશ માટે આવતી કાલથી તમો છુટા છો તમે સુખેથી સીધારજો અને રાતના ખાણા પછી તમારા પગારનો અવેજ તમે મારી પાસેથી લઇ લેજો"

તે ભલા શેઠના આ ભલાઇભર્યાં સખુનોથી તેહમીને લાગી આવ્યુ તેને વધુ લાગ્યુ તે પેલાં કમનસીબ નમાયા બાળકો માટે હતુ કે જે ભુલકાઓ તેની જોડે હેતભરેલી હદ સુધી પળોતાઇ ગયાં હતા પણ સરજતના આ અચબુચ ફેર ફારને શરણ થયા વીના તેણીને ચાલ્યુ નહી

તેજ દીને રૂસીએ સરદાર સોહરાબશાહ પર તારનો "રીપ્લાઇ" આપ્યો કે—"તમે આપેલી ખુશ ખબરથી અંતઃકરણથી ખુશી છું, અને વળતી મારી તરફથી એક ખુશ ખબર આપુ છુ કે મે મારી વ્હાલી તેહમીને અહીં આસાનીથી શોધી કાઢી છે! આનરેબલ મી૰ બરટન, કે જેનણુને ત્યા હુ ઉતર્યો છુ તેવણુનેજ ત્યા તેહમી મીસ પીયરસનના નામ હેઠળ ગવરનેસ તરીકે રહેલી છે ડીટેકટીવ મોરારીરાવ અત્રે આવે છે એમ જાણી અમે એકાદ બે દીવસ અહીંજ અટકયા છે હુ જે કેસ ચલાવવા સારૂ અત્રે આવ્યો હતો તેમા મી૰ બરટનની સલાહથી અત્રેનાં એક બીજા બેરીસ્ટરને સામેલ કરી હુ છુટો થયો છુ, બે ત્રણ દીવસમા હુ મારી તેહમી સાથ મુબઇ આવના ઉપડીશ ને ઉપડતી વખતે તાર કરીશ તમે

અને બેહેન ગુલ અમે આવી પહોચીયે તે આગમચ મુંબઇ આવી રહેજો."

ડીટેકટીવ મોરારીરાવ ખરેજ વીચીત્ર સરજતનો આદમી હતો તેણે અગીયાર–અગીયાર વરસની ખતીલી ખોળ પછી આખરે મરહુમ શેઠ ફરદુનજી તાલેવંતનાં કમોતનો ભેદ શોધી કાઢયો એમ જાણી તેહમીના હરખનો પાર રહયો નહીં

"જયારે ખુદાએ સુખનો દહાડો દેખાડયો ત્યારે સામટોજ દેખાડયો" તેણી મન સાથ પટપટી "મારો રૂસી હજી તો ગઇ કાલે મને મળવા પામ્યો તેટલા આજે મારા વ્હાલા પપાના કમોતનો ભેદી પડદો અચબુચ ખુલ્લો થવાના તાર સમાચાર વાચી મારા જીવને કેવી રાહત થઇછ? ઓ ખુદા! તારૂ એ અનહદ હેશાન હુ કયા શબ્દોમા બ્યાન કરૂ? ખચીત, મારી બાલોબાલ ખાત્રી થઇછ કે **એક ઇનશાનપર આવી પડેલી આફ્ત દરમ્યાન જો તે મહાન માલેકપર મજબુત એકીન રાખીને સબુરી એખત્યાર કીધી હોય તો તે સબુરીનો બદલો તે મહાનામી સાહેબ આપ્યા વીના રહેતો નથી.** મારા દાખલામા આ અનુમાન હુ ઉંચે ઉંચ ખરા પડેલા જોઉ છ"

"કેમ ડીયર, શુ વીચાર કરેછ?" તેહમી પોતાના ઓરડાના એકાતમાં ઉપલા વીચારોમા મશગુલ હતી ત્યા દાખલ થઇ રૂસીએ પુછયુ ચાલો બા, આપણે આજે ખુદાની મેહેરથી ગગા નાહયા! શુ ઇનશાનનીબી સરજત છે કે હુ શુ કામ માટે આવ્યો હતો અને શુ મામલો ફેરવાઇ ગયો! બીચારા બરટન સાથ હુ આવતી કાલથી અહીંનો યાદગાર

'મર્ડર કેસ' લડનાર હતો તેને બદલે મારા જીગરને જીતી જનારી મધુરી માહરુખની મીઠી સોહબતમા ખુશાલ જીવે રહેવાનુ કામ ખુદાએ મને સોંપ્યુ અને મારાં ભેજાનુ દહી થતુ અટકાવ્યુ!"

"પણ એમ થવામાં તમે હજારો રૂપીઆની આમદાની ખોહીછ, રૂસી ડીયર!" તેહમીએ યાદ આપી

"નહીજી—તમે ભુલ કરોછ તેહેમીનાજી, મે એક તરફ થોડાક હજારની આમદાની ભલે ખોહી હોય પણ બીજી તરફ લાખો રૂપીઆની કીમતનો એક કીમતી દહલો મને કાયમનો મળ્યો છે તેની આગળ તે શી બીસાતમાં છે? મારાં સ્વીટ, ખુદાએ મને પુરતુ બક્ષેલુ છે ફકત એકજ ઉમદા રતનની મારા બાગમાં ખોટ હતી, તેબી તે દયાળુ દાદગરે ગઇકાલથી મને બખશયુ છે હવે મને બીજુ શુ જોઇયે?" અને અહીં રૂસીએ તે મધુરી માહરુખનો કોમળ હાથ હાથમાં લઇ તે પોતાની આંખમા દાબી તે ઉપર હસ્તે ચેહેરે એક ચુબન કીધુ

"તારમાં તમારા પપા લખેછ કે મોરારીરાવ કોઇ ચોક્કસ મોહમેદન મા દીકરાની શોધમા આપણી તરફ આવેછ, એ મા-દીકરા કોણ હશે? રખેને તેમને શોધી કાઢવાની એ બીચારાને કોઇ નવી મુશ્કેલી ઉભી થાય? તેહમીએ ચીંતા બતાવી

" નહીં તુ નાહક ફીકરમદ ના થા, ડીયર, તે ડીટેકટીવ બીજી તરફ નહી જતાં અહીંજ આવેછ એજ દેખાડેછ કે તેઓ અત્રેજ છે એવી તેને કાઇ બતામી મળેલી હશે જે હશે તે હવે આપ મેળે જણાઇ આવશે."

રૂસ્તમ સુબેદારનુ આ અનુમાન ખોટુ પડયુ નહી જે "બરટન સાબ"ને ત્યાં તે ડીટેકટીવ પેલાં મોહમેદન–મા દીકરાને શોધતો આવ્યો હતો તેજ "બરટન સાબ"ને ત્યાં રૂસ્તમ સુબેદારને એક "ગેસ્ટ" તરીકે ઉતરેલો જાણી મોરારીરાવના હરખનો પાર રહયો નહીં. તે આવી પહોચ્યો ત્યારે આનરેબલ મી૦ બરટન બગલામાં હાજર ન હતા, જેથી મોરારીરાવ આવ્યા બરાબર તેને પેહેલ્લો આવકાર રૂસીએજ આપ્યો જો કે મી૦ બરટન સાથ તેને કશુ લાગતુ વળગતુ ન હતુ તે છતા મી૦ બરટને રૂસીને કહી રાખ્યુ હતુ કે તે ડીટેકટીવ ને પોતાના એક ગેસ્ટ તરીકે તેમનાં બગલામાજ ઉતારવો મી૦ બરટન તો પેલા "મર્ડર કેસ"માં રોકાઇ ગયા હતા જેથા મોરારીરાવનો આવજો–માવજો રૂસીને કરવો પડયો પોતાના જાની મીત્ર સરદાર સોહરાબશાહના આ એકપુરા સપુતને ઘણે વરસે એક ફતેહમદ બારીસ્ટરની કીરતી સાથ પોતા સામે ઉભેલો જોઇ તે ઘરડો ગ્રહસ્થ ભારે આનદ પામ્યો, પણ જ્યારે રૂસીથી તેણે તેહમી પણ અહીંજ હોવાનુ જાણ્યુ ત્યારે તે ઘરડાને અચબુચ થઇ આવેલો "અચરતીનો ચમક વા" ઘડીભર જોવા જોગ હતો ?

તુરત તેને તેહમી સાથ મેળવવામાં આવ્યો મોરારીરાવને તેહમી અજાણી નહી હતી. વાચનારને યાદ હશે કે તે દુખી અબળાની કાકલુદી ભરેલી અરજ ઉપરથીજ મરનાર ફરદુનજી તાલેવતના ખુનનો પતો મેળવવાનુ તે ચટપટીઆ ગ્રહસ્થે બીડુ ઉઠાવ્યુ હતુ. તેઓ વચ્ચે અરસપરસનાથયલા ખુલાસાઓ ઘણા હરૃદયભેદક હતા, પણ હવે તે અત્રે નાહક દરશાવવાની કશી જરૂર નથી

"બીજા સાત કામ બાજુએ મેલી મને પ્રથમ એકદમ કહો, મીસ તાલેવત, કે મી૦ બરટનના આ બંગલામા સકીના નામની કોઇ મેહોમેદન સ્ત્રી છે ?" ડીટેકટીવ મોગરીરાવે પુછ્યુ

તેહમી તે નામ સાભળી અજબ થઇ ! એ સકીના જોકે થોડાજ દીવસ થયા મી૦ બરટનને ત્યા નોકરી રહી હતી પણ તેણીએ તેટલાં વખતમા તેહમીનો પુશકળ ચાહ ખેચી લીધો હતો

"હાજી–સકીના નામની અહી એક આયા છે ખરી, તેનુ તમને શુ કામ પડયું ?"

"કામ પુછો છો ? પેલી તમારી આયા એનજેલીનને ઓળખાવવા માટે તેની બહુ જરૂર છે હુ એ બાઇને શોધવા માટેજ અત્રે દોડી આવ્યો છુ. વારૂ એનો એક યુસુફ નામનો બોલકણો છોકરોબી સાથે છેની ?

"હાજી, તેબી અહીંજ મી૦ બરટનની નોકરીમાં છે પણ મી૦ મોરારીરાવ, એ સકીના અને યુસુફને તમે કયાથી ઓળખો ?" તેહમીએ અચરત થઇ પુછ્યુ.

"બાઇ સાહેબ, આપણે જો ફ્નેહ મેળવ્રી છે, તેને માટે આપણે કોઇનાબી આભારી હોઇએ તો એ ન્હાનાં યુસુફખાં અને તેની માયાળુ માવતર સકીનાના છીએ

"તે તમે શુ બોલો છો, મોરારીરાવ ?"

"હા હુ ખરૂજ બોલુ છુ" અને અહીં થોડા વખતની વાતપર રેલવેની મુસાફરીમાં સકીના જોડે તેનો અચણુચ કેવી રીતે મેલાપ થયો હતો તે તથા યુસુફમીયાની મેહેરબાનીથી

આયા એનજેલીનતો પનો આઇતો કેમ મળી ગયો હતો તે બધી બીના તેણે તેહમી તથા રૂસીને વીગતવાર બ્યાન કીધી એટલુજ નહી પણ તે પછીની વળતી મુસાફરીમા નીઝામ હૈદરાબાદ તરફનો એક બુઢ્ઢો મુસલમીન રેલવે ત્રેનમાં મરણ પામતી વખતે તેને એક વસીયત આપી મુવો હતો તે બીના પણ બ્યાન કરી તેણે કહયુ કે હુ ખાત્રીથી માનુ છુ કે તેમાં જણાવેલી ઝોહરાબેગમ અને તેણીનો બેટો અમીરજાદો ફીરોઝ તે એજ સકીના અને તેનો દીકરો યુસુફ છે"

આ અટકળ તમે શા ઉપરથી કરો છો ‘" રૂસીએ પુછ્યુ

‘તે દસ્તાવેજમાં આપેલી એ મા દીકરાને ઓળખવાની નીશાની ઉપરથી! સકીનાના નાકપર એક મોટો મસો છે અને યુસુફના ગાલપર એક મોટી ગુલાબી લાછન છે, એ વાત ખરી કે મીસ તાલેવત?"

ખરી! હદ થઇ, મી૦ મોરારીરાવ! તમે એક ભેદ પકડવા જતા બે ભેદ પકડી પાડયા!"

"હા, અમો ડીટેકટીવોની જીદગીમાં એવા બનાવોની નવાઇ હોતી નથી. અમને એક ભેદ શોધવા જતા કોઇવાર એકવીસ ભેદો આઇતા મળી આવે છે અજબ જેવુ તો એ છે કે તમારીજ માફક આ સકીનાબાઇના દાખલામાં પણ વસીયતનીજ મોહકાણુ છે! કુદરતના ગેબી ભેદને કોણુ પહોચે, બાનુ? હવે મેહેરબાની કરી તમે એ સકીના અને તેણીના બેટાને અહીં બોલાવશો?"

"હાજી"

"જુઓ સાંભળો! તેઓ આવે તેટલાં હુ આ સ્કીનની

પાછળ છુપાઇ જાઉં છુ અને અચણુચ બાહેર આવીશ હુ જોવા માંગુ છુ કે તેણી મને ત્રેનમાં મળેલા પેસીનજર તરીકે ઓળખી કહાડે છે કે નહી? તમે તેણીને વાત કરાવજો."

"બહુ સારૂ"

ડીટેકટીવ મોરારીરાવ તેઓ બેઠા હતા તેની પાછળનાં એક સ્ક્રીન પાછળ ભરાઇ ગયો બીજીજ પળે ચગ દાબી આયા સકીના અને તેના બેટા યુસુફને તેહમીએ દીવાનખાનામા બોલાવ્યા.

"મેમસાબ, શુ આ વાત ખરી છે કે તમે એક ઇગ્રેજ બાનુ નહી પણ પારસી બાનુ છો અને આ બેરીસ્ટર સાહેબના આવ્યાથી તમારો ભેદ ખુલ્લો થઇ ગયો છે? આખા બગલાના નોકર–ચાકરોમા એ ચરચા જાગીછ પણ હુ તે માનતી નથી"

"સકીના હજીતો દીવાનખાનામા દાખલ થાય અને તેહમી કાંઇ પુછે તે આગમચ તે પોતેજ તેહમીને પુછવા પડી! "વળી તેણીને એમબી સાભળ્યુ કે આએ ગ્રહસ્થ તમારા કોઇ અતલગના ખેશી છે અને તમે પોતે કોઇ મોટુ ખાંચરેના બાનુ છો!"

"ખરી વાત છે, સકીના ઉરફે ઝોહરાબેગમ! તમારી અટકળ ખોટી નથી" તેહમી તેણીને કાંઇ જવાબ આપે તે આગમચ પેલા સ્ક્રીનની પાછળથી ડીટેકટીવ મોરારીરાવે છુપાયલી હાલતમાંજ જવાબ આપ્યો!

"ઓ! એ કોણુ બોલ્યુ? યા અલ્લાહ! અહીં તો આપ બે સીવાય ત્રીજુ કોઇ નથી! ત્યારે આ અવાજ કયાંથી આવ્યો?" તેણી ચકીત થઇ ચોતરફ જોવા પડી.

"આકાશમાથી!" પેલા સ્ક્રીનની પાછળથી જવાબ મલ્યો.

જેમ આ મેમ એક ઇગ્રેજ નહી પણ પારસી બાનું છે તેમ તમે એક ગરીબ મોહમેદન સ્ત્રી સકીના નહી પણ હેદરાબાદ-વાળા મરહુમ માનવંત નવાબ અમીર ખુશરોનાં બેગમ ઝોહરા અને તમારો કહેવાતો યુસુફ તેણીનો બેટા અમીરજાદો ફીરોઝ છે એ વાત ખરી કે ખોટી ? બોલો બેગેમ સાહેબ, હવે તમારો ભેદ પણ ખુલ્લો કરો !"

સકીના હાફળી-ફાંફળી થઇ ગઇ ! આ સખુનો સાંભળતાં વાર ગોયા તેણીની વાચાજ બેસી ગઇ !

"ઓ મેમ સાબ ! એ શુ ભેદ છે !" તેણી એક બે પળ મુંગી મતર રહી મોટી મુશ્કેલીથી પુછવા પડી "અહીં કોઇ નથી, ત્યારે આ કોણ બોલે છે ?"

"આકાશનો ફરેસ્તો બોલે છે, બેગમ સાહેબ ! જુઓ આ રહયો તે ! તમે મને ઓળખો છો ?" ડીટેકટીવ મોરારીરાવ એકદમ સ્ક્રીન પાછળથી બાહેર ધસી આવી દમામદાર દેખાવે સામો ઉભો રહી પુછ્યુ

ઓ અમ્માજાન ! એ તો પેલો ત્રેનમાં આપણુને મળેલા બડેમીયાં છે !" બેટા યુસુફ તેને ઝટ ઓળખી પુકારી પડયો !

"શાબાશ બેટા ! ધન છે તારી ચાલાકીને ! જુઓ મીસ તાલેવત તથા મી૦ સુબેદાર, આ બાનુનાં નાકપર મસો છે કે નહીં ? અને આ અમીરજાદાનાં ગાલપર ગોલાબી લાછન કેવી દીપી રહી છે !"

વગર સકે તે ગોયા એક મુંગો પેન્ટોમાઇમ જેવો હતો !

સકીના ઉરફે ઝોહરા બેગમ સમજી નહી શકી કે ત્રેનમાં

મળેલો આ મુસાફર તેણેની આગલી "હીસ્ટરી" કયાંથી જાણી શકયો? તેણી એક કોરી કાઢેલા પુતળા પેર અચરતીથી ફાટી રહી તેને જોવા લાગી

"ઓ બડેમીયાં! ખુદા ખાતર મને વધુ વખત ના ટવળાવો! તમે શા ઉપરથી કહો છો કે હુ એક બેગમ છુ?" અતે તેણીએ પુછયુ.

"મારી પાસે તેના દસ્તાવેજી પુરાવા છે, મારા ઉમગાવ બાનુ!"

અને હવે આ ચીત્ર અહીં વધુ લબાણ કરવાની શુ જરૂર છે? ડીટેકટીવ મોરારીરાવે તે મોહમેદન મા-દીકરાને બા-ઇઝત ખુરસીપર બેસાડી તેમની કને તમામ બીના બયાન કીધી.

**"જેઓ બીજાના કામમાં પરોપકારિ હીસ્સો આપે છે તેઓના પોતાનાં કામમાં ખુદ ખુદા તેમનો દસ્તગીર થાય છે** મોરારીરાવ બધો ખુલાસો કરી રહયા પછી બોલ્યો "તમોને યાદ છે, બેગમ સાહેબ, કે તમારા આ નાનકડા બેટાની બરકતથી પેલી આ ખાલાવાળી આયા એનજેલીનનો પતો મે તમો મારફતે રેલવે ત્રેનમાં મેળવ્યો હતો? જુઓ, તમે અમારૂ ભલું કીધુ, તો ખુદા તમારૂ કા નહી કરે? 'નેકીકા બદલા નેક હય બદકા બુરા અંજામ હય' એ કહેવત શુ ખોટી છે? ખુદાના શુક્ર કરો બેગમ સાહેબ કે તમારા ઉમરાવ ધણીનું આમલુ ખરૂ વસીયત નામુ મળી આવ્યુ છે અને તેની રૂહે ખુદા ચાહશે તો———

"સબર કરો, સાહેબ!" સખીના ઉરફે ઝોહરા બેગમ બોલી," તમે મને શોધી કાઢી ખરી–મારા મરનાર ઉમરાવ ધણીનુ વસીયત મેળવી કાઢયુ એબી ખરૂ પણ મારા બદમાશ દેર બેહેરામખાને તે મરનારની છેલ્ની ઘડીએ તેની જોડે ઠાગો રમી એક બનાવટી વીલ કરાવી લીધેલુ છે અને તેથી આ આગલુ વીલ નકામુ છે"

"નહીં–બેગમ સાહેબ–તમે નાઉમેદ ના થાઓ. તમારો સેવક હેદરાબાદનુ ચકકર પણ કયારનો મારી આવ્યો છે અને ત્યાનુ પોકળ પકડાઇ ગયુ છે તે મુજી બેહેરામે તમારા ધણી પાસે કરાવી લીધેલુ દગાખોર વીલ અતે ખોટુ જ નીકળ્યુ છે. ખુદાની લાકડીને અવાજ નથી દગો કોઇનો સગો નથી તેણે તે વીલ કરાવી લીધુ ખરૂ, પણ ગભરાટમા તેની ઉપર તે કાયે દીવસે કરવામા આવ્યુ તેની તારીખજ નથી! બુરાઓ ગમે એવી ચાલાકી વાપરે છે, પણ બળવંત તેમાં બારી રાખ્યા વીના રેહતી નથી. તારીખ વગરનો તે દસ્તાવેજ કોડીને કામનો નથી. વળી બીજી ખુશ ખબર સાભળી તમે ખુદાના શુકરાના અદા કરશો કે આગલુ વશીયત મળી આવ્યાની ખબર જાણ્યા પછી તે બદમાશે પોતેજ પોતાને હાથે આપઘાત કરી પોતાની નેહેસ્ત નાલાયક જીદગીનો અત આણ્યો છે. એવા ચડાળોનો આખર નતીજો એજ હોય છે. આખુ નીઝામ હેદરાબાદ હાલ એજ બનાવથી હલમલી રહયુ છે અને મરનાર અમીર ખુશરોની બેશુમાર દોલત અને મીલકત તેના હકદાર વારેસ અમીરજાદા ફીરોઝની ત્યા રાહ જોય છે

* * *

આનરેબલ મી૰ બરટનની અજાયબીઓનો પાર રહયો નહી તેની નોકરીમાં રહેલી ભલી ગવરનેર મીસ પીયરસન એક ખાનદાની પારસણ નીકળવાની અજાયબી હજી તો ભાંગી નહી તેટલાં આયા સકીનાનુ એક મોટા દરજ્જાની બેગમ તરીકે જાહેર થવુ તે સુધા ગ્રહસ્થને હેરતની આગળી દાતમા પકડાવ્યા વીના રહયુ નહી જો મરહુમ મીસીસ બરટન હાલ હઇયાત હતે તો આપણા મોર્ડા માયોના બોલમાં જરૂર એમ બોલતે કે "એ બધી સખણી-દખણીઓ મારેજ ત્યાં કાંહથી નીકળી આવી!"

ડીટેકટીવ મુરારીરાવ જે કામને માટે આવ્યો હતો તે કામ પુરતી સેહેલાઇથી—જરાબી અડચણ વગર—પાર ઉતરવાથી હવે તેણે વધુ વખત ત્યા થોભવાની ના પાડી. રૂસી અને તેહમીને પણ તેટલુજ જોઇતુ હતુ તેઓ તેજ દીને રાતના મેલમાં મુબઇ ઉપડી ગયા તેઓ પોતા જોડે સકીના અને યુસુફ મીયાં (ખરૂ પુછો તો હવે ઝોહરાબેગમ અને અમીરજાદા ફીરોઝ) ને પણ લેતાં ગયાં તેહમીને મી૰ બરટનની નોકરી અચણુચ છોડી જવી પડવાથી ઘણુ લાગી આવ્યુ અકસર કરીને તે ભલા ટોપીવાળાનાં નમાયાં બચ્ચાઓની માયા તેણીને ઘણી લાગેલી હતી, જેથી છુટાં પડતી વખતે એક તરફ જેમ તેહમી રડમસ થઇ તેમ બીજી તરફ તે નીરદોષ કમનશીબ બાળકો પોતાની "ડીયર ગવરનેસ"ને છોડતા ઓછા દુખી થયાં નહી સઉમા વધુ તુફાન બાબા આલબરટે કીધુ. મીસ પીયરસનથી છુટો પડતાં તે કળવાઇને રડી પડયો "જુઓ મેમ તમે એકલાં ના જાઓ—મને તમારી સાથે લઇ જાઓ. હુ જરાબી મસ્તી નહી કરસ અને ડીસ-ઓબે નહી થવસ" એવા

એવા હરદય પીગળાવનારા શબ્દોથી તેણે એવુ કીલ્યાણુ કરી મેલ્યુ કે એકએક જણની આંખમાં તે દયાજનક દેખાવ જોઇ પાણી આવી ગયા! આટલુ છતાં, તેહમી હવે રહી શકે એમ તો હવુજ નહીં, તો જો કે ત્યાથી છુટાં પડતી વખતે તેણીને જે દુ ખ થયુ તે તેણી લાબા વખત સુધી ભુલી નહી.

* * *

તેહમીને અલાહબાદમા શોધી કાઢવાની રૂસીએ આપેલી ખુશખબર ગુલ અને તેણીના પીતા સરદાર સોહરાબશાહને જેટલી ખુશ કરનારી તેટલીજ હેરત કરનારી થઇ પડી સારે નસીબે જે દીને આ તાર સરદાર સાહેબને પુનામા મળ્યો, તેની બે ચાર દીવસ આગમચ ગુલ પોતાને સાસરેથી "પપાને ત્યા" થોડા દહાડા રહેવા આવેલી હતી તેહમી અચણુચ મળી અને તેબી જ્યારે મરનાર ફરદુનજી તાલેવતના મોતનો ભેદ ફુટવાની અણીપર હતો તેજ ટાકણે મળી આવી, એ જોઇ તે બાપબેટીના જીવને પુષ્કળ રાહત મળી.

"પપા, તમે જાણોછ કે? વરસો પછી આજે એક ભેદ તમારી પાસ હુ ખુલ્લો કરૂ છે" પપાએ આપેલો તાર વાચી હરખાઇ ગયા પછી ગુલ બોલી "આએ તારમાં એક અરથ સુચક વાકયપર તમારૂ ધ્યાન ખેચાયુ છ કે?"

"નહી દીકરી, તારની મુળ મકસદ સીસાય બીજા કોઇ ખાસ ખ્યાલપર મારૂ ધ્યાન ખેચાયુ નથી"

"ત્યારે આએ તાર ફરીથી વાંચો, પપા ડીયર! એમા આપણો રૂસી શુ લખેછ? જુઓ, 'મારી તરફની એક ખુશ ખબર આપુ છુ કે, મે મારી વ્હાલી તેહમીને અહીં આસા-

નીથા શાધી કહાડી છે' આએ વાકયમાં મારી વ્હાલી તેહમીનો તમે શું અરથ કરોછો? પપા, એ તેહમીને વરસોથી ચાહેછે!"

"એ તું શું બોલેછે—મારા માનવામાં આવતું નથી"

"નહી પપાજી, મારૂ કહેવુ ખોટુ નથી. રૂસી જે દીને વીલાયતથી પહેલવહેલો પુને આવ્યો તેજ દીને મારા ઓરડામા તેહમીની તસ્વીર જોઇ તેની ઉપર એ ચાયો હતો"

"તે તે કેમ જાણ્યુ?"

"એ વીશે મને એની સાથ વાત થઇ હતી એણે તે તસ્વીર પરથી એક બીજી તસ્વીર પોતા માટે ઉતરાવી લેવાની માંગણી કરવાથી હુ એ ભેદ પામી ગઇ હતી"

"તુ એ વીશે તદન ખાત્રીપુરવક છે, દીકરી ગુલ?"

"તદન ખાત્રીપુરવક, પપા, હુ ખોટુ શુ કામ બોલુ?"

"અરે છોકરી! ત્યારે તેજ વખતે તુ મારી પાસ કાંય નહીં બોલી?"

"એ ભેદ છુપો રાખવા માટે રૂસીએ મારી પાસ વચન લીધુ હતુ કે તેહમી મળે નહીં" ત્યાં સુધી એ બીના પપાથી છુપાવવી."

"હવે જોયુ? એ રાસ્કલ ચોરને કોઇ પુછે? તુ પપા જાણુતે તો પપા ના કહેવાનો હતો?"

"નહી, તેમ નહી, બાવાજી, તમારા મનમા ઓછુ ના લાવો, પણુ તે વખતે તેહમી પોતે ક્યાં છે તે કોઇને ખબર નહી હોવાથી તેની ગેરહાજરીમાં પોતાની એવી ખાહોશ ખુલ્લી

થયલી જોવાને તેણે ઇચ્છયુ નહી એ એક લેખે પસદ કરવા જોગ પગલુ હતુ "

"ત્યારે હવે મને બધી સમજ પડેછ!" સરદાર સાહેબ પટપટયા તારા લગન વખતે મે એનેબી સાથે સાથે પરણાવવાની જીદ પકડી હતી ત્યારે એ ના પાડતો હતો તેનુ કારણતો કેથુ એ હતુ! પણ તે ભુલ કીધી હુ આટલાં વરસ નાહક ફીકરમદ બન્યા કરતો હતો કે રૂસી મુબઇમા કોઇ ભલતે જગે જોડાઇ નહી જાય તો સારૂ!"

"તેનુ કારણ, પપા?" ગુલે તેમનો હેતુ પામી જવા છતા તેમનેજ મોહડે અકે કરાવવાના ખ્યાલથી સવાલ કીધો.

"તેનુ કારણ એ કે આપણા રૂસીનુ જોડાણ તેહમી દીકરી સાથ થાય તે જોવાને હુ એ બચ્ચાંઓ ન્હાનાં હતા ત્યારથી ઉમેદ રાખતો આવ્યોછ અને આજે તારેથી સાંભળીને ખુશી છુ કે પાક પરવરદેગારે વરસોની મારી ઇનતેજારી પછી તેજ જોડુ આપ મેળે સાધ્યુ છ. તુ શુ ધારેછ, દીકરી, જેમ આપણો રૂમી તેહમીને ચાહેછ તેમ તેહમી રૂસીને પસદગી આપશે?"

"ખચીત આપવીજ જોઇયે, પપા એમાં હુ જરાબી શક ધરાવતી નથી. તેહમીની લાગણી આપણી તરફ ઘણી છે એ કાઇ 'નહી સમજ પડે એવા કારણને લીધે' આપણે ત્યાંથી જતી રહી ખરી, પણ તેથી એ આપણને ધીકારે એમ હુ કદી માનવાની નથી રૂસીના તાર ઉપરથી મને વધુ મજબુતી મળેછ કે તે બનેનો મેલાપ થયા પછી તેહમીનું દીલ જીતવાને તે ફતેહમદ થયલો હોવો જોઇયે આવતી કાલનાં મેલમાં આપણે ઉપડી જઇયે, મને લાગેછ કે એ લોક હવે અલાહબાદ ઝાઝાં ખોટી થનાર નથી"

"મુબઇમાં સરદાર સોહરાબશાહ અને મીસીસ ખબાતાએ (ગુલે) અલાહબાદથી આવેલા તે પાંચ પરોણાઓ (રૂસી, તેહમી, મોરારીરાવ, બેગમ ઝોહરા અને અમીરજાદા ફીરોઝ) ને ઘણા હેતથી હરખભેર આવકાર દીધો અગીયાર–અગીયાર વરસ પછી તેહમી પોતાની સહી ગુલને પાછી મળવા પામી–અને તેબી ઘણા સુખદાય સજોગો સાથ મળવા પામી—તે વગર શકે તકદીરની એક તાજુબી ભરી તાસીર હતી!

"ઓ તેહેમી! તેહેમી! ખુદાએ આપણને કેવા સુખી સજોગો વચ્ચે મેળવ્યા! ગુલ તેને ભેટી પડતા તુરત બોલી ઉઠી, સઉથી પહેલો ખુલાસો મને એકદમ કરી દે, તેહમી, કે મારા પપાના ઘરનો માયાળુ આશરો છોડી જવા માટે તને મુખ્ય કારણ શુ અને કોણ હતુ ?"

"તારો ભાઇ!" તેહમીએ ઝટ હસીને જવાબ આપ્યો "એની તસ્વીર જોતાંજ હુ ભાન ભુલી બની હતી મે વીચારયુ કે હવે હુ અરધી વગરની એક કગાળ કુમારીકા છુ તેને તારો માલેતુજાર ભાઇ કાંઇ ચાહી શકવાનો નથી માટે તે વીલાયતથી આવી પુગે તે આગમચ હુ પોતે દુર થાઉ તે બેહેતર—આટલાજ ખ્યાલથી હુ તારા માયાવતા મુરબ્બીનો સીતલ છાંયડો છોડી જવાની તકસીરવાર થયલી છેઉ"

તેહમી આ સખુનો બધાની હાજરીમાંજ બોલી અને તરત પોતાના બાપ તોલના મુરબ્બીને કોટી કરતા વળગી પડી ઉપલાં કારણને લીધેજ પોતે તે તેમનો સુખી છાયડો છોડી ગઇ હતી એમ કહી તેમની માફી ચાહી!

"ઓ દીકરી! એમ ના બોલ! હુ પહેલાથીજ ધારતો

હતો કે તારી પાસે એનુ કાંઇભી મુસ્તકીમ કારણ હોવુજ જોઇયે અને તે આજે જાણ્યા પછી મારી ખાત્રી થાએછ કે મારૂ અનુમાન ખોટુ નહી હતુ. એક ખાનદાની બચ્ચાંનું ખરેખરૂ ખમીર તે તારાં આએ પગલાથી સાબેત કરી આપ્યુછ" સોહરાબશાહ બોલ્યા

"તે ખરૂ, પપા ડીયર, પણ મારી તેહમીએ મને કેટલો ગેરઇનશાફ કીધોછ તેનો એની પાસ જવાબ માંગો!" અહીં રૂસીએ હસતે ચેહેરે રમુજી ટાહુકો મુકયો! "એને ગરીબ જાણી હુ હીણીસ એમ માની લેવામાં એણે મને ગભીર ગેરઇનસાફ કીધો કે નહી? મારે માટે એણે કેવુ હલકુ વીચારયુ?"

"ચાલ-ચાલ, મારી તેહમીનો એમાં કશો કસુર નથી" ગુલ વચ્ચે બોલી ઉઠી "તુ એને ચાહેછ કે નહી અથવા ચાહશે કે નહી તે એ તે વખતે થોડુજ જાણતી હતી! તેવા સજોગોમા એણે ભરેલુ પગલુ હવે હુબી કહુછ કે તે તદન વાજબી હતુ. એ તો સારૂ થયુ કે જેમ તારી સબી જોઇ તેહમીનુ દીલ ખેચાયુ, તેમ તેહમીની તસવીરપર તુ ફીદા થયો. અગર તુ તેહમીપર નહીં ખેચાતે ને કોઇ બીજી ફલક-સુર પર ફીદા થતે તો તે વખતે તેહમીની હાલત કેવી કઢંગી થઇ પડતે? રૂસી, ખબરદાર, આ બાબદમા તુ એને જરાબી ઠપકો આપતો ના. એમા તે વળી ગેરઇનશાફ શુ બન્યોછ? જો વાત લાયોછ તે!"

ગુલનાં આ રમુજ જવાબથી હસાહસ થઇ રહી

તેહમીએ ઝોહરાબેગમ અને અમીરજાદા ફીરોઝ સાથ પોતાનાં પીતાની ઓળખાણ કરાવી અને ડીટેકટીવ મોરારી-

રાવને મળેલી ફતેહ કોણુને આભારી હતી તેનુ વીગતે બ્યાન કીધુ સરદાર સોહરાબશાહ અને તેવણુની બેટીએ તે મા-દીકરાંને તેમનાં દરજ્જાને છાજતુ માન આપવામા કોઇ રીતની કચાસ કીધી નહી તેમની ચઢતી પડતીનો ચીતાર સાંભળી કુદરતે કર્યાનો ભેદ કયા ફોડેયો તે ઉપર તેઓ ઘણા હેરત થયા.

---

## પ્રકરણ ૪૮ મું.

### "કરણી તેવી પાર ઉતરણી!"–"રંગમાં ભંગ'

જુલ્મસે આખીર બુરાઇ હોવે,
જાલીમ કુચ્છ ન પાએગા ખએર,
જાલીમપર હએ લાઅનત ખુદાની,
ઉસપે ન હોતી હએ રબકી મહેર
જો બીજ બોવે–સો ફલ પાવે,
આમ બોવે તો ફલે આમ,
ઇમલી બોવે તો ઇમલી ફલે,
જો અમલ કરે સો આવે કામ

[ મઉલાકે કલામ. ]

ભભુકાદાર ઇલેકટ્રીક લાઇટથી "તાલેવંત કાસ્ટલ" ઝકઝકી રહયો હતો તેના વીશાળ બગીચાની ચારે બાજુના ચાર મોટા ફુવારાઓ બુલંદ ઉંચાઇ સુધી રૂપેરી સેરો ઉરાડી

રહયા હતા અને મેહેલ ઉપરાત બાગમા પણ ઝમકદાર રોશની કરવામાં આવેલી હેવાથી તે દીલખુશ જગ્યા ગોયા તે સાંજે બાગે પરસ્તાનમાજ ફેરવાઇ ગયલી હતી

એક તરફ ૧૦૦ માણસનાં એક મોટા લશકરી બેંડના દીલજીત સરદોથી તે મકાન વાજીમાજી રહયુ હતુ, ત્યારે બીજી તરફ લગભગ અઢીથી ત્રણ હજાર બાનુએ અને ગ્રહસ્થોથી તાલેવંત કારટલનુ આગનુ જંગી દીવાનખાનુ ચીકાર ભરાઇ ગયુ હતુ સઉ કોઇના મોહડાં ઉપર ઉમંગ અને ખુશાલી ખુલ્લી જણાતી હતી. આજે મેહેરબાઇ તાલેવંતની "કરી લીધેલી દીકરી" કુમા-ઉરફે કુંવરબાઇ-ની સાજવારીનો બખ્તાવર દીવસ હતો. આઠ દીવસથી ચાલેલી ખાણીપીણી પછીનો આજનો લગનનો યાદગાર દહાડો "તાલેવંત કેસ્ટલ"ની તવારીખમા એક "રેકારડ" સમાન હતો, એવી રોશની, એવી ચેહેલમેહેલ અને એવી ધામધુમ તે મહેલમા અગાઉ કદી થઇ ન હતી

મુંબઇ શેહેરના મોટે ખાચરેના બાનુઓ અને ગ્રહસ્થોથી 'તાલેવંત કારટલ'નો મહીમા આજે બેનડો દીપી રહયો હતો એકજ જંગી દીવાનખાનામા એક તરફ ગ્રહસ્થો અને બીજી તરફ બાનુઓ બીરાજયા હતા, જયારે પરણુતા જોડાની ખુરસીઓ તે કુશાદે હોલની બરાબર વચ્ચે ગોઠવવામા આવી હતી છેહલાં ૧૧ વરસની વાતપર મરનાર શેઠ ફરદુનજી તાલેવંતનુ નીપજેલુ કમોત આજે તમામ વીસરાઇ ગયુ હતુ અને આ અપસ્વાંથી દુનીયામા જેમ હમેશા બનતુ આવ્યુ છે, તેમ મેહેરબાઇ તાલેવંતનુ નીદાયલુ નામ તેમના મુબલખ પઇસાના જોર

અને જાહોજલાલીને લીધે વીસરાઇ જઇ મરનાર ફરદુનજી તાલેવતના મરણ પછી તેણીએ દુલ્લે હાથે 'લાલ વાવટો' છોડવાથી પાછુ લોક પ્રીયતાની ટોંચે ચઢયુ હતુ !

"પઇસો પાપને ઢાંકે છે" આ કહેવત જો કોઇનાણી બાબમાં ખરી પડી હોય તો મેહેરબાઇ તાલેવતના દાખલામાં હતી એક વાર જેઓ તેની નીંદા કરતાં હતાં, તેઓ આજે 'મેહેરબાઇ શેઠાણી"ની તારીફપર તારીફ ગાતાં હતા દુન્યા કેવી દોરંગી છે અને પઇસાનુ પ્રબળ સરૂશટીમાં શુ શુ કરી શકે છે, તે આ ઢંગધડા વગરના લોકમત ઉપરથી પુરવાર થતુ હતુ !

આજની સાજવારીની ધામધુમમા મેહેરબાઇ તાલેવતનો ધુમ પઇસો ખરચ્યો હતો પોતાની આખી જીંદગીમાજ આ પહેલવહેલીજ 'ભલાઇ' તેણીને હાથે થતી હોવાથી તેણીએ કોઇ રીતની કસર રાખી ન હતી આજે તેવણનો પોતાનો ઠઠેરો પણ ભારી હતો. એક વીધવા બાનુ તરીકે તેવણ છેલ્લા ૧૧ વરસથી કાળી સાડી પહેરતાં હતા, પણ આજે ? આજે તો આ મોટે ઘેરની ફાટાબાજ અભઇજીએ લોકોની ભારે અજાયબી વચ્ચે શોકનુ તે શીઆહ ચીથડુ તરક કરી એક સોહાસણ સ્ત્રીને છાજતો રંગબેરંગી ઠઠેરો કીધો હતો તેણી તેમા 'સુધારો' સમજતી હતી, પણ પોતાના હલકટ ખાનદાની ખવાસપર અચબુચ ઢળી જવાની તેણીની આ નબળાઇએ નીદાખોર જીભલીઓને તદન વાજબી રીતે બોલવાનો આઇતો ખોરાક પુરો પાડયો હતો !

તે સાજવારીની આખી મીજલસમાં—શુ બાનુઓ કે ગ્રહસ્થોમાં—આજનુ મુખ્ય ખેંચાણ પરણતી કન્યાનુ થઇ

પડવું જોઇયે, તેને બદલે આ "ઘરડી ઘોડીને લાલ લગામ" કરી નીકળેલી ચાકલેટ ઓપર તમામ લોક ટીકી રહયુ હતુ અને પોતપોતામા મન ભાવતી ધુમ મજાક અને ટકોર કરતુ હતુ આજે તેણીએ સફેદ રકેટની સાડી અને ક્રીમ કલરનુ બલાઉઝ પહેડયુ હતુ, જેથી જોકે તેણીની કુદરતી ખુબસુરતીમા એવડો વધારો થયો હતો, પણ છેલ્લા અગીયાર વરસથી જેઓએ તેન એક વીધવા તરીકેના કાળાં કોથળામા જોઇ હતી તેઓની નજરે આજનો બનાવ વગર શકે નવાઇ જેવો હતો પોતે તાલેવત ખાનદાની શેઠાણી એટલે તેને હીરા–મોતીના દર–દાગીનાની ખુટ શી હોય? તેણી આજે ભારોભાર હીરા-જડીત મુલ્યવાન દાગીનાઓમા ગોથા મઢાઇ નીકળી હતી! હીરાનો નેકલેસ, હીરાનો બ્રેસલેટ, હીરાજડીત બ્રોચ અને હીરાની બુટટીઓથી તેણીનો ઠઠેરો ઘણીક ઓરતોને અદેખાઇ ઉપજાવનારો થઇ પડયો હતો વળી ઓછામાં પુરૂ જે હીરા-જડીત બ્રોચ તેણીએ પેહેરયો હતો તેમા મરહુમ ફરદુનજી તાલેવતની એક છેલ્લામા છેલ્લી બહુ સુદર તસ્વીર મઢેલી હતી, જે જાણે તેણીની તે "મરનાર ધણી" તરફની અચુક વફાદારી અને વ્હાલની મુગી ગવાહી પુરતી હતી! આ "વફાદારી અને વ્હાલ" કેવા નમુનેદાર હતા તે વ્હાલા વાંચકોને અજાણ નથી, પણ મેહેરબાઇ તાલેવત તો જાહેરમાં તેવુજ દેખાડતી હતી અને આજે લગન જેવે દહાડેબી તેણી પોતાની કેટલીક ઓળખીતી–સહીમીતીઓ આગળ "બેહેસ્તીની યાદ" કરી જુઠા જુઠા સીપલાટથી આંખપાણી કીધા વીના રહી નહીં હતી! વાંચનાર! "ઘી ખાના સકકરસે, ઔર દુનીયા ખાના મકકરસે" તે એનુ નામ!

"અરે મરેરે! એ રાનને કોઇ પુછે?" તે સાજવારીમાંથી ઘણીક બાનુઓ પોતપોતામાં ટચકા કરી તેણીની ટકોર કરતી હતી. "ફરદુનજી તાલેવંત ગુજર્યાં પછી એવો લાલ વાવટો એણે કયારે મુકયો હતો? એ વાહલા મુઇને આજે એ શુ શોખ થઇ અ વ્યો? રાન કાલી સાડીમાજ કેવી શોભતે તેને બદલે એ ઉંધી અકકલ એને કાંહથી સુજી? મરેરે! પઇસાને જોરેજ સૌ વનાઇ જાએછ જો! નહીં તો કોણ જાણે કાંહ પીછડાં વેરાઇ જતે!"

"અરે હારે માય! પઇસાને જોરેજ તો!" કોઇ બીજી બાનુ બોલતી "આખર કરે પણ બબરચીનીજ દીકરી કેની, તે બાદશાહી ધણીનુ વ્હાલ ને વફાદારી વીસરી જઇ આજે એવો ચકોમકો કરી નીકળીછ! મુઇરે તુ સોહવાસણમા ખપતી! એમણી ને એમણી કોઇ સાથ દાણા કયા નહીં પાડી જતી કે પીડા પતે લોકમાં હસી નહીં થાય!"

"શુ શુ એ બબરચીની દીકરી છે? અરે નહીંરે ધન, એમ તે કઇ હોય? ફરદુનજી તાલેવંત જેવા માલેતુજાર શેઠીયા એક બબરચીની દીકરી સાથ પરણે એમ બનેબી? હુ તો બા નહીં માનુ!"

"નહીં માનો તો રહયુ, પણ આલામાય, હુ ખરૂજ કેહુછ કહેછ કે મરનાર ફરદુનજી એની ખુબસુરતીપર લોભાઇને અજાણતા ફસ્યા હતા. એ એક બબરચીની દીકરી છે એમ તેવણને પાછળથી ખબર પડી હતી"

"ખરો ભેદ ખોદા જાણે, પણ ધન, એ એણે આએ કરી લીધેલી દીકરી કોણ છે? મરેરે! નરૂ જાણે કારૂ દીકરૂ!

રાનની અકકલ બરે તે દીવો લઇને કાંહ શોધવા ગઇ હતી? એને દીકરીજ કરી લેવી હતી તો ખુબસુરત છોકરીઓનો તોટો હતો કે તેને બદલે એ રાન આએ કોઇ કારી હબસણને લઇ આવી? અરે મરેરે! પેલા કહે તેમ "કાલી કહે કે મારૂં કરમ જો, ને ગોરી કહે કે મારૂ રૂપ જો!" તેમાંની વાત થઇ! એ રાન કોઇ કાલી કુબા તો કરમવાળી દેખુ કે એવી લખપતણ માથ મોહી પડી!"

'કહજે એ એની ભત્રીજી થાયછ તેથી ભાઇને રાજી રાખવા એને દીકરી કરી લીધીછ."

"મરેરે! રાને દીકરી પસંદ કરવા આગમચ દોહોડીયાંનુ ખાધુ કાંય નહી? છતી સાવકી દીકરી એક પરી જેવી હતી તે બીચારીને એકફુટી બદામ આપ્યા વગર દુનીયાની દયાપર ઘેરમાથી એ રાને કહાડીને આએ મુવુ કાળુ મસરોટું શોધી લાવી! અરે તારી અકકલપર એડીયુ પડેરે મેહેરી!"

આ અને એવા તરેહવાર ટીકાઓ તે દીવાનખાનામા ચોતરફ ચાલતી હતી. ગરીબ બીચારી તેહમીની આજે સઉ કોઇ યાદ કરી તેની કદર ખાતુ હતુ, પણ દુનયામાં કદરની કીમત માત્ર મોહોડેનીજ હોય છે તેહમી કયા છે, શુ કરે છે અને મરે છે કે જીવે છે તેની કોણને દરકાર છે? આજના જમાનાની કદરદાની માત્ર મતલબ પુરતી હોય છે કારણકે જમાનો કલજુગનો છે!

બરાબર છને ટકોરે "વરરાજા" પરણવા આવ્યો તેને પડોશનાં બંગલામાં ઉતારો આપવામાં આવ્યો હતો આ ધન-ધન ધોરી વરરાજા કોણ છે તેને જોવા માટે આખી મીજલસનાં

બાનુઓ અને ગ્રહસ્થો તલપી રહયા હતા, કારણકે મેહેરબાઇ તાલેવતની "કરી લીધેલી" દીકરી "કાગડાની પાખ જેવી ખુબસુરત" હોવાથી તેણીના મોહક મુખડાપર મોહી પડેલો ને જવાન કોણ હતો તેને નજરોનજર નીરખવાને સરવ કોઇમા અસાધારણ કુતેજારી ઉપજે એ કુદરતી હતુ

ખરી વાત તો એ હતી કે તે કોઇ બાહેરગામનો કડકા બાલુસ જરથોસ્તી જવાન હતો, જે તે કરી લીધેલી કુબાની ચેહેરનમુન મુરતીપર નહી પણ મેહેરબાઇ તાલેવતના પઇસાપર મોહી પડયો હતો! મુબઇમાં તેને કોઇ ઓળખતુ ન હતુ, પણ મેહેરબાઇને બાહેરગામ ખાતે તે કેવો એક "મોટો માણસ" ગણાતો હોય તેવુ રૂપ ધારણ કીધેલુ હોવાથી અને તેની તારીફના બાંકાંપર બાંકા ફુકેલાં હોવાથી કેટલાંકો ને મનથી તે કોઇ ખાનદાની જવાન મનાયો હતો.

"વરરાજા" પરણવા સારૂ તાલેવત કાસ્ટલનાં આગલા દરવાજા આગળ વેહેવાઇ તરફવાળાઓની એક મોટી ફોજ સાથ આવી પહોંચતાંજ "વરરાણી" તરફના બેન્ડે પોતાના ગજાવર સરદોથી ગાજ વાજ કરી મુકી આ વખતે જાણે કેવો એક પ્રીન્સ પરણવા આવતો હોય તેમ મેહેરબાઇ તાલેવતે દોડાદોડી કરી મેલી તેવણ આગમચથી રાખેલી ગોઠવણ મુજબ બીજી કેટલીક બાનુઓ જોડે જમાઇજીને દરવાજાપર વધાવી લેવા તથા તેને આખુ–મીઠુ કરવા દોડી ગયાં તે પઇસાના પુજારીને ઘટતો આદરસતકાર કરવાનુ કામ એક જવાન મોહવાસણ બાનુએ બજાવ્યા પછી આશીરવાદ સારવા આવેલા મોટા દસતુરજી સાહેબોની પાસે મરદોની મીજલસમા તેને એક

ખુરસીપર બેસાડવામાં આવ્યો અને તે પછી "પરણુતી કન્યા"ને અંદરના ઓરડામાંથી તે દીવાનખાનામાં લાવવામાં આવે તેટલાં એક અજબ જેવો મોજેજો બન્યો. દીવાનખાનાના દરવાજા તરફ કાંઈ ગરબડ જેવી સંભળાઈ અને સરવે કોઈનુ તે તરફ ધ્યાન ખેંચાયુ

આ મામલો જોઈ મેહેરબાઈ તાલેવંત, જેણી બાનુઓની આગલી હરોળમાં કેટલાક મોટે ખાંચરેનાં અભઈજીઓ પાસે પોતાના "જમાઇ થતા"ની તારીફનાં બાંકા ફુકતા બેઠા હતાં, તેવણુ ઉઠીને આગલા દરવાજા તરફ ગયાં

તેજ વખતે તે દરવાજા તરફ ત્રણ કોનસટેબલ અને વડો અમલદાર સામા મળ્યા લગન જેવી એક ખુશાલીની મીજલસમાં એકાએક ધુસી આવેલાં પોલીસનાં આ "ભોસીયાં" ઓ ને જોઈ આ હાજર રહેલાં બાનુઓ અને ગ્રહસ્થો પ્રથમ ચકીત થઈ એકમેકમાં સવાલપર સવાલ કરવા લાગ્યાં કે "એ ઘોંટાળો શુ છે. ?" પણ તેમની અચરતી બીજીજ પળે તડાકામા તુટી ગઇ. પેલા કાન્સટેબલોના વડાએ મેહેરબાઈ તાલેવંતને તુરત મળવા માગ્યાથી એકાદ–બે જણા તેવણુને બોલાવવા આવ્યાં સારે નસીબે મેહેરબાઈ સામેજ મળી જવાથી પેલા પોલીસ અમલદારે એકદમ આગળ ધસી આવી તેવણુને બધાં સાંભળે તેમ મોટેથી થથરાવી નાખનારા સાદે પુછ્યુ.

"મીસીસ મેહેરબાઈ ફરદુનજી તાલેવંત તમે છો ?"

"હાજી કેમ બાવા, કોણુને પુછોછ ?"

"તમોને પોતાને, મારાં માનવંત બાનુ !" પેલા અમલદારે એક રોબવંત અદાથી જવાબ વાળ્યો અને ઝટ ખીસા-

માથી એક કાગળયુ ખેચી કાઢી ઉચા હાથે તેમની સામે પકડી કહયુ " તમે મારા કેદી છો-તમોને પકડીને પરહેજ કરવાનુ મુબઇના પોલીસ કમીશનર તરફનુ આ 'વોરંટ' છે!

"વોરંટ!" આ શબ્દ સાંભળતાવાર તે આખી મીજલસમા ભારે ખળભળાટ થઇ રહયો!

જેમ એક શાન્ત મીજલસમા અચાનક આગ લાગવાથી દોડાદોડી અને ગભરાટ ફેલાઇ જાય તેમ "વોરંટ!" આ શબ્દ સાંભળતાજ તે મીજલસ ગોથા ચુથાઇ ગઇ બાનુઓ અને અને ગ્રહસ્થોનો એક ભેગો ધસારો દરવાજા તરફ ધસ્યો કેટલાંકો તો આં હકીકત શુ છે તે પહેલા બરાબર સમજ્યા નહી, પણ એક મોહડે-બે મોહડે થતા આખા મેળાવડામા આ અચાનુચી વીજળીની વેગે ફેલાઇ ગઇ! વરરાજા ફુગલાઇ ગયો—વરરાણી બેહોશ થઇ ગઇ અને ત્યા હાજર રહેલા દરેક જણ ડાચુ વકાસી આ શુ બની રહયુ છે તે જોવા લાગ્યાં!

પણ વાંચનાર પુછશે કે આ વખતે પેલી ચંડાળ સ્ત્રીની સ્થીતી કેવી હતી? ખચીત તે દલદર દદાને આ વખતે ઉપજેલા ગભરાટનુ ચીત્ર ચીતારવુ એક મહા મુસ્કેલ કામ હતુ!

તે નાપાકનો ચેહેરો મોતના જેવો ફીકકો પડી ગયો હતો! તેણીના હોઠપરની લાલી, જીગરમાંની ખુશાલી અને આખમાનુ તેજ એક તડાકે ત્યા ને ત્યાં ઉડી ગયા હતાં! એક વીકાળ સીહને ધસી આવતો જોઇ એક હરણી થર થર કાપવા પડે તેમ તે દોજખી ઓરતના હાથ, હોઠ અને હઇયુ થર થર ધ્રુજતાં હતા!

આ વખતે એકેએક ચેહેરો તેણીની તરફ ટીકાયલો હતો દરેક જોનાર ધાસ્તીથી ધ્રુજી રહયુ હતુ, અને સઉ કોઇને એમ લાગતુ હતુ કે મેહેરબાઇ તાલેવતપર આવી ઉભેલી આ ભયભીત આફતથી તેણી જે વખત જાય છે તેમા જમીનપર પછડાઇ પડી બેફામ બની જશે!

પણ તે ચંડાળ સ્ત્રીના બાગમા તેવુ કશું બન્યુ નહીં પોલીસના "ભોસીયાં"ઓને જોયા બરાબર તેણી હરણફાળ થઇ ગઇ ખરી, પણ બીજીજ પળે તે લટખટ સ્ત્રીએ સાવધપણુ પકડી પેલા વોરંટથી પકડવા આવેલા અમલદારને સવાલ કીધો—

"મને પકડવાનું વારંટ? શાને માટે?"

"એક નીરદોશનુ ખુન કરવા માટે!"

"ખુન! ઓ મારા ખુદા! મે કોણનુ ખુન કીધુ?"

"તમારા મરનાર ખાવીંદ શેઠ ફરદુનજી તાલેવતનુ! બાઇ સાહેબ, હવે સતર-પહર પચાતી પડતી મેલી એકદમ મને શરણુ થાઓ, નહીં તો આ લોખંડી સાંકળા પહેરવા પડશે"

"ઓ ચાલરે મુવા! તુ કોણ થાએછ મને પકડનાર? કોણ કહેછ કે મે મારા ખાવીંદનુ ખુન કીધુ?"

"એ કારણ તમે પોલીસ કમીશનર સાહેબને પુછજો, બાઇ સાહેબ!" અને અહીં પેલા ડીટેકટીવ અમલદારે પોતાના સાથીદારોને આંખનો એક ઇસારો કીધો, જે થતાજ તે ત્રણે જણા તેણીની આસપાસ ફરી વળ્યા અને બીજીજ પળે મેહેરબાઇ તાલેવતના હાથમા હીરાજડીત બ્રેસલેટ પેહેરેલી હતી,

તેવણુનાં બંને હાથે લોખડી કલ્લાંઓથી સીકડી લેવામા આવ્યા !

"એ બધુ પેલી મુઇ મારી સાવકી દીકરી થતીનુ મારી વીરૂધ ઉભુ કરેલું એક કરપીણ કાવતરૂ છે ઓ કાલમુખાઓ! તમે મારા રગમાં ભગ કીધોછ! ઓ મુજીઓ! યાદ રાખજો કે ભર મીજલસમા મારી ઇજત લેવાનો નતીજો——"

"ચુપ રહો એકદમ! યાદ રાખજો કે આ પ્રસગે તમે જે કાંઇ ઉદગારો કાઢશો તે ઇનશાફની દરબારમા તમારીજ વીરૂધ જશે"

"અરે પણુ મારી કુમીના લગન જેવે દહાડે મારી ઉપર આએ શુ જુલમ? હવે એ લગન——"

"જાહનમમાં ગયા લગન! એ લગન સાથ અમોને શુ છે? અમે તો ફરમાવેલા બદા! બાઇ સાહેબ મને ઓળખોછ કે હુ તમારો પેલો અગીઆર વરસની વાતપર આએજ મકાનમાં તમોને મળેલો તમારો કમીનો સેવક પુણાવાળો ડીટેકટીવ મોરારીરાવ છુ!"

"ઓ કાળે મોહડેનાં! તુ આવતો ને જતો મરે! તારૂ નખ્ખોદ જાય—તારૂ સત્યાનાસ થાય!—"

"બસ—બસ! ચુપ થા એ ચડાળ સ્ત્રી! સત્યાનાશીનો વખત તો હવે તારો આવ્યો છે. તમે ઉભા રહીને જોયા શુ કરો છો, મી૦ મારીસન? મારો ધક્કો અને કહાડો બહાર એ દલદર દદાને! આપણે કાંઇ એની ગલીચ ગાળો સાંભળવા અહીં આવ્યા નથી!"

ડીટેકટીવ મોરારીરાવનો આ હુકમ થતાંજ બે કોનસ-

ટેબનોએ બેઉ બાજુ ફરી વળી મેહેરબાઇ તાલેવતના પાખડા પકડયાં અને ત્રીજાએ પાછળથી બરડામાં આચકો મારી તે ખુની સ્રીને આગળ હડસેલી તેઓ તેણીને ધકકા મારતા અને અપમાન કરતા (કારણકે તેણી સીધી ચાલતી ન હતી) દરવાજા બાહેર લઇ ગયા અને પોરટીકોમાં ઉભેલી મોટરમાં જોરજુલમથી બેસાડી મારતી મોટરે ત્યાથી હકારી ગયા!

* * *

એ તે કરૂણારસ દેખાવ! દરેક જણે તે દેખાવ ધ્રુજતે હ્રદયે અને ધડકતી છાતીએ નીહાળયો! એ દેખાવ વાંચવા આપણને એટલોબી વખત થાય છે, પણ એ આફતકારક બનાવ બનતા ભાગ્યે એથી ત્રણ મીનીટ લાગી હોય!

મેહેરબાઇ તાલેવતને પોલીસ પરહેજ કરી લઇ જવાથી તે ખુશીની મીજલસમા ઉપજેલો ખળભલાટ નહી વરણવી સકાય એવો હતો તેણીને મારતી મોટરે લઇ ગયા કે તુરત તે મીજલસમાં ભારે હોહકાર થઇ ગયો અને જોતા જોતામા તે સાજવારીનુ સાહજન વેર વીખેર થઇ ગયુ વરરાજા વરરાજાની જગેજ રહી ગયા—ખુદ આશીરવાદ સારવા આવેલા દસ્તુરો ગભરાટમા પડી ગયા અને મીજલસીઓએ ઉડીને ગુપચુપ ચાલવા માડવાથી તે "કરી લીધેલી કુબા"ના લગન ઠેકાણેજ રહી ગયા! મેહેરબાઇ તાલેવતના અતલગના ખેશીઓ જેઓ હાલ તેજ મેહેલમા વસતા હતા—તેઓ સીવાય એકએક જણ ફૂફડતાં ચટકના તથા તે દોજખી સ્રીપર લાખ લાખ લ્યાનત વરસાવતા ત્યાથી વજો માપી ગયાં!

એક મોટાં પરબનો મેળો ભરાયો હોય અને તે મેળામા કોઇ અચણુચ ગભરાટ ઉપજવાથી લોકોની દોડાદોડી અને

ન્હાસાન્હાસ થઇ રહે, તેવો આબાદ મામલો ઘડીની વચ્ચે "તાલેવત કાસ્ટલ"ની આજની સાજવારીનો બની ગયો!

## પ્રકરણ ૪૯ મું.

### પાપના પુરાવા—આયા એનજેલીનપર લખાયલાં કાગળો.

ભલા-ભલાની ભરશટ બનેછે,
   બુધી વિનાશ વળતાં,
જ્યાં શાન્તીનુ રાજ્ય હોય ત્યાં.
   ભયનાં ઉઠે બળતાં?
ખાડો ખોદે પરને કાજે,
   પણ પોતાને પાડે!
અરે પુરાવા પાપ તણાં તો,
   તરતાં વ્હાણ બુરાડે!

(તારાપોરવાળા)

હવે આપણે આયા એનજેલીન તરફ ફરીએ ડીટેકટીવે અબાલાથી તેણીને પકડીને મુબઇ લાવ્યા બરાબર પોલીસ કમીશનર સનમુખ રજુ કીધી અને તેના હુકમથી કાયદા મુજબ મેજીસ્ટ્રેટ સનમુખ ઉભી કરી પોલીસને બીજી બાતમીઓ મેળવવા માટે કેસ મુલતવી રખાવ્યો. આ દરમ્યાન તેણીને કેદ પુરવામાં

આવી, કારણકે ખુનનો આરોપ હોવાથી તેણી જામીનપર છુટી શકે એમ હતુ નહી તેમજ તેણી તરફથી તેવી અરજ કરનાર પણ કોઇ નહી હોવાથી ડીટેકટીવ મોરારીરાવ મેહેરબાઇ તાલેવતની વધુ શોધખોળ કરે તેટલાં તેણી જેલમા સબડની હતી

વાચનાર જાણે છે કે તે એક હીચકારી સ્ત્રી હતી જે પાપી કામમા તેણી મેહેરબાઇ તાલેવતની મદદગાર થવા પામી હતી, તે દુષ્ટ કરમ પઇસાની લાલચપર તેણીએ કીધુ હતુ પણ શેઠ ફરદુનજી તાલેવતનાં અકાળ અત પછી તેણીએ એકબી દીવસ શાતીમા પસાર કીધો ન હતો. મરનાર જે દીવસે મરણ પામ્યા તેની બહારવણે ડીટેકટીવ મોરારીરાવ અને અને સરદાર સોહરાબશાહે ચલાવેલી મેહેરબાઇની ચાપતી તપાસથી તેણી એટલી તડખાઇ ગઇ હતી કે તેજ દીને રાતો રાત તેણી તાલેવત કેસ્ટલ છોડી વજો માપી મઇ હતી તે હીચકારી આયાની હવે ખાત્રી થઇ હતી કે તેની શેઠાણીના હાથમા તેણી એક હથયાર થઇ પડી હતી અને તેના પરીણામમાં તેના શેઠનો કાજગરો જીવ જવા પામ્યો હતો એનજેલીન એટલી તડખાઇ ગઇ હતી કે તે પછીનાં અગીયાર અગીયાર વરસ વહી જવા છતાં મુબઇમાં તો નહીજ પણ પોતાના જન્મ વતન ગોવા ખાતે જવાની હીંમત કરી શકતી ન હતી. તેણી શહેરે શહેર ભટકતી રહી હતી જો તેણી ગોવા જાય તો પકડાઇ આવવાની તેને ધાસ્તી હતી, જેથી પોતાના જન્મ વતનપર તો તેણીએ ગોવા પુરોજ મેલ્યો હતો !

પણ એટલુ છતા તેણી સુખી કયાં હતી ? પઇસાની લાલચે તેણી જે પાપી કામમાં શરીક થઇ હતી અને તેનુ

જે ભયભીત પરીણામ આવવા પામ્યુ હતુ તે પરીણામે તેણીના મગજપર એવો જાલેમ ગલબો કીધો હતો કે તેણી જ્યાં પણ જતી ત્યા તેના મરનાર શેઠ ફરદુનજી તાલેવંતનો "ભુત" તેણીને સતાવતો હતો! તે ન્હેસ્ત દીવસ પછીથી તે હીચકારી ફરગણને એક પળની પણ શાંતી મળવા પામી ન હતી કયાથી મળે? **પાપીઓ ગમે એવાં ખાંટ હઈયાંના હોય, પણ તેમનુ અંતઃકરણ તેમને ડખ્યા વગર રહેતુ નથી.** એનો દાખલો મેહેરબાઇ તાલેવંતની પોતાની સ્થીતી ઉપરથી આપણે સેહેલાઇથી મેળવી શકયે એમ છે તે ચંડાળ સ્ત્રી આયા એનજેલીન જેવા હીચકારી કે નાહીંમત નહી હતી, તે છતાં તેહમી પુને ઉપડી જવા પછી તાલેવંત કેસ્લના ઢઢાર જેવાં ખાલી મકાનમા વસવાનુ તેને કેવુ ભારી થઇ પડયુ હતુ તે આપણે અગાઉ વાચી આવ્યા છીયે મેહેરબાઇ જેવી હઇયાંની ખાટ ખવીસ સ્ત્રીને મરનાર ફરદુનજીનો કહેવાતો ભુત સતાવતો હતો તેથી તો તેણીએ પોતાના ખેશીઓ, જેમને ફરદુનજીની હઇયાતીમાં ઝાખી વટીક જોયા ન હતા, તેમને પોતાને હીમત રહેવા સારૂ પોતા જોડે બોલાવી રાખ્યાં હતા, તે આપણે કયાં નથી જાણતાં? એજ દેખાડે છે કે ડાઘેલ **દીલનો ડખ મહા ભયભીત હોય છે.**

આયા એનજેલીનના બાબમા પણ એમજ બન્યુ તેણીને અબાલા કેન્ટોન્મેંટથી પકડી લાવ્યા પછી મુબઇની પેલીસે ચલાવેલી તપાસમાં તે હીચકારી સ્ત્રીએ મેહેરબાઇ તાલેવંતનુ તમામ પાપ ફોડી આપ્યુ ઠાવકા ડીટેકટીવ મોરારરાવે આયા એનજેલીનને ઉમેદ આપી હતી કે 'જો તુ બધી બીનાનો સાચેસાચો એકરાર કરી દેશે તો સરકાર તુને છોડી દેશે અને

તને મારી બક્ષી શેઠાણીનેજ સજા કરશે." આ ઉમેદપર તે અભણ આયાએ ફરદુનજીનુ મરણ કેવી રીતે નીપજ્યુ હતુ, તે નીપજાવવામાં મેહેરબાઇએ કેવો ભાગ લીધો હતો અને તે ન્હેરત રાત્રે આખી રાત તાલેવત કાસ્ટલમાં કેવા કરપીણુ કામો થયાં હતા તે તમામ પાટી પોલીસ આગળ તેણીએ વાંચી આપી! વળી આ કામમા ફરદુનજી તાલેવતનાં ફેમેલી ડાકટર બુઝરગ સર ચાર્લ્સ મારટીનની ગેરહાજરીમા તેનાં તુચ્છા બેટા ડાં૦ મારટીને મેહેરબાઇને પ્રથમ કેવી ધમકીઓ આપી હતી અને પાછળથી તે કેવી રીતે લટી ગયો હતો, તે સઘળી હકીકત પોલીસે આસાનીથી પડાવી લીધી

વળી મેહેરબાઇના પાપે મેહેરબાઇને કેવી મારી હતી તે પેલા દારૂડીયા (આયા એનજેલીનના ધણી અનતોન)ને ત્યાથી મળેલા કાગળોએ પોતેજ પુરવાર કરી આપ્યુ તે મુરખ આ એમ માનતી હતી કે આયા એનજેલીન મુબઇથી નાઠેલી પોતાનાં જનમ વતન ગોવામા જઇ ભરાઇ હતી અને તેથી શરૂઆતના ધભરાટમાં પહેલા ૭ માસ સુધી તેણીએ તેના ઉપર ઉપરાસાપરી કાગળો લખવાની મુરખાઇ કીધી હતી, કે જે કાગળોએ "હાથના કીધા હઇયે વાગે"ની કહેવત પાછળથી ગોયા ખરી પાડી આપી ડીટેકટીવ મોરારીરાવ ગોવેથી તે કાગળો તફડાવી ગયો તેમાથી તેને એટલુ બધુ જાણવાનુ મળ્યુ હતુ કે એકબારગી આયા એનજેલીનના પતો તેને નહીમા મળવા પામતે, તોબી, મેહેરબાઇ તાલેવત જેવી દલદર દદદાને તો તે ઇનસાફની ચુંગાલમાં–તેના પોતાનાજ હાથ દરકતો ઉપરથી–સેહેલાઇથી સપડાવી શકતે, વાંચનારને યાદ હશે કે

